ॐ श्रीगणेशाय नमः ॥

श्रीगायत्री पुरश्चरणालय (व) स्वानन्दोद्भव बुद्धिस्थान
वेद विद्यालय पुस्तकालय–श्रीगणपति मंदिर लुणावाडा

ગ્રંથાંક–૪૬.

શ્રી સનાતન વૈદિક ધર્મના સત્ય સિદ્ધાન્તરૂપ–ચાર વેદ–ષટ્શાસ્ત્રો–સ્મૃતિઓ પુરાણો–ઉપપુરાણો આદિ મહાન્ મહર્ષિઓના ઐક્ય મતથી પરમાત્મા પરબ્રહ્મ ૐકાર સ્વરૂપ સ્વયંજ્યોતિ, સ્વતઃસિદ્ધ, શાન્તિ-યોગ, પૂર્ણયોગની પ્રાપ્તિને માટે ધર્મ સાહિત્ય–કર્મ સાહિત્ય–જ્ઞાન સાહિત્ય–તત્વ સાહિત્ય–યોગ સાહિત્ય અને ભક્તિ સાહિત્યના તમામ અંગોના ઊહાપોહપૂર્વક અભેદ અનુભવની જીવન્મુક્તતાના દર્શનરૂપ.

શ્રીમદ્ પુરાણોપનિષદી મુદ્ગલ પુરાણાન્તર્ગત

# ॥ श्री योगगीता ॥

શ્રીમદ્ શ્રી ગર્ગાચાર્ય મહારાજના ભાષ્ય ઉપરથી ગુજરાતી સરળ
સ્વાનંદિનિ ટીકા કર્ત્તા.

॥ श्रीमन् प. प. सद्गुरु स्वामि श्रीविनायक योगीमहाराज ॥

પ્રકાશક;
રસિકપ્રસાદ ભુલેશ્વર મેહેતા.
શ્રીગણપતિ મંદિરના વહીવટદાર–લુણાવાડા.

સંવત ૧૯૮૨. સને ૧૯૨૬.

કીંમત રૂ. ૨–૮–૦ પાછળથી ૩–૮–૦.

## શ્રીમાન્ સદ્ગત દાંતાના માહારાજ શ્રીહમિરસીંહજી.



જન્મ દિવસ, તા. ૨૨-૧૨-૧૮૬૫. તખ્તનસિન, તા. ૨૨-૬-૧૯૦૮.

વિદેહકૈવલ્યતા-સ્વાનંદવાસ, તા. ૧૯-૧૧-૨૫.

ॐ શ્રી ગણેશાય નમઃ ॥

# ॥ अर्पण पत्रिका ॥

શ્રીમાન્ વિદેહ કૈવલ્ય પરમાત્મા સ્વરૂપ-શ્રી ક્ષત્રિયકુલ-ચન્દ્રચિંતામણી-
બ્રહ્મવિદ્યા ઉપાસક-પરમ ભક્તરાજ શિરોમણી-શ્રી શાન્તિ પૂર્ણયોગ
પ્રાપ્તિરૂપ શ્રીમન્ મહારાજાધિરાજ મહારાણા શ્રી ૧૦૮ શ્રીમન
શ્રીહમિરસિંહજી મહારાજશ્રીના યોગપૂર્ણ આત્માને—

આપ શ્રીમંતની ઉત્તમોત્તમ સંસ્કારિક પ્રજાપાલક સ્વભાવની ઉત્કટ શુભેચ્છાઓ દર્શાવતી રાજનિતીના યોગે-તેમ યોગ્યાવસ્થાની સ્થિતિમાં પ્રૌઢ ગંભિરતાભર સ્થિતપ્રજ્ઞતાના સમત્વરૂપની સુબુદ્ધિ-શુદ્ધ શાન્તિ—પૂર્ણબ્રહ્મ યોગનાં દર્શન આપીજ રહી છે. નિરૈશ્ર્વાલંકારના તાપસી પ્રભાવથી સુશોભિત્-આર્ય મહિલા ભારત માતાની ઉદાસિન્ મ્લાન હૃદયની ગુર્જર બાલાના ક્ષત્રિય નૃપતિ પુત્રોનો હિંસા ક્ષેત્રના તમસ્ પ્રવાહમાંથી ક્ષેમ ઇચ્છતી-અહિંસાના દિગંત ઉજવલ વૈદિક સભર નિશ્ચયને દર્શાવતી સનાતન ધર્મની ગુપ્ત મર્યાદા-ઉછરતા-કુમલા-નુતન રાજકુમારો ઉપર સ્વધર્મની કૃપા કટાક્ષની શુદ્ધ છાપ પાડી રહી છે. વળી બ્રહ્મવિદ્યાના ગુઢ ગહન ગંભિર મર્મોના અંતિમ પરમપદ-બ્રહ્મભૂયતાની કૈવલ્ય ઉદારતારૂપ છાયામાં તત્ સ્વરૂપની અભેદ પારમાર્થતા-શિતળતા સહ આપ શ્રીમંતની ઉદાર સદ્કિર્તિની પ્રગલ્ભતા અને મહત્તાદર્શક મહિમાના યોગની મંદમંદ સમિર લ્હેરી તારક સ્વભાવની ચાર પ્રકારની મુક્તિની પણ પરે શાન્તિ દર્શાવી રહી છે. વિગેરે વિગેરે અનેક રીતે પણ રાજયતંત્રના પ્રવાહમાં કે આત્મદર્શિત્વ ભાવમાં અભેદ ગતિરૂપ આપ શ્રીમંતના પવિત્ર નામરૂપ ક્ષેત્ર ઉપર કુલોદ્ધારક સ્વભાવે અમૃતભર પૂર્વવાહિની પ્રભુત્વ ભરપુર જ્ઞાનગંગાની પવિત્રતાના અનુભવો સ્વપ્રકાશ ઉદયાચલના અનુરાગી આપ શ્રીમંતના અખંડ સ્મર્ણાર્થે આ શ્રી યોગગીતા પ્રભુમય સ્વરૂપે શ્રીમંતના શુદ્ધ આત્માને સમર્પણ કરતાં સંતોષ, સુખ, આનંદ, તૃપ્તિરૂપ અપૂર્વ સિદ્ધિની સંપૂર્ણતા વિદેહ કૈવલ્યતામાં તન્મયતા રૂપ હો ! ! ! એજ આશિર્વચનથી વિરમતાં ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ

સદાનો શુભેચ્છક,

લુણાવાડા-શ્રીગણપતિ મંદિર
હાલ મુ.
ભરૂચ-ઑફીસ ખડકી,
તા. ૧-૪-૨૬.

શ્રીમત્ પ. પ. સ્વામિવિનાયક યોગીમહારાજ
ની આજ્ઞાથી
રસિકપ્રસાદ ભુલેશ્વર મેહેતાના સવિનય.
જયગુરુગણેશ.

શ્રીમાન હાલના દાંતાના માહારાજ શ્રીભવાનિસિંહજી.



જન્મ દિવસ, તા. ૧૩-૩-૯૯.

રાજ્યારોહણ, તા. ૧૧-૯-૨૬. સંવત ૧૯૮૨ ના ફાગણ વદી ૧૧.

ॐ श्री मन्महागणाधिपतये नमोनमः ॥ १ ॥

# શ્રી પરમાત્મા સ્વરૂપ શ્રી વૈદિક સનાતન ધર્મધુરંધર—શ્રી ક્ષત્રિય કુલદિપક રાજરાજેન્દ્ર શ્રીમન્મહારાજા ધીરાજ શ્રી મહારાણાશ્રી

# ૧૦૮ શ્રીમન્ શ્રી ભવાનિસિંહજી મહારાજ.

મુ૦ દાંતા ભવાનગઢ સ્ટેટ.

રાજ્યારોહણ પ્રસંગ. સંવત ૧૯૮૨ના ફાગણ વદી ૧૧ ગુરૂવાર

ઈસ્વી તા. ૧૧—૩—૧૯૨૬

ના પ્રસંગે અપૂર્વ સન્માન સહ પ્રભુ કૃપારૂપ આકાશવાણીનો આશિર્વાદ.

---

રાગ. ભૈરવીની લાવણી. ( બત્રિસા સવૈયા ).

ઘણું જીવો !!! ક્ષત્રિય કુલ દિપક નેક ન્યાયિ જગમાં થાજો;
ગૌ બ્રાહ્મણ પ્રતિપાલ ટેકના વીર ગુણ ગુર્જર ગાજો.
ધન્ય ભાગ્ય !!! ભૂમિપતિ દર્શન કરી કૃતાર્થ થઈ ભેદ તજો;
દાંતા ચન્દ્ર નરેન્દ્ર ભવાનિસિંહ સુખી યશ પૂર્ણ હજો. ૧

દિન દિન વધતી કિર્ણકલા એમ સત્વગુણ હૃદયે વસજો:
દ્વષ ક્લેશ રૂપ દ્વંદ્વ પાપના તાપ દુઃખનો ભય ખસજો.
ક્ષમા, સરળતા રૂપ શિતળતા પ્રજા હૃદય શાન્તિ સજજો;
દાંતા ચન્દ્ર નરેન્દ્ર ભવાનિસિંહ સુખી યશ પૂર્ણ હજો. ૨

વિનય, વિવેક તણી મર્યાદા, સંત સમાગમ પ્રેમ વધો;
શીલ, સંતોષ, સુબાહુ બળથી, હઠતો શત્રુ સમૂહ બધો.
બ્રહ્મવિદ્યા સમ શ્રેષ્ટ દાનથી પુણ્ય કિર્તિ ગુર્જર વસજો;
દાંતા ચન્દ્ર નરેન્દ્ર ભવાનિસિંહ સુખી યશ પૂર્ણ હજો. ૩

માત !!! તાત !!! જગદંબ દયાળુ પ્રભુ !!! ભવાનિસિંહ રક્ષો;
અખંડ ચિરાયુઃ !!! અનુપમ બુદ્ધિ !!! જ્ઞાન પ્રબળતાને બક્ષો.
યોગ ભક્તિ બલ હૃદય પ્રકટતાં, જીવન્મુક્તિ આનંદ સજો;
દાંતા ચન્દ્ર નરેન્દ્ર ભવાનિસિંહ સુખી યશ પૂર્ણ હજો. ૪

અભક્ષ્ય ભક્ષણ કર્મ અળગા અગમ્ય ગમન ન, સ્વપ્ન ધરો;
અપેય પાન તિલાંજલી થાતાં પ્રભુ કૃપા !!! ભંડાર ભરો.
સજ્જનતા, સ્મરણીય સુગમતા પરદુઃખભંજન આપ થજો;
દાંતા ચન્દ્ર નરેન્દ્ર ભવાનિસિંહ સુખી યશ પૂર્ણ હજો. ૫

માયા વિહાર તણી જગ લીલા અહં મમ ભાવ તજી જોશો;
આત્મ સમાન જીવાત્મા સર્વે જાણી આનંદમય હોશો.
ધર્મ, રામ ને જનક વિદેહી, સમ વૈદિક માર્ગે વ્હેજો;
દાંતા ચન્દ્ર નરેન્દ્ર ભવાનિસિંહ સુખી યશ પૂર્ણ હજો. ૬

અંબરીષ સમ ભક્તિ યોગથી પ્રજા સંઘ સવળો વ્હેશે;
પુણ્ય જ્યોતિ પ્રકટાવે એવા નૃપતિ કલિ કો કહેવાશે ? ? ?
" નીજ પ્રજા નીજ નૃપને ઇચ્છે " સત્ય કલા યુક્તિ સજજો;
દાંતા ચન્દ્ર નરેન્દ્ર ભવાનિસિંહ સુખી યશ પૂર્ણ હજો. ૭

દંભિ, ચોર, પ્રપંચી, સ્વાર્થી, લાંચ, લુચ્ચાઇ તણા સરદાર;
અસુર તણો ભય ત્રાસ છોડાવા સત્ય ધર્મ ધરજો તરવાર.
ધર્મ સનાતન વાસ વસે ત્યાં વિજય નાદ અભયે વસજો;
દાંતા ચન્દ્ર નરેન્દ્ર ભવાનિસિંહ સુખી યશ પૂર્ણ હજો. ૮

અન્નદાન કરી ક્ષુધા ટાળજો, તૃષા છિપાવા પાણી પાઓ;
ધર્મ વૃદ્ધિનાં દેવ મંદિરો, ઓષધ, ગૌ, રસહૃદ પ્રકટાવો.
હે યોગીશ્વર ! ! ! નર ચિંતામણી ! ! ! સંત શિક્ષા શિર્ષે ધરજો;
દાંતા ચન્દ્ર નરેન્દ્ર ભવાનિસિંહ સુખી યશ પૂર્ણ હજો. ૯

બ્રહ્મવિદ્યા રસ અમૃત પાવા અવતરીયા યોગી અંશી;
ગુર્જર વસુધા ધર્મધુરંધરે વિદ્યાધર ક્ષત્રિય વંશી.
માત પિતા કુલ દિપક દર્શન કરિ કૃતાર્થ ૐ સ્મરણ સજો;
દાંતા ચન્દ્ર નરેન્દ્ર ભવાનિસિંહ સુખી યશ પૂર્ણ હજો. ૧૦
(શ્રી) યોગગીતા રસ પૂર્ણામૃત આ દક્ષ ! ! ! હૃદય છલકાઇ જજો;
વાદ વેદ આશિર્વોદાત્મક નાદ ભવાનિ શ્રવણ થજો
યોગી વિનાયક કૃતી કૃત્યતા સ્વરૂપ સમસ્યા હૃદય ભજો;
દાંતા ચન્દ્ર નરેન્દ્ર ભવાનિસિંહ સુખી યશ પૂર્ણ હજો. ૧૧

ૐ શાન્તિ : શાન્તિ : શાન્તિ :

( આ કવિતા રાજ્યરોહણ પ્રસંગે રાજ્યસભામાં ગવાઈ હતી )

શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી
સ્વામિ વિનાયક યોગી મહારાજ
શ્રી ગણપતિ મંદિર લુણાવાડા તરફથી
હાલ મુ૦ ભરૂચ–ઓફીસ ખડકી.
સુરત લુહાણા મહાજન વાડી.

શ્રી સદ્ગુરૂ આજ્ઞાધારક
રસિકપ્રસાદ ભુવનેશ્વર મહેતા.
શ્રી ગણપતિ મંદિરના વહિવટદ
ના જયગુરૂ ગણેશ.



શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી સદ્દગુરૂ સ્વામી
શ્રી વિનાયક યોગીમહારાજ. ( લુંણાવાડા. )

॥ ॐ શ્રી પરમાત્મને નમોનમઃ ॥

## ॥ मंगलम् ॥

આ "શ્રીયોગગીતા" સેંકડો વર્ષથી અત્યાર સુધી આ ગુજરાતમાં અપ્રસિદ્ધ જ છે. દક્ષિણ બંગાલ-મધ્ય હિંદુસ્તાન-વિગેરે સ્થાનોમાં શ્રીમદ્દ-મહા મુદ્ગલ પુરાણ પ્રસિદ્ધજ છે, અને તેની હસ્તલિખીત પ્રતો જોવામાં આવે છે. ગુજરાતમાં તો ઘણાં પુસ્તકો અને પુરાણો ખરેખર અપ્રસિદ્ધજ છે. કારણ ગુજરાત ધર્મ અને વ્યવહારે બન્ને બાબતમાં ઘણોજ પછાત છે. અષ્ટાદશ પુરાણ અને અષ્ટાદશ ઉપપુરાણો શ્રીમત્ બાદરાયણ વેદ વ્યાસ રચિત છે. ઉપપુરાણો અને પુરાણોની દ્વિવિધા સંહિતા કહેવાય છે. પુરાણોનાં નામ નિચે પ્રમાણે છે.

१ २ ३ ४ ५
ब्राह्मं च वैष्णवं पाद्मं शैवं भागवतं तथा ।
६ ७ ८ ९
भविष्यं ब्रह्मवैवर्त्तं मार्कंडेयं च वामनं ॥
१० ११ १२ १३ १४
आग्नेयं वायवं मात्स्यं वाराहं कौर्ममेवच ।
१५ १६ १७ १८
लैंगं गारुडकं स्कांदं ब्रह्मांडं च प्रजापते ॥

ઉપપુરાણોનાં નામ નિચે પ્રમાણે છે.

१ २ ३ ४
गाणेशं नारदीयं च नारसिंहं च कापिलं ।
५ ६ ७ ८
नांदिकेयं च वारुण्यं दौर्वासपमथांबिकं ॥
९ १० ११ १२
कालिकेयं च मारीच मौशनसं च भार्गवं ।
१३ १४
सनत्कुमारकं चैव कौमारं च प्रजापते ॥
१५ १६ १७ १८
माहेश्वरं च सौरं वै पाराशर्यं च मौद्गलम् ॥

આ અંતિમના શ્રીમન્મહા મુદ્ગલ પુરાણને પુરાણોના ઉપનિષદ્ સ્વરૂપથી શ્રીવ્યાસ મહારાજે વર્ણન કરેલું છે. શ્રીમન્મૌદ્ગલ પુરાણમાં સર્વ પુરાણોના યોગ સાથે સર્વ શાસ્ત્રોનો તેમ ઋષિમતોનો યોગ અભેદરૂપે વર્ણવેલો છે. વેદશાસ્ત્ર સ્મૃતિ પુરાણ માન્યવર પરમાત્મા અધિષ્ઠાન ૐકાર બ્રહ્મ સ્વરૂપના પંચકમય પાંચ પાદરૂપ પંચાયતન દેવમૂર્તિ સ્વરૂપની ઉપાસનાનો અભેદ માત્ર આ મુદ્ગલ પુરાણમાંજ છે. એમાં પાદક્રમ પૂર્વક એક બીજામાંથી ઉત્પત્તિ અને લયનો ક્રમયોગ હોવાથી યોગના અભેદ બલનેજ વર્ણવેલું છે. શિવ પુરાણમાં શિવજીનું મહાત્મ્ય પૂર્ણ બ્રહ્મરૂપે-ત્યારે વિષ્ણુનાં પુરાણોમાં વિષ્ણુનું મહાત્મ્ય પુર્ણ બ્રહ્મરૂપે એમ પાંચે નામોના ભેદરૂપ પુરાણોની તકરારો અને પાંચો-બ્રહ્મના અભેદ સ્વરૂપના પાદ ક્રમની નિંદા કરવારૂપે અત્યારે કલિ પ્રધાન સંસારે છે, અને તેનું અત્યારે પ્રત્યક્ષ દર્શન થાય છે. પાદ ક્રમમઃ શક્તિ-સૂર્ય-વિષ્ણુ-શિવ અને ગણેશ એ પાંચે નામો ૐકાર બ્રહ્મ સ્વરૂપનાં અનુ-

ક્રમે અસત સત્ સમ નેતિ અને સ્વ એમ સ્વરૂપ સમસ્યાને માટે બુદ્ધિના વિચારની યોગ્યતા દર્શક છે. અને અધિકાર પ્રાપ્તિરૂપની ગતિરૂપે વર્ણવાયેલા છે. અને તે પાંચે ૐકાર બ્રહ્મ સ્વરૂપમાં અભેદ છતાં અત્યારે તો એક બીજા નામની નિંદાના ઘોષો ગાજી રહ્યા છે. શ્રીમત્ જગદ્ગુરૂ શ્રીશંકરાવતાર શ્રીશંકરાચાર્ય મહારાજ સુધી ૐકાર પંચાયતન વિધિ અને બ્રહ્મ સ્વરૂપનો અભેદ બોધ પ્રવર્તિ રહ્યો હતો. ત્યાર બાદ આ વાદવિવાદનો જન્મ થતાં કલિયુગ પ્રચાર પામતો ચાલ્યો છે. પંચાયતન અભેદ મૂર્ત્તિપૂજા સનાતન વૈદિક ધર્મમાં પ્રમુખસ્થાને હતી અને છે. છતાં નામ ભેદનો પ્રવાહ જોશમાં વહેવા લાગતાં અત્યારે આ દશામાં સનાતન ધર્મ પટકાઇ પડયો છે. શ્રીગણેશ ગીતામાં शिवे विष्णौ च शक्तौ च सूर्ये मयि नराधिप ॥ याऽभेद बुद्धिर्योगः स सम्यग्योगो मतो मम ॥ ૧-૨૧ જે અભેદ બુદ્ધિયોગ છે તેજ યોગ છે. એની સાબીતીને માટે શ્રીગણેશજી પોતે વરેણ્ય રાજાને કહે છે કે શિવને વિષે-વિષ્ણુને વિષે-શક્તિને વિષે-સૂર્યને વિષે અને મારે વિષે જે અભેદ બુદ્ધિવડે એવું-તેજ અભેદ સમ્યક્ યોગ છે. એમ વ્યાસ મહારાજે પુરાણ ઉપપુરાણોના અંતમાં અભેદ બુદ્ધિ યોગનો પૂર્ણ સિદ્ધાન્ત-કે જેમાં સર્વ પ્રકારથી પૂર્ણયોગ વર્ણવી શાન્તિ લીધી છે. આમ અત્યારે સનાતન વૈદિક ધર્મના શ્રેણીએ આગ્રહી શૈવ વૈષ્ણવાદિ યથાર્થ ધર્મ પાલન કરે. તોજ તેમનું કલ્યાણ છે. બાકી દ્વૈતાદ્વૈતના ખંડન મંડનમાં કુટાઇને દેવ નામ પરમેશ્વરનીજ નિંદા કરી અસુર કુલની વૃદ્ધિ કરી આપવામાં સ્હાય કર્ત્તા બનવાના છે. અને તેજ કર્મોનાં ફલો ચાખે છે અને હજુ પણ ચાખવા ચાટવાના છે.

શબ્દોની મારામારી થઇ રહી છે. એક વિશિષ્ટાદ્વૈતનો વાદ કરે છે ત્યારે બીજો શુદ્ધાદ્વૈતનો વાદ કરે છે ત્યારે ત્રીજો કૈવલ્યાદ્વૈતનો વાદ કરે છે ત્યારે ચોથો દ્વૈતાદ્વૈતનો વાદ કરે છે. આસુરીની અભિવૃદ્ધિરૂપ નાસ્તિક ચાર્વાકો સંબંધી તો કહેવાનુંજ રહ્યું નથી. સ્વચ્છંદાચારી પ્રજા ચાહે તેમ રમત રમવા લાગી છે. એમાં દ્વૈત શું ?? અદ્વૈત શું ?? અને અભેદ શું !?? વળી તેમાં વિશેષણો શું ?? આ સારો આ ખોટો. આ બરાબર અને આ મિથ્યા-એવી રીતના ભિન્ન ભિન્ન નાદોએ પ્રજાને બહોળ અને અશ્રદ્ધાવાન ઠરાવી, અને એકજ સનાતન વૈદિક ધર્મના પરબ્રહ્મ પરમાત્માના અભેદ સ્વરૂપના સિદ્ધાન્તમાં ગોટાળો ઉભો કરી "ભારતવર્ષની પ્રજા ઘણા ધર્મ માને છે એમ કહેવરાવી" ફજેતી કરી. દુર્દશામાં ઉતારી હવે અધર્મ કાલના ઝેરી મારના ભોગમાં ભોક્તા તરીકે સ્વાદ ચાખી રહી છે. તેતો તપાસો. અસલ સનાતન વૈદિક ધર્મની ચાતુર્વર્ણ્ય પ્રજા વર્ણાશ્રમ ધર્મની યથા યોગ્યતાએ કેવા હતી અને અત્યારે કેવી સ્થિતિમાં છે. તે જુઓ તો ખરા. ૐ શાન્તિ પૂર્ણયોગને પ્રાપ્ત-બ્રહ્મભૂય જીવન્મુક્તતાની પરાકાષ્ટાના સેવનાર કેવલ અમૃત ઋષિ મુનિ યોગીજનો અને બ્રહ્મવેત્તાઓના અનુભવો જુઓ. વેદની શ્રુતિઓના અનુભવો કેળવો. यत्ता वाचो तथा सत्यं ज्ञान मनंतं ब्रह्म तथा पुर्ण मदः આ શ્રુતિઓનો સિદ્ધાન્ત અને તાત્પર્યાર્થ કેટલો ઉચ્ચ અનુભવ આપે તે વિચાર કરવાની કેવળ તન્મય શુદ્ધ બુદ્ધિ પ્રભુના ચર્ણમાં ગેબ જતી કેવી સ્થિતીનો અનુભવ કરાવે છે. તેનો હવે કોણજ વિચાર કરશે ?? ક્યાં છે ?? દ્વૈત કે અદ્વૈત-અને તેના વિશિષ્ટ-શુદ્ધ કૈવલ્ય આદિ વિશેષ-પૂણો પણ ક્યાં છે ?? અધુરીયાઓની તકરારીયુ પક્ષામાં એ આપ આનંદ૯૮

પૂર્ણ બ્રહ્મ પરમાત્માના ધર્મ, કર્મ, જ્ઞાન, તત્વ, યોગ અને ભક્તિરસથી આચ્છાદિત કરી ટપકતા રસામૃતને સ્વાદ ચાખનાર પુરૂષના અનુભવમાં ભાવાભાવ વાચક-દ્વૈતાદ્વૈત વાચક-સાપેક્ષ દર્શક શબ્દો ટકનારજ નથી. તો અન્ય સિદ્ધાન્તજ કેમ કરશે ??? વા કોને કરશે ??? પૂર્ણ એજ સિદ્ધાન્ત છે. અસ્તુ !!!

અવ્યક્ત નામા મિથ્યા માયાના (બુદ્ધિના) ભ્રાન્તિ વિહારમાં માયામય-માયાના ભેદો સોયમાત્મા चतुष्पाद આ શ્રુતિથી પરમાત્મા ૐકારના ત્રિકાલાત્મક સ્વરૂપમાં માયા રૂપેજ કલ્પાયેલા છે. પરબ્રહ્મના અભેદ સ્વરૂપને ન વિસરનારા આ શ્રુતિના તાત્પર્યાર્થમાં રસયુક્ત-રસહીન માયા વિહાર યોગ કહે છે. આ માયા વિહાર રૂપ ચારપાદો ૧ અસત્ એટલે દેહપાદ ૨ સત્ એટલે જીવપાદ ૩ સમ એટલે સમષ્ટિ વ્યાપકપાદ ૪ નેતિ એટલે તૂર્ય સાક્ષી શિવ ઇશ્વરપાદ અને તેની અનુક્રમે જાગૃત-સ્વપ્ન-સુષુપ્તિ અને તુરીયા અવસ્થા-એમ જે ભેદો આ પંચમપૂર્ણ બ્રહ્મ અધિષ્ઠાન સ્વસંવેદ્ય ત્રિકાલાત્મક ત્રિકાલાતીત ૐકારના ઉપાસ્ય સ્વરૂપમાં અધ્યસ્તરૂપે કહેવાય છે. यच्चान्य त्रिकालातीतं तदपि ॐकार एव એવા શ્રુતિ નિશ્ચયથી આ માયા વિહાર રહિત અધિષ્ઠાન સ્વરૂપ પણ ૐકારજ અન્યરૂપે એટલે પરસંવેદ્ય ભાવથી વર્ણવાયો હોય તો તેના તેજ સોપાધિક તે જ નિરૂપાધિક છે. અન્વય લક્ષણાના વિહારમાં સોપાધિક અને વ્યતિરેક લક્ષણાના વિહારમાં નિરૂપાધિક કહેવાતો છતાં તે પરબ્રહ્મ તો અભેદ જ છે-અને તેજ સ્વતઃસિદ્ધ છે. આ રચનાવાળું પૂર્ણ ષટસાહિત્ય કુદરતી વિચિત્ર માયાના પ્રભાવરૂપે-પૂર્ણ બ્રહ્મ ૐકારના અભેદમાં કેવી રીતે ગોઠવાયેલું અને કેવી રીતે લય જતું સમજાયું છે તે માત્ર અનુભવી પુરૂષો જ સમજીને શાન્તિ પામ્યા છે. પ્રથમના અસત્ બ્રહ્મપાદ રૂપમાં દેહ કે જગત્ તે કેવળ માયા વિહારને अहं રાજા-પાંચે ભૂતો જેમાં કલ્પનારૂપે ઉત્પત્તિ પામ્યા એવા અહંકાર નામના અંતઃકરણના છેલ્લા નિચામાં નિચા તત્વમાં કલ્પાયેલા છે. તેની ઉત્પત્તિ રજોગુણ (બ્રહ્મા) અને તામસી પ્રકૃતિથી છે તેજ જીવન હોવાથી આ રજોગુણ જગત્નું જીવન હોવાથી તે જગતના દશ્યભાવમાં આ સૂર્ય નામથી સ્વપ્રસિદ્ધ જ છે. सूर्य आत्मा जगतस्त० આ શ્રુતિથી સૂર્ય એજ જગત્નું જીવન છે. એમ સિદ્ધ છે. જગત્નો આત્મા સૂર્ય છે. તેજ આપણી સમજને જીવપાદ-એટલે બીજો વ્યષ્ટિ ભેદ સમૂહપાદ છે. આ રજોગુણની ઉત્પત્તિ સત્વગુણમાં છે અને તેની રાજસી પ્રકૃતિ છે અને તેથી તે વ્યષ્ટિનો સમષ્ટિ કહેવાય છે. અસત્ અને સત્પાદની સમાનતામાં તે અંતર્યામિ વ્યાપકત્વને પામેલા વિષ્ણુ છે. તેથી વ્યષ્ટિગત જીવાત્માઓ સમષ્ટિરૂપ વિષ્ણુની ઉપાસનામાં બળ રાખે છે. આનેજ અંતર્યામી પણ કહે છે. આ વિષ્ણુનું ક્ષેત્ર ગુણક્ષેત્ર છે. એટલે વૈકુંઠ અથવા ગોલોક છે. એમ ત્રિપાદના ત્રિબ્રહ્મા ત્રિ અવસ્થા પર્યંત મનાયે છે. આ કર્મક્ષેત્ર જે વ્યષ્ટિ-અને ગુણક્ષેત્ર જે સમષ્ટિ તેના વિહાર સમજાઇ ત્રિ અવસ્થાભેદના વ્યતિરેકથી તે ત્રી એટલે સર્વની ઉત્પત્તિનું સ્થાન તે મોહમય ગુણ રૂપે જીવરૂપથી નહિં પણ મોહહીન શિવરૂપ એટલે ઈશ્વરથી કલ્પાય એવો માયાનો ભેદ છે. આ ઇશ્વર વિજ્ઞેય છતાં ત્રિકાલાત્મક પણાના પૂર્ણભાવમાં વર્ણવયેલો સાપેક્ષ પણાથી છે તેથી ચોથાપાદ રૂપે ગણાયો છે. આ માયા (બુદ્ધિ) પ્રકૃતિનો જ પુરૂષ સ્વતંત્ર અને સ્વાધિન છતાં માયાના વિહારરૂપે ત્રીપુરાસુરનો વધ કરનાર ત્રી અવસ્થા

દેહનો સાક્ષી ચૈતન્ય-દ્વૈતાધિકારનો પ્રેરક-અદ્વૈત સ્વરૂપ એવો-ત્રિપાદના નેતિ નામથી તેને વર્ણવે છે. આ ચારપાદ અથવા ચાર ઉપાસના તે સોપાધિકરૂપે ગણાય પણ તેથી બ્રહ્મ અધિષ્ઠાનની પૂર્ણતા તો ઉપરના શ્રુતિ નિર્ણયરૂપ સ્વસંવેદ્યમાંના અનુભવેજ થાય છે. અને તેજ ત્રિકાલાતીત-અક્ષરાતીત-શબ્દાતીત-માયાતીત એમ સ્વસંવેદ્ય તેજ પરસંવેદ્ય રૂપે સમજાય છે. આને પાંચમી ઉપાસનાના અભેદરૂપથી વર્ણવી. વેદે તેમાંજ શાન્તિનો અનુભવ લીધો છે. એટલે આ પૂર્ણ અધિષ્ઠાન રૂપ કેવળ ૐકારજ-ૐકાર સ્વરૂપાકારમય-આ પાંચમી ઉપાસના તે બ્રહ્મણસ્પતિ-ગણપતિ ( ब्रह्मादि गणानां इश मूर्तामित्याह ) એમ પાંચે ઉપાસનાના અભેદમાં સ્વસંવેદ્ય તે અન્વય અને પરસંવેદ્ય તે વ્યતિરેક અને તેનુંજ અભેદ તે શાન્તિ સ્વરૂપ સમજાયું છે. એમ ત્રિકાલાત્મક-ત્રિકાલાતીત-અથવા સોપાધિક નિરૂપાધિક-અથવા સ્વસંવેદ્ય-પરસંવેદ્ય-આ "નામભેદાત્મક ભૂમિકા" તે કેવળ પરબ્રહ્મ સ્વરૂપમાં જીવન્મુક્તતા-વિદેહકૈવલ્યતા અને શાન્ત ભરભરીત અનુભવ પૂર્ણ-મનવાણીયુકત-મનવાણી રહિત આનંદના અવધિરૂપની છે. આ પરબ્રહ્મ પૂર્ણતાનો અનુભવરૂપ યોગ અને તેમાંજ સ્વસ્વરૂપાનુસંધાન ન થાય તો આ સર્વ ચારપાદનો માયાવી ખેલ દૃષ્ટિ બાહાર થાય જ નહિં-અને નાનો-મોટો-સાચોજુઠો-ખરોખોટો-નિચોઊંચો-નહીં ને છે-એવો બુદ્ધિનો ગફલત ભરેલો ભેદ તૈયાર જ ઊભો રહેલો જાણવો. આ વાતના અનુભવી સંતજનો-યા સાક્ષરવિદ્વાનો-સમજી શકયા હોય તો સાહિત્ય રચના યથાર્થ ગોઠવાયેલી નજરે આવી જવાથી દેશના અભ્યુદયમા પોતાનો ફાળો આપી શકે-બાકી વાદવિવાદ ગ્રસ્ત બની અનેક રીતના બુદ્ધિભદના-વા નિંદા સ્તુતિનાં પોટલાંનો ભાર ઊચકી ભારવાહી જીવાત્માની સામગ્રીમાં ગોથાં ખાતો અંતે ચમત્કાર પુરતી ભરતી કરવાને મદદગાર રૂપ થઈ પડે તેમ છે.

હવે સાહિત્યની બાજુની પૂર્ણતાનાં દર્શન કરતાં માલમ પડે છે કે-આ વેદ-શાસ્ત્ર-સ્મૃતિ અને પુરાણાદિનું સાહિત્ય તેજ પૂર્ણ સત્ય સાહિત્ય છે. અને તેના અંગમાં પેટાભાગ રૂપે અન્ય જેને સાહિત્ય નામ અપાતું હોય તો તે ભલે કલ્પાય પણ વાસ્તવિક રીતે તો આ સનાતન વૈદિક ધર્મની હિંદરૂપ પાવન ભૂમિકાના વર્ણાશ્રમ ધર્મના વ્યવહારમાં તો શ્રેષ્ટ તેજ શ્રેષ્ટ છે. આ સંપૂર્ણ બ્રહ્મતત્વ સાહિત્યનો બ્રહ્મપૂર્ણ સ્વદેશ અત્યારે કેવા રૂપમાં દર્શાય છે. એનું ભાન કરનારા સાક્ષરોની કેટલી બધી ખોટ અનુભવાય છે. તે વિદ્વાનો જ સમજી શકયા હોય તેજ યોગ્ય છે. અને તેને જ સાક્ષર કહીએ કે જેણે આ વેદથી લગાવત પુરાણ સાહિત્યના મર્મરૂપ વેદશાસ્ત્ર સ્મૃતિના અભ્યાસી સેવક તરીકે સેવ્ય બ્રહ્મપૂર્ણતામાં જ દીન નિર્ગમન કીધા હોય-તો તે શબ્દ શ્રૃંગાર તેને જ યોગ્ય ગણાય. આ કલિકાળમાં આ સાક્ષર અને સાહિત્ય એ બંન્ને બાજુ બદલાઇ ગયા જેવી જ ભાસે અને તેથી અધોગતી ભોગવાય-એ અયોગ્યતા ત્યાગ થતાં જ પૂર્ણ સત્ય સાહિત્ય-અને તેની સેવા-સેવક અને સેવ્યતા અનુભવાય છે. જે અભ્યુદયના સ્વરૂપે વર્ણવાય તેજ સાહિત્યની પૂર્વ બાજુ છે અને નિશ્ચયતા અનુભવાય તે ઊત્તર બાજુ પૂર્ણ થતાં જીવન સાફલ્ય જ અને સેવ્યતા પૂર્ણ જ-બાકી સાહિત્યની બાજુ અને સાક્ષરની બાજુ બદલાયેલી અનુભવાઇ રહેતાં આ હિંદ હજુ કેટલું પાછળ છે તે વર્ણવવાની હાલ જરૂર નથી જ નથી: તેથી-ધર્મની વ્યાખ્યા પૂર્ણ થતાં यतोऽभ्युदय निश्रेयस सिद्धि स धर्मः ॥ આ નિશ્ચય છે. માટે

## ૐકાર પૂર્ણબ્રહ્મ પરમાત્માને સમજવાનો કોઠો.

| પાદનો અનુક્રમ. | સાહિત્ય. | ઉપાસના બ્રહ્મનાં નામો. | ૐકારના ભેદ. | અધિષ્ઠાન સાથે અધ્યસ્ત. | સમાધિ. | લક્ષણો. |
|---|---|---|---|---|---|---|
| સ્વપાદ ૫ | પૂર્ણભક્તિ | ૐકાર સ્વરૂપ ગણેશ | ૐકાર તુર્યાતીત | પરમાત્મા પરબ્રહ્મ | અસંપ્રજ્ઞાત સંપ્રજ્ઞાત | ગુણાતીત |
| નેતિપાદ ૪ | યોગ | શિવબ્રહ્મ | ૐકાર તુર્ય | બુદ્ધિ | નિર્વિકલ્પ સવિકલ્પ | ગુણાત્મક |
| સમપાદ ૩ | તત્વ | વિષ્ણુબ્રહ્મ | ૐકાર સમષ્ટિ વ્યાપક | મન | નિર્ગુણ સગુણ | ગુણાત્મા |
| સત્‌પાદ ૨ | જ્ઞાન | સૂર્યબ્રહ્મ | ૐકાર વ્યષ્ટિ જીવ | ચિત્ત | સોહં | જીવાત્મા કર્માત્મા |
| અસત્‌પાદ ૧ | કર્મ સાહિત્ય ધર્મ સાહિત્ય | શક્તિબ્રહ્મ | ૐકાર દેહ | અહંકાર | દેહ | દેહાત્મા |

સાક્ષર વિદ્વાનજનો કદાપિ ભ્રમમાં પડતા નથી. તેમ ભેદપવાડે કોઇના અપમાનમાં પોતાની પૂર્ણતા છે એમ પણ માનતા નથી. આ વેદશાસ્ત્ર સ્મૃતિ પુરાણોમાં પરમાત્માના પ્રતિપાદનરૂપે નીચે પ્રમાણે પૂર્ણ સાહિત્યની મર્યાદા ગોઠવાયેલી જોવાય છે. અને તેજ અનુક્રમે દેહ વ્યવહારની આરોહ અવરોહ ક્રમગતિ ચાલીજ રહી છે. તેને વિવેકદર્શિ વિદ્વાન યોગીજનોજ સમજી શકે છે. પરમાત્મા પરબ્રહ્મ પરમેશ્વરની છેક અભેદ સ્થિતિના નજીક સબંધમાં માત્ર ભક્તિ યા ને ભક્તિ સાહિત્ય તદન નજીકજ છે. આ વાત સર્વમાન્ય હોવાથી શ્રીશંકરાચાર્ય માહારાજે તેનો સિદ્ધાન્ત બાંધ્યો છે. मोक्षकारण सामग्र्यां भक्तिरेव गरीयसि ॥ स्वस्वरूपानुसंधानं भक्तिरित्यभिधीयते ॥ આથી સમજાશે કે ટીલાં ટપકાં માલા વિગેરે માત્ર બાહ્ય સાધન—ભક્તિ સાહિત્યની પૂર્ણતા દર્શક નથી. ભક્ત ગણાવા પુરતુંજ છે. માત્ર સ્વ એટલે પોતાના સ્વરૂપથી અનુસંધાન એટલે યોગરૂપે અભેદતા સિદ્ધ કરી આપનાર તે સાધનમય ભક્તિ છે. પૂર્ણ પરમાત્મા સ્વરૂપના પૂર્ણ સિદ્ધાન્તના અનુભવથી ઊતરતાં ઊતરતાં કેવળ છેક નીચે દશ્ય ભેદરૂપ શરીરરૂપ બની જનારને અને ત્યાંથી જ પોતાના સ્વદેશ તરફ વળી સ્વદેશની પૂર્ણ સ્થિતિને અનુભવવા તૈયાર રહેલાને અંતમાં માત્ર ભક્તિ જ એ યોગપૂર્ણ સાહિત્ય છે. આવા ઊંચામાં ઊંચા અંતિમ ભક્તિ સાહિત્યની કિંમતના બગાડનારા આજે જ આ ભારત પ્રદેશની દુર્દશાનાં દર્શન કરાવેલાં જાણવાં, આ ભક્તિ સાહિત્ય

થીજ જીવન્મુક્ત યોગીજનો પરમપદ—પરાકાષ્ટા—પરમગતિરૂપ શાન્તિ અને બ્રહ્મભૂય સિદ્ધિને પામ્યા છે. વા તદરૂપ છે. કે જયાં ब्रह्मवेद ब्रह्मैव भवति આ શ્રુતિની લ્હાણી થયાજ કરે છે. આ ભકિત સાહિત્યના અંતિમ પદનો નીચેનો મુમુક્ષુ યોગ સાહિત્ય વાળો ભક્તિ સાહિત્યનો સાધક છે. યોગ સાહિત્યના સમાધિ યોગવડે તત્વની પૂર્ણતાનો અનુભવ ખુલતાં "जीवो ब्रह्मैव" યોગ સિદ્ધ થાય છે. એમ યોગ પૂર્ણતાના અનુભવથી ભકિત સાહિત્યમાં પૂર્ણ અભેદતા સેવે છે. આ યોગ સાહિત્યની નીચે તત્વ સાહિત્યનું બંધારણ હોવાથી તત્વોની પૂર્ણતા સેવનારો મુમુક્ષુજ યોગ સાહિત્યમાં જઇ શકે છે. તત્વના સમુદાયમાં દેહ—જીવ—ઈશ્વર અને બ્રહ્મના સ્વરૂપની અમુક રીતે માયા યુક્તરહિતપણાના બંધારણની વ્યાખ્યા છે. અને અમુક રીતે તે માયાની સમાપ્તિથી સ્વસ્વરૂપ નિર્વિકાર સમજમાં આવી શકે છે. એ સર્વ હકીકત તત્વ સાહિત્યમાં જાણવાની છે. આ તત્વ સાહિત્યની નિચે જ્ઞાનસાહિત્ય જાણવું એટલે જ્ઞાન સાહિત્યની પૂર્ણતાએજ તત્વ સાહિત્યમાં પ્રવેશ કરી શકાય છે. જ્ઞાન સાહિત્યમાં બ્રહ્મ સબંધી અને માયા સબંધીનું જાણવા સમજવાપણું હોય છે. આવી રીતે ઇશ્વર કહેવાય. આવી સમજણથી જીવાત્મા કહેવાય. અને આવી સમજણથી બ્રહ્મપર્યંતનાં તત્વો સમજાય છે એવી યોગ્ય જાગૃતી. જ્ઞાન સાહિત્યમાં છે. અમુક પ્રકારના ગુણાત્મક—માયા ગુણ સંયોગીકરણમાં અંતઃકરણાદિ અને અમુક રીતે ભુતોની ઉત્પત્તિનો તેમ પ્રાણોની ઉત્પત્તિનો તેમ શબ્દાદિ તન્માત્રાની ઉત્પત્તિનો આદિ ઇન્દ્રિયજન્ય ભોગ્યના ભોગરૂપ ભોકતૃત્વનો સંબંધ ધરાવતા અજ્ઞાન આવરણરૂપ આવેશનો સમાવેશ તે જ્ઞાન હિસ્સામાં આવે અને ત્યાંજ સમજી શકાય છે. આ જ્ઞાનસાહિત્યની નીચે કર્મસાહિત્ય છે એટલે કર્મસાહિત્યની પૂર્ણતાના અનુભવથી જ જ્ઞાનસાહિત્યમાં પ્રવેશવાનો માર્ગ ખુલ્લોજ છે. આ કર્મસાહિત્ય ધર્મ મર્યાદાવાળા દેહની સાથે સંબંધ ધરાવે છે. તેથી સ્મૃતિ પુરાણો આદિ ધર્મ શાસ્ત્રોમાં બતાવેલી સદાચરણની મર્યાદાના બંધારણપૂર્વક કર્મના મર્મને સમજી શકાય છે. તેમાંના કર્મ—વિકર્મ અને અકર્મરૂપ અધોઉર્ધ્વ ગતિની સ્થિતિએ જ્ઞાનરૂપ બુદ્ધિનું સાહિત્ય પ્રકાશમાં આવી શકે છે. કર્મની અધમતા ઉત્તમતા વડે જ બુદ્ધિનું બલ તૈયાર થાય છે. ફાનસના ઉપરનો કાચનો ગ્લોબ ( કાચનો ગોળો ) જો પાણી મીશ્રીત કાદવથી ધોવા માગીએ તો કાદવની અધમતાએ ગોળો પ્રકાશ આપતો બંધ થાય છે પણ ચાક આદિ ઉત્તમ સાધનરૂપ વડે કાચનો ગોળો ઘસાય તો કાચમાં વિશેષ પ્રકાશ આવી શકે છે. એટલે જ્ઞાનસાહિત્યનો તમામ આધાર કર્મસાહિત્ય ઉપર છે. આ કર્મસાહિત્યની નીચે ધર્મસાહિત્ય છે. કર્મસાહિત્યનો આધાર ધર્મસાહિત્ય છે. ધર્મસાહિત્યની યોગ્યતાએ પૂર્ણ જાગૃત નર કર્મની મર્મ ગતિને સમજવા શક્તિમાન છે. દેહના સંબંધમાં વેદ સનાતન ધર્મ મર્યાદાનો શુદ્ધ વ્યવહાર વર્ણાશ્રમની પ્રણાલિકા પૂર્વક ચાલતો હોય—ધર્મ યથાર્થ સમજાતો હોય—અને ધર્મ તથા અધર્મ એ બરાબર ધ્યાનમાં રહી શકતું હોય—અધર્મ વ્યવહારના ત્યાગપૂર્વક ધર્મ વ્યવહાર સાઠ્ય થતો હોય અને જ્ઞાનસાહિત્યનાં તમામ સાધનોથી પુરતી હોય તો જ ધર્મસાહિત્યની સામગ્રીના અંતે તે કર્મસાહિત્યનો અધિકારી છે- એટલે છેલામાં છેલ્લું ધર્મસાહિત્ય છે અને તે મનુષ્ય અવતારના દેહ સંબંધથીજ સમજવું જોઇએ. વર્ણાશ્રમ ધર્મ મર્યાદા સેવનાર વૈદિક સનાતન ધર્મના સાક્ષર વિદ્વાન વિચારવાન પુરૂષો

આ દેહના વ્યવહારમાં અધર્મસાહિત્યને કદાપિ ઉછેરતા નથી. એટલે તે અધર્મસાહિત્યના અંગો ઉપાંગોથી અળગા જ રહી શકે તો જ ધર્મ સાહિત્યની વૃદ્ધિ થાય. અહિંયાંથીજ આરંભ કરનારો તે અધિકારી છે. मात्र अंधेन नियमाना अंधाः ॥ અથવા ગાડરીયા પ્રવાહમાં તણાઇ ડુબકાં ખાતા હોય તો શાસ્ત્રકાર તેવાઓને વિષયી કે પામર કે તેથી નીચા ધર્મનિંદક નાસ્તીક કે તેથી નીચા ચાર્વાક કહે કે તેથી નીચા અધમાધમ–કેવળ વિરૂદ્ધાચરણથી ભ્રષ્ટ–પશુવત્ આચરણ યુક્ત કહે તો ગેરવ્યાજબી નથી.

આ ઉપરથી વાચક સાક્ષર વિદ્વાન વર્ગના સભ્ય સજ્જનોને સમજાશે કે. પરમાત્માને ઓળખનારને સૌથી નીચામાં નીચું પ્રથમ સાહિત્ય તે અસત્પાદનું દેહ મર્યાદીત ધર્મસાહિત્ય છે. આ ધર્મસાહિત્યની શુદ્ધ પૂર્ણતાનો અનુભવ કરવા વડે તેનાથી પરે કર્મસાહિત્ય પદમાં જઇ શકે છે એટલે દેહવ્યવહાર છૂટી જાય છે એવો અર્થ કરવાનો નથી. જેમ જેમ ધર્મ વૃદ્ધિથી કર્મસાહિત્યમાં ઉપર ચઢતો જાય તેમ તેમ દેહ વ્યવહાર અતિ શુદ્ધિથી ભરેલો–મિથ્યા દેહાભિમાનથી રહિત થાય છે. કર્મસાહિત્યની યથાર્થ ગતિ સ્થિતિના અનુભવની સાથે ધર્મસાહિત્ય મિત્રતા બતાવે તો જ તે કર્મની શુદ્ધતાએ અકર્મ સ્વરૂપ બ્રહ્માર્પણ મર્યાદા સમજી શકવાને શક્તિમાન થાય છે. એમ ધર્મસાહિત્ય અને કર્મસાહિત્યની અત્યંત શુદ્ધતાએ તે પુરૂષના અધિકારની ઉચ્ચતર દશામાં જ્ઞાનસાહિત્યની જીજ્ઞાસા પ્રકટ થાય છે. અને સંતસમાગમમાં પ્રેમ ધારણ કરે છે અને બુદ્ધિ બળવાનરૂપે જ્ઞાનસાહિત્યનાં સાધનોમાં પુર જોશ ધરાવે છે. જ્ઞાનસાહિત્યના બળ સમયમાં દેહ તરફનું બળ કમી જ રહેવું જોઇએ એટલે દેહાભિમાન કમીજ રહેવું જોઇએ. એ તેની પરીક્ષા છે. એમ ધર્મસાહિત્ય–કર્મસાહિત્ય અને જ્ઞાનસાહિત્યની શુદ્ધતા સાથેની પૂર્ણતાએ તે પુરૂષ તત્વસાહિત્યના દેશમાં પ્રવેશ કરી શકે છે. જ્ઞાનની પ્રબલતાએ તત્વસાહિત્યની સમજણ આવી શકે છે અને યોગ્ય સાધનથી પૂર્ણતા અનુભવવા આગળ વધે છે. આમ તત્વસાહિત્યમાં અતિ શુદ્ધતાએ કેવળ દેહાભિમાન રહીત જેવો પોતાને અનુભવવા લાગે છે. તત્વસાહિત્યની નિપૂણતાએ તેવો પુરૂષ યોગસાહિત્ય દેશમાં પ્રવેશ પામે છે. દ્વંદ્વોનો સંહાર કરે છે. મિથ્યા માયામયરૂપ જગતને જાણે છે. અભિમાન શૂન્યતાએ દેહની કોઇપણ પ્રકારની સત્યતા જાણતો નથી, કેમકે કેવળ પ્રારબ્ધ ઉપરજ શરીર વ્યવહાર મુકાય તોજ યોગસાહિત્ય સેવાય છે. એ શિવાય નહીં જ. આ તે સંપુર્ણ મુમુક્ષુત્વ સેવવા વડે મુમુક્ષુના માર્ગનો પૂર્ણ જાગૃતિવાળો પોતાને અનુભવે તોજ યોગસાહિત્યની નિપૂણતા ધારણ કરી શકે છે.આ યોગસાહિત્યમાં તુર્યપદની જાગૃતિ છે. તેથી ઘણોજ ઉંચો પ્રદેશ જાણવાનો છે. યોગસાહિત્યના સાધનોની શુદ્ધતા સાથેની પૂર્ણતાએ તે યોગી સ્વરૂપતાને પામે છે. યોગસાહિત્યમાં આ ગીતાના બળવાન બોધના પ્રકાશ વડે યોગીની સંપૂર્ણતા સેવાય છે. અને તુરતજ ભક્તિસાહિત્યમાં પ્રવેશ કરે છે. ભક્તિસાહિત્યમાં જીવ–ઇશ્વર–માયા–જગત–દેહ ઇત્યાદિ તમામ ભાન વિસરતાં મિથ્યાત્મક માયા વિહારથી સ્વ સ્વરૂપની જાગૃતિ અનુભવાય છે. અને જેમ બરફનો ગાંગડો જળમાં તાદાત્મ્યને પામે છે એમ આ યોગી બ્રહ્મમાં બ્રહ્મસ્વરૂપતાનો અનુભવ કરે છે વિલાસરૂપ માયા વિહારનું સ્વપ્ન વિવર્ત ભુલાતાં પૂર્ણ જાગૃતિનો અનુભવ થાય છે. આ સ્વસ્વરૂપાનુસંધાન ભક્તિસાહિત્ય યોગ છે. એમ સાહિત્યોની નિપૂણતાએ જીવ-

-મુક્તતા અનુભવાય છે. જીવન્મુક્ત સ્થિતિના અંતરગત આત્માના આભાસમય સ્વસંવેદ્ય ભૂમિકા–પરસંવેદ્ય ભૂમિકા અને શાન્તિયોગ અથવા પ્રવૃત્તિયોગ–નિવૃત્તિયોગ (અયોગ) અને પૂર્ણયોગના અનુભવની લક્ષણાઓ યોગીઓ પોતાના અનુભવમાં ધારણ કરે છે. એટલે તેમનો નિશ્ચય અને આનંદ માત્ર વર્ણવવાના બ્હાનારૂપે કહેવાય. બાકી તો જે ખાય તેજ ધરાય છે.

શ્રીમદ્ જગદ્ગુરૂ શ્રીશંકરાવતાર શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય મહારાજશ્રીના કાળમાં બૌધાદિક ૧૦૮ મતના પુરૂષોએ સનાતન વૈદિક ધર્મ વિરૂદ્ધ વર્ત્તન ચલાવી હિંદ ભૂમિને દુષણરૂપ કરી મુકી હતી. છતાં સંસ્કૃત મહાવિદ્યાની જાગૃતીથી પ્રજા સચેતન હતી. અત્યારે શ્રીશંકરાચાર્યનો અવતાર અનુકુલ દેખાયો હતો. દ્વૈતના અનુસંગીઓના કોલાહલના મધ્યમાં દ્વૈત પ્રવાહનો લય एकमेवाद्वितीयंब्रह्मनेहनानास्ति किंचन ॥ श्रुतेः ॥ આ દ્વૈતના ખંડનરૂપ અને અદ્વૈતના મંડનની શ્રુતિ રૂપ અમોઘ શસ્ત્ર વિના હોઇ શકેજ નહિં. કેમકે વાદમાં સાપેક્ષત્વ હોય છે. દ્વૈત શબ્દનું સાપેક્ષત્વ અદ્વૈત શબ્દ છે. અર્થાત્ દ્વૈતના ખંડનવાદમાં અદ્વૈતજ પ્રતિપાદન થાય. દ્વૈત પણ વાદ માગે છે અને અદ્વૈત વાદપક્ષનો પરાજય કરે છે. એટલેજ તેથી પરે બ્રહ્મ પરમાત્મા પરમેશ્વરની પ્રાપ્તિ છે. ખંડનમંડન રૂપ વાદના શબ્દોથી બ્રહ્મપૂર્ણતા સંભવેજ નહિં–શબ્દાતીત–અક્ષરાતીત બ્રહ્મનો સંબંધ. यच्चान्य त्रिकालातीत तदपि ॐकार एव ॥ श्रुतेः ॥ આ શ્રુતિ સાથેનો છે. શાન્ત પૂર્ણ બ્રહ્મનો અનુભવકર્તા યોગીજનો આ અસંપ્રજ્ઞાત સમાધિ યોગની પૂર્ણતાએ ત્રિકાલાતીત પરમાત્માની શાન્તિ અનુભવે છે–ત્યાં માયા યુક્તત્વ ( દ્વૈત ) અને માયા હીનત્વ ( અદ્વૈત ) એ બંન્ને શબ્દો માયાવરણરૂપ હોવાથી લય રૂપેજ છે. પ્રભુના પૂર્ણત્વમાં માયા યુક્તત્વ અને માયા હીનત્વ બંન્ને ઘટતા નથી. એમ સમજવાનું છે. અને તે પ્રભુ શ્રીશંકરાચાર્ય માહારાજના વાદવિવાદના અંગે લખાયલા ગ્રંથો છોડી–જે ગ્રંથો બોધરૂપને માટે પ્રસિદ્ધ છે. તેમાં જોવાથી ખાત્રી થશે. તેઓશ્રી ઉપાસના અને જ્ઞાનના અભેદ યોગરૂપ–ભેદવાદીઓના પરિહારપૂર્વક જ્યાં ત્યાં ૐકાર સ્વરૂપ પંચાયતન–( ગણેશ–શિવ–વિષ્ણુ–સૂર્ય અને શક્તિ ની ઉપાસના કરવા અને અસત્–સત્ સમ–નેતિ અને સ્વપાદના નિશ્ચયે અંતે સ્વાનંદ મર્મયુક્ત સંપ્રજ્ઞાત સમાધિથી સ્વસંવેદ્ય બ્રહ્મના પ્રતિપાદન સાથે–અધિષ્ઠાનનો ગુઢાર્થ મર્મ બતાવેલો જોવાય છે–યોગીજનોના પૂર્ણપણાના સમાધાન રૂપે અસંપ્રજ્ઞાત સમાધિ–જીવન્મુક્તના અનુભવોનો અપાર સંગ્રહ અનુયાયી પ્રજાના લાભાર્થે મુકેલો છે. છતાં જાણી જોઇ વાદગ્રસ્ત વિદ્વતા બતાવવાના ડોળમાં શ્રીશંકરાચાર્યને કોઇ એક મતાભિમાની તરીકે ગણી લઇ ગમે તેમ બોલે તો કોઇનું મોઢું પકડવાનું નથી. પણ તેમણે તો ખરેખર બ્રહ્મપૂર્ણતાના યોગીરૂપના અનુભવો અનુયાયી જનોના કલ્યાણને માટે મુકેલા છે. દૃષ્ટિ દૃષ્ટિમાં ભેદ છે. સનાતન વૈદિક ધર્મની પૂર્ણતાનો વેદોની સાથેનો પૂર્ણ અભેદ માત્ર શંકરાચાર્ય મહારાજે જ પ્રતિપાદન કરેલો છે. તેમની વિદેહ કૈવલ્યતા પછી તેના સમજનારા સમજે–અગર ગમે તેમ તાણો. પણ યોગીજનોના અનુભવો પ્રભુકૃપા–ગુરૂ કૃપાના યોગીજનોજ સમજનારા છે–તે પછી પંડિતાઇનો રસ ગમે તેવા પ્રકારે માન્ય કરે–એવોજ આ યોગગીતા વાદનો ગ્રંથ નથીજ નથી.

શ્રીમત્ વ્યાસનારાયણ જેવા આદ્ય આચાર્યના હૃદયની પ્રફુલ્લતા સાથેના ગંભીર અનુભવનો ભંડાર–યોગીજનોના કૈવલ્ય પ્રતિભૂતાના યોગરૂપનો હોવાથી અત્યારની પ્રજાના અધિકાર અને બુદ્ધિ વિચારથી લક્ષીજ કઠીણતા સાથે સ્વિકારવા જેવો લાગે એમાં નવાઇ તો નથી. સામાન્ય બુદ્ધિ વિચારના–તેમ પાશ્ચાત્ય વિદ્વાનોને તો તેનો ઉપયોગ કરવાનો સમય પણ નજ હોય–છતાં ઉપયોગ કરનારા પણ હોય હોય ને હોયજ. તેથી કાળે કરી–આ ગુજરાત પ્રદેશમાં અપ્રસિદ્ધ અજ્ઞાનતા વિનાશક ગ્રંથ પ્રસિદ્ધ થાય છે. એજ પરમેશ્વરની કૃપા ! ! !

આ કાળમાં અનેક કૌતુકનો દેખાવ દેખાઇ રહ્યો છે. એ વાત લાંબી લખવામાં પાર આવે તેમ નથી. તેમ તેની જરૂરીયાત જોવાતી નથી. માત્ર સાહિત્યનું ભુસુ પીરસનારા–અને ખાનારા–અમૃત જમણવારની અમુલ્યતા ન સ્વિકારી આ ભુસાને કીમતી માનતાં પોતાની અપૂર્ણતા જણાવી છે. પણ સંતની વાણીના અભેદ પ્રસાદની પ્રાપ્તિથી પોતાના સત્ય કેવળ લાભમાં જાણવું જોઇએ. કે સાહિત્ય તો ધર્મ સાહિત્ય–કર્મ સાહિત્ય–જ્ઞાન સાહિત્ય–તત્વ સાહિત્ય–યોગ સાહિત્ય અને ભક્તિ સાહિત્ય એમ ઉત્તરોત્તર એક બીજાથી શ્રેષ્ટ સાહિત્યની સેવના જયાં સુધી નથી કરી ત્યાં સુધી–તે ભુસામાં ભલે બટકાં ખવાય. પણ દાણો જડયો નથી. ઉલટી નર જન્મની સાફલ્યતા તજાય છે.

સાહિત્યની દૃષ્ટિએ કહો કે કિર્તિની દૃષ્ટિએ કહો–કે ઉદારતાની દૃષ્ટિએ કહો. પણ આ કળીકાળના દુર્ઘટ સમયમાં આવા ઉત્તમ બ્રહ્મવિદ્યાજ્ઞાનયોગ ભક્તિબળના રહસ્યને આશ્રય આપનારા–ક્ષત્રિય નૃપતિકુલચન્દ્ર શ્રીમન્ મહારાજાધિરાજ મહારાણા **શ્રી ૧૦૮ શ્રી ભવાનિસિંહ** મહારાજને અંતઃકરણપૂર્વક આશિર્વાદનો આકાશનાદ પહોંચાડતાં વાચકોનાં હૃદય પ્રફુલ્લજ થવાનાં–ક્ષત્રિ નૃપતિ દેવપુરૂષોજ છે. તેથી ધર્મજ્ઞાનના સાહિત્યો સાથેના બધા સાહિત્યોનો બહોળો ફેલાવો કરવા ધારે એ ગુજરાતમાં અત્યારે આ કાળે તો નવાઇ ભરેલી વાનગીજ છે. જો કે અન્ય રીતની અનેક ઉદારતામાં "શ્રેષ્ટ ઉદારતા ભરેલું દાન તે બ્રહ્મવિદ્યા દાન છે." પ્રભુ તેમના અંતર નિવાસીજ છે. અને તે તેમના અનુભવની પૂર્ણતા ખોલી આથી ઉચ્ચતર જીવન્મુક્તતાનો અનુભવ કરાવે–એમ પ્રેમ જણાવીએ છીએ–તેઓ શ્રીમાનનાં હાલનાં બાહ્ય રાજતંત્ર સાહિત્યો પણ યોગ્યતા પૂર્વકનાં છે સાક્ષર વિચારવાન પુરૂષોનો સહવાસ પણ રાજ્યની સુપ્રતિષ્ઠિત સ્થિતિમાં અને નૃપતિની ઉચ્ચતરતાની પ્રતિષ્ઠામાં પૂર્ણ સ્હાયતાદર્શક દેખાય એ તે દાંતા સ્ટેટની પ્રજાનાં અહો ભાગ્યજ ! ! !

શ્રી દાંતા માહારાજાધિરાજ શ્રી નૃપચન્દ્ર શ્રી ૧૦૮ શ્રી ભવાનિસિંહજી મહારાજશ્રી પૂર્ણ પ્રારબ્ધ યોગે પૂર્ણ સંસ્કારી એટલે જન્મોજન્મના યોગી છે. કેમકે જન્મકાલથી સનાતન બ્રહ્મવિદ્યા સ્વરૂપ "શ્રી શક્તિબ્રહ્મ" જગદંબાના ઉપાસકના કુલમાંજ જન્મ ધારણ કરી પધારેલા છે. આ ઉપરથી વિદ્વાન જનો ઉપાસના ક્રમની શ્રેણીએ સમજેલાજ છે કે તેમનો આ પુણ્યપવિત્ર જન્મયોગ ઉપાસના બળ સ્થાનને દિપાવનાર છે–એજ બ્રહ્મશક્તિ તેમના પૂર્ણ સ્વસ્વરૂપ–પરબ્રહ્મ પરમાત્મા સ્વસંવેદ્ય પરસંવેદ્ય અભેદ શાન્તિ પૂર્ણ યોગને પ્રાપ્ત કરી આપવામાં અભેદ છે. વિદ્યાદાન ઉદારતા જેવા અપરિમિત દાનધર્મના માર્ગને સેવનારા–ઉદારતાના વિશિષ્ટ સ્વરૂપને સમજનારા–આ

દિવ્ય પુરૂષ પરમાત્મા રાજેન્દ્રને સર્વ સાહિત્યની નિપૂણતા જોવાનો સમય હાથ લાગ્યો છે એ મહદ્ ભાગ્યકાળમાં હવે તેવા જીવન્મુક્ત યોગી સંતના સમાગમમાં અમૃત પૂર્ણતા અનુભવે એમાં કહેવાપણું હોયજ નહિં. એમ આશા ધારતાં સત્યજ.

દાંતા સ્ટેટની પ્રજાને લાભ મળે એ સહજ વાર્તા છે. પણ રાજ્યકર્તા નૃપતિની ધર્મધુરંધરતા—અને પેઢીઓ ગતની જગદંબા શક્તિબ્રહ્મ પરમાત્માની ઉપાસના-જ્ઞાનની અભેદતામાં—આ ગુજરાતના બ્રહ્મવિદ્યા રસપાન કરનારા—ભક્ત સજ્જનોના અજ્ઞાન અવિદ્યા અંધકારનાશક અમૃતાંજનની છુટે હાથે લ્હાણી કરવામાં પૂર્ણ સાક્ષભૂત ઉદારતાના દાતારને માટે શું કહેવું?? સત્કર્મ ઉદારતાની સુગંધી સર્વત્ર પસાર પામી અન્યને સુગંધિત કરે છે. એજ સત્ય છે—સુશ્રુષા વાચક શબ્દથી સંતોષ જણાવવાનો નથી. અંતરાત્મા સાક્ષી પુરે તેજ—

" ब्रह्मविद्या दान समान दान नथी "

વાચક બંધુઓ !!!

વિદ્વાન હજો—સાક્ષર હજો—ભક્તરાજ હજો—અભ્યાસી હજો—વા ગમે તેવી સ્થિતિમાં હજો—પણ આ શ્રી યોગગીતાની રસપૂર્ણતા અનુભવવા સવિનય પ્રેમ જાહેર કરતાં આનંદ ઉદ્ભવ્યો છે. તેમાં યોગ્યાયોગ્યતા સંભાળવા તમો વાચક ભક્તરાજ બંધુઓને સોંપી અંતે શુદ્ધાશુદ્ધતાને માટે સમયોચિતતા પણ જાળવી લેશો. પ્રભુ કૃપાએ ( ગુરૂ કૃપાએ ) પ્રભુ સેવા—પ્રભુના ચર્ણમાં સમર્પણ કરતાં પ્રભુપરાયણતામાં પ્રભુમય હો. ૐ

સનાતન વૈદિક ધર્મની મુખ્ય પ્રણાલિકામાં ઉપાસના કરવાના યોગમાં ૐકાર સ્વરૂપ ગણેશ—શિવ—વિષ્ણુ—સૂર્ય અને શક્તિનું અભેદત્વ—વેદશાસ્ત્ર સ્મૃતિ પુરાણોમાં સ્વિકારેલું સ્પષ્ટ રીતે છે. ૐકારની તન્માત્રા સ્વરૂપે अ. उ. म નાદ અને બિંદુ એવાં પાંચ પ્રકારથી એ પાંચે નામો સ્પષ્ટ રીતે ભક્તિ સાધ્યજ છે. અને તે ૐકારમાં અભેદ છે. એમ સ્પષ્ટ રીતે માંડુક્ય ઉપનિષદમાં અવસ્થાના ભેદ રૂપની પંચક કોટી પણ સ્વિકારેલી છે—તેમ યોગમાં પણ છે. આ પાંચે નામો પ્રમાણે પાંચ પાંચ પાદોના ક્રમોનો નકશો પણ બહાર પાડેલો છે. અસત્ બ્રહ્મ—સત્ બ્રહ્મ—સમ બ્રહ્મ—નેતી બ્રહ્મ અને સ્વ બ્રહ્મ—એમ પણ પાંચ છે. કર્મયોગ, જ્ઞાનયોગ, સમયોગ, સ્વાધિન યોગ, અને પૂર્ણયોગ એમ પણ પાંચ છે. દેહ વ્યષ્ટિ, સમષ્ટિ, નેતી અને નિજ એમ પણ પાંચ છે. દેહ બ્રહ્મ, દેહી બ્રહ્મ, વ્યાપક બ્રહ્મ, સાક્ષી બ્રહ્મ—અને પૂર્ણબ્રહ્મ એમ પણ પાંચ છે. સોહં—બોધ—સંખ્ય—સ્વસંવેદ્ય—અને પરસંવેદ્ય એમ પણ પાંચ છે. દેહપંચકમાં પણ સ્થૂલદેહ—સૂક્ષ્મદેહ—કારણદેહ—મહાકારણ દેહ—અને બિંદુદેહ—પણ પાંચ છે તેમ અવસ્થા પંચકમાં પણ જાગ્રત અવસ્થા. સ્વપ્નાવસ્થા સુષુપ્તિ—તુર્યાવસ્થા અને તુર્યાતીત અવસ્થા એમ પણ પંચક છે. તમોગુણ—રજોગુણ—સત્વગુણ—ત્રીગુણાત્મક અને ત્રિગુણાતીત એમ પણ પાંચ છે. એમ અનેક પંચકો સમજાય છે અને તેનો અભેદ તે પરમાત્મા પરબ્રહ્મ પરમેશ્વરજ છે.

આ વૈદિક સિદ્ધાન્તનું ગુપ્ત રહસ્ય સમજવા જેટલું બળ જેમ જેમ પ્રજાવર્ગ માંથી કમી થતું ચાલ્યું. તે સમયે શ્રીમદ્ વેદવ્યાસ મહારાજે પુરાણોની સંહિતા બાંધી પ્રજા ઉપર ઉપકાર કીધો. અને લોકસમૂહની બુદ્ધિ પ્રમાણનો ખોરાક લેવા જણાવ્યું.

એ તેમની પૂર્ણ દક્ષતાજ છે. તેથી બુદ્ધિના પૂર્ણ ખેલના અનુભવીઓને પૂર્ણ રહસ્ય સમજવાની મના કરેલી તો કદાપી હોયજ નહિં. એ તો કાયમજ છે. અને વેદોક્ત મર્યાદા સંભાળવાને સંપૂર્ણ આજ્ઞા છે. એમ પણ સત્યજ છે. ઉપાસના અને ભક્તિ સાહિત્ય સાથે પૂર્ણ સાહિત્ય કેળવી દરેક પુરાણોમાં રચના બાંધી ૐકારબ્રહ્મનાં ઉભય સ્વરૂપની યોજના સગુણ નિર્ગુણરૂપે ત્રિકાલાત્મક અને ત્રીકાલાતીત રૂપે વેદોક્ત વર્ણનને કાયમ રાખી ઉભય સ્વરૂપની યોજના પૂર્વક દરેક નામમાં ગોઠવણ કરેલી જણાય છે. અઢાર પુરાણો અને અઢાર ઉપપુરાણોની રચનામાં પંચાયતન નામોની મર્યાદા બાંધતાં ઉભય પુરાણોમાં દશ દશ શિવબ્રહ્મ સ્વરૂપના મહિમાનાં ચાર ચાર વિષ્ણુ બ્રહ્મસ્વરૂપ (સૂર્યસહ)ના મહિમાનાં બે બે પુરાણો શ્રી જગદંબા શક્તિબ્રહ્મનાં અને બે બે શ્રી ગણેશબ્રહ્મના મહિમાનાં રચાયેલાં જણાય છે એમાં બ્રહ્મસ્વરૂપે વર્ણન કરતાં વ્યાસનારાયણે જરા પણ ભેદ વર્ણવેલો જણાતો નથી. સર્વસર્વનાં પુરાણોમાં સર્વનો પૂર્ણબ્રહ્મમાંજ અનુક્રમે સમાવેશ વર્ણવેલો છે. તેમ તે દરેક પુરાણોમાં ગીતાઓ પણ મુકેલી છે. દેવી પુરાણમાં **દેવીગીતા**–સૂર્યનાં પુરાણમાં **સૂર્યગીતા**–વિષ્ણુપુરાણ અને મહાભારતમાં વિષ્ણુગીતા અને **ભગવત્‌ગીતા**–શિવ પુરાણોમાં **શિવગીતા** અને ગણેશ પુરાણમાં **ગણેશગીતા** પ્રત્યક્ષ જોવામાં આવે છે. એટલે પદ ક્રમવાર ઉપાસનાના યોગે પ્રારબ્ધવશાત્ ચઢી આવનાર અધિકારી ભક્તોના પ્રેમભાવની વૃદ્ધિરૂપ તેને ગીતા અમુલ્ય ફલદાતા છે આથી અમુક ગીતા માનવી અને અમુક ગીતા માનવી નહિં. એવો અર્થ નીકળતો નથી. દ્વાપરના અંતપર્યંત નામભેદનો આગ્રહ નહોતો. માત્ર આ કલિયુગના ઉદરંભરી અહંમમત્વના ઉપાસક આગ્રહાચાર્ય બનેલા પુરૂષોએ ગોટાળો વાળી ભેદોજ પાડી બતાવી પોતાની પંડિતાઇનું દર્શન આપી કલહપ્રિય ભક્તો ઉભા કીધા છે એ હિંદુસ્તાનના સનાતન વૈદિક ધર્મની ચાતુર્વર્ણ્ય પ્રજાના ઉપરનો ઉલટ અને મોટો ઉપકાર હવે ભુલાતો નથી એજ તેમનું પરોપકારી માહાત્મ્ય છે. છતાં વિષ્ણુપુરાણોના અધિકાર સમયે વિષ્ણુને બ્રહ્મસ્વરૂપે માનવાની આજ્ઞા વ્યાસાચાર્યે કરી અને શિવપુરાણો કે દેવીપુરાણો કે ગણેશપુરાણોના અધિકાર પદપ્રાપ્તિ સમયે તે તે નામને બ્રહ્મસ્વરૂપે માનવાની આજ્ઞા કરનાર પણ શ્રીમદ્‌વ્યાસાચાર્ય હતા તો તેમની સમજણ પ્રમાણે અમલ કરી વર્તવામાં તેમને હાની શી રીતે હોય !!! માત્ર એક નામથી પોતાનો આગ્રહ માની અન્યનામની મિથ્યા નિંદા કરી પોતાની અજ્ઞાનતાજ સમજાવવી એ દુરાગ્રહાચાર્યોએ ધ્યાનમાં લેવુંજ જોઇએ. અનુક્રમપૂર્વક પાંચ નામની ભિન્નભિન્ન ઉપાસનામાં **ધર્મસાહિત્ય–કર્મસાહિત્ય જ્ઞાનસાહિત્ય—તત્વસાહિત્ય—યોગસાહિત્ય** અને **ભક્તિસાહિત્ય** તો તેનું તેજ રહ્યું છે તે કોનું અજાણ્યું છે??? આગ્રહ કરવાની આજ્ઞા કરી જણાતીજ નથી. શ્રીમદ્ શંકરાવતાર શ્રીજગદ્‌ગુરૂ શંકરાચાર્ય મહારાજના સમય પર્યંત ચાલ્યું છે. એમ શંકર દિગ્વિજયમાં આગ્રહી મતોના ખંડન પછી પંચાયતન અભેદ ઉપાસના કરવા આજ્ઞા કરેલી પ્રત્યક્ષ સિદ્ધ છે. એટલે તે સમય પછીના અત્યારના આધુનિક કાળમાં આ બખેડા ઉભો કરી લોક સમૂહને મોહાંધ બનાવી મોજાચાર્યોની સલાહોના ભંડોળના દેખાવ ભેદનો રાફડો ફાટ્યો છે અને સનાતન વૈદિક ધર્મ ડુબાવી, લોક સમૂહને દુઃખ, કલેશ, ભય, ત્રાસ, પરાધિનતા, આદિ મહાન ક્રુર અસુરોના સપાટામાં ગોથી ખાવાને શિખવવામાં આવે છે તેથી અત્યારની આર્યભૂમિના

જનોની હાલત પ્રથમનાજ ધર્મસાહિત્યરૂપ પાયાનીજ ખરાબીની સાથે તેમનેજ આભા- છે એમ જાણો નહીં તો સનાતન વૈદિક ધર્મિ પ્રજા કદાપી પણ આવા દુઃખનું સ્વપ્ન પણ જોઇ શકતી નહોતી અને જુવે પણ નહીં, અધર્માચાર્યો અને મહાત્મા ગણાતાઓ એ અધર્મ અન્યાય દુરાગ્રહ નીંદા અને અસ્પર્શના સિદ્ધાંતને સત્ય મનાવવાના યત્નોનો ભંડાર ખોલ્યો છે. તેમાંના વૈખરીરૂપ રત્નો વિખરાયાં તે સર્વને મળી આવતાં હવે તેનાજ ધનાઢયો, તેવાંજ ફલોના સ્વાદને ચાખી રહ્યા છે, અફસોસ !!!

હજુ વિદિત કરનાર કરે છે. છતાં વિદિત કરનારાઓનું શરીર કાયમ છે, ત્યાં પર્યંત ભ્રાંતિમય રહેનારા સેંકડે ૯૯ ટકા હાજર હોય છે પણ શરીર દૃષ્ટિનું સમાધાન થતાં આ વિદિત લેખોની અમૂલ્યતા દર્શનમાં આવશે—જુઓ. અત્યારના સાહિત્ય વિલાસી બંધુઓ શબ્દોની જોડણીઓ તરફ અને વાર્તાવિલાસની ગંજીફાની રમત ગમત–સીનેમા નાટકના દેખાવોના સાહિત્યનેમાટે ભરમાયેલા પોતાને સાક્ષર કહેવરાવવાની ઇચ્છા જણાવતા ઉભા છે–પણ ધન્ય છે તેને કે જે જનકલ્યાણાર્થ–જન ઊન્નતિ માર્ગમાં–ધર્મ સાહિત્યનો પાયો નાખી પ્રજાને ઉચ્ચ કક્ષામાં દોરનાર છે. અને સાહિત્યનો ક્રમ પણ પાયામાં ધર્મ સાહિત્યનો જ છે. આજ માર્ગે ચઢવાનો પ્રજાવર્ગનો યોગ આવશે ત્યારે જ ઊન્નતિની દિશા સુઝી છે એમ સત્યરીતે ગણાશે. આ ધર્મ સાહિત્યનો શુદ્ધ સનાતન વૈદિકમાર્ગ પ્રજાવર્ગમાં ઉચ્ચ આશય યુક્ત થતાં કર્મ સાહિત્યનું બળ સમજાશે તેની શુદ્ધતાએ જ્ઞાન સાહિત્ય બલવાન સમજાશે, ત્યારે જ આ પંચાયતન અભેદ સ્વરૂપની ભક્તિમાં પ્રથમ બ્રહ્મવિદ્યા દેવી–જગદંબા, આરાસુરી, સરસ્વતિ, બુદ્ધિની સાત્વિક શુદ્ધતા સહ ભકિતમાં પ્રજાવર્ગ જોડાશે. આ અનુક્રમના આરંભનું પદ–દેહ કે માયા (બુદ્ધિ) રૂપ છે. જે પરમાત્મા પરમેશ્વર છે તે બાહ્યસ્વરૂપે કેવળ માયામય જ છે. શરીર એ પરમાત્માનું સત્યશક્તિરૂપ બાહ્યદર્શન અને માયારૂપે મિથ્યા ભ્રાન્તિજન્ય છે. એમ ઉપાસના ક્રમે દેવીબ્રહ્મની ઉપાસના શુદ્ધપૂર્ણ થતાં અંતે સૂર્ય, તેના અંતે વ્યાપક વિષ્ણુ, તેના અંતે સાક્ષી શિવ તૂર્ય અને તેના અંતે પતિસ્વરૂપ ગણેશ એમ ગુપ્ત મર્મભેદ અનુભવી વેદ પ્રણાલિકા પૂર્વકની ઉપાસનાનો ક્રમ એક પછી એક થતાં અંતે પાંચે નામોના ભેદોની સમાપ્તિએ બ્રહ્મજ માત્ર–શાન્તિસ્વરૂપે અભેદ જ છે. એમ સમજાશે.

આગળ જણાવ્યા પ્રમાણે નામ નામની ગીતાઓ પ્રસિદ્ધ છે અને તે જુદા જુદા પદવાર ક્રમને ચઢવા વાળાઓના ઉપયોગરૂપે છે. પણ જ્યારે તે અભેદપદે જાણવા યોગ્ય અધિકારીના બળને સેવે ત્યારે તેવા ભક્તજનને માટે શ્રી વેદવ્યાસ નારાયણે સનાતન વૈદિક ધર્મની કૈવલ્ય પૂર્ણતા સાધ્ય કરવા યોગ્ય આ વેદોથી પણ પરે માત્ર અનુભવરૂપ યોગગીતા લખીને જ હાથ ધોયા છે–પાંચ નામની ઉપાસના ભક્તિનો યોગ કરી નિંદાના મારઆંથી પ્રજાને કેવળ બચાવવાને આ યોગગીતા વાંચવી. તેથી જ આ ભલામણ કરવામાં આવે તો અયોગ્ય સ્થાને નથી. પાદપંચકના ક્રમમાં અભેદતા સિદ્ધ કરી દેખાડનાર આ ગીતા તેજ ગીતા છે જ્ઞાન રહસ્યની અભેદતા દરેક ગીતામાં છે છતાં નામભેદ રહે એ ઠીક નથી. તેવો ભેદ આ ગીતાશાસ્ત્રમાં અભેદરૂપથી વર્ણવી શબ્દાર્થના સમૂહને જોડવામાં તેમણે જે ગંભીરતા ભરેલો

પ્રક્રિયાનો બોધ જણાવ્યો તે કેવલ સ્તુતિ પાત્ર છે. એમ માત્ર વિદ્વાનો પંડિતો અને સાચા સાહિત્ય વિલાસી સાક્ષરો જ સમજી શકનાર છે. બાકી અન્ય અબ્રહ્મા-ચાર્ય બંધુઓ અને ભેદ ઉપાસક વિદ્વદ્વર્યો ગમે તેમ બોલે પણ સાચું સાહિત્યનું ક્રમવાર પદ ગ્રહણ કરનાર જ ધન્યને પાત્ર છે હવે જેમ યોગ્ય લાગે તેમ જુઓ, તપાસો. "અભેદ જોનારને અભેદ જણાય છે." અને ભેદ જોનારને માટે ભેદ ખુલ્લો જ રહેલો છે. ૐ

આ ભૂમિકા તરફ પ્રેમદૃષ્ટિ નાખી અભિપ્રાય જણાવવા માટે શ્રી કાશીનિવાસી સાક્ષરવર્ય શ્રીમાન્ રા. રા. આનંદશંકરભાઈ ધ્રુવ કે જેઓ અત્યારે ગુર્જર સાહિત્ય પુરૂષોમાં અગ્રગણ્ય પવિત્ર પુરૂષ માન્યવર છે. તેઓશ્રીએ તપાસી જોઇ. એજ ગુજરાતના ભકતરાજ બંધુઓના ઉપકારરૂપ છે—તેઓશ્રીનો પરમ ઉપકાર દેશના સાહિત્યની વૃદ્ધિ રૂપજ છે. સાચે સાચી રીતે મૂળ જોયા વિના અભિપ્રાય બાંધવો કઠીણ છે. વિષય બેશક રસિક છે—એ અભિપ્રાયજ!!! વળી તેઓશ્રીની સૂચના જોતાં સંસ્કૃત શબ્દો અને ગુજરાતીમાં તેનાં તત્ સમ રૂપોની જોડણીમાં જે દોષ દેખાય તો છાપતી વખતે સુધારી લેવા જણાવે તો યોગ્યજ છે. જો કે વિશેષત્વે જણાવે છે કે—પોતાને પણ શબ્દ કરતાં અર્થનું મહત્વ વધારે માન્યરૂપ છે. પણ શબ્દ શુદ્ધિની અવગણના તો કદાપી ઉચિત ગણાશે નહિં. એમ છતાં છાપતાં એવા પ્રકારના દોષો સાહિત્યવિલાસી બંધુઓને કદાપી ક્ષણે ક્ષણે અને લીટીએ લીટીએ દૃષ્ટિએ ચઢે તોપણ તેને સુધારી વાંચવાને માટે આજ્ઞા કરવાની જરૂર ધરાય નહિં. વિદ્વાનો અર્થની ગંભીરતા તરફ સંપૂર્ણ દૃષ્ટિ રાખી કાર્યસિદ્ધિ પ્રાપ્ત કરશે. ઇત્યલમ્ ૐ

| | |
|---|---|
| હાલ મુ. સુરત. લુહાણાની વાડી, અંબાજી રોડ. તા. ૧–૮–૨૬. | સદાનો તમારો, શ્રી. પ. પ. સ્વામીશ્રી વિનાયક યોગી મહારાજના અતિ પ્રેમપૂર્વક જયગુરૂગણેશ. |

## શ્રી યોગગીતામાં આવેલા લોકવ્યવહારમાં ન વપરાતા અઘરા શબ્દોના અર્થ વિચારના સંક્ષેપ ખુલાસા.

૧ બ્રહ્મીભૂત. પરમાત્મા–પરમેશ્વર–પરબ્રહ્મથી તન્મયતા બંધન મુક્તિ રહિત પરમેશ્વર સ્વરૂપે જ્ઞાતાજ્ઞાત સમ જીવન્મુક્તતા.

૨ યોગ. જીવાત્મા=પરમાત્માની અભેદતા.

૩ સ્વ. નિજાત્મા–પોતે બ્રહ્મ.

૪ અસંપ્રજ્ઞાત. અ+સં+પ્ર+જ્ઞાત=શ્રેષ્ઠ પ્રકાર વડે પરમાત્માના સ્વરૂપમાં બુદ્ધિરહિત તન્મયતા બતાવનાર સમાધિ.

૫ સંપ્રજ્ઞાત. સં+પ્ર+જ્ઞાત=શ્રેષ્ઠ પ્રકાર વડે પરમાત્મા સ્વરૂપમાં બુદ્ધિની તન્મયતા રૂપ સમાધિ.

૬ પરમાત્મા. દેહ–દેહી અથવા વ્યષ્ટિ–સમષ્ટિ–તુર્ય ઇશ્વર ચાર પાદથી રહિત–સ્વયં સ્વરૂપ. પરમ સ્વરૂપ. અખંડ અભેદ જ્યોતિ.

૭ પરાત્મા. દેહ–દેહ ( વ્યષ્ટિ ) અને સમષ્ટિથી રહિત. ત્રણે અવસ્થાથી રહિત–જે તુર્ય–ઇશ્વર–ચતુર્થ શિવરૂપ.

૮ અંતર્યામી. દેહ અને દેહી ( વ્યષ્ટિ ) આ ઉભય પાદથી રહિત પરે સમષ્ટિનો વ્યાપક આત્મા–સર્વના અંતરમાં પ્રવેશ કરી રહેલો વિષ્ણુ સ્વરૂપ.

૯ જીવાત્મા. દેહનો અભિમાની તે દેહી–વ્યષ્ટિ સ્વરૂપ દેહને મારો માનનારો.

૧૦ દેહ. જે આ ચક્ષુથી દેખાય છે તે દૃશ્ય–મિથ્યા–નાશવંત–ભ્રાન્તિરૂપ–સ્વપ્નવત્ ઇન્દ્રજાળ. અવિચારથી ભાસતો–અસત્ય સ્વરૂપ–અનૃત સ્વરૂપ. અજ્ઞાનથી ભાસતો શરીર નામવાળો. કાયા નામવાળો–રજોગુણ–તમોગુણથી ઉત્પન્ન થતો તે.

૧૧ સોઽહં. સ્થૂલ શરીર–સૂક્ષ્મ સ્વરૂપ. કારણ અથવા સમશરીર મહાકારણ અથવા અસ્મિતાખ્ય શરીર–અને પાંચમુ બિંદુ શરીર એમ પાંચે દેહથી રહિત ચૈતન્ય સ્વરૂપ આત્મા કે જેને એક પ્રકારે ઉત્થાન વિકલ્પયુક્ત જીવ કહેવાય છે તે.

૧૨ સ્વત ઉત્થાન. સ્વત+ઉત્થાન=પોતાની આપે ઉઠનાર. એવો માયાયુક્ત અહં. (તુર્ય પાદમાં રહેલા અહં વિકલ્પનું સ્વરૂપ. )

૧૩ પરત ઉત્થાન. પરત+ઉત્થાન=પોતાની આપે ઉઠી શમી જનાર માયા રહિત અહં. ( તુર્યપાદમાં ડુબી રહેલો અહં )સ્વત ઉત્થાન જે અન્વય લક્ષણા. તેથી પરેની વ્યતિરેક લક્ષણાનું નામ છે. આ બંન્ને બુદ્ધિના સ્થાનના ભેદો છે.

**૧૪ સવિકલ્પ.** સ+વિકલ્પ=વિકલ્પ સહવર્ત્તમાન. મનની સાથેનો જોડાણવાળો આત્મા. અન્વય લક્ષણાયુક્ત-સમાધિનો ભેદ છે.

**૧૫ નિર્વિકલ્પ.** નિ+વિકલ્પ=વિકલ્પથી રહિત સ્થિતિ-મનની સાથેના જોડાણથી રહિત સ્થિતિ-પણ મનના દોષ રૂપ તો ખરીજ વ્યતિરેક લક્ષણાયુક્ત સમાધિનો પ્રકાર છે.

**૧૬ સગુણ.** સ+ગુણ=ગુણ સાથે જોડાયેલો આત્મા અન્વય લક્ષણાયુક્ત.

**૧૭ નિર્ગુણ.** નિ+ગુણ=ગુણ રહિત સ્થીતીમાં જોડાયેલો આત્મા વ્યતિરેક લક્ષણાયુક્ત.

**૧૮ સાપેક્ષ.** કોઇ એક શબ્દ બોલતાં તેના પ્રતિકુળ અર્થવાળો સામો શબ્દ હોય તે સાપેક્ષ કહેવાય છે. જેમ સુખના સામે દુઃખ અને દ્વૈતના સામે અદ્વૈત છે. તે તે દ્વૈત પ્રવાહ છે.

**૧૯ સોપાધિક.** માયા અને માયાના ચાર પાદ દેહ–દેહી (વ્યષ્ટિ) વ્યાપક (સમષ્ટિ) અને તુર્યની ઉપાધિ સાથેનો સ્વ સંવેદ્ય જે ૐકાર બ્રહ્મ તે.

**૨૦ નિરૂપાધિક.** માયા અને માયાના ચાર પાદની ઉપાધિ રહિત સ્થિતીનો પરસંવેદ્ય જે ૐકાર બ્રહ્મ તે.

**૨૧ અસ્મિતાખ્ય.** માયાનું તુર્ય સ્વરૂપ–હું હું પણાનું ભાન આપનાર માત્ર માયા સાથેનો તુર્યબ્રહ્મ અથવા ચોથો દેહ–દેહી.

**૨૨ અધિષ્ઠાન.** કલ્પિત–ભ્રાન્તિરૂપ મિથ્યા ભૂતા એવી માયાની કલ્પના જેના ઉપર મનકલ્પિત કલ્પાતાં જેના ચાર પાદો કલ્પવામાં આવે છે એવો પૂર્ણ અથવા પંચમ સ્વસંવેદ્ય બ્રહ્મ તેજ સર્વનું અધિષ્ઠાન છે.

**૨૩ અધ્યસ્ત.** અધિષ્ઠાન ઉપર જે અન્ય દ્રષ્ટિ કલ્પાય તે માયા અને તેમાં કલ્પાયેલા ચાર પાદો એ સર્વ કલ્પિત છે.

**૨૪ સાંખ્ય યોગ.** પાંચ શરીરો–અવસ્થાઓ–સોહં–સગુણ નિર્ગુણ પાદ સવિકલ્પ વિકલ્પ ભાવ. સ્વતોત્થાન પરતોત્થાન ભાવ–અને બોધ. આ સર્વ તત્વો જેમાં ડુબે તેનું નામ સાંખ્ય છે. આ વ્યતિરેક ભાવથી સમજાય છે.

**૨૫ બોધયોગ.** પાંચ શરીરો–અવસ્થાઓ–સોહં–સગુણ નિર્ગુણ ભાવ–સવિલ્પ નિર્વિકલ્પ ભાવ. સ્વતોત્થાન પરતોત્થાન ભાવ. એ સર્વ જેમાં જીવતાં હોય તે બોધયોગ છે. સાંખ્યની નીચે આ બોધયોગ–અન્વય રૂપ ગણાય છે. બોધ એ તુર્યપાદના અન્વયમાં અને સાંખ્ય તે તુર્યપાદના વ્યતિરેકમાં સમજવો જોઇએ.

**૨૬ વિકલ્પ.** શબ્દ અને અને અર્થથી જ્ઞાનભાન થતાં પણ જેના સ્વરૂપમાં વસ્તુથી શુન્યતા સમજાય. જેમ વંઝાનો પુત્ર એવા શબ્દોચ્ચાર થતાં પણ વસ્તુ એ જોતાં વંઝાનો પુત્ર મિથ્યા ભાષણ છે. એવા શબ્દને વિકલ્પ કહેવામાં આવે છે.

૨૭ **અન્વય.** માયાની ઉપાધિ યુક્તપણાનો બ્રહ્મભાવ.

૨૮ **વ્યતિરેક.** માયાની ઉપાધિ હીનપણાનો બ્રહ્મભાવ.

૨૯ **અધ્યારોપ અપવાદ.** ખોટી રીતે મુકેલો આરોપ અથવા અપવાદ.

૩૦ **માયા.** બુદ્ધિ તત્વને બ્રહ્મશક્તિ અથવા માયા કહેવાય છે.

૩૧ **અસત્પાદ બ્રહ્મ.** સ્વસંવેદ્ય ૐકાર બ્રહ્મનો છેક નિચેનો પાદ તે કેવળ અસત્ ભાવ-યુક્ત માયામય બ્રહ્મ તેની દેવતા–શક્તિબ્રહ્મ છે તે.

૩૨ **સત્પાદબ્રહ્મ.** અસત્ પાદનો સમાવેશ જેમાં છે એવો બીજો ચૈતન્યની વિશેષ સંજ્ઞાયુક્ત પાદનો માયામય બ્રહ્મ તેની દેવતા સૂર્યબ્રહ્મ છે.

૩૩ **સમપાદ બ્રહ્મ.** અસત્પાદબ્રહ્મ–સત્બ્રહ્મ એ બેનો સમાવેશ જેમાં છે–એવો તેથી પરેનો ત્રીજા પાદનો માયામય બ્રહ્મ તેની દેવતા વિષ્ણુબ્રહ્મ છે.

૩૪ **તૂર્ય–નેતીપાદ બ્રહ્મ.** અસત્પાદબ્રહ્મ–સત્પાદબ્રહ્મ અને સમપાદબ્રહ્મ એ ત્રણેનો સમાવેશ જેમાં છે–એવો તેથી પરેનો સ્વાધીન નામનો ચોથો નેતી પાદનો માયામય બ્રહ્મ તેની દેવતા શિવબ્રહ્મ અથવા ઇશ્વરબ્રહ્મ છે.

૩૫ **તૂર્યાતીત અથવા પંચમ પૂર્ણ—સ્વસંવેદ્ય બ્રહ્મ.** માયા અને માયામય ચાર પાદના અધિષ્ઠાની ભૂત. જે ૐકાર–કે જેમાં ઉપર બતાવેલા ચારે પાદનો અભેદ છે. એમ ચાર યુક્ત–અને ચાર રહિત. ચારનો અભેદ. જે પૂર્ણ એવો બ્રહ્મ ગણનો અધિષ્ઠાત્રી સ્વરૂપ-ચિતિ શક્તિનો સંપૂર્ણપણે પ્રકાશક પૂર્ણ સ્વયંજ્યોતિ–પંચમ પાદ બ્રહ્મ કે જેના વડે યાવત્ અધ્યસ્ત માયા ( બુદ્ધિ વિલાસ )નો પ્રકાશ છે. એવો ૐકારાત્મક ૐકાર સ્વરૂપ–ૐકારજ ગણપતિ–ગણેશ નામથી સ્વયં સ્વરૂપ છે તે પરબ્રહ્મ–પરમાત્મા–પરબ્રહ્મ છે કે જે સર્વ દેવ આદિ અનંત બ્રહ્માંડોનો ઉપાસ્ય બ્રહ્મ છે. જેને જાણવાથી જીવન્મુક્ત–બ્રહ્મીભૂતતાનો અનુભવ છે.

---

॥ यच्चान्यत्रिकालातीतं तदपि ॐकार एव ॥

ॐ सत्यं ज्ञानमनंतं ब्रह्म ॥

॥ ॐ त्वमेव प्रत्यक्षं तत्त्वमसि ॥

ॐ प्रज्ञानमानंदं ब्रह्म.



ॐ अहं ब्रह्मास्मि.

ॐ अयं आत्मा ब्रह्म.

ॐ मित्येदं सर्वंभू ત્યાંથી લગાયત यच्चान्यत्रिकालतीतं तदपि ॐकार एव ॥ ॐ मित्ये तदक्षर मुद्गीथ मुपासीत ॥ तस्य वाचकः प्रणवः तदुपास्यम् ॥ ततश्च ॐ मिति ध्वनीरभून स वै गजाकारः तत्तेपदं संग्रहेण ब्रविमि ॐ इति ॥ ॐकाररुपि भगवान्यो वेदादौ प्रतिष्ठितः ॥ ॐ मित्येकाक्षरं ब्रह्म ॥

# સ્વસ્વરૂપાનુસંધાન-વિચાર.

સનાતન વૈદિક ધર્મના સિદ્ધાન્તમાં ૐકાર સ્વરૂપમય શ્રીપંચાયતન સ્વરૂપ ૧ જગદંબા શકિત ૨ સૂર્ય ૩ વિષ્ણુ ૪ રુદ્ર શિવ અને ૫ શ્રીગણેશ આ પાંચ નામથી ઉપાસના કરવા આજ્ઞા છે. પાંચે સ્વસ્વરૂપમાં અભેદ થાય તોજ ૐકાર ઉપાસના સ્વતઃસિદ્ધ જ છે. એમ ધ્યાન કરવામાં अ, उ, म, આ ત્રણની ઐકયતા તે નાદ અને તે સર્વમાં સ્વતઃસિદ્ધ સ્વરૂપ बिन्दु તેજ સ્વસંવેદ્ય અધિષ્ઠાન બ્રહ્મ છે એમ પાંચના અભેદને શાસ્ત્ર સ્મૃતિ પુરાણ વેદ-ઉપનિષદથી સદ્‌ગુરૂ દ્વારાએ સિદ્ધ સમજીને ઉપાસના એટલે ધ્યાન કરી ગુરૂ કૃપા પ્રાપ્ત કરવી જોઇએ.

ૐકાર જ ધ્યાન કરવા યોગ્ય વેદ માન્ય છે, તો ૐકારનું જ સ્વરૂપ જેમનું તેમ કાયમ રાખી તેજ સ્વતઃસિદ્ધ સ્વરૂપથી ધ્યાનમૂર્તિ સમજવી જોઈએ આગ્રહી જીવબુદ્ધિની કલ્પનાના નવી રીતના સ્વરૂપના કોઇપણ આકાર ઓળખાણની મૂર્તિની ભાવના જોડી લાવી ધ્યાન કરવાનું નથી, એટલે પંચાયતનમાં કોઇએક નામના આકારના આગ્રહની જરૂર નથી. ૐકારનો જેવો તેવો આકારજ ધ્યાન કરવા યોગ્ય જાણવો.

સ્વ સ્વરૂપાનુસંધાનથી શ્રેષ્ટતર માત્ર પરતોત્થાન કાળનો "ૐ" આવી રીતનો સમજવાનો છે. અને સ્વતોત્થાન એટલે ધ્યાન કાળનો ૐકાર ૐ આવી રીતે જાણવાનો છે. સ્વરૂપમાં ફેરફાર કરવો નહીં. સ્વતઃ સિદ્ધ જેમનો તેમ ધ્યાનમાં ધ્યેય રૂપ છે, પંચાયતન અભેદ સાથે નવિમૂર્તિનો ભેદ જુદો જણવવાનો નથી. એજ સનાતન વૈદિક ધર્મનો શુદ્ધ ધ્યાન સ્વરૂપનો સત્ય માર્ગ પ્રમાણભૂત છે. ततश्चोमिति ध्वनीरभूत सवै गजाकारः ॥ ઉચ્ચારમાં પણ ૐ અને ધ્યાનમાં પણ તેનું સ્વરૂપ એટલે ૐ સ્વસ્વરૂપ. એમ પૂર્ણરૂપે સ્વતઃસિદ્ધ પરમાત્મા પોતાનું સ્વરૂપ છે.

( અન્ય કોઇ મૂર્તિ કાઢી તેની નિચે ૐકાર લખી ધ્યાનમૂર્તિ બતાવવાની જરૂર નથી. )

ॐ श्रीमन्महा गणाधिपतये नमोनमः ॥ १ ॥

ॐ तत्सदिति श्रीमद्योगगीता [illegible]गमासु योगामृतार्थशास्त्रे श्रीमदान्त्ये पुराणोपनिषदि मौद्गले नवमखण्डे योगचरित्रे मुद्गल दक्ष संवादे श्रीमद् गार्ग्य भाष्य सह ॥

# ॥ श्रीमद् योगगीता प्रारंभ ॥

## स्वानंदिनि गुर्जर भाषायां टीका ॥

---

॥ दक्ष उवाच ॥ धन्योहं कृत कृत्योहं कृतस्त्वया महामुने ।
येन गणेश महात्म्यं श्रावितं योगदायकं ॥१॥

અર્થ:—સૃષ્ટિના આરંભ પહેલાંના કલ્પમાં દક્ષ પ્રજાપતિના યજ્ઞ સમયે પાર્વતીએ દેહ ત્યાગ કીધો, તેથી શ્રી સદાશિવના ગણોએ દક્ષ પ્રજાપતિનું માથું કાપી નાખ્યું–પછી અજાનું માથું લાવી ચોટાડ્યું, તેથી "બેં બેં" એવી દ્વૈત ભાષા બોલાઈ–તેથી અત્યંત દુઃખી થયા હતા અને ભયભીત રહેતા હતા, કેમકે દ્વૈત ભાષા જીવદશાની છે અર્થાત મિથ્યાભિમાન કરવાવડે દક્ષ પ્રજાપતિ દેવપદમાંથી ઉતરી અદ્વૈતયોગથી ભ્રષ્ટ થયા હતા, આથી મહાન્ ખેદયુક્ત રહેતા હતા. ત્યારપછી ભૃગુની વિનંતી ઉપરથી શ્રીમાહાદેવજીએ દક્ષનું નરનું માથું કર્યું, પણ ખેદ ગયો નહિં તે પછી કોઈક કાળે શ્રીમન્માહા મુદ્‌ગલ મુની આવી ચઢયા. તેમણે દક્ષનો શોક ટાળવા માટે બ્રહ્માના મુખથી શ્રવણ કરેલો ગણેશનો યોગરૂપ મહિમા (પૂર્ણ બ્રહ્મયોગ) સમજાવવો શરૂ કીધો–કે જે ત્યારપછી વ્યાસ માહારાજે જાણ્યો. આ પૂર્ણ યોગસ્વરૂપના મહિમાને જગત્ કલ્યાણાર્થે પ્રસિદ્ધ કરવા માટે વેદાન્ત ઉપનિષત્ પ્રમાણથી બ્રહ્મસૂત્ર બાંધ્યાં અને વેદરહસ્યનાં પુરાણો રચ્યાં. આ દક્ષ મુદ્‌ગલ સંવાદરૂપ ઉપનિષદ્ વેદાન્તને પુરાણોના શિરોભાગરૂપે પુરાણ ઉપપુરાણના અંતમાં નવમ ખંડરૂપે પ્રસિદ્ધ કરી સુત પુરાણીને કહ્યું. સુતે–શૌનકાદિકને કહ્યાં અને કલિ દોષ નિવારણાર્થે જગતમાં પ્રસિદ્ધ મુક્યાં–આ અષ્ટ વિનાયક સ્વરૂપે આઠ ખંડનું વર્ણન વર્ણવ્યા પછી આ નવમા ખંડમાં પૂર્ણબ્રહ્મ ૐકાર સ્વરૂપ શ્રીમાહાગણપતિના વર્ણનરૂપે આ યોગગીતા કહી, બ્રહ્મવિદ્યા જ્ઞાનથી બ્રહ્મભૂયતા સિદ્ધ કરી છે; તે યોગગીતા માહાગણપતિની કૃપાથી કહીએ છીએ. દક્ષ પ્રજાપતિ કહે છે કે હે મહામુને મુદ્‌ગલ માહારાજ !!! હું ધન્ય ધન્ય છું અને હું કૃતાર્થ થયો છું. આપે શ્રી ગણેશ સ્વરૂપનું યોગદાયક મહાત્મ્ય જે શ્રવણ કરાવ્યું તેથી કૃતાર્થ થયો છું.

गणेश गीता सारादि कथितं तु वशेषतः ।
ज्ञानं योग मदं र्ण संक्षेपेण त्वयापरं ॥२॥

**અર્થ**:—વળી તમોએ ગણેશ ગીતાદિ સારવડે જ્ઞાનયોગ સંક્ષેપથી વિશેષે કરી વર્ણવ્યો કે જે જ્ઞાનયોગ પૂર્ણયોગપદને આપનાર છે.

तत्र बुद्धं मया सर्वं अतः सौलभ्यतो वद ।
योगं क्रमयुतं पूर्णं येन योगी नरो भवेत् ॥३॥

**અર્થ**:—છતાં તેથી કરીને પૂર્ણબ્રહ્મનું પૂર્ણસ્વરૂપ જાણવા સમજવામાં આવ્યું નથી, તેથી પૂર્ણ પરમપદ જાણવામાં આવે એવા યોગને ક્રમયુક્ત કહો કે તે જાણીને પૂર્ણ પરબ્રહ્મને પ્રાપ્ત થઈ માણસ યોગી થાય છે.

सूत उवाच ॥ एवं पृष्टो महायोगी मुद्गलस्तमुवाचयत् ।
हर्षेण महतायुक्त स्तत्तेहं कथयामितु ॥४॥

**અર્થ**:—એ પ્રમાણે પુછવાથી સુતપુરાણી શૌનકાદિક ઋષિઓને કહેતા હવા–કે એ પ્રમાણે દક્ષ પ્રજાપતિએ જ્ઞાનયોગના માર્ગવડે ક્રમયુક્ત પૂર્ણબ્રહ્મ સ્વરૂપની જાગૃતી મેળવવા અને યોગીરૂપ (જીવન્મુક્ત) થવા પુછયું. ત્યારે શ્રીમન્ મુદ્ગલ મહામુનીએ હર્ષવડે અતિ મહત્તાથી દક્ષ પ્રજાપતિને જે યોગ વર્ણવ્યો તે તમોને હું કહું છું.

मुद्गल उवाच ॥ धन्योसि कृत कृत्योसि साक्षाद्गणपतेः किल ।
विभूति वाचकस्तत्र न चित्रमिदमुत्तमम् ॥५॥

**અર્થ**;—હે દક્ષ પ્રજાપતિ !!! તમને ધન્ય છે. તમે કૃતકૃત્ય છો. તમો સાક્ષાત મહા ગણપતિના પરમ ઉપાસક છો. તમો શ્રીમાહાગણપતિની વિભુતિ (કૃપા) સ્વરૂપ છો. આ એક ઉત્તમ સ્વરૂપ છે–કે જે ચિત્રરૂપ નથી જ નથી.

त्वया पृष्टं महाभाग लोकोपकारकारकं ।
सर्वेषां सुलभत्वेन योग शान्तिपद प्रदम् ॥६॥

**અર્થ**:—તમો મહા ભાગ્યવાન પુરૂષ છો. તમોએ માત્ર લોકોનો ઉપકાર કરવાને માટે આ પુછેલું છે-કે લોક સમૂહને યોગની શાન્તિનું પરમપદ સુલભતાથી પ્રાપ્ત થાય.

[illegible] ते प्रीत्या गुह्यं वेद रहस्यकं ।
शृणुष्वैकमनादक्ष योगं शान्ति प्रदायकम् ॥७॥

**અર્થ**:—હે દક્ષ !!! આ યોગમાર્ગથી શાન્તિ આપનાર એવા ગુહ્યમાં ગુહ્ય વેદ વેદાન્તના રહસ્યને અતિ પ્રિતિવડે તમોને કહું છું. જે એક મનવડે એટલે એકાગ્ર મનવડે તમો સાંભળો.

**चित्तं पंचविधं प्रोक्तं तेषु पंचविधोरसः ।**
**सरसं चित्तमुत्सृज्य योगी भवति मानवः ॥८॥**

**અર્થઃ**—( અહિંયાંથી જ યોગગીતાનો આરંભ થાય છે ) આ ગીતા વચનમાં વેદના ગુપ્ત રહસ્ય સાથે અભેદ પૂર્ણયોગનું વર્ણન છે. જીવાત્માસ્વરૂપ મનુષ્યના પાચ પ્રકારમાં પામર અને વિષયી સ્વભાવના જનો આ જ્ઞાન–યોગની પૂર્ણતાને સમજવા કે પ્રાપ્ત કરવા યોગ્ય ગણાય નહિં તેથી "અધિકારી અને તેથીપરે જીજ્ઞાસુ અને સર્વથી પરે મુમુક્ષુ સ્વભાવના પરમપ્રેમી ભક્તજન હોય તેના હૃદયમાં આ ગુપ્ત રહસ્ય શ્રદ્ધા સહિત ઠરે છે તેથી મુમુક્ષુજેવા "પરમશ્રેષ્ટ અધિકારી ભક્તને માટે આ ગીતા કહેવામાં આવી છે. જેમ શાસ્ત્રમાં પ્રથમ સૂત્ર अथातो ब्रह्म जीज्ञासा છે તેમ યોગગીતામાં આ સૂત્રવત આઠમો શ્લોક જાણવો કેમકે તે શ્લોક કેવલ અભેદ પૂર્ણયોગના પ્રતિપાદનના અર્થે છે. સુલભયોગની પ્રાપ્તને માટે આ ચિત્તના પાંચ પ્રકાર કે જે આગળના શ્લોકમાં કહેવાશે. એ પાંચ પ્રકાર સાથે પાંચ પ્રકારનો તેનો રસ એટલે મોહ છે. પાંચ પ્રકારના ચિત્તવડે પાંચ પ્રકારથી માયા વિહારાત્મક બ્રહ્મ પાંચ પ્રકારના મોહયુક્ત છે અને તે યોગીજનોના હૃદયમાં સમજાઈ રહેલા છે. તે જાણવાથી દરેક પ્રકારના સ્વસ્વવિહારના રસ સાથેના ભોગોનો ત્યાગ કરવાથી જીવાત્મા યોગી થાય છે.

**क्षिप्त मूढं च विक्षिप्त मेकाग्रं च निरोधकं ।**
**चित्तं पंचविधं विद्धि जगत्सु ब्रह्मसुस्थितम् ॥९॥**

**અર્થઃ**—૧ ક્ષિપ્ત ૨ મૂઢ ૩ વિક્ષિપ્ત ૪ એકાગ્ર ૫ નિરોધ એવા ચિત્તના પાંચ પ્રકાર છે. આ પાંચ પ્રકારમાં સ્વસ્વ વિહારાત્મક મોહ સહ આ જગતને વિષેના જીવાત્માઓ બ્રહ્મસ્વરૂપર્થી સિદ્ધ છે. પહેલાંના ત્રણ પ્રકારવડે જીવાત્માઓ ભોગ અને મોક્ષની ચિત્ત વૃત્તિ યુક્ત છે અને ચોથા તથા પાંચમા પ્રકારના જીવાત્માઓ પરબ્રહ્મ સ્વરૂપની પ્રાપ્તને માટે બ્રહ્મમાં અનુક્રમે સ્થિતિ કરવાવાળા છે. ચિત્તના પ્રકાર પ્રમાણે તો બ્રહ્મના જુદા જુદા ભાગ સમજાય છે, કેમકે બ્રહ્મ પરમાત્મા અભેદ છે. તેથી બ્રહ્મમાં ભિન્ન ભિન્નતાનો અસંભવ જાણવો તેથી મહાવાકયોનો વિરોધ ન આવે તેમ જાણવું જોઈએ. અભેદાત્મક બ્રહ્મનું પ્રતિપાદન માહાવાકયોમાં છે અને તેમજ સમજનાર યોગીજનોનાં હૃદય કૃતકૃત્ય હોય છે, કેમકે યોગીજનો સંપ્રજ્ઞાત સમાધિયોગથી યોગસાધક છે. સાધક યોગીજનો સમજે છે કે–વેદમાં નાના પ્રકારથી બ્રહ્મનું પ્રતિપાદન પણ છે અને તેજ ક્રમથી ચઢતે ચઢતે પૂર્ણયોગને પ્રાપ્ત થાય છે. જેમ अन्नं ब्रह्मेति व्यजानात्–प्राणो ब्रह्मेति । ઈત્યાદિ અન્ન, પ્રાણાદિ ભેદવડે બ્રહ્મનું પ્રતિપાદન થાય છે. તેમજ द्वे ब्रह्मणि वेदितव्ये ઇત્યાદિ શ્રુતિ

પણ બ્રહ્મના ભિન્નપણાને જણાવે છે તેમ ॐमित्येकाक्षरं ब्रह्मेति। ઈત્યાદિ શ્રુતિઓથી બ્રહ્મનું ભિન્નત્વ સમજાવેલું છે. એ સર્વ ક્રમવડે ભેદ છતાં બ્રહ્મમાં અભેદ સ્વરૂપ છે તેમ આ પાંચ પ્રકારના ચિત્તથી પણ અભેદ જ સમજવું.

**व्यष्टि भावे स्थितायेतु जंतवो विविधात्मकाः ।**
**लक्ष चतुरशीतिषु योनिषु संभवाः किल ॥१०॥**

અર્થઃ—( હવે છ શ્લોકવડે ક્ષિપ્તચિત્તનું વર્ણન થાય છે ) ચોરાશિ લક્ષ યોનીમાં જારજ-અંડજ-સ્વેદજ અને ઉદ્ભીજ એવા ચાર પ્રકારથી અનેક જીવાત્મારૂપ આ જગત છે. તે સર્વે વિધ વિધ પ્રકારના દેહો ધારણ કરેલા જાણવા તેથી તે જીવાત્માઓ વ્યષ્ટિ સ્વરૂપ એટલે દેહની ભિન્નતાએ ભિન્ન ભિન્ન કહેવાય છે. જેને પ્રત્યક્ ચૈતન્ય અથવા ચિદાભાસ પણ કહેવાય છે. તે પોતપોતાના સ્વસ્વ દેહ વિહારાત્મકપણાથી પણ બ્રહ્મ જ છે.

**देह भोगाद मार्गेषु कुशलाः संभवंतिये ।**
**तेषु स्व स्व प्रपंचेषु नाना कार्य परायणाः ॥११॥**

અર્થઃ—તે વ્યષ્ટિરૂપ ભિન્ન ભિન્ન દેહધારી જીવાત્માઓ પોતાના દેહભોગાદિ માર્ગમાં દુઃખનાશક અને સુખ પ્રાપ્ત્યર્થ કુશલ પ્રવર્તે છે. તેઓ પોત પોતાનાં સ્વસ્વદેહ વિહારાત્મક ભોગોને માટે રજોગુણ તમોગુણને લીધે પ્રપંચ કરવામાં જુદા જુદા કાર્યોને આધિન વરતે છે. સ્વદેહાભિમાનને લીધે જ સુખ દુઃખાદિને પ્રાપ્ત કરે છે. શબ્દસ્પર્શરૂપરસગંધાદિ પ્રપંચમાં વિષયોના મોહવડે કાર્યપરાયણતા ભોગવે છે.

**तैः क्षिप्त कार्य सिद्धयर्थं चित्तं कार्येषु नित्यदा ।**
**तत्तत्कार्य प्रकाशेन प्रकाशयति तान् हृदि ॥१२॥**

અર્થઃ—તે જીવાત્માઓનું ચિત્ત હમેશાં ક્ષિપ્તપણાથી વિષયોના પ્રપંચમાર્ગમાં જ વહેતું ચાલે છે—પોતાના દેહાભિમાનપૂર્વક પોતાના કાર્યમાં ફતેહમંદ થવા માટે તેવાં તેવાં પ્રાપંચીક સાધનો પણ તૈયાર કરવામાં જાગૃત રહે છે.

**तेन कार्येषु दक्षास्ते भवत्यत्र न संशयः ।**
**तदेव क्षिप्त संज्ञंत्वं चित्तं जानीहि मानद ॥१३॥**

અર્થઃ—તે જીવાત્માઓ પોતાના પ્રપંચ સાધનદ્વારા પ્રપંચમાં દક્ષ જ ગણાય છે. મહા માનવાળા દક્ષ પ્રજાપતિ !!! આવા દેહાભિમાની અત્યંત પ્રપંચકુશળ પુરૂષોને ક્ષિપ્ત ચિત્તવાળા જાણો. क्षिप् ધાતુથી ક્ષિપ્ત શબ્દ સિદ્ધ થયેલો છે. ( દુરમાં દુર પડેલા તે )

**[illegible] कास्तेषु केचिज्ज्ञानाधिकामताः ।**
**मध्यमाः केचिदेवंतु नाना भेदाश्रिता नराः ॥१४॥**

**અર્થ**:—એવા ક્ષિપ્ત ચિત્ત વિહારી જીવાત્માઓમાં કેટલાએક અલ્પજ્ઞ એટલે કેટલાએક અલ્પ ચાતુર્યભરેલા—કોઈએક મધ્યમ—તેમ કેટલાએક પ્રપંચ સાધનદ્વારા પ્રપંચ કાર્ય કુશળતાને અધિકપણે જાણુવાવાળા—વળી કોઇએક વિષયોની પ્રાપ્તિમાં વિચાર યુક્ત—એમ અનેક પ્રકારના જીવો જેમનું ચિત્ત સમાનતાને પ્રાપ્ત થયું નથી એવા પોતપોતાના પ્રારબ્ધ કર્મફળ યુક્ત હોવાથી નાના પ્રકારના ભેદોનો આશ્રય કરીને રહેલા હોય છે.

त्रिविधेषु विभागेषु स्थिता नाना विभेदतः ।
नाना ज्ञानयुता स्तेषां रूपं न कथितुं क्षमम् ॥१५॥

**અર્થ**:—એ પ્રકારના પોતપોતાની બુદ્ધ ચાતુર્યના વિભાગ પૂર્વક ત્રિવિધ પ્રકારે **ઉત્તમ મધ્યમ અને અધમ** એવા નાના પ્રકારના અનંત વિશેષણોના ભેદવડે પ્રપંચ કુશળ જીવાત્માઓ **ક્ષિપ્ત ચિત્તવાળા** છે. પ્રપંચ કુશળ વિષયોના જ્ઞાનથી યુક્ત જીવાત્માઓના રૂપને વર્ણવવાને ક્ષમા કરવી યોગ્ય છે. કેમકે તે **સમાન ચિત્તવાળા** નથી.

लक्ष चँतुरशीतिषु जंतवो विविधात्मकाः ।
व्यष्टिस्थाः सर्वे कार्येषु ज्ञानहीना भवंतिये ॥१६॥

**અર્થ**:—હવે (ચાર શ્લોકવડે) મૂઢ ચિત્તવાળા જીવાત્માનાં લક્ષણુ વર્ણવાય છે. મૂઢ ચિત્તવાળા જીવાત્માઓ આ ચોરાશિ લક્ષયોનીમાં વિધવિધ પ્રકારના હોય છે. વ્યષ્ટિ સ્થિત ભિન્ન ભિન્ન દેહ ધારણુ કરવાથી—વિધવિધ યોનીમાં ઉત્પન્ન થયેલા હોવાથી આત્મા અને દેહની સમજણુ ધારણુ કરી શકતા નથી. દેહને જ આત્મા માને છે, દેહની ઉત્પત્તિ થવાથી પોતાની ઉત્પત્તિ અને દેહના મરણુમાં પોતાનું મરણુ માને એવા અજ્ઞાનને તે જ્ઞાનરૂપે માન્ય કરે છે. તેથી તે જ્ઞાનહિના ગણાય છે. પોતાના સાચા દુઃખના નાશના સાધનથી જ્ઞાનહિન હોય છે.

ते मूढाः कथ्यते लोके विषये चतुरैः सदा ।
तेषु नाना विधा भेदा अल्पाधिक सुमध्यमाः ॥१७॥

**અર્થ**:—એવા મૂઢ ચિત્તવિહારી, જ્ઞાનહિના જીવાત્માઓ જેમ ક્ષિપ્તચિત્તવાળા ચતુરાઇ દાખવવાવાળા છે તેમ આએ પણુ વિષયોને વિષે ચતુરાઇ બતાવવાવાળા છે. સ્વદેહાનુકુલ કાર્ય સાધનમાં મોહ પામેલા તેથી મૂઢ એવી ચિત્ત સંજ્ઞાવાળા કહેવાય છે. તેમાં **અલ્પ—મધ્યમ અને આધિક** એવા મૂઢ ભેદથી નાના પ્રકારના ઘણા છે.

तेषां प्रकाशकं चित्तं नाना मूढ स्वभावगं ।
तदेव मूढ संज्ञाख्यं चित्तं ज्ञातव्यमंजसा ॥१८॥

અર્થ:—એવા વિધવિધ પ્રકારના મોહના આવેશથી મૂઢ બનેલા જીવાત્માઓને મૂઢ ચિત્તવાળા જાણવા. આત્મચિંત:મણીને ભજવામાં મૂઢ સ્થિતિવાન હોવાથી મૂઢ બનેલા ( મોહ પામેલા ) જાણવા—મૂઢ ચિત્ત આલક જીવાત્માને જ મૂઢ કહેવામાં આવે છે.

परैः संबोधितो जन्तुर्न बुबोध विचारतः ।
कार्यं नानाविधं तस्य चित्तं मूढं प्रकिर्त्तितम् ॥१९॥

અર્થ:—એમ નાના નાના પ્રકારથી સ્વદેહ સુખસમજનાર—કાર્યનો વિચાર ન કરનારા તે મૂઢ ચિત્તવિહારી જીવાત્માઓ અન્ય જીવાત્માઓની પેઠે કાર્યના અર્થમાંજ વિચાર કરે છે. માટેજ સ્વાર્થપરાયણવૃત્તિથી મૂઢ ચિત્તવાળા કહેવાય છે.

व्यष्टि स्थाये नरा दक्ष स्वधर्मे निरताः सदा ।
नाना तपः परा भूत्वा मुक्तिमिच्छन्ति शाश्वतीं ॥२०॥

અર્થ:—આ ઉપર વર્ણવાયેલા ક્ષિપ્ત અને મૂઢ ચિત્તવાળા પુરૂષ જીવાત્માને પામર અને વિષયી સ્વરૂપ જાણવા. તેથી પરમપદની પ્રાપ્તિને માટે તે યોગ્ય ગણાતા નથી. હવે ( દશ શ્લોકથી ) વિક્ષિપ્ત ચિત્તવિહારી જીવાત્માનાં લક્ષણ વર્ણવાય છે. આ વ્યષ્ટિરૂપ જીવાત્માઓમાં ભિન્ન ભિન્ન દેહાભિમાની છતાં આ વિક્ષિપ્ત ચિત્તવાળા જીવાત્માઓ સદાએ સ્વસ્વ વર્ણાશ્રમ ધર્મમાં પ્રેમથીજ (નિરત) રહેવાવાળા હોય છે. વળી પંચાગ્નિ સાધન પત્ર વાયુ ભક્ષણાદિ તપ પરાયણ રહેવાવાળા હોય છે. એ પ્રમાણે રહેતે સતે સ્વાત્મ જ્ઞાનાત્મિકા મુક્તિની પ્રાપ્તિને માટે યત્ન કરનારા હોય છે. શક્તિ સૂર્ય અને વિષ્ણુની ઉપાસનાથી પરે શિવબ્રહ્મની તૂર્યપાદની ઉપાસનાથી સાલોક્યાદિ સાયુજ્ય મુક્તિના અર્થમાં શાશ્વતી મુક્તિનો અર્થ નથી. કેમકે મૃત્યુહિન લોકાધિશ તે શિવપદ છે ખરૂં પણ તેથી તે શાશ્વતપદ નથી. નૈમિત્તિક લય માં શિવપદ લોકનો લય નથી. પણ તેથી પરે પ્રાકૃત પ્રલયમાં શિવાદિપદ લોકનો લય છે. તેથી આ શાશ્વતી મુક્તિ એટલે બ્રહ્મભૂય મુક્તિના અર્થમાં છે. ब्रह्मवेद ब्रह्मैव भवति આ શ્રુતિ પ્રમાણે પુન:જન્મમર્ણ બંધનમોક્ષથી રહિત બ્રહ્મભૂય મુક્તિને શાશ્વતિ.મુક્તિ કહેવાય છે.

विषयेषु विरज्यैव सदा ब्रह्म परायणाः ।
कुर्वंति विविधं कर्माहर्निशंमुक्ति कारणात् ॥२१॥

અર્થ:—એવા વિક્ષિપ્ત ચિત્તવિહારી જીવાત્માઓ સ્વદેહ સુખદ અને દુ:ખનાશક પાંચ પ્રકારના વિષયોથી વૈરાગ્ય ધારણ કરે છે. દેહના નાશને અર્થે અન્ન ભક્ષણાદિકનો ત્યાગ કરવો કે આચ્છાદિકનો ત્યાગ કરવો. એવો અર્થ નથી. પણ સ્વદેહ પ્રારબ્ધ આધિન છે તેથી દેહના રક્ષણથી જ્ઞાન પ્રાપ્તિના

અર્થે દેહ ધારણ કરવાની જ ર જાણવી. દેહને વિષયાધિન બનાવવો નહિં. તેથી વૈરાગ્ય ધારણ કરવો જોઇએ. મુક્તિ સાધનગત–ચિત્તરસના ત્યાગ પૂર્વક સદા નિરંતર પરમાત્મા પરબ્રહ્મ પરાયણ રહે છે.

तदपि ब्रह्म हृदये न दृष्टं तै र्महात्मभिः ।
न संसार सुखे चित्तं तेषां रमति कर्हिचित् ॥२२॥

અર્થ:––જેમાં સત્વગુણ વાસ કરી રહ્યો છે. અને જેને મોક્ષથી જ રૂચી છે એવા આ વિક્ષિપ્ત ચિત્તવિહારી જીવાત્મા નાના પ્રકારના સત્કર્મો પરાયણ રહેતાં છતાં સ્વહૃદયે માયાવરણ યુક્ત ચિત્તની સ્થિતિ હોવાથી અદ્દરસ્થ પરમાત્માને જોઈ શક્તા નથી. તેમ તપાચરણથી આ મિથ્યા સંસારમાંની સુખ બુદ્ધિ પણ જન્મમર્ણ સંસરણ દુ:ખદર્શન રૂપની હોવાથી તે પણ તે વિષયોમાં રમતી હોતી નથી.

अतो विक्षिप्त चित्तास्ते मता योगिजनैः पुरा ।
ब्रह्मार्पण क्रियाः सर्वाः कुर्वन्त्यंतर बाह्यजाः ॥२३॥

અર્થ:––એમ સંસારમાં પણ સુખબુદ્ધિ થતી નથી અને પરમાત્માનાં પણ દર્શન નહિં. એમ ઉભય પ્રકારે સુખહિન તે સાત્વિક ગુણસંપન્ન વિક્ષેપ ચિત્તવિહારી ઉભય ભ્રષ્ટ હોય છે. બ્રહ્મદર્શનમાં પ્રેમ છતાં બ્રહ્મના અનુભવથી રહિત છે. પણ તે સમજે છે કે સત્વગુણથી નાના પ્રકારના તપવડે કોઇ યોગી જનની કૃપાથી કોઇએક કાળે પણ જાણીશ. તેથી ચિત્તનિગ્રહકારક ક્રિયાના નિશ્ચયથી. બાહ્ય શરીર શોષણાર્થ અને શરીર મિથ્યા મોહનાશનાર્થ બ્રહ્મર્પણ ક્રિયાજ કરે છે. કેમકે ત સંસાર સુખમાં ચિત્ત રસહીન છે. તેમ કર્મફળ આશાહીન સ્વભાવરૂપે અંતરકર્મ બ્રહ્માર્પણ કરતાં પણ તે કર્મફળ બ્રહ્મના અનુભવને પ્રાપ્ત કરી શક્યાં નથી.

विशेषेणेत्रक्षिप्तोहं संसारे मायया सदा ।
विगत क्षेपणं सर्वे नाना साधन भावतः ॥२४॥

અર્થ:––અ અહં ઉત્થાનવાળો જીવાત્મા વિક્ષેપ ચિત્તવિહારી–મુક્તિ પ્રાપ્તિહીન સ્થીતીરૂપ હોવાથી. ( નિરંતર અનંત કલ્પનો પણ અહં ઉત્થાન સહિત હોવાથી. ) આ સંસારને વિષે જન્મમર્ણરૂપ સંસરણથી વિશેષે કરીને ફેંકાયેલો જ છે એમ સમજવું. નાના પ્રકારના મોક્ષદાયક શાસ્ત્રોક્ત સાધનમાં રૂચીભાવથી યુક્ત છે ખરો. પણ પરમાત્માથી દૂર રહેવાપણું હજુ છુટેલું નથી.

तेषामुक्त्यर्थमत्यंतं प्रकाशयति भावनां ।
चित्तं क्रियात्मिकां तेन विक्षिप्तं तत्प्रकीर्त्तितं ॥२५॥

અર્થ:—તેવા વિક્ષિપ્ત ચિત્તવિહારી અહં અનુભવવાળા જીવાત્મા મુક્ત પ્રયોજનાર્થ નાના પ્રકારના સત્કર્મોની ભાવનાથી પોતાના ચિત્ત (બુદ્ધિ)નો પ્રકાશ કરી શકે છે. પણ પરમાત્મ તત્વમાં એકરસ અભેદ બની શકયો નથી. તેવા જીવાત્માઓને વિક્ષિપ્ત ચિત્તવિહારી જાણવો જોઇએ.

तत्र ना॰ . क्रयायाश्च सामर्थ्येन विमोहितः ।
जानाति देवतां तुष्टां ममो परि न संशयः ॥२६॥

અર્થ:—એવા જીવાત્માઓ નાના પ્રકારની સત્કર્મની ક્રિયાઓના સામર્થ્યથી વિમોહિતરૂપે તથા તપ સામર્થ્યબળે પોતાનામાં રહેલા અહં ઊત્થાનને ભ્રષ્ટ તો માનતા જ નથી. કેમકે રજો તમોગુણથી અહં મમના પ્રદિપ્ત રહે છે. તેથી સાત્વિક વૃત્તિવાળો આ જીવાત્મા સંસાર રસહીન ચિત્ત હોવાથી અહં મમથી રહિત થવા ઇચ્છે છે તે સમજે છે કે જેટલો હું અહં મમતથી રહીત હોઊ તેટલાજ પ્રમાણમાં મારા ઉપર તપના પ્રભાવથી દેવ સંતુષ્ટ થઈ કૃપા કરશે (તપપ્રભાવથી તેમ થાય તો તેમાં શંકા પણ નથી). એમ તેનું દૃઢ માનવાપણું છે.

कदादेव प्रसादादि गृह्य विक्षेप संयुतः ।
अनाधारां क्रियां कुर्याद्देवाज्ञा वशगोमुधा ॥२७ ॥

અર્થ:—એમ વિક્ષેપ ચિત્તવિહારી જીવાત્મા ઊભય પ્રકારે રસહિન છતાં તપ પરાયણ છે. કદા કોઈએક કાળમાં સત્કર્મ કર્તવ્યમાં અન્ય પ્રકારથી દ્વિવિધ પ્રકારની શાસ્ત્રાજ્ઞા સમજાય. ત્યાં મુનીઓનાં વચનો ઊત્તમ મધ્યમ અધમ અને અધમાધમ એવા ચાર પ્રકારથી આપત્કાલની ચિત્તશુદ્ધિને માટે બોધરૂપ માત્ર ( આપત્કાલના ) ધર્મોના પાલન માટે દરસાય. એવા સમયમાં પૂર્ણ સર્વજ્ઞ યોગીજનો તેને વિવેકથી જુએ છે, પણ પૂર્ણ ચિત્તભૂમિ દર્શનના અભાવથી તપ અને જ્ઞાનનિષ્ઠાવાળા અન્ય સ્વરૂપે માને નહિં. પણ દેવની આજ્ઞાને આધિન વર્ત્તિ અનાધાર ક્રિયા કરે.

स्वप्नेषु विविधान् भावान् पश्यति तद्गचेतसा ।
सत्यं स्वप्नं मदीयंतु मान्यं तादृशजं चरेत् ॥२८।

અર્થ:—આ વિક્ષિપ્ત ચિત્તવિહારી જીવાત્મા સમજે કે—જેમ જાગૃત અવસ્થામાં જુએ—સાંભળે—તે પણ ચિત્તમાં જ રહેલો જાણે છે. તેમ ભુતવર્ત્ત-માન અને ભવિષ્યમાં પણ તેજ છે. તેમજ સ્વપ્નાવસ્થામાં સંભળાય. જોવાય એમ થાય તો કોઈક કાળનું ચિંતીત જોવાય છે. માટે મારૂં સ્વપ્ન ( તપ યુક્ત બુદ્ધિવડે ) સત્ય જ છે. એમ માને છે. એવી માન્યતાએ તે કર્મ કરે છે. ત્યાં કદાપિ સ્વપ્નની વાત સત્ય ઠરી તો તેનું ફલ પણ પ્રત્યક્ષ જ સમજે છે, વળી સંશયયુક્ત સ્વભાવથી આ સ્વપ્ન મિથ્યા ઠરે તો વાયુ આદિક શરીરધર્મના

દોષથી થયું તો તેનું પણ પ્રમાણ શું ? ? પણ તપ પ્રભાવના મોહથી શાસ્ત્રાધાર " જેવું સ્વપ્ન તેવું જોવું. " તેજ પ્રમાણે અનાધાર કર્મ કરવું એવો નિશ્ચય થાય છે. અહિંયાં યોગ સૂત્રાર્થના અનુભવદાયક વ્યાસ ભાષ્યમાં પાંચ પ્રકારના ચિત્તમાં ક્ષિપ્ત–મૂઢ અને વિક્ષિપ્ત આ ત્રણ પ્રકારનું ચિત્ત યોગપક્ષમાં માન્યરૂપ નથી. કેમકે તે ત્રિગુણમાયાબંધ વિહારયુક્ત છે. ॥ गुणैस्त्रिभिरियंदेहे बध्नाति पुरुषं दृढम् ॥ इति स्मृतेः ॥ વ્યાસ મહારાજ કહે છે. આ ત્રણે ચિત્તથી સમાધિયોગ નથી. તેથી યોગપક્ષે તે માન્ય નથી. સાત્વિક ગુણ લક્ષણાયુક્ત જીવાત્મા આ સર્વ જગત બ્રહ્મજ સમજ્યા છે. તે કેવઃ જ્ઞાનવડે પૂર્ણ બ્રહ્માત્મક સમજાય. તે જાણતા નથી. વિકારયુક્ત બ્રહ્મના ચિંતવનથી તે સમજાતું નથી. બ્રહ્મનું વાસ્તવ સ્વરૂપ સવિકાર પણ નથી તેમ નિર્વિકાર પણ નથી ( વિશેષ ખુલાસા માટે ભાષ્યમાં જુઓ. )

एवं विक्षिप्त भावेन मोहितः सकदाचन ।
अनाधारं करोत्येव नाना तपः प्रभावतः ॥२९॥

**અર્થ**:—એ પ્રમાણે વિક્ષિપ્ત ચિત્તવિહારી જીવાત્મા. સાત્વિક સત્કર્મ આદિ તપના પ્રભાવથી મોહિતરૂપે અહંમમભાવ યુક્ત રહેતો છતો માત્ર અનાધાર ક્રિયા કરે છે.

समष्टि व्यष्टि संस्थं य चित्तं वैराटगं परं ।
तेन व्यष्टिं समाव्याप्य भुंक्ते सविविधं सुखम ॥ ॥३०॥

**અર્થ**:—હવે બાર શ્લોકથી એકાગ્રચિત્તના સ્વરૂપનું વર્ણન થાય છે. વ્યષ્ટિસ્થાનના પાછળ બતાવેલા–વિક્ષિપ્ત–મૂઢ અને ક્ષિપ્ત ચિત્તવાળા જીવાત્માઓની સ્થિતી સાચી રીતે તો એક ભાવરૂપ છે. જેમ ફોરાં પાણી રૂપજ છે. તેમ વ્યષ્ટિના જીવાત્માઓ એ **સમષ્ટિ** સ્થાનમાં ઐકયત્વ રૂપ છે. એટલે વ્યષ્ટિના અંતરમાં સમષ્ટિચિત્ત વિહારી આત્માનું વ્યાપકપણું હોવાથી તે ભાવ વિચારમાં **વ્યાપક** એટલે સમષ્ટિનો વિરાટ હમેશાં સ્થિત છે. તે પોતાની પ્રકૃતિના ભોગવિહારથી વ્યષ્ટિ રૂપે રમે છે. વ્યષ્ટિસ્થાનમાં જીવાત્માકૃત દેહ સુખને ભોગવે છે. અને મૃતમય ભોગોમાં અમૃતમય માને છે. એટલે વ્યષ્ટિમાં પણ સૂક્ષ્મ ભોગોનો તે **ભોક્તા** અંતરમાં સ્થિત રહે છે, તે વિરાટ છે. સ્વવર્ણાશ્રમમાં કહેલાં સત્કર્મો કરતાં અન્ન ભક્ષણ બાહ્ય શરીરને પુષ્ટિરૂપ થાય. અને સૂક્ષ્મ શરીરમાં દેવતાઓને સંતોષ થાય તેમ સ્વવર્ણાશ્રમથી વિરૂદ્ધ કર્મો કરી અન્ન ભક્ષણ થાય. તો તે અસુરોને સંતોષ આપવામાં આવે છે. એ પ્રકારે સર્વ વ્યષ્ટિગત જીવાત્માઓ દેવ. અસુરાદિ સ્થીતીઓના છે. અહિંયાં શ્રુતિ છે કે–प्राजापत्यादेवासुराश्चततः कनीयस एव देवा ज्यायसः असुरास्तएषु

लोकेष्व स्पर्शत इति श्रुतेः ॥ એ પ્રમાણેજીવાત્માઓકૃત સત્કર્મ-ભોગોમાં અત્યંત સૂક્ષ્મભોગ તે વિરાટ ખાય છે. કેમકે આ વિરાટ આત્મા પુરૂષ સર્વ જીવાત્માઓમાં વ્યાપક છે. વ્યાપકણાને લઇને તે ત્રેધાચિત્તરૂપ વ્યાપ્યમાં વિરાટ નામે વ્યાપક છે. તેનેજ એટલે વ્યષ્ટિમાં સમષ્ટિના આત્મસ્વરુપને જાણવાથીજ તે ચિત્ત એકાગ્ર કહેવાય છે. આત્મા વ્યષ્ટિસમષ્ટિમાં અભેદ હોવાથી તેને વિષે સ્થિરતા થવી તેજ એકાગ્રતા છે.

वैराटस्य क्रिया प्रोक्ता व्यापिका शास्त्र संमते ।
तत्र व्यापक भावस्य चित्तं प्रकाशदं मतम् ॥३१॥

**અર્થ**:—સર્વ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે કે આ વિરાટ પુરૂષની વ્યાપિકા ક્રીયા છે. તેથી આ વિરાટ પુરૂષ-ક્રીયામાં વ્યાપક ભાવથી સાક્ષાત્ બ્રહ્મના જ્ઞાનયુક્ત છે-કેમકે चिति संज्ञाने ધાતુથી તે સિદ્ધ છે. તેથી તે વ્યાપક વિરાટ ચિત્ત ( બુદ્ધિ ) ને પ્રકાશ કરે છે.

तत्वेषु विविधेष्वेव स्थूल सूक्ष्मादि गेषुच ।
व्यापक भावकाशत्वा चित्तं तेषुस्थितं मतम् ॥३२॥

**અર્થ**:—તત્વજ્ઞાનને આપનાર સમાધિના વર્ણનમાં સમજવું જોઇએ કે-સ્થૂલની જાગૃત અવસ્થા-પ્રત્યક્ષ બાહ્યભાવથીજ જણાય છે-ત્યાં સ્થૂલોમાં પંચભૂતાત્મક તત્વો તે સૂક્ષ્મ દેહની સ્વપ્નાવસ્થામાં લય જાય છે. એમ સ્થૂલ સૂક્ષ્મ દેહની જાગૃત સ્વપ્નાવસ્થા તે કારણ દેહની સુષુપ્ત અવસ્થામાં લય જાય છે. આ અવસ્થા આનંદાત્મિકા છે. અને પાંચ વિષયો વડે નિર્મિત છે. તેથીજ આ સુષુપ્તિમાં કંઇપણ સમજાતું નથી. કેમકે ત્રીઅવસ્થાનો ભોક્તા-વ્યાપક વિરાટ તૂરીય પુરૂષ-ત્યાં સ્થિત છે. અહંભાવ ધારણથી આ ત્રણે અવસ્થા અહંકારયુત છે, તેના અંતમાં મહતત્વ છે. અહંકારયુક્ત હોવાથી આ વ્યાપક પુરૂષ અજ્ઞાન સ્વરૂપે છે. વ્યાપ્યવ્યાપક ભાવમાં તાદાત્મ્ય થાય તે એકાગ્ર ચિત્ત કહેવાય છે. હવે તત્વોત્પત્તિ તપાસીએ. प्रकृतेः पुरुषात्परं ! આ શ્રુતિસિદ્ધ પરમાત્મા પુરૂષ અને પ્રકૃતિ શબ્દથી પરે છે તે પરમાત્મામાં यतोवाचो० આ સ્વરૂપે સ્થિત થવાની જરૂર છે ત્યારે તત્વનો નિશ્ચય કર્યા પછી તે સાધ્ય થાય માટે તત્વોના નિર્ણયમાં પુરુષ ,શબ્દ મૂળ ચેતન છે. તેમાં પ્રકૃતિ અચેતન (જડ) છે. મિથ્યા ભુતા છે. આ કલ્પિત મિથ્યાભુતા પ્રકૃતિસહ અંતર્ગત પુરૂષ વડેજ આ સૃષ્ટિસર્જનમાં તે સમર્થ ગણાય છે, તેજ સબલબ્રહ્મ-શબ્દબ્રહ્મ-અધિષ્ઠાન બ્રહ્મ-અથવા સગુણબ્રહ્મ ઊત્તમ પુરુષ કહેવાય છે. તેની મિથ્યાભુતા અવ્યક્ત પ્રકૃતિ સ્વરૂપમાં પડેલું ઊત્તમ પુરૂષનું બિંબ ઇશ્વર કહેવાય છે. આ અવ્યક્તજ મહત્તવ થતાં આ ઇશ્વરજ સર્વાંતર્યામી છે સર્વ તત્વના અંતરમાં સ્થિત મહતત્વ છે. તે પછી ઇશ્વર પુરૂષથી સબંધ થતાં મહ-

તત્વમાં અહં વિકલ્પ ઉત્પન્ન થાય છે. અને આ અંતર્યામી અહંભાવ ધારણ કરે છે. તે પછી અહંભાવ પ્રાપ્ત ઇશ્વર પુરૂષ વડે પ્રેરીત અહંકાર રૂપે પ્રકૃતિમાં ત્રિગુણો ઉત્પન્ન થાય છે. આ પુરૂષજ ત્રણ રૂપ ગણાય છે. તે एकोहंबहुस्याम् છે. તે અહંકાર ત્રણ ગુણ પુરૂષ વડે પ્રેરાયલો હોવાથી પોતપોતાના ગુણરૂપે સૃષ્ટિને રચે છે. ત્યાં તમસ ગુણથી શબ્દ સરજાય છે. તેથી આકાશ થાય છે આકાશ વડે સ્પર્શ સરજાય છે અને તેનાથી વાયુ થાય છે—વાયુથી રૂપ સરજાય. અને રૂપ વડે તેજ થાય છે. તેજ વડે રસ સરજાય અને તેનાથી પાણી થાય છે—પાણી વડે ગંધ સરજાય અને તેથી પૃથ્વી થાય છે. એ પ્રમાણે **દશવિધ તામસી** સૃષ્ટિ છે. તેથી આ જગત કેવળ—તમસ ગુણ મય છે. હવે તેના સત્વગુણ વડે દેવતાઓ સરજાય છે. તેથી જ્ઞાન ક્રિયા ચાલક દેવતાઓ છે. વાણીના અગ્નિ—ચક્ષુના આદિત્ય—કર્ણના દિશા—નાસીકાના અશ્વિની કુમારો અને ત્વચાના વાયુ દેવતાઓ છે—તેમ પાંચ કર્મેન્દ્રિય—પૈકી હાથના ઇન્દ્ર—જીવ્હાના વરૂણ—પાદના વિષ્ણુ—લિંગના બ્રહ્મા અને ગુદાના મૃત્યુ એમ છે. સર્વ ઇન્દ્રિય ધર્મ પ્રકાશકપણાથી આ તમસ તત્વોમાં જ્ઞાનમય સત્વ ગુણ છે. આ અધ્યાત્મ પંચભુતાત્મક કહેવાય છે. હવે અધિદૈવત પંચક કહેવાય છે. સત્વરજ ગુણ ક્રિયાત્મક તે છે. અને અધીભુત રજોગુણ તમોગુણથી જ્ઞાન-કર્મ ભેદાત્મક પંચક કહેવાય છે. અ પ્રમાણે સમષ્ટિમાં મૂળ રૂપે રહેતાં વ્યષ્ટિમાં જણાતાં સમષ્ટિ વ્યષ્ટિનાં અભેદમાં તત્વો જાણવાં. એ પ્રમાણે કપિલ સાંખ્યમાં કથેલું છે. વેદમાં પણ તેમજ છે—कतमे रुद्राइति । दशेमे पुरुषे प्राणाः आत्मैकादशस्ते यदास्मान्मर्त्याच्छरीरादुत्क्रामंति अथरोदयंति तद्यद्रोदयंति तस्माद्रुद्रा इति श्रुतेः ॥ આ શરીરમાં દશ પ્રાણ અને દશેન્દ્રિય સમૂહ છે, તે સત્વરજ તમોગુણના ભેદે કરીને દશ સંખ્યાથી જાણવા. અહિંયાં અગિયારમો અહંકાર જાણવો. આ અહંકારથીજ દશ સ્વરૂપ બંધાય છે. એ આત્મા ચૈતન્યવાચક શબ્દ નથી. એમ નિરૂક્તમાં પણ વર્ણવેલું છે. વળી કાપિલ સાંખ્યમાં—सत्व रजस्तमसां साम्यावस्था प्रकृतिः । प्रकृतेर्महान् महतोहंकारोहंकारात्पंचतन्मात्रा यदुभयमिंद्रियं तन्मात्रेभ्यः स्थूल भूतानि पुरुष इति ॥ पंचविंशति गण इति सूत्रात् એ રીતે પચીસ તત્વોના અંડમાં માત્ર એક પુરૂષ ચેતન છે. આ મહાકારણ ભુત અહં સ્વરૂપ તે તૂરીય પુરૂષ (ઇશ્વર) છે. તેથી સર્વ અહંકાર સ્વરૂપ છે. આ તત્વમાં સમાધિ સ્થિતીરૂપ તે એકાગ્રચિત્ત છે—તેથી સમાધિ રૂપ એકાગ્ર ચિત્તથી તત્વજ્ઞાન થાય છે. આ સર્વથી ઉત્તમ—તે ઉત્તમ પુરૂષ નામનો ૐ સબલબ્રહ્મ છે. તે તુર્ય પુરૂષથી ઉત્તમ છે—તે નોખો છે.

**समष्टि व्यष्टि संयोगेन्नं ब्रह्म स्थूलगं परं ।**
**तथा स्वप्न गतं सूक्ष्मं सौषुप्तं सम संस्थितं ॥३३॥**

અર્થ :—આ સમષ્ટિમાં વ્યષ્ટિ લય રૂપ હોવાથી સમષ્ટિ વ્યષ્ટિ સંયોગમા સમષ્ટિના જાગૃત અવસ્થાના આત્મા વૈશ્વાનર કે જે વિરાટ કહેવાય છે—તે જાગૃત અવસ્થામાં વ્યાપક છે—તેમ વ્યષ્ટિની જાગૃત અવસ્થાના જીવો ભિન્ન ભિન્ન દેહ વિહારીપણાથી છે. તેના સંયોગમાં અભેદપણાથી—સ્થૂલપંચભુતમાં તાદાત્મ્યપણા વડે ગમન કરનાર તે સોપાધિક છે. અહિંયાં રાજસ અહંકાર જાગૃત રાજસ છે. ત્યાં વિરાટ અંતર્યામીપણાથી વ્યષ્ટિગત વિશ્વ નામનો જીવાત્મા જાગૃત અવસ્થામાં પ્રાણધારક છે. તે મૂળ સમષ્ટિનો આત્મા વૈશ્વાનર છે. તેના યોગે પરમ અન્ન ભક્ષણ કરવાથી તેજકોશમાં અન્નમય વિર્ય પ્રકટ થાય છે. તેજ પ્રમાણે માતામાં રક્ત થાય છે, આ બેના સંમીલનમાં આ જાગૃત દેહની ઉત્પત્તિ થાય છે. તેથી તેનો અન્નમય કોશ કહેવાય છે તેજ પ્રમાણે વૈશ્વાનરનો પણ અન્નમય કોશ છે. તેના વ્યાપકપણાને લઇને વિશ્વાત્મક દેહ પણ વ્યાપક રૂપે કહેવાય છે. વ્યાપ્ય વ્યાપકના અભેદમાં અન્ન બ્રહ્મ છે. તેથી સંપ્રજ્ઞાત સમાધિનો લાભ થાય છે. તેમ સ્વપ્નઅવસ્થાના સૂક્ષ્મ દેહમાં પ્રાણમય અને મનોમય કોશ છે. અને તેમાં હિરણ્યગર્ભ વ્યાપક છે. તેને વ્યષ્ટિમાં તૈજસ કહેવાય છે. તેમ સુષુપ્તિ અવસ્થાના સમ—કારણ દેહમાં વિજ્ઞાનમય કોશ છે. અને ત્યાં અવ્યાકુત રૂદ્રપ્રાજ્ઞ નામથી વ્યાપક વ્યાપ્ય છે. એમ ત્રણ દેહ અવસ્થાના ભેદનો વ્યાપ્ય વ્યાપક સબંધથી વ્યષ્ટિ અને સમષ્ટિનો અભેદ સબંધછે.

चेतना भावगं पूर्णं तद्भावादात्मकं मतं ।
अस्मिताख्यं परं ब्रह्म तेषु चित्तं प्रकीर्तितं ॥२४॥

અર્થ:—તૂર્ય પુરૂષના સંગમાં ચેતન ભાવને પામેલી. આ મહત્તત્વા ત્રિગુણોના ભેદથી જે વિદ્યા અવિદ્યા રૂપ પ્રકૃતિના મૂળ ભુત અથવા ત્રણે ગુણોની સામ્યાવસ્થારૂપ પ્રકૃતિ—તે ચૈતન્યના આધારવાળી ચેતનાત્મક અવસ્થામાં પુરૂષ વિહારી છે. નીચેની બે અવસ્થાના વિહારહીન યોગમાં. ત્રીજી અવસ્થાનો અનુભવ છે તેમ ત્રણ અવસ્થાના અભેદ યોગમાં અને યોગહીનપણાએ આ તૂરીય અવસ્થા છે—तूरीयंत्रिषु संततम् ॥ स्मृतेः ॥ એટલે જેમાંથી ત્રણે ગુણ પુરૂષનો પ્રાદુર્ભાવ છે. જેમ સુવર્ણમાંથી અલંકાર છે. તેમ જેમાંથી ત્રણ પાદ—ત્રણ ગુણ ત્રણ અવસ્થા ત્રણ દેહ સમષ્ટિ વ્યષ્ટિના અભેદે પ્રાદુર્ભાવને પામે છે. અને તેમાંજ લય જાય છે તે ત્રિગુણાત્મક તૂર્યા—અવસ્થા કહેવાય છે. तदेव नादात्मकं ॐकार ध्वनीः इति ॥ તેજ अस्मिताख्यं એવો ચોથો પાદ છે. તે કેવળ અહંકારાત્મક હોવાથી હું છું એવા રૂપે વર્ણવાય છે, તેમાં ત્રીગુણાત્મક જગતનો લય થાયછે. જ્ઞાનરૂપે અહીયાં विश्व तच्चक्षुः આ શ્રુતિથી અનંત અપાર બ્રહ્માંડનો ધારક આ તૂરીયપાદ જો ઇશ્વર જેને અસ્મિતાખ્ય દેહવાળો કહ્યો તે ધારણ કરે છે. अरइदंमहद्भूत

मनंतमपार विज्ञानघन एवैतेभ्योभूतभ्यः समुत्थाय तान्येवानुविनश्यति न मेत्य संज्ञास्तीविश्रुतेः ॥ એને જ અવ્યાકૃત કહેવાય છે. बिशेषेणा समंताव्कृतं त्रिगुणात्मकं जगद्येन स स्वयमव्याकृतः ॥ આ તૂર્યપાદનો પુરૂષ સાક્ષ ઈશ્વર જેનો અસ્મિતાખ્ય દેહ કહેવાય છે.

समष्टि व्यष्टि भागस्य तयोरैकस्य च प्रयो ।
प्रकाशकारकं विद्धि चित्तमेकाग्र संज्ञितम् ॥३५॥

અર્થ:—આ એકાગ્ર ચિત્તની સ્થિતિએ અવ્યાકૃત બ્રહ્મમાં સમષ્ટિ વ્યષ્ટિ જીવાત્માઓની ઐકયતા જ છે અને તેથી સમષ્ટિ વ્યષ્ટિના ભેદોને જાણુવાવાળો પણુ તેજ છે. આ ત્રિગુણાત્મક અભેદ સ્વરૂપ સમષ્ટિ વ્યષ્ટિના ભેદોનો પ્રકાશ-કારક છે તેથી આ ચિત્ત સંજ્ઞા એકાગ્ર કહેવાય છે.

समष्टि व्यष्टि भावेषु नभिन्नं भवतीत्यहो ।
तेनैकाग्रं समाख्यातं चित्तं तद्ज्ञान कारकम् ॥३६॥

અર્થ:—હવે તેનો અનુભવ કહેવાય છે કે–આ તૂરીયાખ્ય–અસ્મિતાખ્ય દેહવાળો ત્રીગુણ વિહારીપણાથી–સમષ્ટિ વ્યષ્ટિ અભેદાત્મબ્રહ્મ સહ જાગૃતસ્વપ્ન સુષુપ્તિના લયવાળો છે–તે ચોથો છે. આ અભેદાત્મકમાંથી સમષ્ટિ વ્યષ્ટિના ભેદો ઉત્પન્ન થાય છે–તેથી આશ્ચર્યપૂર્વક અહો શબ્દ વાપરેલો છે. ત્રીગુણ ભાવાત્મક સમષ્ટિ વ્યષ્ટિના અભેદમાં ભિન્નત્વનું જાણુવાપણું સમાયેલું છે તેથી આ ચોથો ચિત્ત પ્રકાશક એકાગ્ર ભાવ જ્ઞાનકારક છે તેથી આ સ્થાને અસ્મિતાનુગત સંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે.

देहश्चतुर्विधः प्रोक्तः स्थूलः सूक्ष्मः समात्मकः ॥
अस्मिताख्यश्चतुर्थश्च तेषु देहीस्थितो मतः ॥ ३७ ॥

અર્થ:—સ્થૂલ એ જાગૃત અવસ્થાનો દેહ–સૂક્ષ્મ એ સ્વપ્નાવસ્થાનો દેહ અને સમાત્મક અથવા કારણુ એ સુષુપ્તિ અવસ્થાનો દેહ. એ ત્રણેના ભેદોનો લય જેમાં છે એવો માહાકારણ–અથવા અસ્મિતાખ્ય નામવાળો ચતુર્થ તુરીયાવસ્થાનો દેહ એ પ્રમાણે ચાર દેહનો તે આત્માદેહી છે. તે ગુણોનો ભોક્તા હોવાથી દેહી કહેવાય છે. આ દેહ અને દેહી રજ્જુ સર્પવત્ વિવર્ત્ત ભ્રાન્તિ સ્વરૂપ છે. આ સવિતર્ક સંપ્રજ્ઞાત સમાધિનું લક્ષણ છે. ( ભાષ્યમાં જુઓ).

देहेषु मोहितो देही जीव इत्यभिधीयते ॥
मोहहीनः सएवापि शिवः प्रोक्तोमनीषिभिः ॥ ३८ ॥

અર્થ:—આ સમષ્ટિ વ્યષ્ટિના ભેદવાળા ત્રણ દેહો. અને સમષ્ટિ વ્યષ્ટિની ઐકયતા કે જેમાં તે ત્રિદેહોનો વિલય છે એવો ચોથો દેહ તેમ તેના

ચારે દેહી–એ મિથ્યા રજ્જુ સર્પવત્ વિવર્ત્ત ભ્રાન્તીરૂપ છે. કેમકે આ ચારે સ્થાનના ચાર દેહીબ્રહ્મ દેહમોહને વિષે તાદાત્મ્યપણાથી મોહયુક્ત છે. તેથી આ ચિદાત્માદેહી જીવ કહેવાય છે. દેહોને વિષે મોહ પામવાપણા વડે તે જીવાત્મા કહેવાય છે પણ તેજ જીવાત્મા મિથ્યા મોહને ભ્રાન્તીરૂપ જાણે. ત્યારે મોહહિન થવાથી તેનેજ એટલે તે ત્રણના લયવાળા ચોથા દેહીને દેહી કહેતા છતાં મોહહીન શિવરૂપ છે એમ જાણો. એમ વિદ્વાનો જાણે છે.

जीव शिवात्मिका संज्ञा देहिनो भ्रममात्रतः ॥
सदैकात्म स्वभावत्वा तत्रभेदो न विद्यते ॥ ३९ ॥

અર્થ:—હવે આ ચિદાત્મ સ્વરૂપનું વર્ણન કરાય છે. ચારે દેહનો અભિમાની આત્મા તે દેહી છે. ચારે દેહમાં મોહ પામેલો હોય તો જીવાત્મા કહેવાય અને મોહહીન થાય તો તે શિવાત્મા કહેવાય છે. આ જીવાત્મા–શિવાત્મારૂપી સંજ્ઞા તે આત્માને વિષે ભ્રમણા માત્ર છે. તે આત્મા ચિદાત્મા તો સદાએ ઐકાત્મ્ય સ્વરૂપના સ્વભાવથી છે. તેથી તેને વિષે શિવ જીવાદિ ભેદ ખોટોજ જાણવો. તત્ તત્ દેહ વિહારયુક્ત માનવાપણું છતાં તેમ તત્ તત દેહ વિહારહીનપણું માનતા છતાં પણ તે ઐકયાત્માને વિષે ભેદ તો છેજ નહિં. કેમકે મૂળ સ્વસ્વરૂપમાં ભેદ હોયજ નહિં.

तत्र जीव शिवाकार भाव प्रकाशकारकं ॥
चित्तमेकाग्र संज्ञाख्यं तिष्ठति देही संश्रितम ॥ ४० ॥

અર્થ:—આ ચિદાત્મને વિષે વ્યષ્ટિવિહારી જીવાત્મા અને સમષ્ટિવિહારી શિવાત્મા–આ ભાવ–પ્રકાશકારક છે. છતાં તે ચારે બ્રહ્મમાં અભેદાત્મકજ છે. આ સવિતર્ક સંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે–જાગૃત અવસ્થાની તાદાત્મ્યતાના ત્યાગમાં સવિચાર સંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે. તેનો લય સ્વપ્નમાં અને જાગૃત સ્વપ્નનો લય સુષુપ્તિમાં પૂર્ણ થતાં એ ત્રણે વ્યષ્ટિનો લય તે તે તેની સમષ્ટિની અવસ્થામાં થાય છે. એમ એકંદર વ્યષ્ટિ સમષ્ટિના અભેદપણાનો લય તૂર્યાત્માના અસ્મિતાખ્યમાં થાય. એવા જ્ઞાનપ્રકાશકારક ચિત્તને એકાગ્ર કહેવામાં આવે છે અને તે સર્વ દેહનો અભિમાની તે દેહી સંજ્ઞાથી આશ્રય આપી રહ્યો છે.

सास्मिताच परंचित्तमेकाग्रं विद्यते न वै ॥
देहदेहीमयं चित्तं मेकाग्रं योगिनां मते ॥ ४१ ॥

અર્થ:—આ અસ્મિતાખ્ય દેહનીપરે એકાગ્ર ચિત્ત નથી. આ સ્થાને અષ્ટપ્રકાર સમાધિ વર્ણવાય છે. ૧ વિતર્કાનુગત–૨ વિચારાનુગત–૩ આનંદાનુગત–૪ અસ્મિતાનુગત આ ચાર સોપાધિક સગુણ સમાધિ કહેવાય છે. અને

સવિતર્કાનુગત–૨ સવિચારાનુગત–૩ સાનંદાનુગત–૪ સાસ્મિતાનુગત આ ચાર પ્રકાર નિરૂપાધિક નિર્ગુણ સમાધિ કહેવાય છે. અને તે સમષ્ટિ વ્યષ્ટિના ભેદો સાથે ગુણ અવસ્થા–દેહનો સબંધ ધરાવે છે. તેને યોગીજનો એકાગ્રચિત્ત કહે છે. દેહ દેહીમય દેહ દેહી વિહારાત્મક તે એકાગ્રચિત્ત છે.

चतुर्णां वपुषां यत्र ब्रह्माकारेण जायते ॥
संयोगो बिंदुरूपंत ज्ञातव्यं ब्रह्म सर्वगम् ॥ ४२ ॥

અર્થઃ—હવે છ શ્લોકથી નિરોધ ચિત્તનું વર્ણન થાય છે. આદિમાં પાછળ વર્ણવેલા ચાર પ્રકારના દેહદેહીનો પ્રકૃતિમાં પ્રલય. તે અસંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે. જાગૃત–સ્વપ્ન–સુષુપ્તિ અને તૂર્યાવસ્થારૂપ ચારે દેહોનો અભેદવડે જે સંયોગ–તેમ જાગૃત સ્વપ્ન સુષુપ્તિના વ્યષ્ટિ સમષ્ટિગત અભિમાની ચિદાત્માનો લય જેમાં છે એવો ચારે દેહીનો અભેદવડે જે સંયોગ તેજ બ્રહ્મના આકારભુત જાણવો. તેજ પંચમ બ્રહ્મનું बिंदुब्रह्म એવું નામ છે. તેમાંજ अकार–उकार અને मकार તથા નાદ એવા ચાર બ્રહ્મની ઐકયતાવડે જે સંયોગ તેજ અભેદ बिन्दु છે. આ સંયોગ અભેદરૂપ बिदुब्रह्म તે ઉપર બ[illegible] ચાર પ્રકાર સ્વરૂપમાં જ્ઞાનરૂપે સર્વઆજુએ પૂર્ણ એમ જાણવાનું છે.

चतुष्पदं बुधैः प्रोक्तं चतुर्भिर्वर्जितं सदा ॥
देहानां ब्रह्म विख्यातं नाना देह स्वभावगम् ॥ ४३ ॥

અર્થઃ—એજ આત્મા જગદાકાર કેવી રીતે છે. અને જગદાકાર વર્જીત પણ કેવી રીતે છે. તેના અર્થને કહે છે. આ પાંચમાપણાથી તે ચારે દેહોના સંયોગનો તે બ્રહ્મ बिंदुब्रह्म નામથી વિખ્યાત છે. તેથી પરે હવે દેહ નથી. તો દેહી કયાંથી ? ? અને તેવીજ રીતે વેદમાં પણ પ્રસિદ્ધ છે. આ જુદા જુદા પ્રકારના ચારે દેહોને વિષે ભિન્ન ભિન્ન વિહારી તે પોતાના પ્રકૃતિગુણ અવસ્થા આદિના સ્વભાવથી રહેલા છે. સર્વાત્મ સ્વભાવથી ભિન્ન નથી. અહિંયાં અન્વય વ્યતિરેકથી સમજવા જેવું છે કે–બુધ એટલે પંડિત વિદ્વાન યોગીજનો ચતુષ્પાદના ચાર દેહોના ચાર પ્રકાર ગમનાત્મક ભાવથી કહે છે. ને ચારે પાદોના ચારે દેહોમાં અન્વયાત્મકતાદાત્મ્ય ભાવ છે, હવે ચારે પાદો ચાર દેહોથી રહિત તેના તેના વિહારકૃત દોષથી રહિત ભાવને વ્યતિરેક લક્ષણાદિ સમજે છે. એમ માંડુકય ઉપનિષદમાં વર્ણવેલું છે કે ॐ मित्येकाक्षरं ब्रह्मेदं सर्वम् ॥ ઈત્યાદી શ્રુતિથી ૐકારાત્મક સગુણબ્રહ્મ ગુણ સમાનભાવના ચાદ પ્રકાર ધારણાથી વેદાન્તમાં પ્રતિપાદીત લક્ષણયુક્ત તે બિંદુબ્રહ્મજ ૐકાર છે.

तत्र चतुष्पदाकार भावमकारकारकं ॥
चतुर्भिर्वर्जितस्यैव चित्तं तिष्ठति तद्गतम् ॥ ४४ ॥

અર્થ:—હવે નિરોધાત્મક ચિત્તનું સ્ફુટ વર્ણન થાય છે. તે બ્રહ્મ સ્વરૂપના ચતુષ્પદાકાર ભાવનો પ્રકાશકારક મત્‌વિહારાત્મક ભાવથી છે. તે તે પાદોમાં પ્રકાશકારક અન્વય વિધિથી તે તે પાદોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય પામ તે વિધિ પ્રકાશકારકપણા વડે ત્યાં તે પ્રકારનું ચિત્ત છે. તેજ પ્રમાણે ચારો પાદોના (ત્યાગરૂપ) લયરૂપ વ્યતિરેક ભાવથી તે બ્રહ્મ છે. એવું તે નિરોધાત્મક ચિત્ત કહેવાય છે.

देहेषु न भवेद्भिन्नं सर्वं गमात्म भावतः ॥
निरोधं कथ्यते चित्तं बिंदु धर्म प्रकाशकं ॥ ४९ ॥

અર્થ:—આ અન્વય વ્યતિરેકાત્મક ભાવથી તે બિંદુ ધર્મપ્રકાશક આત્મા ભીન્ન નથી. અહિયાં એકાગ્રચિત્ત ન હોવાના સંભવથી એકાગ્રતાનો પણ નિરોધ થાય છે. સર્વ ગતીના રોધવડે તે લય સંભવથી, આ નિરોધ નામનું ચિત્ત સર્વનો લય કરનાર છે. તેથી સર્વ બાજુની બુદ્ધિના યોગે સર્વ બાજુથી આત્મા પૂર્ણ છે. એટલા માટે દેહ તરફની દૃષ્ટિથી ચતુષ્પાદાત્મક રમત રજ્જુ સર્પવત્ વિવર્ત્ત છે, અને બ્રહ્મની દૃષ્ટિથી દેહ આત્માની અભિન્નતા સ્વિકારાય છે. તેને નિરોધ ચિત્ત કહેવાય છે. ચાર પ્રકારના એકાગ્રચિત્તવાળા દેહોમાં જે તાદાત્મ્ય અભેદ ભાવથી સ્થિત તેજ બ્રહ્મ સ્વરૂપ છે. ત્યાં યોગસમાધિ સામર્થ્યથી–એકાગ્રચિત્તના લયમાં નિરોધ ચિત્ત ઉત્પન્ન થાય છે. તે બાહ્ય જાગૃતપણાથી બાહ્યવૃત્તિહીન–અંતર સ્વપ્નપણાથી અંતર વૃત્તિહિન–અને આનંદ સમ સુષુપ્તિપણાથી ઉભય ભેદવૃત્તિહિન–અને ત્રિગુણના અભેદે અહંમેવ ચેતનાત્મકપણાથી અહંભાવ ઇશ્વર વૃત્તિશૂન્ય છે. અહં અંતરગત મહત્તત્વને જાણવું. અહં ભાવનો નાશ થયે સતે કોણ જ્ઞાતા છે ? ? સર્વના આધારભૂત અહંભાવ ૮હન એવી સર્વ વૃત્તિનો નિરોધ થવાથી તે નિરોધ ચિત્ત છે–કેમકે યોગીના હૃદયમાં સર્વ વૃત્તિનો લય હોય છે–ત્યારે વિરોધ ચિત્ત કયા પ્રકારે કહેવાય ? ? અને અસ્મિતાખ્ય પર હોવાપણાથી યોગી હૃદયમાં તે કેવી રીતે સમજાય છે ? ? હવે તે સમજાવે છે કે–સંસ્કાર વિશેષણપણાથી યોગીઓના હૃદયમાં તે નિરોધ ચિત્ત છે. संस्क्रियतेऽनेनात्माशुद्धः क्रियते स संस्कारः ॥ આત્માની ઉપાધિના ત્યાગપણાથી જેમ જેમ શુદ્ધ આત્મા થતો ચાલે તેમ તેમ તે સંસ્કાર યોગે સર્જનાદિ માયામલના નાશકપણાથા નાસ્થિત છે તેનું બાહ્યરૂપ દેખાતું નથી. છતાં અહંભાવનો ત્યાગ કરવાથી અને આત્માને અ-વિશેષ રૂપે જાણવાથી તે યોગી થાય છે–ચારે પ્રકારના માયામલનો નાશ કરી તે સમાધિ રૂપ છે. ત્યાં તે ત્રિગુણાત્મકી પ્રકૃત–અથવા ત્રિપાદાત્મકી અને તુરીગપાદાત્મક પુરૂષ એ એના લયમાં અભેદ રૂપે આ આત્મા બ્રહ્મને જાણે છે.

ત્યાં ગણેશ પુરાણે गुणैस्त्रिभिरियंदेहे बध्नाति पुरुषं दृढम् ॥ આ પુરૂષને બંધ-મોક્ષના સંબંધમાં ત્રીગુણનો મોહ તે બંધન અને માત્ર પુરૂષપણાના અનુભવે તે મોહબધહિનપણાથી મોક્ષ સ્વરૂપ કહેવાય છે—અહિંયાં નિરોધ ચિત્તમાં જગતની ઉત્પત્તિનો અસંભવજ છે—આ પુરુષ પ્રકૃતિના અભેદના સર્જનકાળમાં નિરોધ ચિત્તાત્મક માયાની સ્હાયતાથી જગત સર્જન દર્શન થાય છે—आत्मा वा इदमेकएवाग्र आसीन्नान्यत्किंचनमिषतसऐक्षत लोकानु सृजा इति सइमा-ल्लाकान सृजतेत्यादि श्रुतेः ॥ આનું નામ પ્રકૃતિ લયાત્મક **ભવપ્રત્યય સંપ્રજ્ઞાત સમાધિ** કહેવાય છે—અહં મમાત્મિકા તે ત્રીગુણ સ્વરૂપે તેના અહં ભાવમાં મમતાહીન રૂપથી અહં સ્વરૂપા તે પ્રકૃતિ છે—અહં મમ જતાં તે **અસંપ્રજ્ઞાત સમાધિ** છે—मनसोवृत्तिशून्यस्य ब्रह्माकारेण या स्थिति असंप्रज्ञात नामासौ समाधिरभिधीयत इति स्मृतेः ॥ વિગેરે મનસવૃત્તિની શૂન્ય-તાથી જે સ્થિતિ બ્રહ્માકાર થાય. તે સમાધિભાવથી અસંપ્રજ્ઞાત કહેવાય છે.

**जीव शिवात्म भावस्थं मोहहीनं सदात्मगं ॥**
**ब्रह्म सोहं समाख्यातं सदाभ्रान्ति विवर्जितम् ॥ ४६ ॥**

**અર્થ**:—જીવ શિવાત્મકભેદ સ્થિતીમાં જીવાત્મા સવિતર્કાદિ ત્રીગુણના ભોકતા છે. તેમાં શિવ તે અસ્મિમાખ્ય તુરીય દેહના ભોકતા કહેવાય છે. સત્ય રીતે તો પરમાત્મા ત્રીગુણોમાં અભિદપણાથીજ છે. તે બન્નેમાં દેહાત્મક માયામોહીત આ જીવ અને શિવમાં વાસ્તવિક રીતે જે ચૈતન્ય છે તે મોહહીન બ્રહ્મસ્વરૂપ છે. તે માયામય અને માયાહીન છતો બ્રહ્મને ગમનાગમન નથી. છતાં દેહતા-દાત્મ્ય ભાવથી જન્મ મરણમાં જાય છે. એમ માનવામાં જન્મ મર્ણાદિક રજ્જુ સર્પવત ભ્રન્તિમાત્ર છે. એટલાજ માટે સદાએ દેહ માયામય ભ્રાન્તિ વિવર્જીત માયાહીન ચૈતન્ય માત્ર સોહં નામથી છે.

**तत्र जीव शिवाकार मोहहीन प्रकाशकं ॥**
**चित्तमात्म स्वरूपस्थं निरोधं कथ्यते बुधैः ॥ ४७ ॥**

**અર્થ**:—ત્યાં દેહ મોહ તાદાત્મ્યપણાથી તેનો પ્રકાશક મોહહીન તાદા-ત્મ્ય (ભન ત્યાગ પ્રકાશક ચૈતન્ય આત્મા સ્વરૂપ છે. તેવા ચિત્તને વિદ્વાન લોકો નિરોધ ચિત કહે છે.

**देह देही समायोगे स्वत उत्थान मुच्यते ।**
**बोधाख्यं द्वंद्व भावेन ब्रह्म खेल करं सदा ॥४८॥**

**અર્થ**:—દેહ દેહી સમાયોગમાં દેહ તે त्वं પદ સ્વરૂપ છે, અને તે સોપાધિક છે. અને દેહી તે तत् પદ સ્વરૂપ નિરૂપાધિક છે. તેના સમયોગમાં એટલે सम्यग्समंतायोगोसमायोगः ॥ આ ચેતન ચૈતન્યના અભેદ પણાથી તે असि પદ રૂપ બ્રહ્મ કે જેમાં त्वं પદ અને तत् પદનો અભેદ છે. આ तत्त्वमसि

મહાવાક્ય પ્રતિપાદ્ય આ આત્મા બ્રહ્મ સર્વનું કારણ છે. આ પ્રસંગમાં જીવાત્મા त्वं પદાત્મક અને तत् પદાત્મક ઈશ્વરાત્મા ( શિવ ) અને એ બેનો સમાયોગ રૂપ જે કારણરૂપ બ્રહ્મ તે આદિ કારણ સ્વરૂપ છે. આ જીવ શિવાત્મા દ્વંદ્વભાવ તે સોપાધિક બ્રહ્મ—તે નિરૂપાધિ બ્રહ્મથી ઉદ્ભવ પામતા એવાં બેબેની જોડવાળાં અનેક દ્વંદ્વો છે. તે ભાવવડે **અધ્યારોપાપવાદ** રૂપે આ બ્રહ્મ કારણ असि પદાત્મક જગત સર્જનાદિ અનેક ખેલ કરનારો છે. **તેને સ્વતઃ ઉત્થાન** કહેવાય છે. સ્વયમેવ કારણરૂપ બ્રહ્મ અધ્યારોપ વડે ઉત્થાન કરે છે કેમકે તે આત્મા વિહારપ્રિય સ્વરૂપ છે. આ **સ્વતઃ ઉત્થાનનું સ્વરૂપ** વસિષ્ટ **મહારાજે** વર્ણવેલું છે. આ બોધ સ્વરૂપ છે. બોધથી જાણવા યોગ્ય છે. તેને त्वं પદ અને तत् પદ સ્વરૂપથી જાણવું. તે અભિન્નરૂપે સર્જન કરનાર બોધવડેજ સ્વત ઉત્થાનના સંભવરૂપ જાણવું. તેજ કારણથી તે સર્વ જીવાત્માઓમાં સ્થિત અને હૃદયમાં રહેનાર સ્વસ્વવિહાર યુક્ત છે.

**तत्र निरोधकं चित्तं तस्यरूपं वदाम्यहं ।**
**संक्षेपेण प्रजानाथ श्रृणु भाव समन्वितम् ॥४९॥**

**અર્થઃ**—હે પ્રજાનાથ દક્ષ ! ! ! આ બોધ બ્રહ્મનું સ્વરૂપ તે સૂક્ષ્મ **નિરોધ ચિત્ત** છે. તે ચિત્તની સહાયતાવડે નિરૂપાધિક અને સોપાધિક બ્રહ્મરૂપ સર્જનનો સંભવ છે તે **બોધ સ્વરૂપ** બ્રહ્મમાં વાસ્તવિક રીતે ભિન્નતાનો અભાવ છે. આ ચિત્તવડે આત્મા પોતાનેજ સર્જે છે. तदेतत् ब्रह्मापूर्व मनपरम बाह्यमयमात्मा ब्रह्म सर्वानुभूरित्यनुशासनमिति श्रुतेः ॥

**बाह्यं स्थूलं समाख्यातमांतरं सूक्ष्मगं मतं ।**
**बाह्यांतरैक भावस्थ मानंद देहगं परं ॥५०॥**

**અર્થઃ**—એમ અજ્ઞાન જાગૃત અવસ્થા ધારક—બાહ્ય તે સ્થૂલ શરીર જાણવું. તેમ સ્વપ્નાવસ્થા ધારક અંતરનું સૂક્ષ્મ શરીર છે. આ બાહ્ય અને અંતરની ઐક્યતાના ભાવવાળું સુષુપ્તિ અવસ્થાધારક ત્રીજું, આનંદ અથવા સમ શરીર **કારણ નામાત્મક છે.** બાહ્ય શરીર સ્થૂલનો સમાવેશ અંતરના સૂક્ષ્મ શરીરમાં અને સ્થૂલ સૂક્ષ્મ બંન્નેના અભેદે તેનો લય. આ કારણનામા શરીરમાં છે. એમ થતાં થતાં આ ત્રણે શરીરની ઐક્યતાએ તેના લય **અસ્મિતાખ્ય** નામના ચોથામાં છે. એમ કરતાં ચારે દેહોનો જે ચિત્તમ વિલય થાય છે. તે પાછળ વર્ણવી ગયા પ્રમાણે આ નિરોધ નામના ચિત્તમાં છે

**त्रिभिर्हीनं त्रयाणां च चालकं ह्यस्मितात्मकं ।**
**अहमानुभवेनैतद्ज्ञातव्यं योगिनां हृदि ॥५१॥**
**तेषां संयोग भाव्यं चतुर्णां वपुषां परं ।**
**सर्वात्मकं भवेत् ब्रह्म पंचमं बिंदु संज्ञितम् ॥५२॥**

चतुर्विधा नरस्यैव कल्पना हृदि संस्थिता ।
अतः परं न भेदोस्ति भवेद्येनास्य कल्पना ॥५३॥

**અર્થ:**—પાછળ વર્ણવ્યા પ્રમાણે સ્થૂલ-સૂક્ષ્મ અને કારણ અથવ આનંદ અને તેની જાગૃત-સ્વપ્ન અને સુષુપ્ત નામક અવસ્થા આ ત્રણેનો લય જેમાં છે. એવું ચોથું શરીર તે "अस्मिताख्य" નામક છે-અને તેનો અનુભવ अहं એવા સ્વરૂપે યોગીજનો પોતાના હૃદયમાં જાણે છે. આ ચારે શરીરનો સંયોગ જેમાં છે. અથવા જે ચારે દેહોથી પરે છે તેજ સર્વાત્મક બ્રહ્મનો પાંચમો बिंदु સંજ્ઞાવાળો દેહ છે. આ ચારે પ્રકારના દેહોની કલ્પના માણસના હૃદયમાં સ્થિર છે. તેથી પરે અન્ય કંઇ પણ ભેદ નથી, અને તે ભેદો પણ કલ્પિત છે.

बिन्दु त्यागे निरालंबं चित्तं भवति सर्वदा ।
संततं तत्समाख्यातं ब्रह्मध्यात् विहीनतः ॥५४॥
नकिंचिज्ज्ञायते यत्र भेदहीन प्रभावतः ।
सोहं मात्रात्मकं चित्तं निरालंबं समाधिदं ॥५५॥
अवलंबनगं चित्तं चतुर्धादेहि संस्थितम् ।
अवलंबन हीनं तत् देहिगं चिन्मयं भवेत् ॥५६॥
निरालंबं परित्यागेऽधिक संरोधनं भवेत् ।
चित्तस्य देह देहिभ्यां हीनत्वान्नात्र संशयः ॥५७॥

**અર્થ:**—આ ચારે દેહોનો લય જેમાં છે, તે આ પાંચમો બિંદુ નામક દેહ અંતે નિરાલમ્બ નામના ચિત્તમાં હોવાથી આ સર્વાત્મક બ્રહ્મ ધ્યાના રહિત થાય છે. અહિંયાં કંઈ પણ જાણવામાં આવતું નથી. કેમકે ત્યાં ભેદહિન પ્રભાવ છે. તેને सोहं માત્રાત્મક નિરાલમ્બ (નિરોધ) ચિત્ત કહેવાય છે અને તે **સમાધિ** ધારક છે. ચિત્તની-ક્ષિપ્ત-મૂઢ-વિક્ષિપ્ત અને એકાગ્ર એવી સ્થિતી તે અવલંબન એટલે દેહોના આધારવાળી છે-અને તેના આધારે દેહી ઉભો છે. પણ આ પાંચમો દેહ અવલંબન એટલે આધારહીન હોવાથી તે તો માત્ર ચૈતન્ય ચિન્માત્ર છે. આ નિરાધાર નિરાલમ્બ છુટતાં એટલે અધિક સંશોધન થતાં આ ચિત્તના તમામ દેહ અને તમામ દેહીઓ લય જાય છે, તેમાં કશી શંકા નથી.

मनो वाणी विहीनं नचित्तं ज्ञातव्य मादरात् ।
अस्ति नास्ति विहीनत्वादाधाराधेय योगतः ॥५८॥

**અર્થ:**—આ તમામ દેહદેહીઓના વિલયપૂર્વક જે અધિક સંરોધન ચિત્ત તે મનોવાણી રહિત ચિત્ત કહેવાય છે-કેમકે આથી પરે તે ચિત્ત જ્ઞાનાત્મકપણાથી છે. કારણ चिती संज्ञाने-इति धात्वर्थात् ॥ અન્ય સ્થાને મનનેજ

મુખ્ય કહેવામાં આવે છે. અહંકાર અને ચિત્તની એકંદર સ્થિતિને મન કહેલું છે–તેથી દોષરૂપે જોવાનું નથી. પણ સર્વ વિચારમાં શ્રેષ્ઠ ઉપનિષદ્ વાક્યમાં **मनसस्तु परावुद्धि रितिश्रुतेः** આ પ્રમાણે છે. માટે તે સત્ય માનવું કેમકે સર્વથી શ્રેષ્ઠ બુદ્ધિ તે તમામ પ્રકારના અહંકાર મન અને ચિત્તના હેતુ રૂપે મૂળ પ્રકૃતિ છે. ( અવલંબન ) આધારરૂપ રહેલો જે ચિદાત્મા કે જે ચાર પ્રકારથી ગણાય તે અચેતન જેવો જાણવો.–તેથી તેને સોપાધિક બ્રહ્મ ચૈતન્ય સ્વરૂપ કહેવાય છે. તેના અભેદાત્મક યોગમાં अस्ति અને नास्ति વિહીનપણાથી જે ચૈતન્ય તે નિર્ગુણ નિરૂપાધિક છે. અચેતન (જડ) એ કંઈ વસ્તુરૂપ નથી. તેથી ચૈતન્યનો ત્યાગ ગણાતો નથી. કેમકે (જડ) અચેતન નાશવંતજ છે.

**अवलंबन योगो न पंचधायोगिनां हृदि ॥**

**निरालंबन कंतस्मान्मनो वाणी विवर्जितम् ॥५९॥**

**અર્થ**:—આ આધારવાળો ચાર પ્રકારના દેહનો યોગ. ( સ્થૂલ સૂક્ષ્મ કારણ અને આસ્મતા ) તેના અભેદમાં એટલે એક બીજામાં લયરૂપ અભેદ થતાં તેના દેહીઓ સોપાધિક બ્રહ્મ તેના પણ અભેદમાં નિરૂપાધિક સ્વરૂપે સ્થિત છે. એમ યોગી પુરૂષોના હૃદયમાં નિશ્ચય છે તેથી સગુણ અને નિર્ગુણના અભેદમાં સમાધિપણાથી અભેદતા છે. તેજ મનોવાણી વિવર્જીત સ્થિતી કહેવાય છે. અહિય જીવાત્માનું ચિત્ત આત્માત્મક થાય છે. કેમકે અહિંયાં ભેદનો અભાવ છે. આવી રીતે સમાધિ પર્યંતના અનુક્રમ પૂર્વક અધિક અધિકપણાથી અંતે તે ચિત્ત કેવળ નિરોધપણાને પામે છે.

**वोधंन बुध्यते सर्वं निरालंबं समाधिना ।**

**अवलंबन कंतद्वत् बोध वोधो न विद्यते ॥६०॥**

**અર્થ**: હવે બોધસ્વરૂપ બ્રહ્મનો અનુભવ કહે છે કે–બોધ વડે પૂર્ણ બ્રહ્મ સ્વરૂપનું ભાન આ નિરાલમ્બ સમાધિ વડે છે–અને તેમાં આધારવાળા દેહીઓનો પણ તમાંજ યોગ થવાથી તેજ પ્રમાણે સમજવાનું છે તેથી હવે પછી બોધ કે જે નિરાલમ્બ સમાધિ વડે છે. તે બ્રહ્મીભૂત સ્થીતી થવાથી તેનો સંભવ નથીજ નથી.

**एवं बोधात्मकं ब्रह्म देहदेहि समाधिदं ।**

**देह देहि समायोग प्रकाशं चित्तमुच्यते ॥६१॥**

**અથ**:—હવે બ્રહ્મરૂપાકાર થયેલા ચિત્તનું વર્ણન થાય છે કે–આ બોધાત્મક બ્રહ્મસ્વરૂપના જ્ઞાનમાં દેહો અને દેહીઓની લય સમાધિ જાણવી. દેહ દેહીનો સમાયોગ એટલે ઐક્યતાને પ્રકાશ કરનાર ચિત્ત તે પ્રકાશ ચિત્ત છે–એટલે બ્રહ્મમય થાય છે. કેમકે પરબ્રહ્મત્વ સ્વયંપ્રકાશ છે. દેહ દેહીઓની સમાધી અભેદાત્મક છે. તેનો પણ નાશક તે સમાધિ છે. **सम्यगासमंताद्धियेते देहदेहिनौ यत्रसमाधि रन्यत्सम्यगाधिः रोग आत्मनां नाशकः समाधिशब्दार्थात ॥**

રૂડા પ્રકારે દેહ અને દેહીઓને જ્યાં એકયતારૂપ ધ્યાન થઇ જાય છે તે સમાધિ છે. અથવા આત્મા પરમાત્માના અભેદ સ્વરૂપમાં ભિન્નતા જણાવનાર મિથ્યા ભ્રાન્તિ રૂપ જે રોગ-કે જે આત્માને જાણવા દેતા નથી. તેવા ભેદ રોગનો નાશ કરનાર તે સમાધિ છે—ત્યાં ચિત્ત કેવળ નિરોધાત્મક ભાવે સ્થિત થાય છે. यत्पूर्णानंदैक रूप रस बोधस्तत् ब्रह्माहमिति कृतकृत्यो भवतीति श्रुतेः ॥ તેમજ कार्योपाधि रयंजीवः कारणोपाधिरीश्वरः॥ कार्य कारणतांहित्वा पूर्णबोधोवशिष्यत इति॥ અહિંયાં સોપાધિક બ્રહ્મ સ્વરૂપે પ્રકૃતિ છે. તથા નિરૂપાધિક બ્રહ્મ સ્વરૂપે તે પુરૂષ છે. એ એના અભેદમાં યોગી જનો બોધબ્રહ્મ કહે છે—કે જે અધિષ્ઠાન સ્વરૂપ છે. તેજ પ્રકૃતિ પુરૂષના વિહારી વાચ્યાર્થમાં અસંપ્રજ્ઞાત સમાધિ અને લક્ષ્યાર્થમાં—સ્વાનંદ—સ્વમહિમામાં સ્થિતપણું પ્રાપ્ત થાય છે.

देह सौख्यं मजानाति देहि सौख्यं निरंतरं ।
तयोर्योगे च यत्सौख्यं जानाति ब्रह्मबोधगं ॥६२॥

**અર્થ:**—હવે ચાર શ્લોકથી "स्वतउत्थान" નું વર્ણન થાય છે. દેહો અને દેહીઓના અભેદ બોધ વડે તેના ભોગાર્થે અધ્યારોપથી જે જાણવું તે જ બોધબ્રહ્મ છે. એટલાજ માટે દેહને વિષેની સુખબુદ્ધિ અને દેહીને વિષેની સુખબુદ્ધિના અભેદયોગ પોતાના આત્મા પૂર્ણ સુખરૂપ જણાય છે.

पदानां बोध भावेन पदार्थानां विशेषतः ।
उत्थानं जायते तस्मात् स्वत उत्थान मुच्यते ॥६३॥

**અર્થ:**—જગત કહો કે શરીર કહો. એ સમષ્ટિ વ્યષ્ટિ ભાવનાં પદ છે. ઇશ્વરબ્રહ્મ—કે જીવબ્રહ્મ તે પણ તેવાંજ છે. તે પદાર્થોના પદમાં આત્મા ચૈતન્યનું પૂર્ણ વ્યાપકત્વ સિદ્ધજ છે. બોધભાવ વડે એટલે તેને વિષે સુખબોધ વડે વિશેષતાથી તેના મૂળ પરબ્રહ્મનું જે ઊત્થાન—થવું એટલે ઊઠવું—અનુભવવું કે "**પોતાના મહિમામાં તે સ્થિત છે.**" એવા ભાવનું ઊત્થાન—પદાર્થ વિહારને માટે જન્મ પામે છે. તેજ સ્વતઃ ઊત્થાન બ્રહ્મ કે જેને ભાષ્યકાર અધિષ્ઠાન સ્વરૂપે सत्यंज्ञानमनंतंब्रह्म કહે છે તે છે. પોતાના વડે ઊત્થાન કરાય તેને સ્વતોત્થાન કહીએ.

सुखं ज्ञात्वा समुत्थानं स्वयमेव करोतियः ।
देह देहि च सृष्ट्वा स खेलति ब्रह्मतत्परः ॥६४॥

**અર્થ:**—જે પોતાના આત્માના સ્વરૂપમાં પૂર્ણ યોગે પોતાને સર્વ બાજુથી સુખરૂપ જોઇ ઊત્થાન કરે છે. તે સ્વતઃ ઊત્થાનબ્રહ્મ—ચારે દેહો—અને ચારે દેહીઓને ઊત્પન્ન કરી તેના પદ પદાર્થ ભાવમાં રૂડા પ્રકારે તેજ બ્રહ્મ રમી રહ્યા છે—તેથી તે સ્વતોત્થાન કહેવાય છે—તેજ અધિષ્ઠાન છે.

तत्रोत्थान मकाशाख्यं चित्तं निरोधसंज्ञकं ।
तिष्ठत्यत्र न संदेहो ज्ञातव्यं योगिनांहृदि ॥६५॥

**અર્થ:**—આ ચૈતન્યપ્રકાશ બ્રહ્મનું ઊત્થાન કરનારૂં પ્રકાશરૂપ ચિત્ત તેજ નિરોધ સંજ્ઞાવાચક છે. આ ચિત્તને આધિનજ જગતના સર્જનનો વિધિ છે. અને તે નિરોધ ચિત્તમાંજ સમાયેલો છે. તેમાં કોઇ પણ પ્રકારનો સંદેહ નથી. આ પ્રકાશરૂપ ચિત્તના સ્વતાત્થાન બ્રહ્મ સ્વરૂપને યોગી જનો પોતાના હૃદયમાં જાણે છે.

**बोधत्यागे समाख्यातं ब्रह्म सांख्यं प्रजापते ।**
**कः संख्यां कुरुते तस्य बोधनाश प्रभावतः ॥६६॥**

**અર્થ:**—હે દક્ષ પ્રજાપતિ !!! હવે તેર શ્લોક વડે પરતઊત્થાન સ્વરૂપનું વર્ણન કહેવાય છે. પ્રકૃતિ પુરૂષ કે દેહ દેહીનું વર્ણન જાણવું તેનું નામ બોધ છે. પુરૂષ પ્રકૃતિના યોગને બોધ કહેવાય છે. તેનો ત્યાગ થયે સતે તે સાંખ્ય બ્રહ્મ સ્વરૂપ જ્ઞાનને જાણે છે. સાંખ્ય એટલે સંખ્યા વડે કરીને ઊર્વરીત છે. બ્રહ્મ તેજે–તેને સાંખ્ય કહીએ અથવા संख्या लीयते यत्रसांख्यं ॥ જ્યાં સંખ્યા એટલે એક બે એવી અનંત સંખ્યાનો લય છે તેને સાંખ્યબ્રહ્મ કહે છે. એ પ્રમાણે બોધ ત્યાગ થયે સાંખ્યબ્રહ્મની પ્રાપ્તિ થાય છે.

**उत्थान वर्जितं ब्रह्म सांख्यं साक्षि स्वभावगं ।**
**बोधहीनात्कदातत्रोत्थानं नैव प्रजापते ॥६७॥**

**અર્થ:**—આ સ્વતોત્થાન વર્જીત જે સાંખ્ય બ્રહ્મનું સ્વરૂપ સાક્ષિ સ્વભાવ વાળું છે. સાક્ષી જેમ માયાવિકારને વળગતો નથી, તદ્વત્ તે સાંખ્યબ્રહ્મ નિર્વિકાર છે અને બોધબ્રહ્મથી પરે છે તેથી તે સ્વતોત્થાન રહિત છે. બોધહીન એટલે બોધના ત્યાગથી સાક્ષિનું સ્વરૂપ સાંખ્ય બ્રહ્મમાં ઊત્થાન રૂપે હોય જ નહીં.

**प्रकृति संभवं बोधं तयोः पुरुष संभवम् ।**
**योग सौख्यं न जानाति सांख्यं बोध विहीनतः ॥६८॥**

**અર્થ:**—પ્રકૃતિ પુરૂષના સંભવમાં તેના યોગ સંયોગથી બોધ બ્રહ્મનો સંભવ છે. આ સુખરૂપ વિહાર તે બોધાત્મક અને બોધથી પરે બોધહિનતા છે–તે સાંખ્ય બ્રહ્મ છે. બોધહીનપણાથી સાંખ્ય બ્રહ્મ જાણતો નથી.

**बुध्वासुखं नरस्यैवोत्थानं यथा प्रजापते ।**
**तथा माया सुखं ज्ञात्वा ब्रह्मणोत्थानकंभवेत् ॥६९॥**

**અર્થ:**—હે દક્ષ પ્રજાપતિ–!!! જેમ મનુષ્ય–બુદ્ધિના ઊત્થાન વડે સુખને જાણે છે. તે સુખ માયાસુખ છે. એમ નિશ્ચય જાણવું–આ ઊત્થાન બ્રહ્મનું સ્વરૂપ છે.

**तया परत उत्थानं सांख्ये नित्यं प्रतिष्ठितं ।**
**तत्र योगं प्रवक्ष्यामि येन योगी नरो भवेत् ॥७०॥**

**અર્થ:**—હવે પરત ઊત્થાન સ્વરૂપ એટલે સાંખ્ય બ્રહ્મના સ્વરૂપને કહે છે. બોધહીનપણાથી સાંખ્યબ્રહ્મના સ્વરૂપને જ પરત ઊત્થાન કહે છે. પુરૂષ

અને પ્રકૃતિના ભિન્નભિન્ન સુખના અભેદપણાથી આ સાંખ્યબ્રહ્મ છે. ઊત્થાન ભાવથી હિન યોગીજનો તેને સાંખ્યબ્રહ્મ કહે છે. વિપરીત ભેદ ધારણુ કરવાથી ઉત્થાન કહેવાય. તેથીજ આ સાંખ્યબ્રહ્મ પરત ઊત્થાનમાં નિત્યાત્મકત્વ પ્રતિષ્ઠિત છે–કે જ્યાં વિપરીત ભેદ નથી.

यद्युत्थान समायुक्तं भवति चेत्तदा भवेत् ।
उत्थान वर्जितं दक्ष तदेवं बीज माद्यकम् ॥७१॥

અર્થ:—જો કે જ્યારે ઊત્થાન સમાયુક્ત બ્રહ્મ હોય. ત્યારે ઊત્થાન વર્જીત પણુ હોય. અન્યથા નહીં. તેજ આદ્ય–એટલે પ્રથમ બીજ. એ પ્રકારે ઊત્થાનનું બીજ આ પરત ઊત્થાન સાંખ્ય બ્રહ્મને જાણુવું–અથાત્ સ્વતઃઊત્થાન અસાયોગે આ પરત ઊત્થાન જ છે.

उत्थान हीन भावेन सदा सांख्यं विराजति ।
स्वयं च स्वत उत्थानं निसृतं तत्प्रभावतः ॥७२॥

અર્થ:—આ સ્વત:ઊત્થાન રહિત ભાવથી જ આ પરત ઊત્થાન રૂપ. સાંખ્ય બ્રહ્મ વિરાજે છે. તે વડે કરીને સ્વત:ઊત્થાન સર્જનત્વ કરી શકે નહિ. જ્યારે તે પ્રભાવ વડે ઊત્થાનહીન છે. ત્યારે ઊત્થાનરૂપ છે–જ્ઞાન સંભવથી. ઊત્થાન યુક્તનું ઊત્થાન હિનત્વ છે–એટલા માટે સ્વયમેવ સ્વત:ઉત્થાન નિકળતાં ઊત્થાન હિનત્વ જે સાંખ્ય બ્રહ્મ તે કારણુરૂપ છે.

सांख्ये न न कृत चैतत्तथाप्युत्थानहीनतः ॥
स्वयं च स्वत उत्थानं जायते नात्र संशयः ॥७३॥

અર્થ:—હે દક્ષ!!! આ સાંખ્ય બ્રહ્મે ઊત્થાન કર્યું નથી. છતાં પોતે ઊત્થાનહીન છે. તેમજ પોતે જ પોતાનું ઉત્થાનરૂપ છે. તેમાં પણુ કંઇ શંકા નથી–એટલે એક બીજાની અપેક્ષાસહિત રહિત છે.

यदानृतं भवेद्दक्ष तदा सत्यं प्रकीर्त्यते ।
एकं ब्रह्म यदा तिष्ठेत्सत्यंतत्केन कथ्यते ॥७४॥

અર્થ:—હે દક્ષ પ્રજાપતિ!!! જ્યારે અનૃત એટલે જુઠું અથવા મિથ્યા હોય ત્યારે સત્યની અપેક્ષાજ જાણુવાની છે. એકની અપેક્ષાથી બીજુ છે. અનૃતની અપેક્ષાએ સત્યની જરૂર સમજાય છે. કેમકે પરસ્પર સાપેક્ષત્વ છે. હવે જ્યારે એકજ બ્રહ્મ છે. ત્યારે સત્ય ब्रह्म કયા પ્રકારે કહેવાય છે. કેમકે અનૃતાત્મક બ્રહ્માંડનો સદાને માટે અભાવ છે—

नदृष्टमनृतंयेन न जानाति स सत्यकं ।
सदा तादृश रूपत्वा देकभाव प्रदर्शनात् ॥७५॥

અર્થ:—એવા યોગવડે અનૃત જગત દેખાતું નથી તોયોગી સત્યાત્મક એવા બ્રહ્મને સત્યરૂપે કેમ જ જાણે!!! ब्रह्म सत्य जगन्मिथ्येति श्रुतेः ॥ સદાએ

તાદૃશ સ્વરૂપપણાથી આદિ મધ્યાંતકાળનો અભેદભાવે તાદૃશ છે. તેથી એકભાવ પ્રદર્શન થતાં જાણતો નથી. જ્યારે ભેદહીન છે તો ભેદયુક્ત છે. એટલે અભાવરૂપે એકભાવ છે.

अत उत्थानहीनत्वं धृतं तेन विशेषतः ।
स्वत उत्थान भावाख्यं स्वयमेवोपजायते ॥७६॥

અર્થ:—એટલાજ માટે સાંખ્ય બ્રહ્મ સ્વરૂપના જ્ઞાનવડે ઉત્થાન હીનત્વ ધારણ કરેલું સમજવાનું છે, અને તેજ કારણથી સ્વત ઉત્થાન બ્રહ્મનું પરસ્પર સાપેક્ષત્વથી કારણરૂપ છે. એમ જાણવું. આ કારણથી સ્વતઉત્થાન ભાવ છે બ્રહ્મ સ્વયમેવજ ઉત્પન્ન થાય છે. કેમકે તેજ બિંબ છે.

न कृतं तेन सांख्येन स्वयमेव विनिःसृतं ।
अतः परतउत्थानं प्राप्तं तत्र न संशयः ॥७७॥

અર્થ:—હવે પરત ઊત્થાનના ભાવને વર્ણવે છે. સાંખ્ય બ્રહ્મવડે તે ન કરાતાં છતાં તે બિંબ જ છે. તેથી જેમ બિંબ જળમાં દેખાય છે—જળમાં આ પરતઊત્થાન સાંખ્ય બ્રહ્મ પોતાના સ્વરૂપે બિંબને નાખતો નથી પણ સ્વયમેવ જળની ઉપાધથી જળમાં પડે છે—તે પુરૂષનું બિંબ (સ્વરૂપ) તે પતનાત્મક ઉપાધિથી આવે છે—કેમકે જળની સન્નિધિમાં હોવાપણું છે તેજ પ્રમાણે અત્રે ઊત્થાનભાવ ધારણ કરવાના અભાવથીજ સ્વતઃઊત્થાન બ્રહ્મ જણાય છે. કેમકે માયાપ્રભાવથી છે. તેનો હેતુ એવો કે બ્રહ્મ પરત ઉત્થાન એ બોધબ્રહ્મ સ્વતોત્થાનથી પરે છે. તેથી સ્વતઃઊત્થાનનું કારણ છે. એમાં સંશય નથી.

संख्याहीन प्रकाशाख्यं चित्तं तत्र प्रवर्त्तते ।
बोधहीनं प्रकाशेन ज्ञायते तन्निरोधकम् ॥७८॥

અર્થ:—હવે સાંખ્યબ્રહ્મ સ્થાનના કેવળ નિરોધ ચિત્તનું વર્ણન થાય છે. બોધ બ્રહ્મ સ્થાન કેવળ સંખ્યાયુક્ત છે. તેથી પર એવા સાંખ્ય બ્રહ્મ સંખ્યાહીન હોવાથી સંખ્યાહીન પ્રકાશરૂપ છે. બોધહીન સ્વભાવથી તે ઘણા સંખ્યાવાચક કેમ કહેવાય ? ! ન જ કહેવાય. આ સાંખ્ય બ્રહ્મ અસંપ્રજ્ઞાત સમાધિવડે પ્રકાશરૂપ છે. તે રૂપ જે ચિત્તની નિરોધઅવસ્થા તેને બ્રહ્મ પ્રવર્ત્તે છે તેથી બોધહીન છે. બોધહીનનો વિહાર કેવી રીતે સંભવે ? ? અગર તેનો અનુભવ કેવી રીતે હોય ? ? કેમકે બોધાત્મક જ્ઞાન વિહારથી રહિત સ્થિતી છે. તેથી સમજવું કે ભેદ વિહારપણાથી બોધ બ્રહ્મનું બોધાત્મક સ્વરૂપ સવિકારી છે—તેથી પરે સાંખ્ય બ્રહ્મ નિર્વિકારી છે. ત્યાં નિર્વિકારાત્મિકા માયા ત્યાં સંભવરૂપ નથી તેથી અભેદાત્મક છે—નિર્વિકારી માયાનો નિર્વિકાર બ્રહ્મ સાથેનો વિહાર હોય. તેથી આ સ્થાનના ચિત્તનો નિરોધ પણ નિર્વિકાર જ હોય છે. न तस्य कार्यं करणं च विद्यते नतत्समंचाभ्यधिकं न दृश्यते ॥ परास्य शक्ति र्विविधैव दृश्यते स्वाभाविकी ज्ञान बल क्रियाच ॥ श्रुतेः आ નિર્વિકારી માયાનું કાંઇપણ

કાર્ય નથી અને કરણપણ નથી તેના બરોબર પણ કંઇ નથી અને તેથી અધિક પણ નથી, આ પરા શક્તિ વિવિધ પ્રકારથી એટલે ૧ સ્વાભાવિકી રૂપ, ૨ જ્ઞાન સ્વરૂપ, ૩ બળ સ્વરૂપ, અને ૪ ક્રિયા સ્વરૂપથી છે.

**उत्थानेन युतं ब्रह्मबोधमयं प्रकीर्त्तितं ।**
**सांख्यमुत्थानहीनं च तयोर्योगे निजात्मकं ॥७९॥**

**અર્થઃ**—હવે ચાર શ્લોક વડે **સ્વમહિમા** સ્થિત નિજાત્મ બ્રહ્મનું સ્વરૂપ કહેવાય છે—આગળ વર્ણવી ગયા પ્રમાણે સ્વતઃઉત્થાનયુક્ત તે બોધમય અને પરત ઊત્થાયુક્ત એટલે બોધહીન કે ઊત્થાનહીન તે સાંખ્યમય બ્રહ્મ છે. આ બેના સંયોગરૂપ ભેદયોગમાં **નિજાત્મક** બ્રહ્મ **સ્વસંવેદ્યાત્મક** અભેદ બ્રહ્મ છે. स्वेन आत्मा स्वात्मा ज्ञायते ત્યાં ભિન્ન ભિન્ન અનુભવના જ્ઞાનનો અભાવ છે. આત્માને વિષે પોતાનો જ આત્મા સ્વતઊત્થાન અને પરતોત્થાનના અભેદ યોગાત્મક સ્વાનંદથી આરંભ કરતાં તે છેક નીચે જાગૃત અવસ્થાના પામર જીવ બ્રહ્મ પર્યંત સર્વ બ્રહ્મમાં વિવિધ વિહારપણાથી તેજ **સ્વસંવેદ્ય** પરમાત્મા છે તેમ પરત ઊત્થાન સ્થાને પ્રકૃતિ પુરૂષ વિહારહીનત્વપણાએ વ્યતિરેક લક્ષણા સમજવાની છે એ બેના યોગ વડે સ્વમહિમ્ની સ્થિતીના સ્વસંવેદ્ય બ્રહ્મ સ્વરૂપમાં માયા લીનપણા વડે સદાએ **નિજાત્મારૂપ** છે. એ પ્રમાણે ત્રણ પ્રકારના વિહાર ( જીવાત્મા પરમાત્માના ) વેદાદિથી પ્રતિપાદિત છે.

**स्वतः परत उत्थानं तत्रनैव प्रजापते ।**
**जगतां ब्रह्मणां योगे भवति स्वस्वरूपकम् ॥८०॥**

**અર્થઃ**—હવે સ્વસંવેદ્ય સ્વાનંદના સ્વસુખનું વર્ણન કરે છે. સ્વસંવેદ્ય સ્થાન સ્વાનંદમાં સ્વત પરત ઊત્થાન જણાતા નથી. કેમકે અન્વય વ્યતિરેક લક્ષણાના ભાનનો અભાવ છે—હે દક્ષ પ્રજાપતિ ! ! ! જગતને વિષે સમષ્ટિ વ્યષ્ટિના અભેદ એવા તુર્યાથી જાગૃત પર્યંતના બ્રહ્મ સ્વરૂપ તે **સોપાધિક** બ્રહ્મ તુર્યથી સહજ બ્રહ્મ પર્યંતના યોગ સંયોગના અભેદપણાથી **સ્વસ્વરૂપ** છે. પોતામાં પોતાના આત્માની સમાધિમાં સર્વ વિલયરૂપ છે. અહીંયાં સહજ બ્રહ્મ પર્યંતનું વર્ણન આવ્યું. હવે આત્મ સમાધિનો પ્રસંગ આગળ વર્ણવીએ છીએ.

**स्वस्वरूपात्परोनास्ति संयोगः स्तन्मयः कदा ।**
**स समाधिः समाख्यातो ब्रह्मण्यस्यान्ववात्मकः ॥८१॥**

**અર્થઃ**—હવે સ્વસ્વરૂપમાં પોતાનો જ આત્મા છે. આ સ્વસ્વરૂપથી પરે અન્ય **સંયોગ** નથી. અથવા અન્ય **તન્મયતા** નથી. આ સ્થાનનો યોગી અન્વય લક્ષણાથી અસંપ્રજ્ઞાત સમાધી વડે સાક્ષાત આત્માનો અભેદ સાક્ષાત્કાર કરી શકે છે—માટે જ **સમાધિ** કહેવાય છે કેમકે પોતાના આત્મામાં પરમાત્માનો અભેદ સંયોગ છે.

स्वकीया भेदभावस्य तत्र प्रकाशकारकम् ।
चित्तं निरोध संज्ञंतु तिष्ठत्यत्रन संशयः ॥८२॥

**અર્થ**:—અસંપ્રજ્ઞાત સમાધિયોગના અભેદભાવથી. અહીંયાં સ્વકીયાત્મક માયાનો અભેદભાવ હોવાથી આ અસંપ્રજ્ઞાત સમાધિને વિષે કેવળ નિરોધાત્મક ચિત્ત કેવળ પ્રકાશકારક છે તેથી સ્વસંવેદ્ય બ્રહ્મ પ્રકાશકારક ચિત્તથી અભેદ છે—આ પ્રકાશકારક ચિત્ત તે અધિક નિરોધાત્મક છે.

संयोगः पंचधादक्ष भवति श्रृणुरूपकं ।
तस्य भिन्नं प्रवक्ष्यामि लोकानां हित कारणात् ॥८३॥

**અર્થ**:—આ સ્વસંવેદ્ય (સ્વસ્વરૂપ) બ્રહ્મમાં પાચ ભેદથી સંયોગ છે. આ સંયોગ त्वं પદ સાથે तत् પદનો અભેદ અને એ એનો असि પદ સાથે અભેદ છે અને તે પાંચ પ્રકારથી **પંચાયતન** બ્રહ્મના પ્રતિપાદન સહ—ઉપાસ્ય અને જ્ઞાનનો અભેદ છે—અને તે લોકોના હિતના માટે તેના ભેદને જણાવીએ છીએ.

एते भेदाः समाख्याता योगेन लयतां ययुः ।
स्वसंवेद्ये न संदेह स्तेन सृष्टा च पालिताः ॥८४॥

**અર્થ**:—પૂર્વે વર્ણવેલા સ્વતઉત્થાન—પરતઉત્થાન—નિર્ગુણ આદિ ભેદો તે પોતપોતાના ઉપાધિયુક્ત બ્રહ્મસ્વરૂપના ભેદથી છે. સ્વસંવેદ્યમાં પોતાના જીવાત્માનો પરબ્રહ્મ સદ્ગુરૂ સાથેનો અભેદ છે તેમાં નીચેના સર્વ પ્રકારના સ્થાનના સ્વસ્વબ્રહ્મનો ઉપર વર્ણવેલા ભેદો સાથે લય તે **સમાધિ** છે. અંતે તે સર્વનો લય થતાં તે સર્વ બ્રહ્મ—સ્વરૂપનો અભેદ સ્વસંવેદ્યમાં છે તેથી સ્વસંવેદ્ય તે સર્વનો અન્વય છે. હવે **સ્વસંવેદ્યના** વિહારનું વર્ણન કરે છે.

एतेषां रूपमास्थाय खेलति स्वस्वरूपकं ।
नाना लीलाकरं प्रोक्तं तदेव वेदवादि भिः ॥८५॥

**અર્થ**:—સર્વ બ્રહ્માત્મકપણાથી પૂર્વોક્ત વર્ણવેલા સ્વસ્વસ્થાનવિહારી બ્રહ્મનાં રૂપો તે તે **અધ્યારોપપણાએ** તદ્દતદ્રૂપમાં સ્વસ્વરૂપતાથી આ અધિષ્ઠાન **સ્વસંવેદ્ય** બ્રહ્મ જ રમી રહ્યો છે. એટલા જ માટે આ જગતમય બ્રહ્મમાં આ સર્વ જગત—બ્રહ્મની લીલામાત્ર કહેવાય છે. એ પ્રમાણે વેદને જાણવાવાળા યોગીજનો કહે છે—तदात्मानमेवा वेदाहं ब्रह्मास्मि इति तस्मात्सर्वमभवत् ॥ तत्रको मोहः कः शोकः एकत्वमनुपश्यतः ॥ श्रुतेः ॥

उत्पत्ति नाश संयुक्ता भेदाएते मनीषिभिः ।
तेषां निज स्वभावत्वादसत्स्वानंद उच्यत ॥८६॥

**અર્થ**:—સ્વસંવેદ્ય એટલે સ્વાનંદ—એના પાંચ પ્રકાર છે તેમાંનો પહેલો **અસત્સ્વાનંદ** બ્રહ્મ પ્રકાર વર્ણવે છે. વિદ્વાનજનો આ સ્થાનને ઉત્પત્તિ નાશ સંયુક્ત કહે છે. ઉત્પત્તિ લયાત્મક અસત છે. તેમાં પોતાનો આત્મા અસત

સ્વરૂપમાં સતરૂપે કાર્યકારણ ભાવથી જોડાય છે. असदेव अग्रआसीदिति श्रुतेः ॥ તથા च सर्वं खल्विदं ब्रह्मतज्जलानीति शान्त उपासीतेति श्रुतेः ॥ આ શ્રુતિ પ્રતિપાદનમાં છે.

तत् ब्रह्मशक्तिरूपाख्यं ज्ञातव्यं भेद धारणात् ।
तत्रा सत्काशाभावेन चित्त तिष्ठन्ति निश्चितम् ॥८७॥

અર્થ:—( શ્રદ્ધાવાનજનો તેને શાક્ત બ્રહ્મ કહે છે ) તેના અર્થને કહે છે. અસત્ શબ્દવડે असत् ब्रह्म સ્વરૂપ શક્તિ છે. ત્યાં અથર્વશિર્ષમાં सर्वे वैदेवा देवीमुपतस्थुः कासित्वं महादेवी सा ब्रवीत् । ब्रह्मविद् अहंब्रह्म स्वरूपिणी मत्तः प्रकृति पुरुषात्मकं जगत् शून्यं च अहमानंदानंदौ अहंज्ञानविज्ञाने अहं ब्रह्मा ब्रह्मणि वेदिनव्ये इति ॥ तत्रासतब्रह्माणि ॥ असत् काशभावे नासतब्रह्मणः काशः प्रकाशः । काशदिप्ताविति धात्वर्थात् ॥ આમ સાફ સાફ શક્તિબ્રહ્મનું અસત્ બ્રહ્મનું બુદ્ધિરૂપે વર્ણન કરે છે, પ્રકાશત્વવડે નિશ્ચિત એવું તે ચિત્ત છે—આ કેવળ નિરોધાત્મક ચિત્ત વિના પ્રકૃતિ પુરૂષની ઉત્પત્તિનો અસંભવ છે. તે અસંપ્રજ્ઞાત સમાધિવડે યોગીજનો પરબ્રહ્મને વિષે બ્રહ્મીભૂતપણાને નિરોધ ચિત્ત સમાધિ સામર્થ્યથી પામે છે.

एतैर्भेदै विहीनं यदमृतं ब्रह्म कथ्यते ।
एतेषां जोवनं नित्यं तच्च सत्स्व स्वरूपकम् ॥८८॥

અર્થ:—હવે બે શ્લોકવડે સત્ સ્વાનંદ બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરે છે, એ પ્રમાણે પૂર્વે કહેલી રીતે પ્રકૃતિ પુરૂષાદિ બ્રહ્મના અભેદમાં આ સત સ્વાનંદ બ્રહ્મ ભેદ વિહિન અમૃતસ્વરૂપ છે—અર્થાત્ જ્યાં પ્રકૃતિ ભેદનું મરણ છે. એમ યોગીજનો વર્ણવે છે. અસત્ સ્વાનંદ બ્રહ્મ કે જે મરણસ્વરૂપ ભેદરૂપ છે તેના આધારભૂત જીવનરૂપ આ સતસ્વાનંદબ્રહ્મ અખંડાત્મકપણાથી सत्स्वानंद નામે કહેવાય છે. અને તે જીવનરૂપ સતબ્રહ્મઆત્મા જ અસતબ્રહ્મના આધારભૂત છે.

तत् ब्रह्म सौरमाख्यातं भेदहीन प्रभावतः ।
तत्र नित्यस्य काशाख्यं चित्तनिरोधकं मतं ॥८९॥

અર્થ:—પ્રકૃતિ પુરૂષના ભેદવાળા અસત્ બ્રહ્મ ( શક્તિબ્રહ્મ ) ના અભેદ પણાના આધાર–જીવનસ્વરૂપ આ સતબ્રહ્મને શાસ્ત્રમાં सौरब्रह्म કહેવાય છે. सौरमाख्यातं सूर्यः ॥ કેમકે સર્વના આત્મારૂપ આધાર જીવનરૂપ અમૃત છે. सूर्य आत्मा जगतस्तस्थूषश्च ॥ श्रुतेः ॥ તથા एकमेवाद्वितीयं ब्रह्म श्रुतेः ॥ तंहदेव मात्मबुद्धिप्रकाशं આ એક અને અદ્વિતિય એવો બુદ્ધિ પ્રકાશક તે સૂર્ય છે તેથી આ સતબ્રહ્મને सौरब्रह्म કેહેવાય છે અહીંઆં પ્રકૃતિ પુરૂષાત્મકને જગત અથવા ( અસતબ્રહ્મ ) શક્તિબ્રહ્મ–તેના આધાર જીવન અમૃત રૂપ જે સૂર્યરૂપ

આત્મા તે તેનો અભિમાનભૂત છે. તેનેજ सतुस्वानंद ब्रह्म કહેવાય છે. કાશ એટલે પ્રકાશરૂપ. જે નિરોધાત્મક ચિત્ત તે ચિત્ત વડે જગદાત્માનો સંભવ છે તે નિરોધાત્મક ચિત્તથી જ તે અપરોક્ષ બ્રહ્મ અસંપ્રજ્ઞાત સમાધિથી પ્રાપ્ત છે—તે ચિત્તવડે સ્થીત એવું આસ્વસંવેદ્ય સતસ્વાનંદ બ્રહ્મ તે સૂર્ય બ્રહ્મ છે.

**असतुसतुद्विविधं प्रोक्तं तयोर्योगे समात्मकम् ।**
**स्वसंवेद्यं परंब्रह्म विष्णुर्द्वंद्व प्रवेशनात् ।९०॥**

**અર્થ**:—હવે એ શ્લોકવડે सम ब्रह्म ના સ્વરૂપને વર્ણવે છે—અસત્ તે પુરૂષ પ્રકૃતિના ભેદવાળું છે અને સત્ તે અસતના લય અભેદમાં તેનું પુરૂષમાત્રત્વ અભિમાનીભૂત બ્રહ્મ છે. આ ભેદાત્મક અને અભેદાત્મકના **અભેદ સંયોગાત્મકયોગે** સમભાવધારણથી આ ત્રીજા પાદને सम स्वानंद ब्रह्म કહેવાય છે. અસત્ અને સત બ્રહ્મસ્થાનને પ્રકાશ કરનાર આ સમબ્રહ્મ છે પોતે પોતાના આનંદવિહાર થી છે. आसमंतान्नंदनात्मक એટલે ઉભયમાં નંદન ધર્મથી ઉભયમાં આનંદ વિહારી તે સમ બ્રહ્મ છે. તેથી આ સમબ્રહ્મને આનંદબ્રહ્મ કહેવાય છે. ઉભયમાં આનંદનો પ્રવેશ થવાથી બંને નીચલાં પદ નિરોધાત્મક ચિત્તવડે બ્રહ્માત્મક વિચાર ઉત્પન્ન થવાનું સ્થાન છે. ત્યાં વ્યાસસૂત્ર છે કે तत्तुलीला कैवल्यमिति લીલાના બંધનને જાણીને તે તે સ્થાનમાં સ્વસ્વજ્ઞાનવિહાર માત્રથી **લીલારૂપે તે અધ્યારોપ** છે. તેથી ભેદ અભેદના ભેદને તોડનાર આ દ્વંદ્વમાં પ્રવેશ કરનાર તે **આત્મા છે.** તેજ इदं विष्णुर्विचक्रमे त्रेधानिदधे पदम् ॥श्रुतेः॥ ત્રીજા પદસ્થાનમાં પ્રવેશ શબ્દથી અસત્ સત્માં પ્રવેશ અને સમ એવા ત્રીજાસ્થાનના અર્થને બતાવે છે. તે વિષ્ણુ બ્રહ્મ—સમબ્રહ્મ—આનંદબ્રહ્મ છે. વળી વિષ્ણુ ગીતામાં પણ नासतो विद्यते भावो ना भावो विद्यते सतः ॥ उभयो रपि दृष्टोन्त स्त्वनयो स्तत्त्वदर्शिभिः ॥ અસત દશ્ય શક્તિબ્રહ્મ—સતદ્રશી સૂર્યબ્રહ્મ—આ ઉભયના અંતરમાં विशति प्रविशति અંતરાત્મા થઈ રહેલો છે. તેઓનો પ્રકાશક અભેદાત્મક યોગરૂપ ત્રીજો જે સૃષ્ટા તેજ વિષ્ણુ છે. એમ सम ब्रह्म તે વિષ્ણુ બ્રહ્મ છે.

**तत्रानंद प्रकाशाख्यं चित्तं निरोध संज्ञितम् ।**
**तिष्ठते तेन योगीन्द्रा स्तंगच्छन्ति समाधिना ॥९१॥**

**અર્થ**:—આ સમ સ્વાનંદ બ્રહ્મસ્થાનમાં કેવલ નિરોધ ચિત્તના આનંદ વિહારથી આનંદરૂપ માયાનો વિહાર જાણી, સર્વ વૃત્તિ નિરોધરૂપે વેદમાં તે માયાને "બુદ્ધિ" એ નામથી પ્રતિપાદન કરવામાં આવી છે—તે સમાનાર્થમાં છે. છે. કેમકે सत्यज्ञानमनंतं ब्रह्म यो वेद निहितं गुहायां परमेव्योमन् श्रुतेः ॥ અહીંયાં ગુહારૂપ બુદ્ધિને વિષે પ્રાપ્ત એવો તેને જે કોઈ જાણે તેજ બ્રહ્મીભૂત થાય છે. આ મહાવાક્યથી પરે વેદાન્તનો અભાવ છે—તેજ બુદ્ધિરૂપ નિરોધાત્મક

ચિત્તવડે યોગીલોકો સમાધીથી અસંપ્રજ્ઞાત સમાધિમાં જાય છે, તેથી બ્રહ્મી-ભૂતપણાને પામે છે.

त्रिभिर्हीनंत्रिभियुक्तमव्यक्तं नेतिकारकं ।
मोहहीन प्रभावेण तुरीयं ब्रह्म कथ्यते ॥९२॥

અર્થઃ—હવે બે શ્લોકવડે તુરીય સ્વાનંદ બ્રહ્મનું વર્ણન કરે છે. અસત સત્ અને સમ બ્રહ્મથી રહિત—એટલે અસત્ સત્ અને સમથી પરે એમ આ તુરીય સ્વાનંદ બ્રહ્મ કહેવાય છે-તેમજ નિરોધ ચિત્તાત્મક પોતાની માયાવડે અસત્ સત્ અને સમ બ્રહ્મમાં સ્વવિહાર પ્રેરક જે છે. તેનું નામ તુરીય સ્વાનંદ બ્રહ્મ છે. આ ઉપર બતાવેલા ત્રણ સ્થાનમાં જેનો પ્રકાશ પડે છે. તે તેની સત્તાથી ત્યાં વિહારી છે—સર્વનો પ્રેરક હોવાથી અસતમાં—સતમાં અને સમ બ્રહ્મમાં તેનીજ સત્તા છે. ત્રીપ્રકારના બ્રહ્મના મિથ્યા ભાનનાશ સંભવથી તેને નેતિ એટલે ત્રણનો સંહાર કરનારો કહે છે, તે ત્રિવિધ નેતીનો નેત્યાત્મક એમ શ્રી વસિષ્ટજીએ કહ્યું છે—नेतिनेतीतिनेतीति शेषितं यत्परं पदं ॥ निराकर्तुमशक्यत्वा त्तदस्मिति सुखी भवेत् ॥ આ મંત્રમાં ત્રિવાર નેતી શબ્દનો ઉચ્ચાર કરી ત્રી બ્રહ્મપાદ નેતિરૂપ અને ચતુર્થપાદ તે "નિરાકર્તું" શબ્દથી અશક્યરૂપ વર્ણવ્યો છે—કેમકે તે મોહહીન સ્વરૂપ છે. તેમ ત્રીબ્રહ્મનો પ્રેરક છે—ત્રીબ્રહ્મ ત્રીપાદમાયા મોહયુક્ત સ્થાનમાં માયા વિહારપણાથી પરાધીન છે—પણ આ ચોથો—મોહહીન અને સ્વાધીનપણાથી તે ત્રણેનો પ્રેરક છે. તે પ્રભાવથી તેને અવ્યક્ત એટલે સર્વ ત્રીબ્રહ્મના ભાનનો અંત લાવનાર તેજ सर्वज्ञ છે તેથી આ સ્થાનને અવ્યક્ત તુરીય સ્વાનંદબ્રહ્મ કહેવાય છે.

तदेव शिव संज्ञाख्यं ज्ञातव्यं योग सेवया ।
तत्र नेति प्रकाशाख्यं चित्तं तिष्ठति तद्गतम् ।।९३॥

અર્થઃ—આ તુર્ય સ્વાનંદ બ્રહ્મને શિવબ્રહ્મ પણ કહેવામાં આવે છે અને તે અસંપ્રજ્ઞાત સમાધિયોગથી જાણવામાં આવે છે-शिवं चतुर्थं तुरीयं मन्यत ઇત્યાદિ શ્રુતિ પ્રમાણરૂપ છે. ચતુર્થ સંપ્રજ્ઞાત સમાધિ દેહાત્મપણાથી છે ત્યારે-તુરીય અસંપ્રજ્ઞાત સમાધિ બ્રહ્મત્વથી છે. એ પ્રમાણે બે પ્રકારથી શિવતત્વને જાણવું અહિંયાં નેતિ પ્રકાશરૂપ ચિત્તની નિરોધિ અવસ્થા છે. સર્વ સંહાર કરનાર આ નેતિ કે જે સ્વયં નિરાકર્તું—અશક્યં સ્વરૂપ જાણવાનું છે ત્યાં નિરોધ સમાધિવડે માયા લય થતાં બ્રહ્મીભૂત યોગનો સંભવ છે.

त्रिविधं मोह संयुक्तं मोहहीनं चतुर्थकम् ।
तेषां संयोग भावे वै स्वस्वंवेद्यं प्रकीर्तितम् ॥९४॥

અર્થઃ—હવે ત્રણ શ્લોકથી સ્વસ્વાનંદ પૂર્ણબ્રહ્મનું વર્ણન થાય છે. ત્રિવિધ એટલે असत्—सत् અને सम આનું અભેદાત્મકપણું તે મોહ સંયુક્ત જ છે.

ત્રિવિધ પ્રકારના માયા મોહયુક્તપણાથી તે તે પદના સ્વસ્વ વિહારીભૂત આત્મા તેજ મોહ સંયુક્ત જાણવા. તેથી આ ત્રિવિધ પ્રકારના અભેદાત્મક બ્રહ્મથી પરે ચતુર્થબ્રહ્મ **શિવબ્રહ્મ** તુરીય સ્વાનંદ બ્રહ્મ તે **મોહહિન છે.** કેમકે તુરીયમાં પ્રેરકત્વનો અભાવ છે ત્રણ સગુણ અને આ ચતુર્થનિર્ગુણ આ બેનો જે સંયોગભાવે અભેદભાવ તે જ સાચીરીતે **સ્વસંવેદ્ય** બ્રહ્મ છે. स्वस्मिन् स्वात्मना वेद्यं भवति ॥ પોતાના આત્માને પરબ્રહ્મના સ્વસ્વરૂપે જાણવું તે स्वसंवेद्य છે. આ **પૂર્ણ સ્વસંવેદ્યાત્મક** પરબ્રહ્મ છે તેથી પરે હવે સંયોગના અભેદનો અભાવ છે.

**पूर्णसंयोग भावाख्यं पंचमं ब्रह्मतत्स्मृतम् ।**
**तस्मात्परो न संयोगः कथ्यते योगिभिः सदा ॥९५॥**

**અર્થઃ**—આજ પૂર્ણ સંયોગ સ્વસંવેદ્ય સ્વાનંદ બ્રહ્મ છે—આથી અન્ય સ્વાત્મ સંયોગના યોગે અભેદ વર્ણનનો અભાવ છે. ચાર પ્રકારના ભેદોમાં આ પંચમ બ્રહ્મનો અભેદ હોવાથી આ **પંચમ અભેદબ્રહ્મ** છે. ત્યાં માંડુક્ય ઉપનિષત્માં ચતુષ્પાદવાળા તે ૐકારનું પ્રથમ મંત્રમાં પ્રતિપાદન છે. ચારપાદ જેના છે એવો આ પંચમબ્રહ્મ કે જેને વિષે આ ચારપાદો **અધ્યારોપ** અપવાદથી છે. ચારપાદના ચારે જુદા જુદા ભેદ છે એમ જાણવાનું છે તત્રભેદમાં ૐકારાત્મક બ્રહ્મ તે પંચમ સ્વરૂપ અભેદ છે—કે જેથી પરે સગુણ બ્રહ્મનો અભાવ છે. એજ પ્રકારે નિર્ગુણમાં પણ ચાર પ્રકારના ભેદનો અભાવ જાણવો. સગુણબ્રહ્મને વિષે તાદાત્મ્ય ભ્રાન્તિ ધારણ કરવાપણાથી તે રજ્જુ સર્પવત્ છે—તેથી અભેદપણાએ સ્વસંવેદ્ય બ્રહ્મ તે જીવાત્મા પરમાત્માનો અભેદ સમજવો. અને તેના ચાર પ્રકારના ભેદ જાણવા કે જે ચાર પ્રકારના બ્રહ્મનું **અધિષ્ઠાન** અથવા બીજ છે. તે જ્યારે જ્યારે ચારેનો અભેદ થાય ત્યારે નિર્ગુણ સગુણનો અભેદ કરતાં આત્મકાર્યકારણ હીનપણાથી ભેદ દર્શનનો અભાવ થાય છે. પોતાનો આત્મા પોતાની માયાના વ્હાર કરવાપણાથી પોતાના આત્મામાં ભેદ જુએ—ત્યારે જ તે નિર્ગુણ સગુણ કહેવાય છે. આ બ્રહ્મ યોગશાસ્ત્રમાં **ભવપ્રત્યય અસંપ્રજ્ઞાત** એટલે भवाः जन्मानि तेषां प्रत्यय स्तत्रैव दृश्यते કહેવાય છે. જ્યારે ચાર ભેદ ન જણાય ત્યારે **ભવપ્રત્યય અસંપ્રજ્ઞાત સમાધિ** કહેવાય છે. ત્યાં યોગ સૂત્ર છે. विरामप्रत्ययाभ्यास पूर्वः संस्कार शेषोन्य इति ॥ તથા અન્ય સૂત્ર છે કે भव प्रत्ययो वैदेहप्रकृति लयानामिति ॥ ( વિગેરે સૂત્રોની સમજ જીવન્મુક્તયોગી સદ્ગુરૂ પાસેથી શિખવી જોઇએ ) આ સઘળા સૂત્રનો અર્થ અન્વય વ્યાતરેક લક્ષણથી સમજવાનો છે. त्वं પદાર્થ દેહ પ્રકૃતિલય—અને तत् પદાર્થ વિદેહ પ્રકૃતિલય તેના અભેદમાં असि પદાર્થ પૂર્ણભવ પ્રત્યય સમાધિ છે. સમાધિ શબ્દનો અર્થ—सम्यगा समंतात् । धीयं ते सर्वब्रह्माणि समाधिः ॥ અથવા सम्यगाधिः सर्व भावनाशकोरोगः समाधिः ॥ રૂડા પ્રકારે બ્રહ્મનું ધ્યાન કરવું તે સમાધિ છે.

અથવા રૂડાપ્રકારે આધિ એટલે રોગના સવ ભાવને નાશ કરાય તે સમાધિ છે. (જન્મમરણાદી રોગ) યોગશાસ્ત્રમાં ભવ પ્રત્યયના પ ચભેદો અનવસ્થાદોષન સંભવથી વર્ણવેલા નથી.

**स एव गणनाथस्तु स्वानंदाख्यः प्रकीर्तितः ।**
**तत्रनिज प्रकाशाख्यं चित्तं तिष्ठति सर्वगम् ॥९६॥**

અર્થ:—એ પ્રકારે ચાર પાદરૂપ ગણયુક્ત અને ચારપાદરૂપ ગણરૂપથી રહિત, એમ અન્વયવ્યતિરેક લક્ષણથી જાગૃત થતાં જે આ અભેદ પંચમ પૂર્ણ સ્વાનંદ બ્રહ્મ છે. તે ગણનાથ છે અને તે સ્વસ્વાનંદ કહેવાય છે. તેજ પૂર્ણ સ્વસંવેદ્ય સ્વસ્વરૂપ છે–મિમાંસાશાસ્ત્રમાં પણ પંચમબ્રહ્મ ગણેશને વ્યાસ માહારાજે કારણબ્રહ્મ સ્વરૂપે કથેલા છે. કે જેથી પર કારણનો અભાવ છે–કેમકે પ્રથમ સૂત્રમાં, अथातोब्रह्मजीज्ञासेति પ્રથમજ મંગલમાં બ્રહ્મની જીજ્ઞાસાર્થી તે બ્રહ્મ કોણ છે તેના અર્થના વિવેચનમાં બીજુ સૂત્ર છે કે जन्माद्यस्ययतः ॥ તે બ્રહ્મ જગતના જન્મ પાલન અને સંહાર કરવામાં કારણરૂપ છે–તે કારણ ત્રિવિધ છે. ૧ ઉપાદાનકારણ–નિમિત્ત કારણ અને ત્રીજું સાક્ષાત્કારણ એમ છે. ત્યાં ઉપાદાન કારણ તે ચતુષ્પાદાત્મક સોપાધિક ( માયાસહિત ) છે, જુદા જુદા પ્રકારના જગતને વિષે જુદા જુદા ભેદવડે જે બ્રહ્મ અભેદાત્મક છે. તે सोपाधिकं स्यात्सर्वत्र એ પ્રમાણે સ્મૃતિ પણ કહે છે–उपसामिप आदानं ग्रहणं यस्य जगदात्मकत्वात् ॥ સમિપમાં ગ્રહણ કરેલું છે જેનું જગદાત્મકપણું તે ઉપાદાન છે. હવે નિમિત્ત કારણ તે નિરૂપાધિક બ્રહ્મ ચિદાત્મા જે નિર્ગુણ કે જ્યાં સર્વાત્મકના અભાવથી ઐક્યત્વ છે–તે ( માયારહિત ) છે. ઉપાદાન અને નિમિત્ત ભાવના ત્યાગમાં કેવળ સાક્ષાત્ કારણ સ્વસંવેદ્યબ્રહ્મ છે. તેથી પર કારણને અભાવ છે. તે કાર્યને કારણ અભેદ હોવાથી ત્યાં સૂત્ર છે કે–ततु समन्वयादिति ॥ તે બ્રહ્મ–કાર્યોમાં તે જ્ઞાનવડે સમન્વય થતાં બ્રહ્મ સ્વરૂપતાને પામે છે–તે જ્ઞાન કેવી રીતે થાય છે. તેને માટે આગળ સૂત્ર છે કે–शास्त्रयोनित्वादिति ॥ વેદોને આદ્ય લઇને શાસ્ત્રોના કારણોથી તેને શાસ્ત્રોવડે તેમાં વર્ણવેલાં સાધનો પોતે જુએ તે સાધનોના અનુક્રમથી તે બ્રહ્મનો સાક્ષાત્કાર કરે–એટલાજ માટે શાસ્ત્રોક્ત સાધનદ્વારાએ તે જ્ઞાન થાય છે. તે કારણથી વર્ણવેલું છે તે સ્વસંવેદ્ય નિજ પ્રકાશ પોતાના આત્માનો સ્વપ્રકાશ થયેલો છે. તે જે ચિત્તથી તેને પ્રકાશ સ્વરૂપ નિરોધ ચિત્ત કહીએ–તે માયા કાર્યરૂપ ચાર પાદના સ્વરૂપની જાગૃતિથી અંતે ચિત્ત વિનાની સ્વસંવેદ્ય સ્થિતિ થાય–તેજ બ્રહ્મીભૂત છે. તેજ સમાધિ છે–એ પ્રમાણે પંચાયતન સ્વાનંદનું બ્રહ્મ અભેદ વર્ણન છે–એમ જ્ઞાન અને ઉપાસ્ય અભેદ યોગનું વર્ણન જાણવું.

**अतः परम योगाख्यं ब्रह्म माया विवर्जितम् ।**
**तदेव योगिभिः प्रोक्तं निवृत्ति सुखदायकम् ॥९७॥**

**અર્થ**:—હવે છ શ્લોકવડે અયોગનું વર્ણન થાય છે—આ પંચમ સ્વસંવેદ્ય પ્રવૃત્તિમય એટલે ચતુષ્પાદાત્મક માયાત્મક ભાવનાથી પ્રવૃત્તિરૂપ કહેવાય છે તેથી તે પરે નિવૃત્તિ સુખદાયક કાર્ય કારણના અભેદે નિવૃત્તિ બ્રહ્મની પ્રાપ્ત છે. તેને અયોગ બ્રહ્મ કહેવાય છે. સર્વ અપવાદપણાથી ભેદાભેદ વર્જીત તે અયોગ છે. આ ઉપાય પ્રત્યય અસંપ્રજ્ઞાત સમાધિ ધારક યોગીઓ લક્ષણથી જાણે છે.

न तत्र जगतां दक्ष ब्रह्मणां योग उच्यते ।
तस्यापि तेषु तद्ब्रह्म तेना योग इति स्मृतः ॥९८॥

**અર્થ**:—જ્યાં જગત એટલે ચાર પાદ બ્રહ્મનો સંયોગ—તે સ્વસંવેદ્ય પંચમ બ્રહ્મના અભેદમાં વર્ણવાયેલો યોગ—સંયોગ—તેથી પણ પર એવું કે જ્યાં તે યોગ સંયોગના અભેદપણાનો અભાવ છે—તે હેતુથી તેને અયોગ અથવા નિવૃત્તિયોગ કહેવામાં આવે છે—આથી પરે હવે અન્ય આત્મસજ્ઞાનથી સમાપ્તરૂપ છે. અહિંયાં સ્વસંવેદ્ય વિષે રહેલો અધ્યારોપાત્મક અપવાદનો અયોગ વર્ણવાય છે.

ब्रह्मणि तन्मयत्वेन स्वस्य संयोग उच्यते ।
तस्मान्निवृत्तिरापन्ना तेन निवृत्ति संज्ञकम् ।.९९॥

**અર્થ**:—બ્રહ્મને વિષે તન્મયપણાવડે પોતાના પોતે સ્વરૂપને જાણવું તે સંયોગ છે—તેમાં નિવૃત્તિ સ્વરૂપે સ્થિત થવાને નિવૃત્તિ સંજ્ઞારૂપે અયોગ છે. અહિંયાં સંયોગનો પણ લયજ જાણવાનો છે—કેમકે નિવૃત્તિ રૂપનો આત્મા માયાખેલરૂપ નથી. સર્વ માયામય મિથ્યા જાણવાપણા વડે અપવાદ કરી માયામય નાશ દર્શનરૂપ જે સમાધિ છે તે અયોગ છે. આ ઇન્દ્રજાલ રૂપ નાનાભ્રમ પદાર્થ દર્શિતા મિથ્યાત્મકા ચતુષ્પાદાત્મક માયા તે આત્માની પૂર્ણતામાં મિથ્યાભૂતા છે—તેને નિવૃત્તિ કહીએ.

स्वसंवेद्यस्य नाशेन लभ्यते ह्यसमाधिना ।
नागतं नगतं ब्रह्म संयोगः कुत्र जायते ॥१००॥

**અર્થ**:—આ સ્વસંવેદ્યની સમજણથી પરે તેના નાશવડેજ આ નિવૃત્તિ અયોગની સમાધ છે—જગતમાં બ્રહ્મનો જવાપણા કે આવવાપણા રૂપી સંયોગ જ્યાં કદાપિ પણ નથી તે સ્વસંવેદ્યનો નાશ સમજવાનો છે. યોગશાસ્ત્રમાં પૂર્ણ સમાધિ યોગ નામથી વર્ણન છે. अथ योगानुशासनं । આ સુત્રથી યોગ સમાધિ છે. અસમાધિનું વર્ણન નથી. ત્યાં વ્યાસનું ભાષ્ય છે કે योगः समाधिः । પોતાના ચિત્તનો સાર્વ ભૌમ ધર્મ તે સમાધિ છે—સમાધિની વ્યાખ્યા આગળ આવી ગઈ છે કે—સર્વ રોગ નાશકપણાથી યોગ તે સમાધ છે, કેમકે સંયોગનો અભેદ છે—યોગ શબ્દમાં બે ધાતુ છે. युज समाधाविति । અથવા युजिर्योगे चेति ॥ अयोगः असमाधिः ॥ એ પ્રમાણે

યોગની સમાધિ અને અસમાધિનો અભેદ છે—એ પ્રમાણે યોગ સંયોગનો અભેદ છે. જ્યાં આત્મા પરમાત્માનો અભેદજ છે. ત્યાં કયાં અને કોને બ્રહ્મને જાણવાનું છે—તે સમજવું.

**तत्रायोग प्रकाशाख्यं चित्तं निरोध संज्ञितम् ।**

**तिष्टति चापवादेषु निवृत्ति सुखदायकम् ॥१०१॥**

**અર્થ:**—આ અધ્યારોપાપવાદ બ્રહ્મ જે સ્વસંવેદ્ય—તે બ્રહ્મને વિષે ઉત્પત્તિ આદિ કારણ ભુત **અધ્યારોપ અપવાદ** છે—ત્યાં અપવાદાત્મક યોગથી તે સર્વ અપવાદાત્મક છે. તેથી આ પરસંવેદ્યરૂપ અયોગમાં જે પ્રકાશરૂપ છે તે ચિત્તની અતિ ઉત્તમમાં ઉત્તમ નિરોધ અવસ્થા છે—આ અયોગ એટલે પરસંવેદ્યમાં સર્વ માયામય મિથ્યાનો નાશ દર્શક યોગ હોવાથી યોગ શાસ્ત્રમાં તેને **ઉપાય પ્રત્યય અસંપ્રજ્ઞાત સમાધિ** કહેવાય છે. આ સ્થિતિ બ્રહ્મીભૂત સ્વરૂપ છે. અહિં યોગ સૂત્ર છે કે श्रद्धावीर्य स्मृति समाधि प्रज्ञापूर्वक इतरेषामिति। શ્રદ્ધા એટલે વર્ણાશ્રમને વિષે કહેલી ધર્મપરાયણ તપ પુણ્યના સંચયથી જે બ્રહ્મને વિષે શ્રદ્ધા આસ્થા તે **શ્રદ્ધા** છે. વેદોનાં વચનવડે બ્રહ્મચર્ય વડે વિર્યનું શ્રદ્ધા પૂર્વક સાધ્ય કરવું તે **વિર્ય** છે. વેદાન્ત પ્રતિપાદીત બ્રહ્મની સ્મૃતિ તેજ સ્મરણ નિદિધ્યાસન રૂપ છે—તે **સ્મૃત** છે—બ્રહ્મ સ્મૃતિ પૂર્વક એકાગ્રચિત્ત વડે અનાદિ બ્રહ્મના અનુભવ વડે સમાધિ કરવી. न कर्मणा तथा परेण नाकं આ [illegible]તના અર્થ પૂર્વક સંન્યાસી યોગી પુરૂષો પોતાની બુદ્ધિરૂપ ગુફામાં બ્રહ્મ સુખનો અનુભવ કરે છે. દેહ પ્રારબ્ધ ક્ષય પર્યંત ત્યાંજ સ્થિત થાય છે—મિથ્યા માયાભાન ત્યાગવડે અયોગી અમૃત એટલે બ્રહ્મીભુતપણાથી બ્રહ્મને પ્રાપ્ત કરે છે. અહિંયાં યતયઃ સંપ્રજ્ઞાત અસંપ્રજ્ઞાત સમાધીથી ભવ પ્રત્યય પર્યંત ક્રમથી જાણીને કેવળ અસપ્રજ્ઞાત સમાધિથી નિરોધના સુખપર્યંત જાય છે. આ **સમાધિ** મૃદુ મધ્ય અધિ માત્ર રૂપની છે. તે સદગુરૂ પાસેથી તિવ્ર વૈરાગ્યના લક્ષણ યુક્ત જાણવાની છે:—

**इदं पंचविधं चित्तं कथितं ते प्रजापते ।**

**जगत्सु ब्रह्मसु तज्ञं नाना प्रकाशदायकम् ॥१०२॥**

**અર્થ:**—હે દક્ષ પ્રજાપાત !!! એ પ્રમાણે ચિત્તની પાંચ ભૂમકા ક્ષિપ્ત મૂઢ—વિક્ષિપ્ત એકાગ્ર—નિરોધ આ પાંચ પ્રકારના ચિત્તવડે ચિંતન ભાવનો સંભવ છે—એમ યોગશાસ્ત્રમાં વર્ણવેલું છે. તે અત્રે વર્ણવ્યા છે—આથીપરે બ્રહ્મ ચિંતનનો અભાવ છે—તે જગતાવહારજ્ઞ તથા બ્રહ્માવહારજ્ઞ તથા બ્રહ્મજ્ઞ એ પ્રમાણે નાના પ્રકારથી પ્રકાશદાયક વિહારાદ ચિંતન વડે તેને પ્રકાશદાયક છે—તે જાણવું.

**भूमयः पंच विख्याता श्चित्तस्य विविधात्मनः ।**

**भूमीनां त्याग भावे तच्चित्तं ब्रह्ममयं भवेत् ॥१०३॥**

અર્થ:—આ ચિત્તની પાંચ ભૂમિ સર્વત્ર વિખ્યાત છે. શાસ્ત્ર સંમત છે. વળી યોગવાસિષ્ટમાં સાત ભૂમિ વર્ણવી છે–૧ શુભેચ્છા, ૨ સુવિચારણા, ૩ તનુ માનસી, ૪ સત્વાપત્તિ, ૫ અસંસક્તિ, ૬ પદાર્થભાવિની, ૭ તુર્યગા તેમાં પ્રથમની મુમુક્ષુ પુરૂષને પ્રથમ જ્ઞાન ભૂમિમાં ઈચ્છા થવી. બીજી ભૂમિકામાં યથાર્થ રીતે બ્રહ્મવિચાર થવો. ત્રીજી ભૂમમાં અનાદિ બ્રહ્માનુભવ યુક્ત તત્ત્વજ્ઞાનનો સુક્ષ્મથી પણ સૂક્ષ્મ અનુભવ કરવો. ચોથી ભૂમિકામાં સત્વ એટલે સોપાધિક બ્રહ્મ પ્રકૃત્યાત્મક સ્વરૂપને સમજવું. ત્યાં શ્રુતિ છે કે सत्त्वेनपुरुषस्यान्यतेति श्रुते: સત્વના અનુભવ વડે પુરૂષરૂપ સોપાધિક બ્રહ્મની પ્રાપ્તી થવી–પાંચમી ભુમીકામાં પ્રકૃતિના ત્યાગે પુરૂષ બ્રહ્મ ( સોપાધિકમાં ) માં ચિદાત્મા સ્વરૂપને જાણવો. એમ નિર્ગુણના અનુભવપૂર્વક બુદ્ધિ સાથેની પાંચમી ભૂમિકા છે–છઠ્ઠી ભૂમિકામાં આ સર્વ પ્રકૃતિ પુરૂષના સંમેલનવડે ગુણાત્મક અનંત પદાર્થો છે પુરૂષના તાદાત્મ્ય વડે પ્રકૃતિ સર્જે છે. તે પ્રકૃતિ પુરૂષના અભાવવાળી અનુભવયુક્ત આ ભૂમિકા જાણવી. સાતમી ભૂમિકા અસત્ સત્. સમ અને સહજ રૂપના અનુભવયુક્ત બુદ્ધિ તે સાતમી તૂર્યગા ભૂમિકા છે, તેથી પરે તૂર્યાનો અભાવ છે. તે સાક્ષાત્ સ્વસંવેદ્યાત્માનુભવયુક્ત બુદ્ધિને સાર્વભૌમ કહેવાય છે. એમ સ્વસંવેદ્ય, તેજ તૂર્યા છે, તેથી પરે પરસંવેદ્ય તે તૂર્યાતીત સ્વરૂપ અગમ્ય છે અગોચર અક્ષરાતીત પરમાત્મા છે. આ સંપૂર્ણ ભવપ્રત્યય યોગ જાણવો. એ પ્રકારે જુદા જુદા યોગી જનોએ સ્વસ્વકૃત શાસ્ત્રોમાં ભૂમિકાઓનું વર્ણન કરેલું છે–પણ યોગ શાસ્ત્રમાં પાંચપ્રકારની ભૂમિકાના ત્યાગમાં માયા વિહારનો ત્યાગ થતાં અંતે બ્રહ્મસ્વરૂપમાં તે ચિત્ત તદરૂપાત્મક સ્વયપ્રકાશ થાય છે.

अथः पंचविधं चित्तं त्यजत्वं योग सेवया ।
योगी भविष्यसि दक्ष चिंतामणौ न संशयः ॥१०४॥

અર્થ:—હવે ચિત્તમાં સ્થિત એવા ચિંતામણી પરમાત્માના સ્વરૂપને વર્ણવે છે. સાર્વભૌમ બુદ્ધિયોગ ધર્મથી પાંચ પ્રકારના ચિત્તનો સંપૂર્ણ ત્યાગ કરી બ્રહ્મમાં બ્રહ્મીભૂતપણાથી પૂર્ણયોગ એવા ચિંતામણી પ્રભુને પામે છે. चिति संज्ञाने इति धातुः । આ સંજ્ઞારૂપ ચિત્તનો મણી તે ચિંતામણી. ચિત્તનો ચાલકપણાથી તે યોગી ચિંતામણી સ્વરૂપ પરબ્રહ્મ પરમાત્માને જ પામે છે. ત્યાં ચિંતાત્મિકા એવી જે માયા તેનો વિહારી જે ચિંતામણિ તે જીવાત્મા પરાત્મા અને પરમાત્મા એમ જીવ–ઇશ્વર અને પરમેશ્વર એમ ત્રણ પ્રકારનો કહેવાય છે તે માયાના લયવડે સાક્ષાત આત્મારૂપ પરમેશ્વર ચિંતામણી રૂપ બ્રહ્મીભૂતપણાને પામે છે—

संयोगायोग संज्ञस्थं निरोधाख्यं मतंबुधैः ॥
अतः परो निरोधो न विद्यते सर्वं संमते ॥१०५॥

અર્થ:—ચિત્તની સંપૂર્ણ અને અંતની નિરોધ અવસ્થા તે સંયોગ—એટલે સ્વસંવેદ્ય અને અયોગ એટલે પરસંવેદ્યની સંજ્ઞાવડે ચિંતામણીપદની પ્રાપ્તી તે છે આથી પરે ચિત્ત નિરોધ નથી. ચિત્તની કેવળ પ્રકાશરૂપ સ્થિતિ એજ નિરોધ અવસ્થા છે. એમ સર્વ શાસ્ત્ર સંમત વિદ્વાનો જાણે છે.

सार्वभौमात्मधर्मेण योगी भवति मानवः ॥
तत्र शान्तिं लभेत् चित्तं त्यक्त्वा भूमि भवं भ्रमम् ॥१०६॥

અર્થ:—હવે પૂર્ણ યોગાનુભવ શાન્તિ વર્ણવાય છે ચિત્તની પ્રથમ ભૂમિકા-ક્ષિપ્ત તે દેહ ઇન્દ્રિયયુક્ત છે. તે ચિત્તચાલક ચિંતામણીમાં આત્માસહ બ્રહ્મીભૂત સ્થીતી તે મૂઢચિત્ત છે તેમાંથી મુક્ત સ્થિતિ તે વિક્ષિપ્ત છે, તેમાંથી બ્રહ્મીભૂત સ્થિતિ તે એકાગ્ર સંજ્ઞારૂપ ચિત્ત છે આ શબ્દ અર્થસહ બ્રહ્મીભૂતત્વ છે. શબ્દ તે માયામય છે અને તે મિથ્યા છે અને અર્થ તે અન્વય વ્યતિરેકથી સ્થિત છે—જેમ વિષ્ણુ શબ્દમાં विशतीति विष्णुः । આ શબ્દથી વિષ્ણુ નામના ચતુર્ભુજ શ્યામવર્ણાદિ ચિન્હયુક્ત સ્વરૂપનો બોધક વિષ્ણુ શબ્દ છે. અન્ય સ્વરૂપ નહિં. હવે વિષ્ણુ શબ્દાર્થવડે વિષ્ણુ બ્રહ્મનો બોધ આપનાર विश प्रवेशने આ ધાતુ વડે असत् सत् सम રૂપ આત્મા તે વિષ્ણુ છે. ઉભય પદના આનંદને આપનાર તે પોતે સમસ્વાનંદ સ્વરૂપ છે. એ પ્રકારે શબ્દ તે નામરૂપના બોધથી માયામય છે અને અર્થભાવથી તત્ બ્રહ્મ પ્રકાશક છે એમ સવ શાસ્ત્ર સંમત છે એ પ્રમાણે આત્માસહ બ્રહ્મીભૂત સ્થિતિમાં નિરોધ ચિત્ત છે એમ નિરોધની પૂર્ણતામાં શબ્દ શબ્દાર્થનો લય થાય. ત્યારે સ્વસંવેદ્ય પોતાના મહિમામાં સ્થિત્ સ્વસ્વાનંદ બ્રહ્મીભૂતત્વ પ્રાપ્ત થાય છે. એ પ્રકારે પોતાના આત્માસહ પંચ વિધચિત્ત—ચિંતામણી પરમાત્મામાં બ્રહ્મીભૂતપણાએ સ્થિત થાય. તો તે સાર્વભૌમ કહેવાય છે. કે જ્યાં ચિત્તની સ્થિતિ અભાન છે એમ સાર્વભૌમપણાને જે મનુષ્ય પામે છે તે યોગી છે જે વડે સર્વ પ્રકારની ચિત્ત ભૂમિકાને ત્યાગી શાન્તિ મેળવે છે.

योगरूपे सुखं यद्वै योगिनां हृदिवर्त्तते ॥
तदेव कथितुं दक्ष शक्यते न कदाचन ॥१०७॥

અર્થ:—હવે આવા યોગીના સુખનું વર્ણન થાય છે, હે દક્ષ!!! યોગીજનો પોતાની હૃદ એટલે બુદ્ધિમાં આત્માના યોગરૂપવડે સદાકાળ પરમાત્મામાં લયરૂપથી સંપૂર્ણ સુખનો અનુભવ કરે છે તેનું વર્ણન કરવાને સર્વ કોઈ અશક્યજ છે. ત્યાં અદંડી યોગી માત્ર જ્ઞાનદંડીજ વિધિ નિષેધહીન સ્થિતિધારક જાણવો. (પરમહંસ ઉપનિષદ્ જુઓ) દંડના બે પ્રકાર છે. એક શાસ્ત્રોક્ત સત્કર્માત્મક સત્કર્મ કરનારો શુભ પ્રાપ્તિરૂપ સાધકદશાનો છે. તે શાસ્ત્રોક્ત કર્માચરણથી શરીરપીડા થતી નથી. પણ કર્મદંડ છે. એમ વિધિ

છે અન્ય **નિષેધાત્મક** દંડ છે. નિષિદ્ધ આચરણથી જે શરીરસુખ ફળની પ્રાપ્તિ સમયે મનુષ્યને તે દુ:ખદ એટલે નરકાદિકની પ્રાપ્તિ થાય છે તે દંડ નિષેધાત્મક છે. એમ શરીર સબંધે વિધિ અને નિષેધના દંડનો પરિત્યાગ કરી સ્વેચ્છાવિહાર પૂર્વક જે યોગી હોય તે વિધિ નિષેધના કર્માચરણના ભોક્તારૂપના અભાવે વિધિ **નિષેધ રહિત** તે જ્ઞાનદંડી અદંડી છે જ્ઞાનપૂર્ણ યોગથી **બ્રહ્મીભૂત** યોગી દેહ પ્રારબ્ધકર્મ ભોગાર્થે નરાકૃતિધારક જણાય છે. તે શરીરના ક્ષયમાં યોગીઓના પ્રાણનો ઊત્ક્રમણ થતો નથી. તેથી યોગીજનોની સ્થિતિ સ્વેચ્છા વિહારાત્મક વિધિનિષેધહિન છે. એવા આચરણથી સર્વના અભેદરૂપમાં તે યોગી **બ્રહ્મસ્વરૂપ** છે, પોતાના વાચ્યાર્થ-લક્ષ્યાર્થ-વિહારરૂપથી અદંડ રહેલો **યોગી** સ્વેચ્છાવિહારી શુભાશુભ કર્મફળ ભોક્તૃત્વના અભાવે કેવળ સ્વસુખને પામેલો છે એમ જાણવું. એટલાજ માટે અશકયપણુ બતાવે છે.

**मनोवाणीमयं चित्तं चतुर्विधं प्रकीर्तितं ॥**
**मनो वाणी विहीनं तु निरोध संज्ञकंमतम् ॥१०८॥**

**અર્થ**:—હવે ચિત્ત અને આત્માના અભેદ સ્વરૂપને વર્ણવે છે, ચતુર્વિધ એટલે જાગૃત-સ્વપ્ન-સુષુપ્તિ અને તૂરીય દેહ અને તેના દેહીઓ એમ ચાર પ્રકારના દેહ અને તેના દેહિઓ તે મનોવાણીમય ચિત્ત સ્વરૂપ છે. જે **મનવાણીમય** ક્ષિપ્તચિત્તથી આરંભ કરીને ક્ષિપ્ત-મૂઢ-વિક્ષિપ્ત અને એકાગ્ર પર્યંત છે. **સંપ્રજ્ઞાત** સમાધિવડે આ ચતુર્વિધ ભેદ બ્રહ્મ વિહારને જાણનારૂં તે ચિત્ત છે સંપ્રજ્ઞાત સમાધિ સાલંબનરૂપ છે હવે **મનવાણી રહિત** ચિત્ત તે નિરાલમ્બ છે. કે જે નિરોધ સંજ્ઞાવડે છે, આ ચિત્તરૂપ માયા તેમાં બિંબિત એવું જે બ્રહ્મ તે અભિન્નજ છે ચિત્તનો લય જતાં પણ બ્રહ્મનો લય નથી, બ્રહ્મને વિષે ભેદ નથી કેમકે ચિત્તરૂપ માયાનું મિથ્યાપણું છે તેને **નિરોધ** ચિત્ત કહેવાય છે. તે ચાર પ્રકારના ચિત્તથી પરે છે, અને તે મનવાણીથી રહિત છે, ત્યાં સારોપનિષદનું પણ વર્ણન છે.

**अतो योगः समाख्यातो मनोवाणीमयो न च ॥**
**मनो वाणी विहीनोपि कथ्यते नैव योगिभिः ॥१०९॥**

**અર્થ**:—એટલાજ માટે મનવાણીમય યોગ તે યોગ નહિં. તેમ મનવાણી વિહીન યોગ તે પણ યોગ નહિં. એમ યોગીજનો કહે છે.

**कीदृशं ब्रह्मतत्त्वाहं योगेन कीदृशे न च ॥**
**ब्रह्मभूतः स्वयंजात एभ्यः शान्ति लमेश्वरः ॥११०॥**

**અર્થ**:—હવે યોગીજનોની ચિત્તની સ્થિતિનું વર્ણન કરે છે કે-પરબ્રહ્મ પરમાત્માં સ્વ-પરભેદરહિત ૐકાર ચિંતામણીનું અભેદ ભાન થવાથી જીવબ્રહ્મ અને

ઇશ્વર બ્રહ્મભાનનો લય થયો છે તે જેનો અને મહાવાક્યના યોગથી સાર-સ્વત લયયોગમાં तत्वमसि આદિ મહાવાક્યના યોગે દ્વંદ્વ ભેદનો લય થયો છે તે જેનો એવા બ્રહ્મીભૂત યોગીજનો હવે તે બ્રહ્મ કેવી રીતે છે, અને કેવા પ્રકારના યોગવડે તે પ્રાપ્ત થાય છે, એ બંન્ને સ્વરૂપથી જાગૃત થઇને તે બ્રહ્મીભૂત પુરૂષ શાન્તિને પ્રાપ્ત થાય છે.

योगे योगी नरो जात स्तत्र न ज्ञायते कदा ॥
ब्रह्म वा साधनं किंचित् ब्रह्मभूतस्य कारकम् ॥१११॥

**અર્થ**:—આવા બ્રહ્મીભૂત સ્વસ્વરૂપ યોગીજનો બ્રહ્મીભૂત સ્થિતિના અનુભવથી જાગૃત થયા પછી તે યોગી બ્રહ્મીભૂત સ્થિતિકારક સાધનોને જાણતાજ નથી કેમકે જેના ચિત્તની સાર્વભૌમ સ્થિતિ થયેલી છે. તેથી તેને સાધનની જરૂર નથી.

तन्मयत्वं ब्रह्मणि न न च तन्मय वर्जनम् ॥
अतः शान्ति समागृह्य शान्तियोग परोभवेत् ॥११२॥

**અર્થ**:—બ્રહ્મસ્વરૂપમાં અન્વય લક્ષણથી અને વ્યતિરેકલક્ષણથી સ્વમહિમામાં જાગૃતી પામેલો આ યોગી અભેદપણાથી તન્મયપણું કે તન્મય વર્જીતપણું એ અપવાદના યોગરૂપે પોતાનો અનુભવ કરતો નથી. કેમકે સંયોગ કે અયોગથી તે પરે બ્રહ્મીભૂત છે. કેવલ શુદ્ધાત્મા છે તેથી બ્રહ્મસ્વરૂપમાં બ્રહ્મીભૂતપણાની શાન્તિયોગરૂપ પરબ્રહ્મને જાણીને શાન્તિ ધારણ કરી કૃતકૃત્યતાને પામે છે.

पंचविधेषु चितेषु दृश्यते जगतां परं ॥
ब्रह्मणामैश्वरं सौख्यं रसं तत्र न धारयेत् ॥११३॥

**અર્થ**:—હવે ચાર શ્લોકવડે યોગીની સ્થિતિ કહે છે, પાંચ પ્રકારના ચિત્તને વિષે આ સર્વ જગત માત્ર બ્રાન્તિરૂપે ભાસે છે જાગૃત અવસ્થાથી તુરીય પર્યંત સર્વોત્કૃષ્ટ ઇશ્વરનું ઐશ્વર્ય કે જે સગુણ બ્રહ્મ છે અને તુરીયથી પરે બ્રહ્મના ઐશ્વર્ય સુધી જે નિર્ગુણ કે જેનું વર્ણન અશક્ય છે, તે માત્ર શિષ્યબોધાર્થ છે, તે શાન્તિપરાયણ યોગીની સ્થિતિમાં તે ઐશ્વર્ય સુખને વિષે યોગીને ચિત્તરસ હોતો નથી.

नाना रस विहीनंतु चित्तं कृत्वा प्रजापते ॥
तत्त्यक्त्वा स भवेद्योगी शान्त्या शांति मवाप्नुयात् ॥११४॥

**અર્થ**:—હે દક્ષ પ્રજાપતિ ! ! ! એવા યોગીજનો પોતાના ચિત્તને સર્વ સુખદુ:ખના પારત્યાગ પૂર્વક રસવિહીન બનાવી. અર્થાત ચિત્તને રસસહિત છોડી શાન્તિના યોગમાં શાન્તિને પામે છે .કર્મથી તપ શ્રેષ્ટ છે તપથી જ્ઞાન શ્રેષ્ટ છે અને જ્ઞાનથી શાન્તિ શ્રેષ્ટ છે કર્મજ્ઞાન યોગકૃત શુભ કર્મો

જો યોગીઓ કરે તો તે પોતાના શિષ્યોને તે શુભ કર્મોના ફળો આપે. અને અશુભ કર્મોના ફલો અનાશ્રિત પોતાની નિંદા કરનારને મળે, ત્યાં શ્રુતિ છે કે, तस्यपुत्रादायमुपयंति सुहृदःसाधु कृत्यां द्विषतःपापकृत्यामिति ॥श्रुते॥ અર્થ ઉપર આવી ગયો છે. આવા શાન્તિ પ્રાપ્ત બ્રહ્મીભૂત યોગીજનો શુભ કર્મો કરે તો તેનું ફળ સેવા કરનારા લઇ જાય અને અશુભ કર્મો કરે તો તેનું ફળ દ્વેષ કરનાર લઇ જાય, આમ થવાથી યોગી સદાએ નિતર્યો રહી શકે છે.

स्रोतसोर्णवमानंदात् गच्छन्त्य प्रेरितान्यपि ॥
प्रारब्धेन तथा कामान् भुनक्ति योगी सत्तमः ॥११५॥

અર્થ:—જેમ નદીયોને પ્રેરણા થતી નથી છતાં અપ્રેરીત સ્વભાવે નદીઓ અર્ણવ એટલે સમુદ્ર તરફજ જાય છે તેમ યોગીજનો અપ્રેરીત પ્રારબ્ધ સંસ્કારે માત્ર દેહ રક્ષણાર્થે કર્મ કરતા શુભાશુભ કર્મફળ છોડીને પોતાના ગંતવ્ય સ્થાન બ્રહ્મીભૂતપણાને પામે છે. ત્યાં પ્રારબ્ધ મુખ્ય છે-बुद्धिःकर्मानुसारिणी ॥ इति स्मृतेः ॥ વળી ગણેશગીતામાં પણ सरितांपतिमायांति वनानि सर्वतो यथा ॥ आयांति तं तथा कामाः सनाशान्ति सदा लभेत् ॥ इति ॥

नाना द्वंद्व विहारेषु समभाव परायणः ॥
योगी भवति शान्त्या च सदायोग सुखेरतः ॥११६॥

અર્થ:—એવા બ્રહ્મીભૂત યોગી સુખદુઃખ લાભ અલાભ માન અપમાન હર્ષશોક રાગદ્વેષ આદી દ્વંદ્વના સમયે સદાએ સમબુદ્ધિયુક્ત રહે છે, પ્રારબ્ધાધિન દ્વંદ્વોથી પ્રાપ્તિના સમયે અસંતોષરૂપ ક્ષોભને પામતા નથી, શાન્તિથી સદાએ સુખબુદ્ધિનો પ્રેમ રાખી બ્રહ્મમાં અભેદાત્મક ભાવે નિવસે છે. સુખમાં રત રહેવાવડે તે તદ્રૂપ બ્રહ્મીભૂત બ્રહ્મસ્વરૂપજ છે.

ॐ तत्सदिति श्रीमद्योगगीता सुपनिषत्सुगमासुयोगामृतार्थ शास्त्रे श्रीमदान्त्ये पुराणोपनिषदि मौद्गले नवमखण्डे योगचरित्रे मुद्गलदक्षसंवादे चित्त भूमिनिरोधेन सार्वभौम योगो नाम पंचमोऽध्यायः ॥ योगगीतायां प्रथमोध्यायः ॥१॥

---

॥ श्री गणेशाय नमः ॥

# ॥ योगगीतायां द्वितीयोऽध्यायः ॥

दक्षउवाच ॥ योगस्यानुभवं ब्रूहि यत्र शान्तिं लभेन्मनः
रसं त्यक्त्वा सुशान्त्यातद्युक्तं तिष्ठेन् महामुने ॥१॥

અર્થ:—એમ મુદ્દગલ મુનિથી દક્ષ પ્રજાપતિએ પ્રથમ અધ્યાયનું શ્રવણ કર્યું–પાંચ પ્રકારના ચિત્તની રસહીન ભૂમિકાની સત્ય સમજણ પ્રાપ્ત કરી તેનો ત્યાગ કરવાનો નિશ્ચય કરવો એ; સાંભળી એ અનુભવ કરવાનો અતિ દુર્ઘટ છે એમ જાણી દ્વિતીયાધ્યાયનો આરંભ કરી તેવી ચિત્તવૃત્તિની સ્થિતિ ધારણ કરવાને જ્ઞાનયોગ સમજણ આપવાનો નિશ્ચય કીધો. ચિત્તની સ્થિતિ ચંચળ છે. અને કિંચિત્ સુખના અનુભવને અનુભવે છે. તેમાં પ્રેમ સહયોગનો અનુભવ કરી પૂર્ણ સુખ પ્રાપ્ત કરવાને કેવો અનુભવ લેવો એવા વિચારથી દક્ષ પ્રજાપતિ મુદ્દગલ યોગી મહારાજ પ્રત્યે પુછવા લાગ્યા હે મહામુની! બ્રહ્મના પૂર્ણ અનુભવ કરનાર બ્રહ્મીભૂત બ્રહ્મસ્વરૂપ તે બ્રાહ્મણનું જે મન તે જેનો અનુભવ છે તે મુનિ કહેવાય છે એવા જે ગણેશના પરમ ઉપાસક ગાણપત્ય એવા યોગી સર્વ યોગીઓમાં શ્રેષ્ટ કહેવાય છે. તે મુદ્દગલ એવા યોગી વેદ વચન પ્રમાણે ગણેશાથર્વશીર્ષના एक दंतं चतुर्हस्तं० મંત્રથી ધ્યાન કરવાવાળા એવા एवं ध्यायति योनित्यं सयोगी योगिनांवरः ॥ એમ ૐકાર સ્વરૂપ શ્રીમહાગણપતિના ધ્યાનમાં (તત્પર) પરાયણ યોગી તે "યોગીવર" કહેવાય છે. કેમકે તે સર્વનો ઉદ્ધાર કરવામાં સામર્થ્યવાળા છે. વળી ગણેશપુરાણાન્તર્ગત ગણેશગીતામાં ज्ञाननिष्ठात्तपोनिष्ठात्कर्मनिष्ठान्नराधिप ॥ श्रेष्टो योगी श्रेष्ट तमो भक्तिमान् मयितेषुयः इति ॥ જ્ઞાનનિષ્ઠાવાન, તપોનિષ્ઠાવાન અને કર્મનિષ્ઠાવાન યોગીજનોમાં શ્રેષ્ટ–એવા યોગીઓ તે મારે વિષે સંપૂર્ણ પ્રેમભક્તિવાન યોગીયો છે. યોગમાં સંપ્રજ્ઞાત અભેદાત્મક બ્રહ્મના અનુભવનું સુખ તે યોગ છે. એવા યોગના અનુભવને સાંભળીને જેની શાન્તિ થઇ છે, એવા યોગીઓ ચિત્તના રસનો ત્યાગ કરી અત્યંત શાન્તિયુક્ત રહે છે. એથી પરે શાન્તિ નથી.

मुद्गलउवाच ॥ न तत्र दृश्यते दक्ष जगत् ब्रह्म भवंसुखम् ॥
तन्मायामयगं दृष्ट्वा तस्मान्निर्वृति गोभवेत् ॥२॥

અર્થ:—હે દક્ષ પ્રજાપતિ! જગત બ્રહ્મમાં ઉદ્ભવ પામેલું સુખ તે સાચુ સુખ નથી. કેમકે જગતરૂપ ઉપાધિ સહિત બ્રહ્મમાં પૂર્ણ સુખનો અનુભવ હોય નહિં. વળી અધ્યારોપાપવાદરૂપ અધ્યસ્ત માયાની ઉપાધિયુક્ત જે બ્રહ્મની અનુભવ યુક્ત પ્રાપ્તિ—તે ઉપાધિયુક્તપણાને લીધે પૂર્ણ સુખાત્મક નથી. તેથી તે સુખ

માયામય જાણીને હવે નિવૃત્તિ સુખ પ્રાપ્તિરૂપ અનુભવ મેળવવાને યોગ્ય થા. કેમકે આ ઉપાધિ તે માયામય રસયુક્ત ચિત્ત છે. ચિત્તની પાંચે ભૂમિકા બુદ્ધ એટલે માયામય મિથ્યા ભાવનાત્મક છે–શ્રુતી પ્રમાણ છે કે ब्रह्मसत्यं जगन्मिथ्येति श्रुतेः ॥ જગતના મિથ્યાપણાથી બ્રહ્મ સત્ય છે. જેમ માયાવડે ગારૂડાદિ મંત્રોથી પ્રાપ્ત સુખ તે મિથ્યાભૂત દેખવા માત્ર છે–તેમજ આ છે–તેથીજ નિવૃત્તિને પ્રાપ્ત થવાની યોગીયોને જરૂર છે–અને તે એવી રીતે કે—

नाहं देहो नमे देहो नाहं नाना भ्रमान्वितः ॥
चराचरमयोनैव ताभ्यां संवर्जितो न च ॥३॥

**અર્થ**:—હવે પાછલા અધ્યાયમાં વર્ણવ્યા પ્રમાણે યોગના અનુક્રમ પૂર્વક પ્રથમથીજ આરંભ કરતાં અન્વય લક્ષણાને છોડી હવે વ્યતિરેક લક્ષણાથી પરબ્રહ્મપદ પર્યંતની જાગૃતી આપે છે–પ્રથમ ચાર પાદના સોપાધિક બ્રહ્મના સુખનું વર્ણન કરે છે. પોતાના આત્મામાં અત્યંત પ્રિતીવાળા આત્મરત યોગીઓ સર્વગત દેહાત્માને દેહભાવહીન જાણે છે. એમ સમજાવતાં કહે છે કે ભક્તજનોએ પ્રથમજ સમજવું જોઇએ કે આ દેહ જન્માદિયુક્ત હોવાથી તે ચાર દેહો મારૂં સ્વરૂપ નથી. હું અહું ઉત્થાન વિકલ્પથી પરે છું તેથી હું દેહ પણ નથી. જુદા જુદા પ્રકારના ભ્રમ યુક્ત દેહના વિહારથી જોડાયેલો પણ હું નથી. તેમ ચર એટલે ત્રિગુણાત્મક પ્રકૃતિ (બુદ્ધિ) અને અચર એટલે ગુણાત્મક પુરૂષ (ઇશ્વર) એ બેની એકયતા તે પ્રકૃતિ પુરૂષ પણ મારૂં સ્વરૂપ નથી. એ વ્યતિરેક લક્ષણારૂપથી તેમ પ્રકૃતિ અને પુરૂષના ભેદરૂપથી પણ મારૂં સ્વરૂપ નથી. એ અન્વયાત્મક છે.

न समष्टि समायुक्तो व्यष्टिगो न कदाचन ॥
ब्रह्माहमखिलेष्वव तत्तद्भावविवर्जितः ॥४॥

**અર્થ**:—એ પ્રમાણે દેહાદકના વર્ણન પછી પ્રકૃતિ પુરૂપકૃત ભેદરૂપ માયાથી પર સ્વરૂપનું વર્ણન થાય છે. પુરૂષ અને પ્રકૃતિના અભેદ સ્વરૂપ વ્યાપ્યવ્યાપકના સમષ્ટિસમાયુક્ત અંતર્યામીત્વ તે પણ મારૂં સ્વરૂપ નથી. વળી પ્રકૃતિ બે પ્રકારની છે- સમષ્ટિ વ્યાપીકાત્મીકા (વિદ્યા) તે વડે સમાયુક્ત જે અહં તે સ્થૂલ સૂક્ષ્મ અને વ્યાપક (કારણ) ભાવથી પરે છે તે મારૂં સ્વરૂપ નથી. તેમ ભિન્ન ભિન્ન વિહારાત્મિકા રજ તમયુક્ત અવિદ્યા પ્રકૃતિ તેમાં રહેલો તાદશ્ય ભિન્ન ભિન્ન અહં તે ભિન્ન ભાનરૂપ પણ મારૂં સ્વરૂપ નથી. ત્યારે હું પોતે કોણ છો ? તેના અર્થને કહે છે–કે અખીલ જગતમાં તત્ તત્ ભાવ વર્જીત વ્યાપ્યવ્યાપકત્વ અભેદાત્મક અને વ્યાપ્યવ્યાપક ભાવહીન તે સર્વથી પર એ પ્રમાણે (તુર્યરૂપ) અહં બ્રહ્મસ્વરૂપ અભેદાત્મપણાથી મારૂં સ્વરૂપ છે–કે જે ધ્યાતૃધ્યાનહીન છે.

न बाह्य सुख भोक्ताहं नांतरस्थ परायणः ॥
न समानगतोहंतु नात्मप्रतीति धारकः ॥५॥

અર્થ:—બાહ્ય સુખ દુઃખના ભિન્ન ભાવનો ભોક્તા પણ હું નથી. ભિન્ન હોય તો ભોગનો સંભવ છે–તેને હું જાણુતો નથી. મારા વિષે તે વિકાર નથી. સુખગ્રહણથી દુઃખ ગ્રહણ કરવાપણું આવશ્યક છે–તેથી તે મારૂં સ્વરૂપ નથી. બાહ્યસ્વરૂપ જે અન્ન તે જઠરમાં જાય. તેનું પચન થાય ત પણ હું જાણુતો નથી તેમાંથી સાત ધાતુરૂપ વિર્ય થાય છે–તે કેમ થાય છે–તે જાણુવાપણું મારે નથી. કેમકે દેહ ક્રિયાહીન છું. તેમ અંતસ્થ પ્રાણાદી ક્રીયારૂપ પણ હું નથી એમ બાહ્યાંતર ક્રિયા વિવેકરૂપ જે સુખ તેનો પણ ભોક્તા હું નથી તેથી પર છું તેમ આત્મ પ્રતિતિધારક જે વિશ્વ કે જે જાગૃત અવસ્થાના અભિમાનીની પ્રતિતિરૂપ છે તે રૂપ હું નથી. તેમ સૂક્ષ્મ સ્વપ્નાત્મા તૈજસ પણ તે હું નથી.

न स्थूलो नैव सूक्ष्मोहं ना नंदगः कदाचन ॥
न नाद देह संस्थंश्च सर्वाकार सदामतः ॥६॥

અર્થ:—જાગૃત અવસ્થાના સ્થુલ દેહનો વિશ્વ આત્મા તે પણ હું નથી–કેમકે કેવળ માયામય મિથ્યા છે સૂક્ષ્મ દેહની સ્વપ્નાવસ્થાનો તૈજસ આત્મા તે મારૂં સ્વરૂપ નથી. આ બે અવસ્થાઓની ઐક્ય એવી સુષુપ્તિની આનંદાવસ્થાનો પ્રાજ્ઞ–તે પણ મારૂં સ્વરૂપ નથી. તેમ નાદ દેહ સ્વરૂપ તૂર્યવાચ્યાર્થ–પણ મારૂં સ્વરૂપ નથી. ત્યારે ચાર દેહરૂપ સર્વાકારો જેમાં લય થાય છે–એવો જે તૂર્યાત્મા જે સર્વમાં અભેદરૂપે છે–તે મારૂં સ્વરૂપ છે.

चतुष्पादाः संति मे चेन्मायया संधृतामया ॥
मायाहीन प्रभावेण पादहीनो ह मंजसा ॥७॥

અર્થ:—મારી ચતુષ્પાદાત્મક જાગૃત સ્વપ્ન સુષુપ્તિ અને તૂરીયાત્મક માયાવડે તે ચાર પાદો મેં માયાથીજ ધારણ કરેલા છે. તેથી સોપાધિક (પ્રણુવ) બ્રહ્મ તે મારૂં સ્વરૂપ છે. યોગીઓ પોતાના માત્ર આત્માના અનુભવથી ચાર પાદ દર્શનના અભાવે સ્વાત્મ સમાધિરૂપવડે પાદ લય કરે છે તેથી सोयमात्मा चतुष्पाद શ્રુતિ પ્રમાણે અન્વય લક્ષણુથીજ માયાવડે મેં તે ચાર પાદ ધારણ કરેલા છે એમ સમજવામાં છે–માયાથી ધારણ કરેલા હોવાથી તે સ્વાત્માને વિષે કદાપિ પણ નથી. પોતાના માત્ર ૐ આત્માના લક્ષ્યાર્થથી તે લય જાય છે તેથી પાદહીન સ્વભાવથી હું સદાએ પાદહીન સ્વરૂપછું. કેમ કે માયાનો મારે વિષે અપવાદજ છે એમ ચારપાદ પણ મારે વિષે અપવાદજ છે यच्चान्यत्रिकालातीतं० ॥ આ શ્રુતિ પ્રમાણ છે—

माया युक्तवियुक्तत्वं मयि नैव प्रतिष्ठितम ॥
माया संस्थापितं द्वंद्वं तदप्याश्चर्यमुत्तमम ॥८॥

અર્થ:—અન્વય લક્ષણાથી માયાયુક્તપણું અને વ્યતિરેક લક્ષણાથી માયાહીન પણું તે મારે વિષે અપવાદથીજ કલ્પવામાં આવે તેથી તે પ્રતિષ્ઠીત નથી. કેમકે મારૂં સ્વરૂપ પોતાના મહિમામાં સ્થિત સ્વસંવેદ્ય છે–તેથી તેમાં યુક્ત વિયુક્તપણાનો અભાવજ છે તેમજ આ માયાના અધ્યારોપાપવાદ વડેજ દ્વંદ્વ કલ્પાય છે. અને તે અન્વય લક્ષણામાં મારા વિહારીપણાથી તે મારી માયામાં સ્થાપિત જેવા દેખાય છે–પણ હું માયાવિહારીયુક્ત કે હીન બન્ને રૂપ નથી. તેથી મારા આત્માને વિષે તે દ્વંદ્વનો સદા અભાવજ જાણવો આત્માની પૂર્ણતાથી મારે વિષે અધ્યારોપ એ મહાન આશ્ચર્ય છે–કેમકે મારૂં સ્વરૂપ માયાવિકારયુક્ત અને માયાવિકારહીન છે. જો કે સ્વમહિમામાં સ્થિત [સ્વસંવેદ્ય] એમાં અધ્યારોપ અપવાદનો સદાએ અભાવજ છે. એજ આશ્ચર્ય છે.

अनेनानुभवेनैव योगी बिंदु गतो भवेत् ॥
तत्र लीनस्वभावेन सदाशान्त्या प्रवर्त्तते ॥९॥

અર્થ:—હવે યોગીના અનુભવ સુખનું વર્ણન થાય છે–એ પ્રમાણે પૂર્વોક્ત અનુભવવડે યોગી સાક્ષાત્કારના અનુભવથી બિંદુ નામના પંચમ દેહને નાદથી પરે સોહં સોપાધિક બ્રહ્મરૂપે જાણે છે તેથી તે સર્વ એટલે નીચેના ચાર પાદમાં અન્વયરૂપે અભેદ છે એ પ્રકારે ચાર પાદ દેહમાં છતાં પણ પોતાના આત્મામાં તે સર્વ લય રૂપે રહે છે. આવા જીવન્મુક્ત સ્વભાવ ધારણ કરનાર યોગી પ્રારબ્ધ માત્રના ક્ષયમાં કેવળ પરબ્રહ્મને વિષે સદાએ શાન્તિથી રહેતાં–વિધિનિષેધહીન રહેતાં–પ્રારબ્ધને ભોગવતાં–ભોક્તા ભોગમાં સ્વેચ્છાવિહારી પણાથી કેવળ સ્વયંપ્રકાશ સ્વરૂપે સુખે વીચરે છે હુંજ બ્રહ્મ છુ અને આ સર્વ મારે વિષે લીલા માત્ર દેખાય છે તથાપિ હું આત્માછું એમ સુખરૂપ જાણી માયા મોહથી શાન્તયુક્ત રહે છે–હવે નિરૂપાધિ બ્રહ્મનો અનુભવ કહે છે—

अथाहं भेदहीनश्च न भेदोमयि वर्त्तते ॥
सदा संतत भावेन संस्थितोत्र निरंतरम् ॥१०॥

અર્થ:—હવે નિરૂપાધક બ્રહ્મના અનુભવને દશ શ્લોકથી વર્ણવે છે ઉપર વર્ણવી ગયા પ્રમાણે સોપાધિક બ્રહ્મનો અનુભવ કરીને આ અહંયુકત યોગી અન્વય વ્યતિરેક લક્ષણાના માયાયુક્ત ભેદોથી પોતાના સ્વસંવેદ્યસ્વરૂપ માં સ્થિત રહેતો અનેક ભેદોમાં તાદશ અભેદાત્મક રહેવા લાગે છે–કેમકે બ્રહ્મ સ્વરૂપ સદાએ નિરૂપાધિકજ છે–તેજ સદાએ ગુણવર્જીત નિર્ગુણ છે–સોપાધિક તે સગુણ બ્રહ્મ છે–એટલે ગુણ સમાનભાવ ધારણથીજ સગુણ બ્રહ્મ છે. ગુણ સમાન ભાવનો અભાવ હોવાથી ગુણભેદમાં તે નિર્ગુણ છે–એટલે હું ચૈતન્ય ભેદહીન છું એમ જાણે છે મારા ચિદાત્મામાં ભેદ નથી. ભેદ તે સગુણમાં છે. નિર્ગુણમાં નથીજ. એટલે સદા સર્વ કાળમાં સદાત્મભાવ વડે હું સર્વ ઉપાધ રહિત છું એવો અનુભવ કરે છે.

**न सृजामि हराम्येव पालयामि न निश्चितं ॥**

**स्वयमेव जगत्भाति यथामयि धृतं भवेत् ॥११॥**

**અર્થ:**—મારા આધેય ( અધિષ્ઠાન ) પણાથી આ માયામય જગત સ્વયમેવ ભાસે છે. તેને મેં ધારણ કરેલું નથી. તદપી જાણે ધારણ કર્યું હોય એમ રજ્જુ સર્પવત્ ભ્રાન્તિની પેઠેજ ધારણ કરેલું છે–મારા ચિદાત્મા ચૈતન્યને વિષે ધારણ ક્રિયાનો અભાવજ છે–ધારણ ક્રિયા રજ્જુ સર્પવત્ ભ્રાન્તિમાત્ર એટલે અજ્ઞાનથી કલ્પાય છે–ચિદાત્માના આભાસ વડે આ જગત-દેહનું ચાલન જાણવું તે વાસ્તવિક નથી. એ ભાસનો પ્રભાવ છે–એટલા માટે હું ચિદાત્મા સર્જતો પણ નથી. કેમકે સર્જન ક્રિયાહીન છું. તદ્વત્ ન પાલન કરૂંછું અને ન તેનો નાશ કરૂં છું. એ પ્રમાણે ક્રિયાત્મક સોપાધિક બ્રહ્મ હુંજ છતાં પણ નિશ્ચયથી નિષ્ક્રિય નિરૂપાધિકજ છું.

**उत्पन्नं स्वस्वभावेन स्थितं नष्टं तथा किल ॥**

**विश्वं तत्र न मे हानी वृद्धि र्भवति कर्हिचित् ॥१२॥**

**અર્થ:**—સોપાધિક બ્રહ્મના પ્રકૃતિમય વિહારભાવથી ભલે વિશ્વ કે દેહની ઉત્પત્તિ ગણાય પણ સોપાધિક બ્રહ્મના સ્વભાવની ક્રિયારૂપે છે–પણ મારા ચિદાત્મ સ્વરૂપમાં નથી. મારા સ્વયંપ્રકાશ ભાસનોજ પ્રભાવ છે–તેથી ભાસે છે–

अथो यद्तः परोदिवो ज्योतिर्दीप्यते विश्वतः पृष्ठेषु सर्वतः पृष्ठेष्वनुक्तेषुत्तमेषु लोकेष्विदं वावतद्यादि दमस्मिन्नंतः पुरुषे ज्योतिः येन सूर्यस्तपति तेजसेद्ध इति श्रुतेः॥

આ શ્રુતિમાં પાછલા ભાગમાં નાના પ્રકારનું વિશ્વ તેના અંતરમાં બ્રહ્મ પુરૂષ જ્યોતિની જે વિશ્વાત્મિકા માયા બુદ્ધિ પ્રકૃતિ છે–તે સર્વ કરનાર છે–આ પ્રકૃતિ બુદ્ધના અંતમાં તે પુરૂષ છે–તે જ્યોતિ પ્રકૃતિનો વિહારી છે. એવો અર્થ છે–એ પ્રકારે વિશ્વની ઉત્પત્તિ અને એવીજ રીતે વિશ્વનો લય. તે મારા પ્રકૃતિ વિહારે સોપાધક સગુણ સ્વરૂપમાં છે–પણ મારા ચિદાત્મની ચૈતન્ય સ્વરૂપમાં કંઇપણ કદાપિ પણ વિશ્વ વિહાર નથી. તેથી મને વૃદ્ધિ પણ નથી તેમ હાની પણ નથી. આ મારા ભાસના સામર્થ્યથી વિશ્વ વિહાર છે–તે ભાસ તેજ માયા–ન ફેંકે છે અને ન ગૃહણ કરે છે તે દોષ મારા નથી પણ એવો મારા ભાસનો સ્વભાવ છે.

**नविश्वस्मिन्नहंजीवो न शिवः साक्षी भावगः ॥**

**भ्रान्त्या मायायुतं हीनं वदन्त्य योगिनः सदा ॥१३॥**

**અર્થ:**—આ જીવાત્મા પરાત્મા (ઇશ્વરાત્મા) સંજ્ઞા કેવા કારણથી છે–તેના અર્થને કહે છે–પ્રકૃતિના તાદાત્મ્ય ભાવ ધારણથી આ મિથ્યા વિશ્વ અથવા દેહ ભલે ભાસે પણ તે મારા ચિદાત્મામાં નથીજ નથી. તેમજ ત્રિગુણાત્મકા પ્રકૃતિના ભોક્તા રૂપ જે જીવો છે–તે મારા ચિદાત્મામાં નથીજ. મારા સ્વરૂપમાં આ-

ભાસદોષ વડે તે જીવો છે-તે મારા અખંડ સ્વરૂપમાં કદાપિ હોયજ નહિં. તેમજ સાક્ષી ભાવાત્મક જે તુરીય કેવળ ભિન્ન ભિન્ન ગુણોનો ગુણાત્મક-ગુણોનો ચાલક ચૈતન્ય જે શિવ-તે પણ પ્રકૃતિના અંતરમાં સ્થિત હોવાથી તે પણ મારા ચિદાત્માને વિષે નથી. મારે વિષે જો અહં ન ભાસે તો તે તુરીય શિવ મારા વિષે કદાપિ સંભવે નહિં. કેમકે તે પણ ભાસનો સ્વભાવ છે-આ સર્વ મારા વિષેના ભાસની દોષ દૃષ્ટિથી તે કહેવાય છે. જે પુરૂષ યોગી ના અનુભવથી રહિત હોય. તેને ભ્રાન્તિ રૂપ રજ્જુ સર્પવત્ વિવર્તરૂપથી દેહ ભાસે છે-મારે વિષે માયાયુક્તપણું અને માયાહીનપણું કહે છે તે યોગી નથી. કેમકે મારા માયાયુક્ત અને માયાહીનપણાના અભેદના અભાવને તે જાણતો નથી.

यथाकाश भवं मेघ पटलं सर्वतः स्थितम ॥

तत्र सूर्यस्य किं दक्षाच्छादनं संभवेत् कदा ॥१४॥

અર્થ:—તેનું ઉદાહરણ કહે છે-જેમ આકાશને વિષે સ્થિત એવા સૂર્યને તે આકાશમાં પથરાયેલો (મેઘપટલ) જે વાદળોનો સમૂહ તે કદાપિ આચ્છાદન કરી શકતો નથી. સૂર્ય તો પોતાના સ્વમંડળમાં સદાએ સ્વરક્ષિત છે-એટલે પટલ દોષહીન છે-સ્વમંડળમાં વાદળાં પહોંચી શકતાં નથી. સૂર્યનો ભાસ પૃથ્વી ઉપર પડે તે આભાસને મેઘપટલનું આચ્છાદન થાય, તેથી સૂર્યને આચ્છાદન થયું એમ માનનાર મોટી ભુલજ કરે છે-તે દોષ સૂર્યમાં કદાપિ નથી. તે પ્રમાણે મારા સ્વરૂપને જાણવું જોઇએ. માત્ર મારા ભાસ રૂપે માયા સ્વભાવજ છે.

नष्टे भ्रे किं रविः साक्षाच्छादनेन विवर्जितः ॥

तथा मोह विमोहौ च मयिभ्रान्त्या वदंतिये ॥१५॥

અર્થ:—જ્યાં વાદળો નષ્ટ થઇ જાય છે-એટલે આપણી આંખોને આચ્છાદન કરનાર વાદળોથી નિવર્ત્ત થયેલો પુરૂષ તુરતજ સૂર્યને દેખે છે-તેવીજ રીતે મારા ચિદાત્મ સ્વરૂપને વિષે માયાયુક્તપણું મોહ કે વિમોહ એટલે માયાહીન પણું-એ બન્ને રજ્જુ સર્પવત્ ભ્રાન્તિમાત્ર છે. મારા બ્રહ્મ અનુભવથી રહીત પુરૂષો (યોગી જનો) મારા વિષે કલ્પે છે તે ખોટું છે—

सदैकात्म स्वरूपाख्ये मयि मोह विमोहकौ ॥

कथं भेदौ प्रवर्तेते पश्य माया प्रभावजौ ॥१६॥

અર્થ:—મારા સદાએ ચિદાત્મ સ્વરૂપને વિષે માયાપ્રભાવરૂપ મોહયુક્ત મોહરહીતપણું. એ બન્ને કેમજ હોય !!! માયાયુક્ત સોપાધિકને વિષે. માયાના પ્રભાવરૂપે તે ભાસ સામર્થ્યથીજ ભાસે છે-તે મારા નિરૂપાધિક બ્રહ્મસ્વરૂપને વિષે મોહ વિમોહ કેવી રીતે પ્રવર્તે !!! તેથીજ તું જોકે માયાના પ્રભાવથી મારે વિષે કાલ્પત મોહ વિમોહ ભેદો કલ્પે છે-પણ સત્ય રીતે તે મારા અભેદ સ્વરૂપમાં કદાપિ પણ નથીજ નથી.

**तथापि विश्वसंयुक्तो मोहितो हं न संशय ॥**

**ज्ञात्वात्मानं विमोहोहं सदा साक्षी न संशयः ॥१७॥**

**અર્થ**:—તથાપિ ભોક્તા પણ વાળી પ્રકૃતિના સંયોગે વિશ્વાત્મક ભોગ અભોગના ભોક્તા તે વિશ્વસંયુક્ત હોવાથી તે સોપાધિક કહેવાય છે. વિશ્વાત્મક માયાના મોહીતપણાથી હુંજ તે માયાના તાદાત્મ્યપણાએ અન્વય લક્ષણાયુક્ત જીવાત્મારૂપ સોપાધિક ગણાઉ છું. એમાં કંઈ શંકા નથી. શ્રુતિથી પુરૂષ પ્રકૃતિની તાદાત્મ્યતાને વેદ પણ વર્ણવે છે. તે બહુ કાળે સત્કર્મ વડે વૈરાગ્ય યુક્ત થવાથી પોતાના નિરૂપાધિક ચિદાત્માના સ્વરૂપને સાક્ષી સ્વરૂપે અહંમાયા ભ્રમના ત્યાગે જાણે છે, અન્વય અને વ્યતિરેક તે આત્મવિહારાત્મક ભાવજ છે તેથી આમાં શંકા નથી. કેવળ નિરૂપાધિકજ છે.

**मायया जीवसंज्ञोहं तथा शिवो न संशयः**

**मयि ब्रह्मणि विश्वं तदृश्यते नैव दृश्यते ॥१८॥**

**અર્થ**:—તેજ પ્રમાણે માયાના મિથ્યાપણાના સ્વરૂપથી તાદાત્મ્યપણાને લીધે. અન્વય લક્ષણાયુક્ત પુરૂષ ધર્મના અનુક્રમમાં મારા વિષે જીવ—અને વ્યતિરેક લક્ષણાયુક્ત માયાયુક્ત શિવ કે જે સાક્ષી કહેવાય છે. તે મારા નિરૂપાધિક ચિદાત્માને વિષે કદાપિ નથી. એ વાત નિ:સંશય છે કેમકે સ્વમહિમામાં સ્થિત ( સ્વસંવેદ્ય ) ચિદાત્માના ભાસનો લય જતાં પુનઃ જીવ શિવનું ભાસવાપણું નથી. કેમકે કેવળ જીવન્મુક્ત અનુભવરૂપ ચિદાત્મા છે.

**एवं ज्ञात्वा स्वयं योगी सदा शान्त्या प्रवर्त्तते ॥**

**द्वंद्व भावं परित्यज्य सोहं ब्रह्मणि संस्थितः ॥१९॥**

**અર્થ**:—હવે જીવન્મુક્ત સુખનું વર્ણન થાય છે. એ પ્રકારે પોતાના મહિમામાં સ્થિત એવા પોતાના આત્માને જાણીને દ્વંદ્વભાવરૂપ મોહયુક્ત—અને મોહહીનપણું ત્યાગ કરીને પોતાના આત્મામાંજ લીન રહેનાર યોગી દેહસ્થિત પ્રારબ્ધ ભોગના ભોક્તાપણાના સબંધે નિવસે છે. અને દગ્ધ બીજવત્ પોતાના ચિદાત્મક સ્વરૂપને વિષેથી દ્વંદ્વભાવરૂપ પ્રારબ્ધાધીનપણાને છોડે છે. એટલા માટે બિંદુ દેહાત્મક—સોહં—સોપાધિક બ્રહ્મને વિષે સ્થિત થનાર પ્રકૃતિના ભોકતા તરીકે જે હું તે પોતે પોતાના મહિમામાં નિરૂપાધિક ચિદાત્મારૂપે સ્થિત છું. એવી સદા શાન્તિ કૃતકૃતાર્થ પણાવડે સંભવે છે કેમકે પ્રારબ્ધહીન ધારણ કરનાર છતાં વિધિનિષેધહીન આચરણ યુક્ત તે યોગી છે. यत्रनान्यत् पश्यति नान्यत् श्रृणोति नान्यत् विजानाति सभूमेति श्रुतेः ॥ એમ શ્રુતિ પણ કહે છે—

**अतः परं प्रवक्ष्यामि ब्रह्मानुभव रूपकं ॥**

**न देहो नैव देहस्थोहं भवामि कदाचन ॥२०॥**

**અર્થ**:—હવે સ્વતઉત્થાન બ્રહ્મના અનુભવનું નવ શ્લોકોથી વર્ણન થાય છે કે હવે પ્રકૃતિ પુરૂષના અભેદાત્મક બ્રહ્મના અનુભવથી નિરૂપાધિક

ચિદાત્મા બ્રહ્મનો અનુભવ જે યોગીના ચિત્તમાં થાય છે, તેના સ્વરૂપને કહુ છું. હે દક્ષ!!! હું દેહ નથી. તેમાં દેહ શબ્દ વડે સોપાધિક બ્રહ્મને ન જાણવુ કેમકે જુદા જુદા દેહના ભેદામાં પણ દેહનો અભેદ છે. દેહાત્મક લક્ષણથી તેનો અનુભવ કરવો, એટલાજ માટે હું દેહ નથી. કેમકે તેમાં પ્રકૃતિભાવ હીનત્વ છે તેજ પ્રમાણે દેહને વિષે સ્થિત એવો ચિદાત્મા પુરૂષ પણ પ્રકૃતિના અંતર્ગતપણાથી સમજવાનો છે. एको देवः सर्वभूतेषुगुढः सर्व व्यापि सर्वभूतां तरात्मेति ॥ श्रुतेः ॥ એટલાજ માટે પુરૂષભાવહીનપણાથી દેહને વિષે સ્થિત હું નથી, એમ પ્રકૃતિ પુરૂષાત્મક કદાપિ પણ નથી.

संततंमयि नास्त्येव विश्वं मयि न विद्यते ॥
भेदाभेद विहीनत्वात् ब्रह्म ब्रह्मण्यहं रतः ॥२१॥

અર્થઃ—પ્રકૃતિ પુરૂષના અભેદપણાથી સંતત એટલે સદા મારા સ્વરૂપમાં જુદારૂપે ચિદાત્મત્વ નથી. મારા ભેદ અભેદપર સ્વરૂપમાં પ્રકૃત્યાત્મક વિશ્વ પણ કદાપિ નથી. ભેદ એટલે પ્રકૃત્યાત્મક અને અભેદ એટલે પુરૂષાત્મક આ ભેદનો મારે વિષે અભાવજ છે—એમ બ્રહ્મમાં પ્રિતીવાળા ચિત્તથીજ પરબ્રહ્મમાં રત એવા પ્રકૃત પુરૂષના અભેદથી अहं ब्रह्मास्मि આ શ્રુતિ મહા વાક્યો વડે બ્રહ્મના અનુભવની યોજના સાધવી. न विदितक्रियाअन्यदेव तद्विविदितादथोऽविदिता दधीति श्रुतेः ॥ આ શ્રુતિમાં વિદિત તે સગુણ—કે જે બ્રહ્મ—ગુણ લક્ષણયુકત છે. અને અવિદિત તે નિર્ગુણ લક્ષણયુકત એ બેનો અભેદાત્મક તે अहं ब्रह्मास्मि છે.

विश्वरूपो ह्मेवेदं मयि सर्वं प्रतिष्ठितम् ॥
विश्वहीनो न संदेहः सदैकरूप धारकः ॥२२॥

અર્થઃ—આ પ્રકૃતિ પુરૂષ સ્વેચ્છા વિહારી છે. સ્વતંત્ર છે તેને વિષે પ્રવેશનો અસંભવ છે—તેને હવે ચાર શ્લોકથી કહે છે—પ્રકૃતિ પુરૂષ અભેદાત્મક અને સર્વમાં વ્યાપક છે. મારાવડે પ્રકૃતિ પુરૂષની સ્થિતિ છે. પ્રકૃતિ પણ હુંજ છું અને પુરૂષ પણ હુંજ છું, તેથી જીવાત્મા અને શિવાત્માનો અભેદ છે. તેથી સદા એ હું એકરૂપ ધારક નિરૂપાધિક ચતુર્થ બ્રહ્મ છું. મારૂં સ્વરૂપ આ વિશ્વહીન છે. વિશ્વનો ભેદ મારા વિષે નથી. તેથી હું પરમાત્મા સ્વરૂપ છું. પરમ શબ્દની ઉપાધિથી હીન કેવળ આત્મ સત્તાધાર સ્વરૂપ તે મારૂં છે. તેમજ વિશ્વરૂપ જીવાત્માનો આત્મ સત્તાધારક જે હું તે સદાએ એકરૂપ ધારક છું.

न सृष्टं पाल्यते नैव ह्रियते न मया कदा ॥
विश्वं सृष्टं हृतं नित्यं पालितं सर्वदा मया ॥२३॥

અર્થઃ—મારા વિષે વિશ્વનું ઉત્પન્ન થવું પાલન થવું અને નાશ થવો. તે સર્વદા સર્વ કાલમાં મારા અભેદ સોપાધિક સ્વરૂપના અનંતકલ્પવિહાર-

પણાથી છે—તે મારે વિષે અન્વય લક્ષણયુક્ત પ્રતિષ્ઠિત જાણવું. કેમકે અન્વય લક્ષણા માયામયપણાથી છે તે વાસ્તવિક નથી. તેમ મારા વિષે કદાપિ કોઈ પણ કાળે પણ વિશ્વનું ઉત્પન્ન થવું, પાલન થવું અને નાશ થવો એ વ્યક્તિરેક લક્ષણાયુક્તથી કદાપિ કહેવાય નહિ. આ વ્યતિરેક લક્ષણ પણ માયામય હોવાથી તે પણ વાસ્તવિક નથી. એ પ્રકારે સોપાધિક અને નિરૂપાધિક બ્રહ્મને જાણવું. કેમકે અન્વય લક્ષણા અને વ્યતિરેક લક્ષણા એ બંન્ને માયાયુક્ત પણાથી છે તે મારે વિષે કલ્પિત છે.

मयि संतत भावश्च दृश्यते न विनिश्चितं ॥
न विश्वं विविधाकारं नाना देह परायणं ॥२४॥

અર્થઃ—વિધવિધ પ્રકારના દેહ પરાયણ અને તત્ અભેદાત્મક સર્વ પરાયણ એટલે વિધવિધ પ્રકારનું સર્વાત્મકપણું જેમ કરોળીયાની તંતુ જાળ અથવા અગ્નિના વિસ્ફુર્લીંગ (તણખા)ની પેઠે મારા ચિદાત્માને વિષે સર્વે પ્રાણો સર્વે લોકો સર્વે દેવો તથા સર્વે ભૂતો વિગેરે સર્વ તે મારા વિષેજ ભાસે છે. ત્યાં ઉપનિષદ્નું વાકય છે કે—सत्यः सत्यमिति प्राणावै सत्यं तेषामेष सत्यमिति श्रुतेः ॥ એમ બધું સત્ય હોવાથી અન્વય વ્યક્તિરેકના માયામય રૂપથી અને માયાના મિથ્યાપણાવડે ભાસમાન થતું તે સર્વ મિથ્યાત્મકજ છે. મારા સંતત સ્વરૂપમાં અદ્વૈકત્વ હોવાથી તે મારે વિષે કદાપિ પણ નથી કેમકે તે સર્વ માયામય છે એમ નિશ્ચય કરીને સ્વમહિમામાં સ્થિત થાય છે—તેજ નિરૂપાધિક બ્રહ્મ મારૂં સ્વરૂપ છે.

सदा बोधमयो हंतु देहदेहियुतं स्तथा
मम तत्र न भो दक्ष बंधाबंधौ प्रकीर्तितौ ॥२५॥

અર્થઃ—એટલાજ માટે બ્રહ્માત્મકપણાથી હું તુરીય બોધાત્મક બોધમય છું. માયા વિહાર બોધવડે અન્વય વ્યતિરેક તેમ સ્વતઊત્થાન એટલે સ્વયમેવ ઊત્થાન કરનાર દેહ દેહીયુક્ત પ્રકૃતિ પુરૂષાત્મક તે અન્વય વ્યતિરેક પણાથી છે. હે દક્ષ પ્રજાપતિ!!! એટલાજ માટે અન્વય વ્યતિરેકાત્મિકા એવી જે માયા તે વડે વર્ણવાતો બંધ અને અબંધ એટલે મોક્ષ અર્થાત્ અન્વયથી બંધ અને વ્યતિરેકથી મોક્ષ અથવા સાક્ષીત્વ તે બંધમોક્ષ મારે વિષે મારા સાથેના સબંધના અભાવથી નથીજ નથી. મારા પોતાના સ્વ મહિમામાં સ્થિતપણાના સ્વરૂપથી મારા વિષે બંધ અને અબંધ કયા આધારે હોય!!! કે જ્યાં સંબંધનોજ અભાવ છે, જો કે તે માયાના આધારરૂપ હોવાથી જ્યારે માયા સમાધિ યોગમાં લય જાય. ત્યારે તેના આધારભૂત એવા બંધ અબંધ પણ લય જાય છે કે પછી જેનું આદર્શન નથી. કેમકે માયાનું મિથ્યાપણું છે. ब्रह्मसत्यं जगन्मिथ्येति ॥ श्रुतेः ॥

**मायया संयुतोनित्यं देहदेही मयोमतः ॥**

**माया हीन प्रभावेण देहदेही विवर्जितः ॥२६॥**

**અર્થઃ**—સર્વ શાસ્ત્રનો નિશ્ચય છે કે—માયાનું મિથ્યાપણું છે ત્યારે કેવા કારણસર તે દેખાય છે—તેનો નિશ્ચય કહે છે—હું કે જે નિત્ય સ્વરૂપ છું—તે મને અન્વય વ્યતિરેક લક્ષણના વિહારયુક્તપણાથી માયા સંયુક્તપણું જાણવું. એટલાજ માટે દેહ દેહીમય જે પ્રકૃતિ પુરૂષાત્મકપણા વડે મને માયાયુક્ત વર્ણવે છે—તેજ પ્રમાણે યોગ સમાધિ વડે માયાહીનત્વથી મને જાણે છે—એટલાજ માટે પ્રકૃતિ પુરૂષમય દેહદેહીનો અભેદ તે સમાધિના સામર્થ્યથી છે—તેમ કરી માયા લય જતાં તે પુનઃ દેખાતી નથી. એ પ્રકારે ત્રીપાદનો વિહાર માયામય મિથ્યા છે—મારા સ્વમહિમામાં સ્થિત બ્રહ્મવિહાર પ્રમાણથી આ અન્વય વ્યતિરેક જાણવા. એજ સર્વત્ર નાના પ્રકારથી બ્રહ્મ સ્વરૂપને જાણવું જોઇએ.

**माया युक्त वियुक्तत्वं मयि कुत्र मदृश्यते ॥**

**सदाहं बोधरूपाख्यो ब्रह्मणि ब्रह्मभावितः ॥२७॥**

**અર્થઃ**—હવે સમાધિ સુખનું વર્ણન કરેલ છે—મારા સ્વમહિમામાં સ્થિત સ્વરૂપ સ્થાને સમાધિ વડે લય જનાર—માત્ર માયાની અન્વય વ્યતિરેક લક્ષણાણી માયાયુક્તપણું અને માયાવિહીનપણું કે જે સ્વસ્વરૂપાનુભવમાં લય રૂપ છે—તે મારા સ્વરૂપની જાગૃતીથી મિથ્યાપણાના ભાવથી હીનપણામાં તે મારે વિષે કયારે અને કયાં દેખાય ? ? ? જીવાત્માને પોતાના બ્રહ્મનો અનુભવ અભેદપણા રૂપે થતાં તે સમાધિ સ્વરૂપમાં સાક્ષાત્કાર થતાં નજ દેખાય. એ પ્રમાણે સદાએ બોધરૂપમાં આત્મા તદ્રૂપ છે. તેથી હવે નર સ્વરૂપ નથી. પણ જીવન્મુક્ત સ્થિતિનું સર્વદા પૂર્ણ સુખ આનંદ અને તૃપ્ત સ્વરૂપે પૂર્ણ બ્રહ્મ સ્વરૂપ છે—

**एवं बोधात्मके नैवानुभवेन प्रजापते ॥**

**योगी योग समायुक्तः सदाशान्त्या प्रवर्त्तते ॥२८॥**

**અર્થઃ**—હવે જીવન્મુક્ત યોગીના સુખને વર્ણવે છે—એ પ્રમાણે બોધ એવા પરમાત્માના સ્વરૂપના અનુભવ વડે સમાધિથી સાક્ષાત્કાર કર્યો છે તે જેણે. એવા સ્વાનુભવયુક્ત યોગીજનો બ્રહ્મમાં અભેદાકાર યોગપૂર્ણ છે—કે જ્યાં સમાધિભંગનો અભાવ છે—તેજ કૃતકૃત્ય સુખાનુભવયુક્ત છે—શાન્તિસ્વરૂપ છે. સ્વાધીન આચરણ સુખાનુભવયુક્ત હોવાથી વિધિ નિષેધહીન છે—પ્રારબ્ધાધીનસુખને ધારણ કરેલું જાણનાર વિધિનિષેધને જાણતા નથી પ્રારબ્ધક્ષયમાં બ્રહ્મનું ભાવીસુખ મેળવવાનો સંભવ છે—**यद पुर्णानंदैक रूपरस बोधस्तदूब्रह्माहमिति कृतकृत्यो भवति ॥ श्रुतेः ॥ तथाच ॥ कार्योपाधिरयं-जीव कारणोपाधिरीश्वरः ॥ कार्यकारण तां हीत्वा पूर्ण बोधो व शिष्यत इति स्मृतेः॥**

अतःपरं विबोधाख्यं वक्ष्यामि ब्रह्मभूतकं ॥
प्रकृति र्न तथा दक्ष पुरुषोहं न निश्चितम् ॥२९॥

અર્થઃ—હવે વિબોધ એટલે સાંખ્ય સ્વરૂપના અનુભવને દક્ષમંત્રથી કહે છે કે–હે દક્ષ પ્રજાપતિ !!! હવે વિબોધ એટલે સાંખ્ય બ્રહ્મ કે જેથી બ્રહ્મભૂત સ્વસ્વરૂપાત્મસ્વરૂપની સમાધિવડે સમજવું કે અહં સ્વરૂપે નામરૂપાત્મિકા મિથ્યા પ્રકૃતિ તે નથીજ નથી. તેમ પ્રકૃતિના તાદાત્મ્યપણાથી. ભોકતાના દોષહીન રૂપ પુરૂષ તે પણ મારૂં સ્વરૂપ નથી. એ પ્રમાણે સમાધિના યોગ વડે નિશ્ચિત કર્યો છે વિચાર તે જેણે–એવો યોગી બ્રહ્મીભૂતપણાને પામે છે—

तयो र्योगे न बोधो हं ब्रह्माहं भोगवर्जितः ॥
सदा ब्रह्मणि संस्थश्च खेलहीन प्रभावतः ॥३०॥

અર્થઃ—પ્રકૃતિ પુરૂષના અભેદાત્મક યોગ રૂપ બોધ બ્રહ્મ હું નથી–કેમકે માયા સુખ બોધવડે બ્રહ્મના ઉત્થાનનો સંભવ છે–અને મારૂં સ્વરૂપ તો સદાએ ઉત્થાનરહિત છે–હું સદાએ બ્રહ્મસ્વરૂપ હોવાથી, ભોગરૂપ માયાના ભોગરહીત એટલે માયા વિહારરહિત છું. એટલાજ માટે ખેલહીન પ્રભાવથી ખેલ જે માયા વિહાર–તે હિન. મારૂં માહાત્મ્ય છે–મારે વિષે ચલનનો અભાવ હોવાથી. સદાએ સ્વસ્વરૂપે સ્થિત છું. અન્વય લક્ષણાથી માયાયુકતપણું અને વ્યતિરેક લક્ષણાથી માયાહિનપણું. એ સમાધિમાં એટલે સ્વમહિમાની પ્રાપ્તિમાં નથી. એ પ્રકારે યોગીજન સદાએ સાંખ્ય બ્રહ્માનુભવે વિહારહીનજ રહે છે—

मिथ्यारूपं जगत्सर्वं जगदात्मा तथा मतः ॥
तयो र्योगकरं ब्रह्म मिथ्यामूल प्रकाशकम् ॥३१॥

અર્થઃ—હવે મિથ્યાત્મક નાશ સમાધિનું વર્ણન કરે છે–સોપાધિક એટલે સગુણ બ્રહ્મ કે જે સર્વ જગત અભેદાત્મક તે મિથ્યા નામરૂપથી અભેદાત્મક છે–તેમજ. નિર્ગુણ બ્રહ્મ કે જ્યાં પ્રકૃતિના ભોગનો અભાવ છે–એવા ચિદાત્મા નિર્ગુણનું પણ મિથ્યાપણું છે–તે પુરૂષ પ્રકૃતિસ્વરૂપના યોગથી અભેદ યોગાત્મક એવા મિથ્યા મૂળ દ્વંદ્વ પ્રકાશક જે બ્રહ્મ તે દ્વંદ્વનો અભાવ હોવાથી તે પણ મિથ્યા છે–તે મિથ્યા મૂળ પ્રકૃતિ પુરૂષરૂપ દ્વંદ્વનો પ્રકાશ પણ માયા વિહારાર્થ ભિન્નત્વને સજીને તેમાં ખેલ કરે છે. એવા પ્રકારના યોગનું સ્વરૂપ જે બોધ તે પણ મિથ્યાજ છે–કેમકે તેમાં માયાવિહારનો અસંભવ છે અત્રે યોગ સૂત્ર છે કે–निर्माण चित्तान्यस्मितामात्रादिति તેના ઉપર વ્યાસ ભાષ્ય કે–अस्मिता मात्रं चित्त कारणमुपादाय निर्माण चित्तानि करोति ततः सचित्तानि भवंति॥

यदि ब्रह्मणि नास्त्येव प्रकृति र्वा पुमान् क्वचित् ॥
तयो र्योगो भ्रमाकारः सकलैक परायणः ॥३२॥

અર્થ:—હવે બ્રહ્મ સ્થિતિનો અનુભવ કહે છે—એ પ્રમાણે સંખ્યાત્મક સાંખ્ય બ્રહ્મનો મારે વિષે સમાધિથી સમાવેશ થતાં પુરૂષ અને-પ્રકૃતિના તત્વો ઐક્યપણાને પામે છે. તેજ યોગ બોધાત્મક બ્રહ્મ છે. કેમકે તે સદાએ ખેલ-પરાયણ છે—પણ. તે સર્વ મારે વિષે કદાપી નથી. તે ખેલ ભ્રમણરૂપ હોવાથી મારૂં સ્વરૂપ સદાએ વિહારહીન છે—અહીંયાં શ્રુતિ કહે છે કે—इन्द्रियेभ्यः पराह्यर्थाः અહીંથી આરંભીને पुरुषान्नपरं किंचित् અહીંયાં સુધી તિનો અર્થ ઇન્દ્રિયો—વિષય મન અને બુદ્ધિ એ સર્વ વ્યષ્ટિસ્વરૂપ બુદ્ધિમાં સુષુપ્તિરૂપે અભેદ થાય, તે બુદ્ધિ આગળ महत्तत्त्व તુરીય સ્વરૂપ જે કે પ્રકૃતિના અપાર અને અનંતાદિ ગુણયુકત છે—અને મહાન્ ચેતનાત્મક પુરૂષ પણાથી છે. પરમ अव्यक्त સ્વરૂપ જે માયા તે અવ્યક્તસ્વરૂપના વહારપણાથી છે—તેથી તે માયાધારભૂત પુરૂષ શ્રેષ્ટ છે.

बोधे नोत्थान भावश्च जायते ब्रह्मणः सदा ॥
मिथ्याभूतं तदेवापि कथंमयि प्रवर्त्तते ॥२३॥

અર્થ:—હવે દોષનું વર્ણન કરે છે—માયાવિહારના બોધવડે ઊત્થાનનો ભાવ છે પોતાના મહિમામાં સ્થિત એવા બોધ બ્રહ્મમાં વિહારની રૂચી છે તેમાં અન્વય વ્યતિરેકની ઊત્પત્તિ તેજ દોષ છે—તે મિથ્યાભૂતા છે—કેમકે મારા સાંખ્ય એવા ઊત્થાનહીન સ્વરૂપમાં કેમજ હોય ? ? કેમકે असंगोह्ययं पुरुषः ॥ श्रुतेः ॥ તેમ સાંખ્ય સૂત્ર પણ છે કે असंगोयं पुरुषः ॥ એમ છે.

सत्यं ब्रह्म इति प्रोक्तं वेदेषु वेदवादिभिः ॥
तत्रखेलोनृताकारः कुतस्तिष्ठति भ्रान्तिदः ॥२४॥

અર્થ:—હવે સાંખ્ય બ્રહ્મનું સત્ય સ્વરૂપ વર્ણવે છે—વેદોને વિષે વેદ વાદીજનો અનુભવ વડે સાંખ્યબ્રહ્મને સત્ય સ્વરૂપે વર્ણવે છે—તેને વિષે—અનૃત છે આકાર તે જેનો એવી મિથ્યાત્મક માયાના વિહારાત્મક ભ્રાન્તિનો ખેલ આત્માને વિષે ભ્રાન્તિદાયક છે—તેજ માયા આવરણયુકત. નરાદિ સંજ્ઞારૂપ આત્મા છે—નરાકૃતિ માયા મોહયુક્ત છે—કે જે આત્મામાં નરાકૃતિ નથીજ.

सदा ब्रह्म सुखे सक्तो ब्रह्मणि ब्रह्म भावितः ॥
तत्र भेदादिकं नास्ति स्त्री पुंभाव मयं कदा ॥२५॥

અર્થ:—હવે બ્રહ્મસુખના અનુભવને કહે છે—સાક્ષાતકાર બ્રહ્મને વિષે બ્રહ્મ સુખના અનુભવવડે જન્માદહીનપણાથી સુખયુકત સાંખ્ય સ્વરૂપમાં ભિન્નભિન્ન સ્ત્રી પુરૂષના બોધરૂપનો ભેદ ભાવ નથીજ નથી—તે અન્વય લક્ષણાએ પ્રકૃતિનો અને વ્યતિરેક લક્ષણાએ પુરૂષનો ભેદ કલ્પિત છે—કેમકે સાક્ષાત્કાર સાંખ્યની સમાધિમાં બોધ બ્રહ્મના અનુભવનો અભેદ છે—વહારહીન સાંખ્ય બ્રહ્મમાં બોધ બ્રહ્મનો અભાવ જાણો. संख्यां कृत्वा यदुर्वरितं ब्रह्म तदेव सांख्यं સંખ્યારૂપ આત્મ-પરમાત્માને વિષે લય જાય છે.

मायया रचितं सर्वमनृताख्यं न संशयः ॥
सा मयि न स्थिता दक्ष निराधारा भ्रमान्विता ॥३६॥

**અર્થ**:—ત્યારે બોધ બ્રહ્મ આદિ સર્વ કયાં લય જાય છે–તેને કહે છે, અનૃતા સ્વરૂપ જે માયાવિહારરૂપ બોધ બ્રહ્મ–તે માયારચિત એટલે અનૃતાત્મિકા માયારચીત કે જેમાં પુરૂષ પ્રકૃતિ સર્વ અભેદાત્મક છે–તેથી તે નિરાધારા છે. તેજ ભ્રમાન્વતા છે–કે જેમાં જન્મ મરણાદિક દ્વંદ્વ ભ્રમ છે. હે દક્ષ પ્રજાપાત !!! તે માયા મારે વિષે નથી. કેમકે મારૂં માયાવિહારહીન સ્વરૂપ છે. ત્યારે નિરાધારા માયા કેવી રીતે ક્રીડા કરે છે ? કેમકે આત્મસત્તાહીન છે–આત્મસત્તાહીન હોવાથી ક્રીડાનો અસંભવ છે–વિહારહીનપણામાં માયાના સાપેક્ષપણાથી વિહારોત્પત્તિ સ્વયમેવ છે.

ब्रह्मरूपं च मांदृष्ट्वा स्वयमेव विनश्यति ॥
मायाततः स्वयं साक्षात्सत्यरूपो भविष्यति ॥३७॥

**અર્થ**:—મારા બ્રહ્મસ્વરૂપની સમાધિવડે સાક્ષાત્કાર થતાંજ આ અનૃતા માયા આપો આપ વિનાશને પામે છે–વિહાર નાશ સંભવથી વિહારહીન સમાધિ સામર્થ્યવડે વિહારનો આપો આપ નાશ થાય છે–જેમ સદૈક વ્યાપક સ્વરૂપના ધ્યાનથી અનેકાત્મ વ્યાપ્યભાવનો નાશ થાય છે–તેમજ આ જાણવું. એવો સ્વયં યોગી સાક્ષાત્ સત્યસ્વરૂપ બ્રહ્મસ્વરૂપ થાય છે.

यद्यहं मायया युक्तस्तया स्त्रीपुं मयं जगत् ॥
सृजामि चेत्तदा सत्यं मयिकुतः प्रतिष्ठति ॥३८॥

**અર્થ**:—હવે પોતાના સ્વરૂપમાં વિહારદોષનો વિનાશ સમજાવે છે–જો કે કલ્પનાવડે હું માયાયુક્ત છું. એમ હોય ત્યારે માયાવડે સ્ત્રીપુંમય પ્રકૃતિ પુરૂષ રૂપ પ્રચુર જગત હુંજ સર્જુ છું. તેમાં સંદેહ નથી. માયા વિહારથી અવસ્ય સર્જન છે. પણ મારા સત્ય બ્રહ્મ સ્વરૂપમાં કલ્પનાથી કલ્પાયેલું આ બધું કયાંથી અને કેમજ હોય !!! નજ હોય. એમ વિહારહીન મારા સ્વરૂપમાં મારૂં પોતાનું સત્ય ભાન હોવાથી તે સત્ય બ્રહ્મ કહેવાય છે:— तदे ॐ त् त्र्यक्षरं सत्यमिति । सइत्येकमक्षरंतित्येकमक्षरंयमित्येकमक्षरं प्रथमोत्तमे अक्षरे सत्यं मध्यतोनृतं तदेतदनृत सत्येन परिगृहीतं सत्यं स्वयमेव भवति नैवं विद्वांसमनृतं हिनस्तीति श्रुतेः ॥ ૐકાર અક્ષરરૂપ સત્ય છે. સત્યના અંતરગત અનૃત છે એમ પ્રતિપાદનથી જાણવું, કારણ કે પરસ્પર સાપેક્ષત્વ છે–અહિંયાં વિહારહીન આત્મમાયા છે એમ જાણવું કેમકે સાક્ષાત્ બ્રહ્મમાં માયા વિહાર યુક્ત અને માયા વિહારહીનપણાનો અભાવ છે–એટલા માટે પરત ઊત્થાનાત્મક બ્રહ્મને સત્ય સ્વરૂપ જાણવું. કેમકે તેમાં વિહારહીન અનૃતાથી ઊત્થાનનો સંભવ છે. જ્યારે વિહારયુક્ત અનૃત બ્રહ્મ છે ત્યારે. અનૃત વિહાર નાશાર્થ સત્ય

બ્રહ્મની ઉપાસના કરવી જોઇએ. સત્યવડે અનૃતાત્મક ન હોય. તથાપિ સત્યના આધારથી અનૃત સ્વયમેવ પ્રકટ થાય છે, કેમકે પરસ્પર સાપેક્ષત્વથી માયાયુક્ત તે માયાહીન સત્ય બ્રહ્મ સ્વરૂપ છે. સાપેક્ષપણું એમ જાણવું કે–જ્યારે અનૃત સ્વરૂપ છે. ત્યારેજ સત્યનું હોવાપણું પણ સિદ્ધ આધારભૂત છે. જ્યારે અનૃતનો નાશ થાય છે. ત્યારે સત્ય પણ શુંજ ? ? ? જ્ઞાન કૃત સત્યથી અનૃતનો અભાવ તે પરસ્પર સાપેક્ષત્વ છે–જ્યારે સ્વયં ઉત્થાનહીન બ્રહ્મ છે–ત્યારે તેનાથી ઉત્થાન પ્રગટ છે. કેમકે સત્યનો આધાર છે.

यत्रानृत स्वरूपं तु नास्त्येव वेदवादतः ॥
तदेव सत्यमाख्यातमतो बोधो न दृश्यते ॥३९॥

અર્થઃ—હવે સ્વયમેવ સત્ય સમાધિવડે અનૃતના નાશના યોગને કહે છે જે સત્ય બ્રહ્મમાં ( સાંખ્ય બ્રહ્મમાં ) અનૃત સ્વરૂપ ( બોધબ્રહ્મનો ) નાશ થાય છે. તેનેજ વેદ વાદ કરવાવાળા સત્ય બ્રહ્મ કહે છે. તેથીજ સત્ય સમાધિમાં અનૃતનો નાશ થવાથી બોધનું જાણવાપણું નથી. કેમકે બોધ મિથ્યાપણામાં છે. અહીંયાં કપિલ સાંખ્ય સુત્રમાં છે કે–प्रतिनियतकारणनाशत्वमस्य ध्वान्तत्वात् इति ॥ તેજ જગત છે. એમ પ્રસિદ્ધ છે. સત્યવડે અનૃતનો નાશ છે માટે સત્ય એજ બ્રહ્મ છે.

अनृतं विश्वमखिलं प्रकृति पुरुषात्मकं ॥
तस्माद् भिन्नोऽहमेकश्च सत्यरूपो न संशयः ॥४०॥

અર્થઃ—હવે પરસ્પરનો વિરોધ બતાવે છે. અનૃત એટલે પ્રકૃતિ પુરૂષાત્મક બોધ બ્રહ્મ સ્વરૂપ તે અખિલ વિશ્વના ઉદ્ભવરૂપ કાર્યમાં અન્વય લક્ષણાથી કારણરૂપ છે–તેજ અનૃત છે. તેથી તાદૃશ સ્વરૂપના અભાવથી ભિન્ન એવું અહં બોધ સ્વરૂપ બ્રહ્મ છે. સત્યનો નાશ નથી. ભિન્ન ભિન્નત્વનો નાશ છે. તેથી સત્ય રૂપ સાંખ્ય બ્રહ્મ સત્ય છે, એમાં સંશય નથી. આ પરસ્પર વિરોધપણાથી કદાપી તાદૃશ નથીજ નથી. આ સ્થાને અનૃત છે. તે સ્થાને સત્ય નથીજ નથી. કેમકે અનૃતનો નાશ કરનાર સત્ય છે અને જે જગાએ સત્ય છે ત્યાં અનૃત ઉભું રહેતું નથી, કેમકે તેનો નાશ કરનાર સત્ય શત્રુ તુલ્ય છે, એવો વિરોધ છે.

योगे नैतादृशोनैव शान्ति युक्तो भवेन्नरः ॥
संख्यांत्यक्त्वा सविविधां ब्रह्मभूतस्वभावगः ॥४१॥

અર્થઃ—હવે સાંખ્ય બ્રહ્મના અનુભવની સ્થિતિનું વર્ણન થાય છે–એ પ્રમાણે તે નર એટલે યોગી ઉપર વર્ણવેલી અનુભવની રીત પ્રમાણેના યોગથી સમાધિ વડે સ્વાત્મૈક્ય. ભાવથી બ્રહ્મયોગના વિધવિધપણાના નિર્ગુણ સગુણાદી બ્રહ્મ સંખ્યાનો ત્યાગ કરે છે, અને તેથીજ માયા વિહાર બોધવડે વિધવિધ બ્રહ્મના સર્જનાદિક વિકારાત્મક બોધના લયમાં જ્યાં બોધનો અભાવ છે

એવા બ્રહ્મની સંખ્યાનો પણ લય કરી તે સાંખ્ય સ્વરૂપ બ્રહ્મમાં અનંત સંખ્યાના ત્યાગનો અભેદ સમજી કેવળ બ્રહ્મભૂત સ્વભાવથી જીવન્મુક્તની શાંતિએ કૃતકૃત્યતા અપાર સુખમાં સ્વેચ્છા વિહારી પણાથી વિધિ નિષેધહીન વિચરે છે.

अथ स्वानंद योगं तु वदिष्यामि हितायते ॥
तं श्रृणुश्व प्रजानाथ सावधानेन चेतसा ॥४२॥

અર્થઃ—હે દક્ષ પ્રજાનાથ!!! હવે સ્વાનંદ બ્રહ્મ યોગને તમારા હિતને માટે વર્ણવું છું તે તમો સાવધાન બુદ્ધિથી અને શુદ્ધ ચિત્તથી શ્રવણ કરો, અહીંથી બાર મંત્રોવડે અસત્ સ્વાનંદ બ્રહ્મનું વર્ણન થાય છે.

सत्यमुथान हीनं चानृतमुत्थान संयुतं ॥
ब्रह्मणि द्विविधं नास्ति स्वस्वरूपिणि नित्यदा ॥४३॥

અર્થઃ—હવે સ્વસંવેદ્ય બ્રહ્મનું વર્ણન કરે છે કે સાંખ્ય બ્રહ્મ તે ઊત્થાનહીન સત્ય બ્રહ્મ અને બોધ બ્રહ્મ તે ઊત્થાન સંયુક્ત તે બંન્ને પરસ્પર વિરોધરૂપ હોવાથી તે સ્વસ્વરૂપ બ્રહ્મ સ્વરૂપ નથી. સ્વસ્વરૂપ બ્રહ્મ અભેદ અને સ્વાનંદ સ્વરૂપ સ્વસંવેદ્યજ છે.

बोधयुक्तं स्वतोत्थानं सांख्यमुत्थानवर्जितं ॥
तयोर्योगे परंब्रह्मासत्स्वानंदमयं भवेत् ॥४४॥

અર્થઃ—હવે સ્વસ્વરૂપ–સ્વસંવેદ્ય એટલે સ્વાનંદ બ્રહ્મના સ્વરૂપને વર્ણવે છે કે આગળ વર્ણવી ગયા પ્રમાણે માયા વિહાર સંયુક્તપણાથી માયા સુખ બોધવડે સ્વયમેવ પોતાના મહિમાના સ્થીત ભાવને છોડી જે ઉત્થાન કરે છે તે બોધયુક્ત બ્રહ્મ કહેવાય છે, અને માયા વિહારહીન ઉત્થાન વર્જીત તે સાંખ્ય બ્રહ્મ જે નિસંગ છે તે નિસંગ નામની ઉપાધિયુક્ત સાંખ્ય બ્રહ્મ છે. ઉપાધિયુક્ત અને ઉપાધિહીનપણું એ માયાનો દ્વંદ્વ વિહાર છે. તેથી માયા સંગ અને માયાથી નિસંગપણું એ બંન્ને ઉપાધિ છે. તે બંન્નેના અભેદયોગ એટલે બોધ અને સાંખ્યના અભેદ યોગ સંયોગમાં જે પર સર્વોત્કૃષ્ટ સ્વસંવેદ્ય બ્રહ્મ કે જેનીપર આત્માનો અભાવ છે તેજ અસત્ સ્વાનંદ અથવા અસત્ ઉપાધિયુક્ત સ્વાનંદ બ્રહ્મ તન્મય તદાત્મક સ્વરૂપ છે.

उत्थान वर्जितोहं नोत्थान युक्तोपि नांजसा ॥
उत्थान युक्त हीनोहं पश्यमे योगमुत्तमम् ॥४५॥

અર્થઃ—હવે અસત ઉપાધિવાળા સ્વાનંદ બ્રહ્મથી સમાધિના સુખને વર્ણવે છે. આ અસત્ ઉપાધિવાળા સ્વાનંદ બ્રહ્મમાં ઉત્થાન વર્જીત પણ નહિં તેમ ઉત્થાન યુક્ત પણ નહિં. ઉત્થાનયુક્ત બ્રહ્મ તે ઊત્થાન વર્જીત બ્રહ્મમાં લય જાય છે, તેથી પર આત્મસત્તાધાર હું અસત સ્વાનંદ બ્રહ્મ સ્વરૂપ સ્વસામર્થ્ય રૂપ છું. મારા બ્રહ્મના અભેદ સ્વરૂપમાં આ મોટું આશ્ચર્ય છે કે ઊત્થાનયુક્ત અને ઊત્થાનહીનપણાનો અભેદ છે.

मयि ब्रह्मणि सर्वेत त्स्वस्वरूपमयं भवेत् ॥
तत्रोत्थाने न युक्तत्वं हीनत्वं नैव दृष्यते ॥४६॥

અર્થ:—મારા સ્વસંવેદ્ય બ્રહ્મ સ્વરૂપને વિષે ઉત્થાન યુક્તત્વ અને ઉત્થાન-હીનત્વનો વ્યવહાર અસંપ્રજ્ઞાત સમાધિ સામર્થ્યથી સ્વસ્વરૂપમય છે ભિન્ન નથી. કેમકે સંયોગનો અભેદ છે, એટલાજ માટે સ્વસંવેદ્ય ( અસત્ સ્વાનંદ બ્રહ્મ ) ને વિષે ઊત્થાનયુક્ત પણું કે હિનપણું બ્રહ્મના અભેદપણાથી દેખાતું નથી.

अहो माया प्रभावेण मां वदन्ति विमोहिताः ॥
उत्थानेन युतं हीनं स्वस्वरूपं निजेरतम् ॥४७॥

અર્થ:—યોગીના અનુભવથી રહિત પુરૂષો દોષરૂપ જુએ તેને વર્ણવે છે કે–બહુજ આશ્ચર્યની વાત છે કે મિથ્યાના કાલ્પત પ્રભાવવડે અહં મમતાયુક્ત દેહાદિને વિષે મોહયુક્તપણાથી વિમોહને પામી, યોગના અનુભવથી રહીત પુરૂષો ( યોગીજનો ) અહં ઊત્થાનવડે યુક્ત અને હિનપણાથી પોતાના આત્માને વિષે રત મારા સ્વસંવેદ્ય સ્વરૂપમાં ત્રિવિધ પ્રકારે કથે છે–તેવાઓને મારા સાક્ષાત્કાર યોગમાં સમાધિહીનપણાથી સમજાય છે. તેનું કારણ એકે દેહાદિને વિષે અહંભાવ ધારણાથી તેમનો તેવો સ્વભાવજ છે.

उत्थान संयुतं ब्रह्मोत्थानहीनं प्रकीर्तितम् ॥
ब्रह्मणि तन्मयं सर्वं संयोगायोग भावतः ॥४८॥

અર્થ:—હવે યોગીજનના સ્વરૂપનું વર્ણન થાય છે કે–યોગીજનો અન્વય લક્ષણાવડે ઊત્થાનયુક્ત બ્રહ્મને કહે છે. સ્વસંવેદ્ય બ્રહ્મના ત્રણ પ્રકારના વિહાર જાણવાના છે, અને તે અન્વય લક્ષણાથી જાણવાના છે, તેજ વિહાર બોધબ્રહ્મ છે. બોધબ્રહ્મ તે સ્વસંવેદ્યનો અન્વય લક્ષણાનો વ્યવહાર છે, તેજ પ્રમાણે જ્ઞાન બોધના અર્થે ત્રિવિધ પ્રકારે વર્ણવતાં સાક્ષાત્ સ્વસંવેદ્ય બ્રહ્મને વિષે અન્વયાત્મક માયાવિહાર બોધવડે બ્રહ્મમાં ઊત્થાનનો સંભવ છે તેજ તદરૂપ યોગક્રમ વર્ણનમાં ત્રિવિધ વિહારયુક્તપણું છે–તેમાં દોષ નથી. હવે ઊત્થાનહિન જે સાંખ્યબ્રહ્મ તે વ્યતિરેક લક્ષણાના વીહારપણાથી છે. નિઃસંગ તે વ્યતિરેકથી સાંખ્ય સ્વરૂપ નિઃસંગ સર્વજ્ઞ છતાં અહંમમ માયા વિહાર દોષહીન છે. કેમકે સંયોગ અને અયોગનો અભાવ છે–સમાધિના સામર્થ્યથી સંયોગ અયોગનો અભેદાત્મક યોગ છે. સ્વસંવેદ્ય બ્રહ્મને વિષે એમ સર્વ જાણવું. અન્વય વ્યતિરેક લક્ષણાનો લય થવાથી લક્ષ્યાર્થ સમાધિ થાય છે–કેમકે બ્રહ્મ તો પોતાના મહિમામાં સ્થિત છે.

मयि ब्रह्मणि संयोगो जायते योगिनां यदा ॥
उत्थानेन युतंहीनं कः पश्यति ततः परम् ॥४९॥

અર્થ:—હવે સ્વતઃ ઊત્થાન અને પરત ઊત્થાનને ( હીનત્વ ) વર્ણવે છે, જ્યારે યોગીઓ સમાધિવડે જે કાલે બ્રહ્મ સ્વરૂપમાં સંયોગને

પામે છે. અર્થાત્ સંયોગથી અભેદપણાને પામે છે. ત્યારે તેથી પર કીયા ઊત્થાન વડે યુક્તને હીનપણું જોવાય ? ? તેનો જવાબ કે માયા મોહિત પણાથીજ જણાય છે—બ્રહ્મને વિષે અભેદપણાને પામેલાને જોવાતું નથી, ત્યાં अस्य सर्वे मात्मैवा भूत् तत्केन कं पश्येत् तत्केन कं जिघ्रेत्तत्कैकमाभिवदेत्तत्केन कः शृणुयात्तत्केन कमन्वति तत्केन कं विजानी यायेनेदशः सर्वं विजानाति तं केन विजानीयाद्विज्ञाता रमरेकेन विजानीयादिति ॥ श्रुतेः ॥ ( ગુરૂથી અર્થ જાણવો. )

समाधिहीन भावेन पश्यन्ति विविधं सदा ॥
अयोगिनो न संदेहो योगिनां वै न विद्यते ॥५०॥

**અર્થ**:—યોગીના અનુભવથી હીન પુરૂષના ભેદને વર્ણવે છે—અહં મમાત્મક માયા મોહીત તે અયોગી છે—સમાધિહીન ભાવથી—સાક્ષાત્કારના અભાવ વડે હું નર છું એવા તાદશ દેહાભિમાન વડે અને તેવાજ જ્ઞાન ધારક ભાવ વડે વિવિધ પ્રકારે જુએ છે. તેજ યોગીના અનુભવથી રહિત અયોગી જાણવા તે સર્વત્ર આત્મારૂપે જોતા નથી. આવા અનુભવહીન દશાના અયોગીજનો આત્માના સાક્ષાત્કાર યોગવડે હું બ્રહ્મ છું એમ માને છે ખરા, પણ તે માયામય સ્વભાવ છે અંતે માયા લય જાય છે—ત્યારે એવા યોગીજનોને ભેદ કદાપી જણાતો નથી.

सर्वं ब्रह्मेति वेदेषु कथ्यते वेदवादिभिः
अतो मायां परित्यज्य ब्रह्माकारो भवेन्नरः ॥५१॥

**અર્થ**:—હવે યોગીઓના ઉપદેશાર્થે કહેવામાં આવે છે કે—વેદના ગુપ્ત મર્મને જાણવાવાળા વેદવાદી જનો બ્રહ્મના સાક્ષાત્કારપૂર્વક વેદોમાં सर्वंखल्विदंब्रह्म આ શ્રુતિના અર્થને આ અસત્ બ્રહ્મ સ્થાનમાં સમજે છે. અને સર્વ શબ્દના વ્યાપ્યપણામાં બ્રહ્મના વ્યાપકપણાનો અભેદ યોગ કરી સ્વતઃ ઊત્થાન અને પરત ઊત્થાન એ બંન્નેના માયા વિહાર યુક્તહીન પણાનો સંયોગ સમાધિમાં અભેદ લય કરે છે તેથી તે કંઈ પણ નહિં એમ સમજીને યોગીજનો સર્વ શબ્દાર્થરૂપ અભાવાત્મિકા માયાનો પરિત્યાગ કરીને બ્રહ્માકાર ભાવથી જે કંઇ તાદૃશ છે. તે સ્વયં સમાધિમાં સર્વ શબ્દભાવનો લય કરી દેહાદિ યાવત્ પદ માયાના લયથી ब्रह्मैवेदं सर्वमिति .अथवा आत्मैवेदं सर्वमिति श्रुतेः ॥ આ શ્રુતિથી સ્વસ્વરૂપ અસત્ સ્વાનંદ બ્રહ્મને જાણે છે.

अनेनविधिना योगं साधयेद्यः समाधिना ॥
ब्रह्मणि ब्रह्मभूतः स शान्ति माप्नोति शाश्वतीम् ॥५२॥

**અર્થ**:—ઉપર કહેલી વિધિથી યોગ સાધનરૂપે સમાધિદાયક યોગ સાધીને યોગી પુરૂષો અસંપ્રજ્ઞાત સમાધિ વડે પુનઃ માયા દર્શન ન થાય તેવા લક્ષ્યાર્થ પૂર્વક શાશ્વત બ્રહ્મમાં અચલ એવી બ્રહ્મીભૂત પરમપદ સ્થિતિને પામે છે—કે જે

કૃતકૃત્યપણાની સુખાત્મક શાંતિરૂપ છે. नसपुनरावर्त्तते આ શ્રુતિથી પુનઃ પોતાને માયાબંધન આવરણ જાણતો નથી કેમકે બ્રહ્મ સ્વરૂપમાં અનુસંધાન થવાથી અભેદપણા રૂપ છે.

**अथ सत्स्व स्वरूपस्य विधेयोगं वदामि भोः ॥**
**तं ज्ञात्वा योग मार्गेण योगी भवति मानवः ॥९३॥**

**અર્થઃ**—હવે અસત્ સ્વાનંદ બ્રહ્મના પૂર્ણ અનુભવને પ્રાપ્ત થઇ તેથી પરે सत् स्वानंद બ્રહ્મના યોગને ચૌદ શ્લોકથી વર્ણન કરે છે તે પહેલાં યોગના ઉપદેશને કહે છે–હે દક્ષ પ્રજાપતિ!!! અસત્ સ્વાનંદ બ્રહ્મના વર્ણન પછી અનુક્રમવડે યોગના સૂક્ષ્મ મર્મરૂપ જે સત્સ્વાનંદ બ્રહ્મ અથવા સત્ સ્વસંવેદ્ય બ્રહ્મના અભેદાત્મક યોગને કહું છું તે તમો સાંભળો. તે યોગને જાણીને અર્થાત્ શ્રવણ કરવા વડે અનુભવી માણસો યોગમાર્ગના સાધન ક્રમથી યોગી પદને પામે છે–અર્થાત્ યોગી–ક્રમ સમાધિ વડે અભેદ સાક્ષાત્કારરૂપ બ્રહ્મ સ્વરૂપને પામે છે.

**सर्वं ब्रह्मेति वेदेषु कथितं नात्र संशयः ॥**
**तदेवोपाधि संयुक्तं सर्वं माया प्रभावतः ॥९४॥**

**અર્થ**—આ સત્ સ્વાનંદ બ્રહ્મ પણ ઉપાધીયુક્ત છે તેનું વર્ણન કરે છે વેદમાં અસત્ સ્વાનંદ બ્રહ્મમાં सर्वं खल्विदं ब्रह्म શ્રુતિ કહેલી છે તે વેદ વાક્ય પ્રમાણથી શંશય રહિત છે. सर्वंखल्विदं ब्रह्म तज्जलानीति शान्त उपासीतेति श्रुतेः। આ મહાવાક્ય સર્વાત્મ બ્રહ્મભાવ પ્રતિપાદનથી, ચારે વેદમાં ચાર મહા વાકયો છે. તે દરેક વેદમાં એક એક છે તે સર્વ સર્વાત્મિકા માયારૂપ હોવાથી માયા પ્રભાવરૂપ જાણવાં. કેમકે યોગના અનુભવથી જાગૃત થનારા યોગીજનો પોતાના હૃદયમાં સમાધિ વડે તેનો લય કરી શકે છે તદપિ અન્ય મનુષ્ય–દેહને વિષે અન્વય વ્યતિરેક લક્ષણાવડે તેનો પ્રભાવ સ્થિત છે એમ જાણે છે. તેથીજ અસત્ સ્વાનંદ બ્રહ્મ ઉપાધિ સંયુક્ત જાણવું.

**एकमेवाद्वितियं यत् ब्रह्म वेद विवादतः ॥**
**तत्र सर्वं कुतो भाति नाना भाव परायणम् ॥९५॥**

**અર્થઃ**—હવે સત્ સ્વાનંદ બ્રહ્મ સ્વરૂપ અથવા સત્ સ્વસંવેદ્ય અથવા સત્ સ્વસ્વરૂપ બ્રહ્મના અનુભવને કહે છે–વેદ વચનના અનુભવવડે અસત સ્વાનંદ બ્રહ્મના સર્વાત્મામાં સર્વના અભેદવડે તે સત સ્વાનંદ બ્રહ્મ અદ્વિતીય છે. કેમકે બ્રહ્મ સ્વરૂપે અભેદ છે. જ્યાં અન્વય વ્યતિરેકના ભિન્નપણાનો સંભવ નથી. તેજ સત્ સ્વાનંદ બ્રહ્મ છે. સત સ્વાનંદ બ્રહ્મ સ્વસ્વરૂપના અભેદપણાથી અદ્વિતીય છે. સર્વાત્મક ભાવના સર્જનરૂપે આ એક વાચક જેવી રીતે તેવી રીતે એકજ છે–કેમકે एकमेवाद्वितीयं ब्रह्मेति श्रुतेः ॥ આ એક અદ્વિતીય બ્રહ્મને

વિષે સ્વત: ઊત્થાન પરત ઊત્થાનમય સર્વ શબ્દનો ભેદ ક્યાંથી હોય ? ? ? કેમકે ભિન્ન ભિન્ન ભાવ પરાયણહીન એક પદમાં ભેદ હોયજ નહિં. આ સત્ સ્વાનંદ બ્રહ્મને કોઇ વ્યતિરેક લક્ષણારૂપ કહે તો તેમ નહિજ. કેમકે–આ વ્યતિરેક લક્ષણા એકપણાને જણાવે છે એમ ખરૂં છતાં સર્વજ્ઞ શબ્દ માયાયુક્તપણા સાથે નિ:સંગપણાનો પણ સાક્ષી ધર્મયુક્ત–વિશ્વકૃત પાપ પુણ્ય-હીનપણાથી છે તેથી સત્ સ્વાનંદ સ્વસંવેદ્ય બ્રહ્મપદ અન્વય વ્યતિરેક ભેદહીન છે. તેથી આ અદ્વિતીય એકપણારૂપ સાક્ષી–દોષહીન છે.

नाहमुत्थान संयुक्तोनाहमुत्थान वर्जितः ॥
तयोर्योग मयोहं ना द्वितीये स्मिन् स्थितः सदा ॥९६॥

અર્થ:—હવે સત્ સ્વાનંદ બ્રહ્મનું અદ્વતીયપણું વર્ણવાય છે. આ સત્ સ્વાનંદ બ્રહ્મસ્વરૂપ અન્વય ભાવહીન ઊત્થાન સંયુક્ત બોધ બ્રહ્મરૂપ નથી. તેમજ વ્યતિરેક ભાવહીન ઊત્થાન વર્જીત સાક્ષી ભાવહીનપણાએ સાંખ્ય બ્રહ્મરૂપ પણ નથી. તે ઉભયના યોગમય અસત્ સ્વાનંદ ( સ્વસંવેદ્ય ) બ્રહ્મ સ્વરૂપ કહેવાય છે. તે પણ સર્વાત્મક ભાવહીન હોવાથી તે પણ નહિંજ. આ સત સ્વાનંદ બ્રહ્મ સ્વરૂપ તો જ્યાં દ્વૈતભાન નથી એવા અદ્વિતીયભાનાત્મક બ્રહ્મ છે. યોગ સમાધિવડે સાક્ષાત્કાર કરી બ્રહ્મમાં અભેદપણાવડે સદાએ સ્થિત છે.

न सत्यं मयि नास्त्येवानृतं तत्संयुतं परं ॥
ब्रह्म संयोगदं नास्ति सदाहं ब्रह्म संज्ञकः ॥९७॥

અથ:—હવે સત્ સ્વાનંદ બ્રહ્મનું એકાત્મકપણું વર્ણવાય છે. પરત ઊત્થાન દોષયુક્તપણાવડે મારૂં સત્ય નાશ વર્જીત નથી, તેજ પ્રમાણે સ્વત: ઊત્થાન દોષયુક્તપણાવડે અનૃતાત્મક પણ નથી. તે ઉભયના સંયોગના અભેદ-પણાવડે આત્મા અભેદ છે. આ બેનું સંયુક્તપણું જાણવું તે અસત્ સ્વાનંદ માયામય છે. તેના અભેદાત્મપણાવડે મારા તાદશ બ્રહ્મમાં ભેદ તે પ્રસુતીકારક છે–એટલાજ માટે અસત્ સ્વસંવેદ્યત્વ મારે વિષે નથી કેમકે હું સદાએ બ્રહ્મ સ્વરૂપ છું. તથા સર્વ શબ્દવડે સર્વ ભાવહીનપણાથી હુંજ બ્રહ્મ સ્વરૂપ બ્રહ્મ સંજ્ઞાથીજ છું.

न मया सत्यरूपंतुं सृष्टं नानृतरूपकं ॥
तयोर्योग मयं नैवामृतोहं चात्मभावतः ॥९८॥

અર્થ:—હવે સત્ સ્વાનંદ બ્રહ્મનું અમૃતપણું વર્ણવાય છે–હું સત્ સ્વા-નંદ બ્રહ્મ અન્વય ભાવહીનપણાથી અનૃતભાવરૂપ જગતને સૃજનાર નથી. તેમ વ્યતિરેક હીનપણાથી સત્ય સાક્ષીત્વને સૃજનાર નથી. તે બંન્નેના યોગ-મય અસત્ સ્વસંવેદ્ય બ્રહ્મરૂપને પણ સૃજનાર નથી કેમકે મારૂં સ્વસંવેદ્યા-ત્મક સ્વરૂપ છે. આત્માનાભાવવડે એટલે આત્માના સ્વભાવવડે આત્મા કદાપી

સૂઝી શકેજ નહીં. તેથી મારૂં અમૃત સ્વરૂપ છે સર્જનાદિક ભાવ તે મરણ યુક્ત—(સર્જનનો મૃતભાવ) તે અમૃત ભાવથી વિરૂદ્ધ છે. તેથી હું સર્જન કે મરણભાવ રહિત છું.

आदि मध्यान्त भावाश्च कुतोमयि भवंतिते ॥
सदामृतमये संस्थो ह्यात्मा ब्रह्मभावितः ॥५९॥

અર્થ:—હવે સત સ્વાનંદ બ્રહ્મની સ્વાત્મ સ્થિતિનું વર્ણન થાય છે કે આદિ સર્જનભાવ મધ્ય પાલનભાવ અને અંતે સંહરણભાવ એ મારા સત સ્વાનંદ બ્રહ્મ સ્વરૂપને વિષે ભિન્ન અભિન્નતાના ભેદો નથી. મારા અમૃતમય અખંડ સ્વરૂપને વિશે ક્યાંથીજ હોય !!! એટલાજ માટે બ્રહ્મ સમાધિવડે સાક્ષાત્કારથી જાણનાર તે જીવન્મુક્ત સ્વભાવથી છે.

मायया संयुताः सर्वे सर्वेषां जीवनं परम् ॥
मां वदन्ति विशेषेण मयि सर्वं न विद्यते ॥६०॥

અર્થ:—આગળ બ્રહ્મના માયામય જુદા જુદા પ્રકાર જે પાછળ વર્ણવ્યા છે. અને વેદમાં परं ब्रह्म કહેવાય છે. એવું જે જ્ઞાન એટલે શબ્દાનુભવની ભિન્નતાનું જ્ઞાન તે ભ્રાંત્યાત્મક છે. તે ઉપરથી આ અસત્ સ્વાનંદ બ્રહ્મ તે કોના આધારથી છે. તેનો ખુલાસો અત્રે કરેલો છે કે સત્ સ્વાનંદ બ્રહ્મના અનુભવ હીનપણાથી મિથ્યાત્મક માયાનું સંયુક્તપણું અનુભવાય છે. આ સર્વ જગત તે બ્રહ્મ છે, એમ જાણનાર તે સર્વ જ્ઞાનીજનો છે, તેથી સર્વોત્કૃષ્ટ પર એવા જાગૃત અવસ્થાના જીવનરૂપ વિશ્વ નામના દેવ—એમ સ્વપ્નાદિ દરેક સ્થાનમાં વિલોમ ક્રમ પ્રમાણથી જીવનને જોતા જોતા તે સર્વમાં આખરે શ્રેષ્ઠ એવા અસત્ સ્વાનંદ બ્રહ્મ જે જીવનનું જીવન છે. તેજ સર્વનો આધાર છે, સર્વ શાસ્ત્ર સંમત છે, અને તેજ સર્વોના આધારભૂત છે. તેજ માયાત્મક મિથ્યા માયાવડે મિથ્યાપણાથી છે, મારા સદા અખંડ સત્ સ્વાનંદ બ્રહ્મ સ્વરૂપને વિષે આ સર્વ શબ્દ વાચક અસત્ સ્વાનંદરૂપ બ્રહ્મ નથી. મારા પોતાના જીવન અનુભવવડે આ માયા લય જાય છે, તે માયા જીવનહીન છે કેમકે આત્મા વિનાની છે.

सर्वात्मकं परंब्रह्म नाना खेलयुतं भवेत् ॥
खेलहीनं भवति च तदेवापि तयोः परम् ॥६१॥

અર્થ:—એમ સત્ સ્વાનંદ બ્રહ્મની જીવન સત્તાધારક પણાવડે જીવનાત્મક માયાના ધારકપણાથી તે અસત્ સ્વાનંદ બ્રહ્મ આદિનું સર્જન થાય છે. એમ સર્વ સ્વરૂપ અસત્ સ્વાનંદ બ્રહ્મસત્તાનો સર્વાત્મક જે સત્ સ્વાનંદ બ્રહ્મ તે નાના પ્રકારના સર્વ શબ્દ વાચક બ્રહ્મથી પરે અને સર્વોત્કૃષ્ટ છે. તેજ આ નાના પ્રકારના ખેલો કરે છે. તેજ નાના પ્રકારના ખેલ હીન છે. કેમકે તે

કલ્પનાના વિહારયુક્તપણાથી છે. તે ખેલયુક્ત અને ખેલહીનથી પરે સ્વમહિમામાં સ્થિત તે અહં રહિત સત્ સ્વાનંદ બ્રહ્મ છે.

**तत्राहं नागतो दक्ष न गतोपि कदाच न ॥**
**स्वयमेव भवेत्पश्य जीवनं मे प्रभावतः ॥६२॥**

અર્થ:—હવે જીવનભાવને વર્ણવે છે, હે દક્ષ પ્રજાપાત !!! અહિંયાં શ્રીમુદ્ગલ માહારાજ બ્રહ્મભાવ ધારણ કરી પોતાના આત્માને બ્રહ્મ સ્વરૂપે પ્રતિપાદન કરે છે—તે વેદ પ્રમાણરૂપ છે, માટે દોષરૂપ નથી. તેજ પ્રમાણે તમારે વામદેવ ઋષીની પેઠે જાણવું. अहंमनुरभवं सूर्यश्चेति श्रुतेः ॥ આ શ્રુતિના નિશ્ચયથી અસત્ સ્વાનંદ બ્રહ્મ કદાપી પણ નથીજ. અસત્ બ્રહ્મના જીવનાર્થે સત્ સ્વાનંદ બ્રહ્મના આવવાનો પણ અભાવ છે—અને પુનઃ પોતાના મહિમામાં સ્થિત હોવાપણાથી તે જતો પણ નથી. મારા પ્રભાવવડેજ અસત્ સ્વાનંદ બ્રહ્મને વિષે અંતરમાં હુંજ પોતે પ્રભાવરૂપે સ્થિત છું. તેથીજ હું સ્વયમેવ અસત્ બ્રહ્મની અંતરના આધારભૂત હુંજ જીવનમય છું. અહીંયાં त्वं પદ तत् પદનો અભેદાત્મક स्वसंवेद्य તે असि પદબ્રહ્મ સ્વરૂપ છે તે અંત્તસ્થ આદિના અભાવરૂપ છે. મનુષ્યોના ઉપદેશને અર્થે અંતસ્થ એ પ્રકારે વર્ણવવાને અશકય છે એમ સર્વત્ર ગ્રાહ્ય છે, દોષરૂપ નથી. તેમ મને પણ દોષરૂપ નથી.

**तत्र किं मयि सर्वात्म विकारो दृश्यते कदा ॥**
**भ्रान्तियुक्ता मां वदन्ति जीवनं ब्रह्मणां परम् ॥६३॥**

અર્થ:—આ સર્વાત્મક એટલે સર્વ પદનો આત્મા અવિકાર છે તેને વર્ણવે છે—ત્યાં મારા સત્ સ્વાનંદ બ્રહ્મના આધારવડે મારામાં અસત્ વાચક સર્વાત્મક ભાવ વિકાર ( જગત સર્જનાદિક ) કોઈ વખત કોઈ પણ કાળે કેમજ દેખાશે ?? નથી દેખાતો. કેમકે અંતસ્થ તાદાત્મ્ય સ્વભાવપણાથી સત્ બ્રહ્મ છે. ભ્રાંતિયુક્ત માયાના મોહપણાથી યુક્તજનો આ અસત્ આદિ બ્રહ્મથી પરે મારા જીવનરૂપને કહે છે—તેજ મિથ્યા છે, કેમકે તેના ભોક્તાપણાનો ત્યાં અભાવ છે.

**ब्रह्मणां जगतां नैव जीवनं संधृतं मया ॥**
**स्वयमेव प्रभावेण मयि तद्दृश्यते वृथा ॥६४॥**

અર્થ:—મારે વિષે જીવનના અર્થે જવાપણાનો અભાવ હોવાથી જગત અને બ્રહ્મમાં મારૂં જીવન સ્વરૂપ ધારણ કરેલું નથી. તથાપી મારા વિષે જીવન દેખાય છે. તે મિથ્યા વૃથારૂપ છે, કેમકે ભોગ અને ભોક્તાપણાનો અભાવ છે. આ જગતને વિષે સ્વયમેવ અંતસ્થ પ્રભાવવડે જીવન જણાય છે. તે અંતસ્થ સ્વભાવ મોહરૂપ નથી.

**सदा ब्रह्मणि संस्थोहं भेदाभेदादि वर्जितः ॥**
**अद्वितीय प्रभावेणात्माहं पूर्णे स्वभावतः ॥६५॥**

અર્થ:—હવે સ્વસ્થિતિનું વર્ણન કરે છે. મારા સત્ સ્વાનંદ બ્રહ્મભાવ પણાવડે પ્રકૃતિ અને પુરૂષના અભેદરૂપ જે બોધાદિ બ્રહ્મ તે રહિત સ્વસંવેદ્યાત્મકપણાવડે હું સદાએ બ્રહ્મ સ્વરૂપમાંજ સ્થિત છું. મારા ભેદ વિહારહીન અદ્વૈતપણાના પ્રભાવવડે અથવા સત્તાવડે સદાએ પૂર્ણ સ્વરૂપ છું, અને સદાએ સુખભાવવડે યુક્ત છું. હુ આત્મા સ્વરૂપ સાતત્યગમનાદિ સ્વભાવરૂપ છું. सवाएष महानज आत्माऽजरोऽमरोऽमृतोऽमय इति श्रुतेः ॥ આ શ્રુતિમાં મહાન એવા અસત્‌ના પર પણારૂપથી સત્ સ્વાનંદ બ્રહ્મના પ્રતિપાદનરૂપ આત્મા અજર અમર અમૃત અને અભયરૂપ છે—એમ વર્ણવે છે.

अनेन योग मुख्येन योगी संजायते नरः ॥
ब्रह्मणि ब्रह्मभूतत्वा च्छान्ति युक्तो भवेत् सदा ॥६६॥

અર્થ:—હવે યોગ સ્થિતિનું વર્ણન કરે છે—એ પ્રમાણે પૂર્વોક્ત મુખ્ય યોગવડે ( બ્રહ્મમાં અભેદપણાવડે સ્વસ્વાત્માનો યોગ તે મુખ્ય યોગ છે ) યોગ સાધનાર મનુષ્ય અસંપ્રજ્ઞાત સમાધિ સામર્થ્યથી બ્રહ્મીભૂતપણાને પામે છે. બ્રહ્મને વિષે બ્રહ્મભૂતપણાવડે પોતાનો આત્મા બ્રહ્મસ્વરૂપ થાય છે. ત્યાં અસત્ સ્વાનંદ બ્રહ્મના જીવનરૂપે આ સત્ સ્વાનંદ બ્રહ્મ છે. તે માયામય અસદાધાર રૂપે છે. તેના આ અભિમાની આત્મા જે સત્ સ્વાનંદ બ્રહ્મ તે પોતાના અભિમાનનો ત્યાગ કરે તો પોતાના આધાર હીનત્વપણાથી તે પોતે પોતાના મહિમામાં સ્થિત થાય છે—એ પ્રકારે સમાધિ વડે કૃત કૃત્યપણાથી સુખયુક્ત શાંતિને પામે છે—કેમકે વિધિ નિષેધહીન સ્વેચ્છાવિહારીપણાથી દેહ કે જે પ્રારબ્ધને આધિનજ છે ત શુભાશુભ કર્મકૃત ફલહિન સ્વભાવથી તે સદાએ સુખ યુક્ત છે.

अतः परं समाख्यंयत् ब्रह्मानुभव रूपकम् ॥
कथयाम महाप्रीत्या येन योगी भवेन्नरः ॥६७॥

અર્થ:—હવે દશ શ્લોકવડે સમ સ્વાનંદ બ્રહ્મ—અથવા સમ સ્વસંવેદ્ય બ્રહ્મ વર્ણન કહેવાય છે. પ્રથમ તેની વ્યાખ્યા કરે છે. આ સત્ સ્વાનંદ બ્રહ્મથી પરમ ઉત્કૃષ્ટ આ સમ સ્વાનંદ બ્રહ્મ તેના અનુભવનું સાધન કરીને સમ સ્વાનંદ બ્રહ્મને જાણે છે, આ યોગ ક્રમ છે. સંસ્કાર બળના અધિકપણાથી એકદમ પૂર્ણયોગીપણાને પામે છતાં યોગ સંસ્કારયુક્ત પણ સ્વલ્પ પ્રયાસપૂર્વક ક્રમવડે બ્રહ્મ પરમાત્માનું સાધન કરી યોગીપણાને પામે છે. નાના પ્રકારના માયાના આવરણયુક્ત બ્રહ્મ તેતે માયાવરણ નાશક ક્રમ યોગથી જાય તે શ્રેષ્ટ માર્ગ છે. જેમ કીડીઓ મંદ મંદ ગતીથી જાય છે તેમ યોગીજનો સ્વલ્પ સંસ્કારયુક્ત યોગક્રમથી જાય છે. પક્ષીની પેઠે શીઘ્ર ગતીએ આવે તે શિઘ્ર માર્ગોલ્લંઘન કરે છે, અને તે અકસ્માત્ ઇચ્છીત સ્થાનને મેળવે છે. તેમ સંસ્કાર બલના યોગી શીઘ્ર જાય છે. આ સમ સ્વાનંદ બ્રહ્મ તે અસત્ અને સત્‌ના સમ-

ભાવરૂપ છે. આ બેનો લય જેમાં અગર આ બે જ્યાંથી પ્રાપ્ત છે. અગર જે બેના અભેદ સ્વરૂપ છે તે સમ છે. બ્રહ્મના અનુભવ રૂપથી તેનો અનુભવ છે. મહાન્ પાત્રતા પૂર્વક જોઇ મહાપ્રીતિથી કહું છું. એવા પાત્ર મુમુક્ષુ નરો એજ અનુભવથી યોગી સ્વરૂપે બ્રહ્મીભૂતપણાને પામે છે, એમ સર્વ જનના ઉદ્ધારાર્થે બ્રહ્માના પુત્ર દક્ષને શ્રીમન્મુદ્‌ગલ મહારાજે ઉપદેશ કરેલો છે.

ना हं सर्वात्मकोदक्ष नाहमात्मात्मकः कदा ॥
आनंदोहं तयोः साम्ये ब्रह्मण ब्रह्मभावतः ॥६८॥

**અર્થઃ—હવે** સમ સ્વાનંદાનુભવ કહેવાય છે. નાના નાના પ્રકારના આત્મહીન ભેદવાળો અસત સ્વાનંદરૂપ **સર્વાત્મ** ભાવરૂપ તે હું નથીજ. તેમ ભેદ વર્જીત દોષહીનપણાથી હું સત સ્વાનંદ બ્રહ્મ **આત્મા**રૂપ પણ હું નથી. કેમકે દ્વૈતનું સાપેક્ષત્વ છે. ત્યારે અસત્ અને સત્‌ના સામ્યપણાની સમાધિવડે તે બંન્ને સમજ લય જતાં સમાત્મક થાય છે. જ્યાં ઉદ્ભવ ત્યાંજ લય જાણવો. આ સમ સ્વાનંદ બ્રહ્મને આનંદ બ્રહ્મ પણ કહે છે. **आसमंतान्नंदनात् ॥** અસત સત્‌ના લયમાં બ્રહ્માનંદ સુખનો અનુભવ આપનારૂં આ સમ સ્વાનંદ બ્રહ્મ સ્થાન છે. જાગૃત સ્વપ્નની સમતા જેમ સુષુપ્તિ છે. તેમ સોષુપ્ત અવસ્થાત્મક આ સમ બ્રહ્મસ્થાન સગુણના અનુભવે વર્ણવેલું સ્વસંવેદ્યાત્મક જાણવું. સ્વસંવેદ્યથી નિર્ગુણ–સગુણના કારણની પેઠે કાર્યની ઉત્પત્તિ છે તેમ **यतो वाचो ।** આ શ્રુતિ છે.

मयामाया बलेनैव सर्वात्मकं प्रतिष्ठितं ॥
एक मेवाद्वितीयाख्यं तयोः साम्येहमस्थितः ॥६९॥

**અર્થઃ**—મારા સમ સ્વાનંદ બ્રહ્મની સત્તારૂપ માયાના બલવડે અર્થાત સામર્થ્યવડે મારા સ્વ મહિમામાં સ્થિતીનો માયાધિન વિહાર છે, તેમાં અસત બ્રહ્મ સર્વાત્મક ભાવ પ્રતિષ્ઠિત છે. તેવીજ રીતે પણ આનંદાત્મીકા માયાવડે પ્રેરીત નિરોધ ચિત્તમાં અન્વય વ્યતિરેક લક્ષણાયુક્ત એકરૂપ જે સત બ્રહ્મ તે પણ મારા સામ્યપણામાં પ્રતિષ્ઠિત છે. છતાં પણ હું મારા **સમ સ્વાનંદ બ્રહ્મ** સ્વરૂપે છુંજ. એટલાજ માટે મારૂં સમ સ્વાનંદ બ્રહ્મ માયા વિહારપણાવડે અસદાત્મક અને સદાત્મક તેમ સમાત્મક એમ ત્રીવિધ પ્રકારે છે.

ब्रह्मणि सर्व भावश्च भावहीनं कुतो भवेत् ॥
अमृतं मृत मूलं य न्नास्त्ऱेवमयि सर्वदा ॥ ७० ॥

**અર્થઃ—હવે** સ્વ મહિમામાં સ્થિત ભાવને વર્ણવે છે. મારા પૂર્ણ સમ સ્વાનંદ બ્રહ્મ સ્વરૂપને વિષે સમાત્મક માયાનો વિહારજ મિથ્યા છે–તેથી અસદ્ બ્રહ્મ કે સત્ બ્રહ્મ ક્યાંથી આવ્યા હોય !!! કેમકે મારા અમૃત સ્વરૂપમાં સદાએ મારે વિષે મૃતમૂળ નથીજ નથી, કેમકે અમૃત તે નાશહીન સ્વભાવરૂપ છે, મારા સમ પૂર્ણ સ્વરૂપને વિષે માયાનો લય સમજવો. મારી સમાત્મક માયાના બલવડે સર્વ ભાવરૂપ હું પોતેજ છું. તેથી ભાવ હીનત્વ નથી.

**अनंत लीलया युक्तं लीलाहीनं न विद्यते ॥**
**मयि लीलायुतंहीनं वर्त्तते पश्यमे महः ॥ ७१ ॥**

**અર્થ**:—હવે મારા સ્વાધીનમાં માયા છે તે વર્ણવે છે—મારા લીલાયુક્ત અસત્ બ્રહ્મ અને લીલાહીન સત્ બ્રહ્મ છે—કેમકે મારી માયાના વિહારયુક્તપણાથી સ્વત: ઊત્થાન અને પરત ઉત્થાનથી તે છે. એમ મારી અનંત લીલા માયાયુક્ત અસત પાદ છે, અને લીલા માયાહીન સત્પાદ છે, અને તે બંન્ને સમાધિમાં લય જવાથી નથીજ—કેમકે મારે વિષે સ્વત: ઉત્થાન અને પરત ઉત્થાનનો અભાવ છે. એટલાજ માટે મારા મહત્ સમાત્મક બ્રહ્મ સ્વરૂપના અસત્—સત અને સમાત્મક ભાવ તે નિજ જ્યોતિરૂપ છે.

**अखंडरूप भावेन संस्थितोहं सदा मलः ॥**
**नाना विकार हीनत्वाद् द्वाभ्यांहीनोह मंजसा ॥ ७२ ॥**

**અર્થ**:—હવે મારા સ્વ મહિમામાં સ્થિત એવા સ્વસંવેદ્ય સમ સ્વાનંદની સ્થિતિને વર્ણવે છે. અંજસા એટલે સાક્ષાતકાર અનુભવવડે જોતાં મારા અખંડ સ્વરૂપને વિષે હું સદાએ નિર્મલ છું. તે જુદા જુદા પ્રકારના ભાવવાળો કેમજ હોઊ ? ? ? માયા વિહારાત્મક વિહારથી સ્વકારણ માયાયુક્ત અને માયાના લયનો સ્વભાવ તે સમાધિ સામર્થ્યમાં નથીજ, એમ મારા સમાત્મક બ્રહ્મ સ્વરૂપમાં અસત્ અને સત્ બંન્ને નથી, બંન્ને માયામય યુક્તહીનપણાથી જાણવા.

**ब्रह्मणि सर्व भावश्च वर्त्तते नात्र संशयः ॥**
**सदात्म भावस्तत्रैव साम्यं वेदेततःस्मृतः ॥ ७३ ॥**

**અર્થ**—આ સમાત્મક સમસ્વાનંદ બ્રહ્મમાં સર્વભાવો વર્તે છે—અસતભાવ લય જાય તો પણ બ્રહ્મત્રાં બ્રહ્મીભૂતપણું છે—તેમજ સતભાવનો લય જતાં પણ બ્રહ્મમાં બ્રહ્મીભૂતત્વ છે. એ પ્રમાણે વેદમાં મુનીજનોએ સામ્યબ્રહ્મને સમત્વભાવથી વર્ણવ્યો છે. વેદમાં આ સમ સ્વાનંદબ્રહ્મને ઊભય પ્રકારના દોષહીનપણાથી આનંદાત્મક બ્રહ્મસ્વરૂપે વર્ણવ્યો છે.

**यद्यत् सं कथ्यते वेदे तेषु ब्रह्मस्थितं मतं ॥**
**न वर्ण्यते तथा तत्र न तत् ब्रह्ममयंकिल ॥ ७४ ॥**

**અર્થ**:—હવે બે પ્રકારે સમાત્મક બ્રહ્મને વર્ણવે છે—તે તે બ્રહ્મના અભેદાત્મકપણાથી કહેવાય છે તે વેદમાં વર્ણવેલો જગઈ અને જગદાત્મકભાવ છે, સમસ્વાનંદ બ્રહ્મને વિષે મનવાણીના નિરોધ હોવાથી વેદમાં સગુણ નિર્ગુણને વર્ણવ્યા નથી ત્યાં બ્રહ્મમાં બ્રહ્મઅભેદ બ્રહ્મમય છે. **सर्वं ब्रह्मत्वात् किल** એમ નિશ્ચય સમાધિવડે મુનીજનો જાણે છે.

**अतःसमं समाख्यातं ब्रह्मवेद विवादतः ॥**
**आनंद ह्युभयानंदा दासमंता द्विवारय ॥ ७५ ॥**

**અર્થ**:—તેથી વર્ણન અને અવર્ણનના ભેદથી વેદ વાક્યપ્રમાણ આ સમ :પાનંદબ્રહ્મનું સ્વસંવેદ્યાત્મક **સમાત્મકપણું છે**—ઉભયાનંદ સ્વરૂપથી અસત્ અને સત્રૂપી આનંદના સમસ્વરૂપને વિચારવું જોઈએ. કેમકે માયાના મોહીનપણાથી જગત અને બ્રહ્મને વિષે નંદન સ્વભાવાત્મક માયાનું લીનાત્મકપણું છે.

**आनंदोहं न संदेहो ब्रह्मब्रह्मसु संस्थितं ।**
**अनेनानुभवेनैव शान्ति युक्तो नरोभवेत् ॥७६॥**

**અર્થ**::—હવે આનંદ **સમસ્વાનંદ** બ્રહ્મનું યોગ્ય અનુભવ સ્વરૂપ વર્ણવાય છે. નાના નાના પ્રકારના બ્રહ્મને વિષે અભેદ સ્થિત એવો આ સમસ્વાનંદ–રૂપ આનંદ બ્રહ્મ છે. એટલાજ માટે હું સર્વમાં અભેદરૂપે સમસ્વરૂપથી છું. એ. પ્રકારના અનુભવ વડે સમાધીથી બ્રહ્મનો અનુભવ કરનાર શાન્તિ વડે કૃતકૃત્ય થાય છે–અને એ પ્રમાણે નરો યોગીપણાને પામે છે.

**अतस्तेव्यर, संज्ञस्थं कथयामि प्रजापते ।**
**ब्रह्मानुभव माहात्म्यं येनयोगी भवेन्नरः ॥७७॥**

**અર્થ**:—અત્યાર સુધી સમાત્મકબ્રહ્મનું સ્વરૂપ વર્ણવી હવે સહજ બ્રહ્મ એટલે તુર્ય અવ્યક્ત સંજ્ઞાવાળા બ્રહ્મના અનુભવને માટે પંદર શ્લોકથી વર્ણન કરે છે. હવે યોગની પ્રસંશા કરીને કહે છે–એ પ્રમાણે સમાત્મક યોગને સાધીને ત્યારપછી તેથીપરે અવ્યક્ત યોગનું સાધન કરવું. જેનું નામ અવ્યક્ત છે. તેના અનુભવની સમાધિ વડે અવ્યક્ત બ્રહ્મના માહાત્મ્યને જાણે છે. :તેથી તેના લક્ષણોની જરૂર છે જે અનુભવ પ્રાપ્ત કરવાથી આ નરરૂપ જીવાત્મા–યોગી સ્વરૂપે બ્રહ્મીભૂતપણાને પામે છે.

**अप्रव्यक्त, रूपश्च त्रिभिर्हीनः सदामत्तः ।**
**त्रिषु मोह विहीनोहं त्रिनेति कारकः परः ॥७८॥**

**અર્થ**:—હુંજ અવ્યક્ત એટલે અસત્–સત્–અને સમ એવા ત્રીપ્રકારના પાછળ વર્ણવેલા ત્રણ સ્વાનંદ બ્રહ્મથી રહિત–સ્વરૂપ છું–તે મારા સ્વસંવેદ્યાત્મક બ્રહ્મસ્વરૂપમાં પરમ અવ્યક્ત સ્વરૂપ કહેવાય છે–જેમાં ઉપર બતાવેલા ત્રણે બ્રહ્મો જાણવામાં કે જોવામા ન આવે. તે **અવ્યક્ત સ્વરૂપ** બ્રહ્મ સમાધિથી સમજાય છે. ત્રીસ્થાનો ઉપાધિયુક્તપણાથી એટલે માયા વિહારપણાથી છે–તે માયા મોહ વિહારપણાના ત્યાગથીજ હું આ ત્રણે બ્રહ્મપાદનો **नेति** એટલે **न इति** અર્થાત્ તે ત્રણે રહિતજ છે અને તે ત્રણેથીપર સ્વરૂપ છું. **नेतिनेतीतिनेतीति शेषितंयत्परंपदम् ॥ निराकर्तुमशक्यत्वात्तदस्मीति सुखीभवेत् ॥** આ સ્મૃતિથી ત્રિવાર ત્રીપાદના સ્વરૂપને આ નહિ–આ નહિ–આ નહિ–એણ ત્રીવિધ પ્રકારના લયને બતાવી. જે શેષ કે જેમાં આ ત્રણેનો લય છે. તેને ચતુર્થ જાણવો તે નિરાકર્તુ છે–અને વર્ણવવાને પણ અશક્ય છે–કેમકે તે સર્વનાશાત્મક અવશેષસ્થાન છે.

**सर्वात्मकं मयिनास्ति तथा मृतमयंन च ।**
**साम्यं स्वाधीन संज्ञे थ ब्रह्मणि नंदनात्मकम् ॥७९॥**

**અર્થ**:—હવે તે ત્રણે સ્વરૂપને વર્ણવી તેના આત્મસ્વરૂપને વર્ણવે છે–કે મારા બ્રહ્મીભૂતપણાના બ્રહ્મસ્વરૂપને વિષે ભેદરૂપે સર્વાત્મક એવો અસત્‌બ્રહ્મ નથી, કેમકે સ્વાધિનપણાના અભાવને લીધે, તેના અંતસ્થ એવા અમૃતમય સત્‌બ્રહ્મમાં તે આધિનપણાથી છે–તેમજ સત્‌બ્રહ્મ જે અમૃતમય છે–તે તેના અંતસ્થ આત્માના આધિનપણાથી છે તેથી તે પણ મારે વિષે નથી. તેમજ મારા અવ્યક્ત સ્વસંવેદ્યના સ્વાધીનપણાના અભાવને લીધે અસત્ અને સત્ સ્વરૂપ બ્રહ્મના સમબ્રહ્મપણાનો પણ આધીનપણાન લઇને અભાવ છે–કેમકે તેના અંતસ્થ, તુર્ય નેતી બ્રહ્મમાં માયાવડે તેનું લીનપણું છે.

**उत्थानयुक्तहोनाख्यो मोहः सर्वमयेस्थितः ।**
**सदामृतमयो मोहो खंड ब्रह्मणि कथ्यते ॥८०॥**

**અર્થ**:—હવે તે ત્રણે બ્રહ્મના દોષનું વર્ણન થાય છે. માયા મોહાવરણરૂપ માયાના વિહારયુક્ત–સ્વતઃઉત્થાન પરતઉત્થાનરૂપ સર્વજ્ઞ અને અલ્પજ્ઞપણા રૂપે તે પ્રથમ અને દ્વિતિયપાદ દોષયુક્ત છે તેથી જેમનું તેમ આ અસત્ અને સત્ સ્વાનંદ અખંડ અને ખંડપણાથી નિચેના બન્નેપાદ મોહરૂપે માયા વિહાર યુક્ત છે–એમ દોષરૂપ છે.

**नंदनं सर्वभावेषु समत्वान्मोहरूपकम् ।**
**सदास्वाधीनतातेषु कुतस्त्रिषु भवेत्किल ॥८१॥**

**અર્થ**—હવે સમબ્રહ્મના દોષનું વર્ણન છે. દ્વંદ્વ ભાવરૂપ અસત્ અને સત્ આ ઉભયભાવમાં આનંદરૂપ જે સમબ્રહ્મ તે ઉભયની સામ્યાવસ્થા છે અને તે પણ મોહમાયા વિહારયુક્ત છે. એટલે અસત્ અને સત્ અને સમપાદમાં સ્વાધીનતા કેમજ હોય!!! એ પ્રકારે તે ઉભયપદ આત્માના અંતસ્થ સમ આત્મામાં આધિનપણા વડે હોવાથી તે પણ દોષીત છે.

**त्रिभिर्युक्तोहमत्यंतं तदपि त्रिविमोहतः ।**
**भिन्नः सदात्रयाणांतु नेति कर्त्ताहमंजसा ॥८२॥**

**અર્થ**—આ ત્રણે અહં માયાવિહાર પ્રિયત્વથી માયાયુક્ત સ્વરૂપ છે. તથાપિ ત્રણે તેના અંતસ્થ અવ્યક્તભાવને આધિન છે. સદા ભિન્નત્વપણાથી ત્રણે મોહીત છે આ ત્રણેના અંતસ્થનું આધિનપણું છતાં તે અંતસ્થ એવો જે ચોથો તે તેમને આધિન નથી. પુનઃ તે ત્રણેનો આ ચોથો જે " નેતિ " તે સ્વેચ્છાવિહાર યુક્તપણાથી માત્ર હું રૂપે છું.

**नाना भावसमायुक्तं भावहीनं ततःपरं ।**
**साम्यप्रपदगं तेभ्यः परोक्षक्तस्ततः स्मृतः ॥८३॥**

**અર્થ**—હવે અવ્યક્તપણું વર્ણવાય છે. નાના પ્રકારના ભેદભાવ સમાયુક્ત જે **અસત્ સ્વાનંદબ્રહ્મ**—તેથી પરે તેતે ભાવહીન જે સદાત્મભાવ અખંડ શ્રેષ્ટતે **સત્ સ્વાનંદબ્રહ્મ**—તથા એ ઉભયને વિષે ઉભય સ્વરૂપે રહેલો તે તાદશ **સમસ્વાનંદબ્રહ્મ** છે તે ત્રણેથી પરે શ્રેષ્ટ એવો ચતુર્થ ત્રણેનો અંતસ્થ એટલે ત્રણના લયનું સ્થાન તેમ ત્રણે બ્રહ્મને જાણવાવાળો તે ચોથો. તેજ આ **અવ્યક્ત સ્વાનંદબ્રહ્મ** છે, તેને વેદમાં **न तस्य कार्यं करणं च विद्यते न तत्समश्चाभ्यधिकश्च दृश्यते ॥ परास्य शक्तिर्विविधैवश्रूयते स्वाभाविका ज्ञानबलक्रिया च ॥ श्रुतेः ॥** અહીંયાં માયા વડે જગતસૃષ્ટિના સંભવમાં આ ચતુર્થનું કાર્ય જગદાત્માના ઊદ્ભવ કરણમાં કાર્યોત્પત્તિના સાધનરૂપ છે—અહીંયાં પાણીનીય સૂત્ર છે કે—" साधकतमंकरणम् " ત્યાં અસત્ બ્રહ્મ—કાર્ય કારણના અભેદરૂપે છે—તે આ ચતુર્થ અવ્યક્ત બ્રહ્મસ્વરૂપમાં નથી. વળી અસતથી અધિક તે સતબ્રહ્મ પણ ત્યાં નથી—તેમ સમઆનંદબ્રહ્મ પણ ત્યાં નથી. તે ચતુર્થ બ્રહ્મ અવ્યક્ત લક્ષ્યાર્થ રૂપ છે—ત્યારે આ ત્રિવિધ કેવી રીતે ઊત્પન્ન થાય છે કે, આ ચોથા બ્રહ્મ અવ્યક્ત બ્રહ્મની માયા **તેપરા** કે જે—સર્વોત્કૃષ્ટ છે. તે દ્વિવિધા છે. તે માયાવડે ત્રણ બ્રહ્મની ઊત્પત્તિ થાય છે. તે માયા સ્વભાવિકીથી તે પોતેજ ત્રિરૂપે ઊત્પત્તિને પામે છે. તેજ **સમાત્મિકા** તે સમબ્રહ્મ વિહારપ્રેરક સ્વભાવના સ્થાનરૂપ છે. તથા તેજ જ્ઞાન બળરૂપ સત્ આત્મિકા છે તેમજ ક્રિયાત્મિકા અક્રિયાત્મીકા અસત્ બ્રહ્મ સ્વરૂપાને નિર્માણ કરનારી છે. એ પ્રમાણે મુનીઓનું વચન સાંભળ્યું છે. આ લક્ષ્યાર્થ સ્વરૂપ ચતુર્થ અવ્યક્ત બ્રહ્મમાં આ માયાનો લય થાય છે તેથી ત્યાં કિંચીત્ દેખાતી નથી.

**सृष्टवाहं त्रिविधांमाया तत्र खेलकरो मुदा ।**
**मोहहीनोहं तदपि मायायाः स्वप्रभावतः ॥८४॥**

**અર્થ**:—વાચ્યાર્થમાં તે ચતુર્થ બ્રહ્મ મોહયુક્ત છે, તેથી ત્રિબ્રહ્મનો પ્રેરક છે. એમ કહેતા હો તો—તે હું ચતુર્થ સ્વરૂપ **અવ્યક્ત** બ્રહ્મ—અસત્—સત્—અને સમાત્મક એવા ત્રિવિધ માયાત્મક બ્રહ્મને સૃજીને તેજ માયામાં અભેદપણાએ તે પોતે મોહહીન છે કેમકે અતિ હર્ષપૂર્વક તે સ્વેચ્છાવિહારી છતાં મોહહીન છે. તેનો હેતુ માત્ર સ્વભાવ એટલે પોતાનો ભાવજ છે. તાદૃશ પ્રેરકપણાના ભાવથી તે અવ્યક્ત બ્રહ્મ સત્તાત્મક છે—તે હુંજ છું.

**मदाज्ञया त्रयं नित्यं चलत्यत्र न संशयः ।**
**स्व स्व व्यापार संयुक्तं स्वाधीनोहं प्रभावतः ॥८५॥**

**અર્થ**:—હવે મોહહીનપણાનું વર્ણન કરે છે—હું ચતુર્થ અવ્યક્ત બ્રહ્મની આજ્ઞાવડે—નીત્યાનરૂપ પોતપોતાની માયા વિહારાત્મ વ્યાપાર સંયુક્ત ક્રીયાના ત્રણ બ્રહ્મો માયાજ અંતર્યામીપણાથી કાર્ય કરે છે. અહીંયાં સંશય નથી. ચતુર્થ બ્રહ્મના અનુભવયુક્તપણાવડે પોતાના સ્વ પ્રભાવથીજ હું સ્વાધીન સ્વરૂપ છું.

त्रयाणामंतरे प्रज्ञास्तिष्ठाम्यहं न संशयः ।
ममांतरे कोपि न वै प्रेरकः साधुसत्तम ॥८६॥

અર્થ:—હવે અવ્યક્ત બ્રહ્મના પ્રેરકપણાને વર્ણવે છે. હે સાધુસત્તમ દક્ષ પ્રજાપતિ !!! હું અવ્યક્ત બ્રહ્મ પોતે ત્રણે બ્રહ્મસ્વરૂપના અંતરમાં ઊત્કર્ષપણાથી સર્વને જાણનારો સમાધિ સામર્થ્યથી પ્રજ્ઞ છું. અત્રે સંશય નથી, કેમકે ત્રણેને વિષે વિહારસુખના ભોક્તાપણાથી છું. મારા અંતરમાં તે કોઈપણ પ્રેરક નથી. તેથી હુંજ પ્રેરક છું. મારા વિષે સુખના ભોક્તાપણાના અભાવથીજ હું તે સર્વનો ભોક્તા ચતુર્થ બ્રહ્મસ્વરૂપ છું.

स्वस्वभावेषु नित्यंतु प्रेरकस्त्रिषु संस्थितः ।
तथापि नैवमेमोहो नाहं प्रेरक उच्यते ॥८७॥

અર્થ:—હવે ત્રીસ્થાનની પ્રેરક માયાનું વર્ણન કરે છે, સ્વસ્વવિહારાત્મક ભાવમાં આ ત્રણે બ્રહ્મસ્વરૂપ—સ્વસ્વમાયા વિહારપ્રેરક ત્રણે સ્થિત છે. કેમકે સ્વમાયા વિહારપણાથી હુંજ તે છું. તથાપિ હું ચતુર્થ સહજાત્મા બ્રહ્મસ્વરૂપ મને મારાપણું હોવાથી તે ત્રણે બ્રહ્મસ્વરૂપના માયાવિહારમાં મોહ નથી. यज्जातं तेन सहजा तमिव । यन्नष्टं तेन सहनष्टमिव ज्ञायते तत्सहज ब्रह्मेति ॥ આ પ્રમાણે છતાં સ્વ અને પરના અભિમાનથી હીનપણાએ જેવા પ્રકારે જ્ઞાન અને જેવા પ્રકારે સમાધિ કરે તેજ પ્રમાણે તાદૃશ ફળ આપે પણ જેને મોહ નથી તે ચતુર્થ સહજાત્મા છે. અંતસ્થ આત્મા કર્માદિકને જાણે છે—તેથી તે ફળદાતા છે. કેમકે સર્વજ્ઞને આધિન સર્વફળ છે. એમ છતાં પણ હું પ્રેરક રૂપ નથી. તેમ મોહરૂપ પણ નથી કેમકે સમાધિવડે માયા પ્રેરકરૂપના લય છે તેમ માયા લય જતા હોવાથી મોહરહિત છું.

अहमव्यक्तरूपश्च वेदे संकथितो मतः ।
नेहनानास्ति भावाख्यः सदा नाना त्रिवर्जितः ॥८८॥

અર્થ:—હવે અવ્યક્ત સહજાત્મા બ્રહ્મના સ્વસંવેદ્ય સ્વમહિમામાં સ્થિત સ્વરૂપને વર્ણવે છે. હું સર્વના અંતરમાં અભેદપણાથી રહેવાવાળો સહજાત્મા હોવાથી અસત્—સત્—અને સમ. કે જેની ઊત્પત્તિ પ્રકૃતિ પુરૂષાત્મક હોવાથી ભિન્ન ભિન્ન છે—તેના આત્મારૂપે હું તાદૃશ છું. प्राणश्च प्राणउत चक्षुश्चक्षु रुत श्रोत्रस्य श्रोत्रमन्नस्यान्नं मनसोवै मनोविदुः ते निचिक्यु ब्रह्मपुराण मग्र्यं मन सैवाप्तव्यं नेह नानास्ति किंचनेति श्रुतेः ॥ તેથી મારા સ્વરૂપની લક્ષ્યાર્થ સમાધિ સામર્થ્ય વડે સદાએ ભિન્ન ભિન્ન એવા ત્રણ સ્વરૂપના ભેદવડી પણ રહિત છું તેમ ત્રણે વર્જીતપણાથી સદાએ પોતાના મહિમામાં સ્થિત છું—એટલાજ માટે અવ્યક્ત રૂપે ભિન્ન ભિન્ન ભાષાન લક્ષરૂપવડે વેદમાં અવ્યક્તસ્વરૂપ કહેલું છે, કેમકે તે મારૂં બ્રહ્મીભુત સ્વરૂપ છે.

नेह नाना प्रमाणेना व्यक्तं ब्रह्म सनातनं ।
तदेवाहं सुखे सक्तः सदा ब्रह्मणि योगतः ॥८९॥

અર્થ:—હવે બ્રહ્મીભૂત સુખનું વર્ણન થાય છે. વેદમાં કહેલા અનુભવ પ્રમાણવડે ભિન્ન ભિન્ન પ્રકારના બ્રહ્મ તે નકૃતિ તે ત્રણે નકારથી વર્ણવાય છે, માટે સર્વાત્મકપણાવડે વેદમાં સનાતન એવા ચતુર્થ બ્રહ્મનેજ વિજ્ઞેય સ્વરૂપથી કથવામાં આવે છે. ત્રણે નહિં. અવ્યક્ત એટલે ચતુર્થબ્રહ્મ તે અભેદ યોગ છે–તેજ સદા સુખમાં લીન સ્વરૂપ છે. તેથી તૃપ્ત સ્વરૂપ છે. અન્ય વિવિધ સુખમાં તેની રૂચી નથીજ. કેમકે માયામય સુખનું મિથ્યા દર્શન જાણે છે–તેજ બ્રહ્મ હું છું એમ સમાધિનું સામર્થ્ય છે.

सर्वेषां नेति कर्त्ताहं महादंडधरः प्रभुः ।
नेति कर्त्तानास्तिमेकस्तेनाव्यक्तोहमंजसा ॥९०॥

અર્થ:—હવે સર્વના ઉપર આજ્ઞાધારક સ્વભાવથી દંડધરપણાને વર્ણવે છે. સર્વે જંતુમાત્રના ઉપર મારી આજ્ઞા પ્રમાણે વર્ત્તવાનો મારાજ સ્વસ્વ-વિહાર સ્વરૂપ મારોજ દંડધર યોગ છે, તેથીજ સર્વનો અંતસ્થ હુંજ છું જેમ હું પ્રેરૂં છું, તેમ વિહાર સંભવ છે. भिषास्माद्वातः पवते भिषो देति सूर्यः ॥ श्रुतेः ॥ જોકે મોહધારક તે ત્રણે આદિ સર્વ પોતપોતાના સ્વાધિન અધિકારનો મોહ ધારે તોપણ જ્યારે સર્વૈશ્વર્યાત્મક ઐશ્વર્યના સામર્થ્યરૂપે મને જુએ ત્યારે અશક્ત થઇ જાય છે–કેમકે મારી દંડધર સત્તાની પીઠા થાય છે. મારી આજ્ઞાના ભંગ કરનાર ઉપર ક્રોધથી તેનો નાશ કરવાને સર્વનો (ત્રૈસ્થાન બ્રહ્માદિ સર્વનો) નેતિ કર્તા અથવા નાશકર્ત્તા હું છું. કોઇપણ મારો નેતિ કર્ત્તા નથી તેથી હું અવ્યક્ત છું સાક્ષાત્ સમાધિ સામર્થ્યથી હુંજ બીજાના કરેલા દંડના હીનપણાથી સુખયુક્ત છું.

मनोवाणी विहीनोहमव्यक्तः परमोमतः ।
अनेनानुभवेनैव शांतिं प्राप्नोति मानवः ॥९१॥

અર્થ:—હવે અવ્યક્ત બ્રહ્મના શાન્તિસુખનું વર્ણન થાય છે–મારા ચતુર્થપણાવડે હું મનોવાણી વિહીન છું. સર્વ એવા અનેક અને સત્ એવા એકના અભેદપણા રૂપ સમથી પણ પરમ અવ્યક્ત કે જેના અંતસ્થનો અભાવ છે તે મારા સાક્ષાત્કાર સામર્થ્યથી હું અનુભવવડે સુખથી શાન્તિરૂપ છું મારા કૃતકૃત્યપણાથી સુખયુક્ત છું.

अथ पूर्ण निजानंदानुभवं शृणुसौख्यदं ।
येन स्वानंद संयुक्तो भविष्यसि महामते ॥९२॥

અર્થ:—એ પ્રમાણે ચતુર્થ–અવ્યક્ત–નેતિ–સહજ એવા નામના બ્રહ્મસ્વરૂપના અનુભવનું વર્ણન કરીને હવે બાર શ્લોકવડે સાક્ષાત્ સ્વસંવેદ્ય

અર્થાત્ સ્વસ્વાનંદ પૂર્ણ નિજાનંદના અનુભવ સુખને વર્ણવે છે–તેને વિષે આદરપૂર્વક શ્રવણ કરો. હે મહામતે દક્ષ પ્રજાપતિ!!! ચતુર્થ અવ્યક્ત સ્વાનંદબ્રહ્મના અનુભવના અંતરમાં પૂર્ણ જ્યોતિ નિજાનંદ સ્વાનંદ બ્રહ્મ છે. અસત્–સત્–સમ અને અવ્યક્ત એ ચારે બ્રહ્મ સ્વનિજાનંદ સ્વરૂપમાં છે-તેથી આ સ્વસંવેદ્ય સ્વસ્વાનંદ બ્રહ્મ તે પૂર્ણ નિજાનંદ સ્વરૂપ છે કેમકે અસત્ આદિ ચારેસ્થાનો માયાવિકાર વિહાર દોષયુક્ત છે–તેથી આ દોષરહિત પૂર્ણનિજાનંદ બ્રહ્મ છે. આ પૂર્ણનિજાનંદસ્વરૂપ સ્વાનંદબ્રહ્મ સ્વ એવા પદ પ્રાપ્તિરૂપ નિજાનંદની પૂર્ણતાએ સદાએ સુખમય છે. જે તે સાંભળવાથી સ્વાનંદયુક્ત સર્વ અભેદે યોગીસ્વરૂપ થાય છે.

अहं ब्रह्ममयः साक्षान्मयिमोहविवर्जितं।
कुतो मोहयुतं ब्रह्म निजरूपे भवेत्कदा ॥९३॥

અર્થ:—હવે પૂર્ણ નિજાનંદ સ્વસ્વાનંદ બ્રહ્મના સ્વરૂપનું વર્ણન થાય છે. મારી બ્રહ્મીભૂત સમાધિના સામર્થ્યથી હું નિજરૂપ તાદૃશ્ય છું મારી સ્વમાયા મોહયુક્તપણાથી અસત્–સત્–સમ અને નેતિ અથવા સહજ સ્વાનંદ (અવ્યક્ત) મારૂં સ્વરૂપ છે. અને હું સ્વ ચારે બ્રહ્મસ્વાનંદના લક્ષ્યાર્થયુક્ત હોવાથી સદા પંચમભાવથી દોષરૂપ છું. અસત્ સ્વાનંદ તે અસત મીથ્યાપણાના દોષયુક્ત–સત સ્વાનંદ તે અખંડપણાના દોષયુક્ત–તેમજ સમ સ્વાનંદ તે આનંદપણાના દોષયુક્ત છે. એ પ્રમાણે દોષયુક્ત હોવાથી તેનો પ્રેરક પોતાના વિહારપણાથી તે ચતુર્થ અવ્યક્ત સ્વાનંદ અંતસ્થપણાના દોષયુક્ત છે. તેમ નિજાનંદના સ્વ સ્વાધિનપણાના યોગે સ્વાધીન કે પરાધીન તે સૌ માયા વિહારયુક્ત છે. જે માયા વિહારલય થતાં કેવળ પરમાત્માજ છે. એમ માયાપણા વડે પાંચ ભેદ પરમેશ્વરમાં આવે છે એમ જાણવું. કેમકે કારણ કાર્યનો અન્વય છે. અહિંયાં વ્યાસ સૂત્ર છે કે तत्तु समन्वयादिति ॥ પરમાત્મા પુરૂષને વિષે પ્રકૃતિના તાદાત્મ્ય ભાવ ધારણ કરવા વડે પાંચ ભેદો માયા ભ્રાન્તિયુક્ત પણાથીજ જાણવા. જીવાત્માને વિષે વિદ્યા અવિદ્યા પ્રકૃતિના ભેદે પ્રત્યક્ષ દૃશ્યપણાથી પણ પાંચ ભેદો જાણવા. જાગૃત સ્વપ્ન અને સુષુપ્તીરૂપ ત્રણ ગુણના ત્રણ ભેદો અને તેના અભેદે તુરીય–અને તે બંન્નેનો પૂર્ણ સમભાવ તે સગુણ–એમ જીવાત્માના ચાર પ્રકારના પ્રાણ ધારણ સગુણ સાથે પાંચ ભેદ જાણવા. जीव प्राणधारणे इति धात्वर्थात् ॥ વળી તે સગુણ બ્રહ્મને વિષે પ્રત્યક્ષ દૃશ્યપણાથી હવે તેનો પ્રપંચ પણ પાંચ પ્રકારનો છે. (સગુણ–નિર્ગુણ બોધ સાંખ્ય અને સ્વસંવેદ્ય) એ પ્રમાણે સર્વ કારણ વડે સાક્ષાત્કારણ સ્વસંવેદ્ય તેના પણ પાંચ ભેદો જાણવા. (અસત્–સત્ સમ નેતિ અને સ્વ) કેમકે કારણની સાથે કાર્યનો અન્વયપણાથી યોગ છે.

**महावाक्ययुता वेदा यदा लीनाः समाधिना ।**
**तदा स्वानंदगाः मोक्ताः पश्यवेदे सहात्मभिः ॥९४॥**

**અર્થ**:—હવે સ્વસ્વાનંદ પૂર્ણ નિજાનંદની સમાધિનું વર્ણન થાય છે. તત્ત્વમસ્યાદિ મહા વાકયોવડે વર્ણવેલો બ્રહ્મ કે જેની પ્રાપ્તિને માટે સાધનો વેદ સંહિતા બ્રાહ્મણ–આરણ્યકરૂપ ઉપનિષદો વિ. સાક્ષાત્કાર કરનાર જે છે તે વેદનો અર્થ विद्ज्ञान इति धात्वर्थात् તે જ્યારે સમાધિ વડે મહાવાકય પ્રોક્ત અસંપ્રજ્ઞાત સમાધિથી त्वं પદ तत् પદનો असि પદમાં કહેલો આત્મા સ્વસંવેદ્ય બ્રહ્મમાં જે કાળે સમાધિમાં લીન થાય ત્યારે સ્વસંવેદ્ય બ્રહ્મને વિષે અભેદ વડે ધ્યાન થાય છે. विश्वानि च विश्वात्मानश्च यस्मिन् सः समाधिः ॥ વિશ્વોનો વિશ્વાત્મામાં લય થાય તે સમાધિ છે. ત્યારે સ્વાનંદ પ્રાપ્તિ થાય છે. એમ સર્વના અભેદમાં असि પદ પ્રોક્ત આત્માને વિષે સર્વનો લય થાય છે. તે બ્રહ્મીભૂતપણા વડે સ્વસંવેદ્ય–સ્વાનંદપદ છે, ત્યારે બ્રહ્મીભૂતત્વ છે. દરેક વેદમાં જુઓ કે તેના મહાવાક્ય પ્રતિપાદિતપણા વડે તેની સાધના કરવી એવો ભાવ છે.

**अहंभाव युतो जंतुर्मायया तूर्यभावया ।**
**मोहहीनश्च युक्तश्च भवति भ्रमभावतः ॥९५॥**

**અર્થ**:—હવે ચતુર્થ બ્રહ્મ ભ્રમયુક્ત છે તેને વર્ણવે છે. એવો અવ્યક્તનામા અહંભાવવાળો શિવાત્મા માયાવડે સ્વાધીન પણારૂપે તૂર્ય બ્રહ્મના સાક્ષાત્કાર અન્વયે સમાધિ વડે ( અહંભાવ યુક્ત ) સર્વના અંતસ્થ ભાવ સત્તાત્મકરૂપે મોહયુક્ત છે–અને તે બ્રહ્મ પ્રેરક મોહ માયાનો લય જાય છે. ત્યારે લક્ષ્યાર્થ વડે તુરીયાના સાક્ષાત્કારથી તેજ મોહહીન છે. હુંજ બ્રહ્મીભૂત છું એમ માને છે તેજ ભ્રમભાવયુક્ત છે. કેમકે પૂર્ણ સ્વાનંદ સમાધિ હિનપણાથી તુરીય બ્રહ્મ તત્ત્વવડે યોગી પૂર્ણ કહેવાતો નથી.

**चतुर्विधं मया सृष्टं नानाभाव परायणं ।**
**भावहीन समानं चाव्ययं तेषु स्थितेनवै ॥९६॥**

**અર્થ**:—હવે ચાર પ્રકારે સર્જનવિધિ કહેવાય છે. વિધ વિધ પ્રકારના ભાવ પરાયણ સમાનાંતર્ગતમાં તે અસત્ અને સત્ બ્રહ્મ છે તે ત્રણે વડે સૃષ્ટિ સર્જન થાય છે તે ભાવહીન તેનો પ્રેરક એવો અંતસ્થ તે નાના ભાવના પ્રેરકપણાથી તુરીય બ્રહ્મ છે. તેજ અવ્યક્ત મારા ( સ્વ. નિજ ) વડે સર્જન થયેલો છે. મારી આત્માની સત્તા માત્ર ભાવવડે મારા સ્વયંજ્યોતિની અભિન્નતા સિદ્ધ એ ચાર બ્રહ્મ મારે વિષે સ્થિત છે. તે નિરોધ ચિત્તથી કલ્પાય છે. આગળ “ कुतोहमेवास्मि ” એ વિના બીજું કંઈ દેખાતું નથી, તેજ ત્યારે ચતુર્થાત્મા જાણવો, આગળ “सर्वांतस्थो हमेव” તેથી ચતુર્થ બ્રહ્મ સર્વના અંતસ્થનો હું રૂપ છું. ત્યારે તે अहमास्मि હું છું

એવા વિકલ્પ ભાવવડે किदृशोहं કેવા પ્રકારે છું, એ પ્રકારે કલ્પના થતાં પોતાના નીચે સમાત્મક બ્રહ્મને જુએ છે. તેને સમાત્મક ભાવ જાણવો. તેજ सर्वं ब्रह्म પછી તે પોતાના નંદન સ્વભાવથીજ સત્ બ્રહ્મ—જીવનરૂપ અખંડ ભાવને પામીને અહંકારયુક્ત અભિમાન ધારણ કરીને તુરત ભેદ ભેદ પ્રકારવાળા અસત્ ભાવાત્મક બ્રહ્મને સૃજે છે એ પ્રકારે ચાર પ્રકાર બ્રહ્મને સૃજીને પણ તેમનાથી ભિન્ન નથી. હું તે ચારેમાં સ્વયંજ્યોતિ સત્તા માત્રપણાથી છુંજ છું.

ब्रह्मदोष विहीनं तु दोषयुक्तं प्रकीर्तितं ।

साम्यं नेति प्रयं वेदे चतुर्हीन परं भवेत् ॥९७॥

અર્થ:—હવે પૂર્ણ સ્વ સ્વાનંદ અથવા નિજ સ્વાનંદ અથવા નિજ સ્વસંવેદ્યના સ્વરૂપને વર્ણવે છે. વેદોમાં દોષયુક્તપણું તે મારા ત્રીજા સમાનભાવ બ્રહ્મમાં છે, તેથી પરે નેતિ બ્રહ્મ—ચતુર્થ બ્રહ્મ દોષહીન છે. તે વેદ વાકયોના પ્રમાણુથી સત્ય છે. આ ચારેથી રહિત—ચારે હીન એવો જે પરમ સર્વોત્કૃષ્ટ સ્વસંવેદ્ય પણાથી હું નિજ છું તે પૂર્ણ બ્રહ્મ સ્વરૂપ છે, જેની પરે સ્વસંવેદ્યનો અભાવ છે.

स्वानंदे तन्मयो योगी भवते यः समाधिना ।

न पश्यति पुनर्ब्रत्र चतुर्षु मोहितात्मसु ॥९८॥

અર્થ:—જે યોગી કેવળ નિરોધ ચિત્તની સમાધિ વડે તત્ અભેદાત્મક ભાવને પામી પોતાના પૂર્ણ સ્વાનંદ બ્રહ્મનો સાક્ષાત્કારે છે—તે પુનઃ મોહીત થઇને—સ્વત પરત ઉત્થાન ભાવરૂપ અસત—સત—સમ—અને તૂર્ય એવા ચારે બ્રહ્મમાં મોહીત થતો નથી. તે અન્ય જગત કે અન્ય નરાદિને પણ જોતો નથી, કેમકે સ્વતઃ પરત ઉત્થાનહીન લક્ષ્યાર્થ સમાધિ ધારકપણાથી માયા સહ તે સર્વનો લય થાય છે. એમ સ્વસ્વાનંદ તન્મયતા છે.

समाधिना युतोयोगी निजरूपे लयंगतः ।

न पुनर्दर्शनं तस्य तेषां तत्र प्रवर्त्तते ॥९९॥

અર્થ:—હવે આ પૂર્ણ સ્વાનંદ બ્રહ્મ સ્વરૂપમાં માયાના દર્શનનો અભાવ છે તેને વર્ણવે છે. સમાધિવડે સાક્ષાત્કારને પામેલા યોગી પોતાના અભેદમાં સર્વ ભેદરૂપ ચાર પાદ બ્રહ્મનો અભેદ જાણી, દેહને પ્રારબ્ધ ભોગાર્થે છોડી પોતાના નિજ સ્વરૂપમાં લય રહે છે, પોતાના હૃદયને વિષે સ્થિત એવા જીવ આત્મા સહનો લય કરવો તેનું નામ સ્વાત્મ સમાધિ કહેવાય છે, તે જ યોગી છે. તે સમાધિમાં દેહાદિકના અભિમાની આત્માનો તે પુનઃ દર્શન કરતો નથી કેમકે સર્વને પોતાનામાં અભેદરૂપે જુએ છે.

कीदृशोह मिमांमायां यस्त्यक्ता योग संयुतः ।

ब्रह्माणि ब्रह्मभूतः स भवति स्वस्वरूपिणि ॥१००॥

**અર્થ**:—હવે સ્વાત્મ સમાધિનું વર્ણન કરે છે, એવા યોગીજનો કીયા પ્રકારે નેતિ અહં બ્રહ્મ સ્વરૂપને કીયા યોગવડે સ્વબ્રહ્મીભૂતપણામાં મેળવે છે, તે કહે છે–આ માયાને જાણીને કેવા પ્રકારે તૂર્ય નેતિ બ્રહ્મની ઉત્પત્તિ છે, કઇ સમાધિ વડે સમ બ્રહ્મની ઉત્પત્તિ દર્શન છે, તે માયાને છોડતાંજ તે યોગ સંયુક્ત યોગી થાય છે. જ્યારે હું બ્રહ્મ અંતે બ્રહ્મીભૂત છે એવા યોગમાં તે માયા કેવા પ્રકારે ? ? કેવી રીતે છે ? ? કે જ્યાં નિજ આત્માને જોવાનો અભાવ છે. એવી સમાધિ વડે સાક્ષાત્કારને પ્રાપ્ત થનાર યોગીને જેનો અભાવ છે અને જેનાથી નાના પ્રકારના ભેદભાવવાળા ભેદ દર્શનને જોવાય છે. તે માયાનો ભેદ ત્યાગ કરી યોગ સંયુક્ત હું બ્રહ્મને ડુબાડી સત્ય બ્રહ્મીભૂત છું ત્યારે તેમાં ભેદાભેદ નથી, ત્યારે તે ભેદરૂપે કે માયારૂપે શું જુએ ? ? પોતે બ્રહ્મીભૂત છે. ભેદભાવનો ત્યાગ છે. અભેદ છે. તેજ પોતાનું પોતે પૂર્ણ સ્વાનંદ બ્રહ્મ સ્વરૂપ છે. તેનેજ બ્રહ્મીભૂત જાણવો કે જ્યાં સ્વ અને પર એવા જ્ઞાનનો અભાવ છે.

**यदा ब्रह्मणि योगेन तन्मयो भवति स्वयं ।**

**स्वपरादिक मे वेदं पुनर्वेदकुतः प्रभो ॥१०१॥**

**અર્થ**:—હવે સ્વ અને પરના નિષેધને વર્ણવે છે. હે પ્રભો દક્ષ : ! ! જ્યારે યોગવડે સ્વયં બ્રહ્મસ્વરૂપને જાણી યોગી તન્મય બ્રહ્મભૂતપણાને પામે છે. ત્યારે સ્વ અને પર એવું આ વિશ્વ તે પુનઃ કયાં છે ? ? કેવા કારણથી છે ? ? ? તે કદાપિ પણ નથી એવું જે જગત હવે કંઇ છે ! ! તે કહો

**अहं ब्रह्मेति यत्प्रोक्तं पश्यवेदे विचारतः ।**

**ते नैव कृतकृत्य स भवति योग सेवया ॥१०२॥**

**અર્થ**:—હવે કૃતકૃત્યતા વર્ણવે છે, વેદમાં अहं ब्रह्मास्मि લખ્યું છે હવે તેનો વિચાર કરવો. ચિત્ત સમાધિયોગની પૂર્ણ સેવના કરવાથી સાક્ષાત્કાર કરીને જોતાં તે સાક્ષાતકાર સમાધિવડે આ યોગી કૃતકૃત્ય થાય છે કેમકે હવે પછી જન્મ ધારણ કરવાનો અભાવ છે. तदात्मानमेव वेदाहं ब्रह्मास्मीति तस्मात्तत्सर्वमभवत् । तत्रको मोहःकःशोक एकत्वमनुपश्यत इति ब्रह्मैवेदं सर्वमिति आत्मैवेदं सर्वमिति ॥ श्रुतेः ॥ તે આત્માને અહંબ્રહ્મસ્વરૂપે જાણી તે અંતે સવ સ્વરૂપ છે. તેને મોહ કે શોક નથી, તે એકપણું અનુભવે છે. આ સર્વ બ્રહ્મ છે આ સર્વ આત્મા છે, એમ વેદ કહે છે

**एवं संयोग योगेन भवेत् ब्रह्मणि तन्मयः ।**

**शान्ति युक्तः सवै साक्षाद्वर्तते शान्तिधारकः ॥१०३॥**

**અથ**:—હવે શાન્તિસુખને વર્ણવે છે, એ પ્રમાણે પૂર્વોક્ત યોગવડે પોતાના આત્માના પૂર્ણ સ્વાનંદ નામે બ્રહ્મ સંયોગરૂપ અભેદ યોગવડે પોતાના સ્વસંવેદ્ય (સ્વાનંદનાપૂર્ણપણાને) પામે છે. તેજ બ્રહ્મીભૂત છે તેજ

યોગી સાક્ષાત્કારથી શાંતિયુક્ત છે. કૃતકૃત્યપણાના સુખને ધારણ કરે છે. દેહ પ્રારબ્ધ નિર્વાહાર્થે એમ વરતે છે.

अतः परम योगाख्यं वदामि योग मुत्तमं ।
तत्रानुभव मात्रेण शान्ति युक्तो नरो भवेत् ॥१०४॥

અર્થ:—હવે અરાઢ શ્લોકથી પૂર્ણ સ્વાનંદ સ્વાનુભવરૂપ અયોગના સ્વરૂપને વર્ણવે છે, તે પહેલાં તેના અનુભવના ફલને કહે છે, હવે પૂર્ણ સ્વાનંદાનુભવના અંતસ્થના સાધન યોગ્યપણાવડે તેના પરમ સ્વરૂપને કહે છે. આ સ્વાનંદ તેના ઊત્તમ યોગ રૂપ अयोग તેના સાક્ષાત્કાર આત્મસમાધિવડે આત્માત્મક એવું સ્વરૂપ તે તમને કહું છું. હે દક્ષ પ્રજાપતિ ! ! ! ત્યાં આત્માના અનુભવ માત્રવડે અનુભવ યુક્ત શાંતિને પામે છે. કૃતકૃત્ય થાય છે.

अहं ब्रह्मेति यत्प्रोक्तं कुतस्तत्र भवेदिदं ।
तन्मयत्वं प्रजानाथ ब्रह्म ब्रह्मणि संस्थितं ॥१०५॥

અર્થ:—હવે અયોગ સ્વરૂપ બ્રહ્મનું વર્ણન થાય છે, તુર્યનેતિ અહં બ્રહ્માસ્મિ સમાધિવડે એવો યોગી બ્રહ્મ બ્રહ્માનુભવયુક્ત થાય છે તે અયોગમાં એટલે બ્રહ્મ તન્મયત્વ ( પોતાના આત્માનું તન્મયત્વ )ના અભેદ સંયોગપણામાં ક્યાં હોય ? ? ? નજ હોય, સદાએ બ્રહ્મસ્વરૂપપણાથી તેને જગતમાં અન્વયવડે આવવાનું નથી. અને સમાધિવડે સ્વસંવેદ્યમાં જગત પણ નથી. તેથી સ્વસંવેદ્ય બ્રહ્મપણ જાણવાના ભાવવડે મિથ્યામાયાત્મક છે એમ જાણવું. સર્વના અભેદપણાથી જીવ આદિ સર્વ ભાવનો સદાએ નાશ જાણવો. આથી આત્માનો નાશ થાય છે એમ જાણવું નહિં. જે બ્રહ્મનું માત્ર સાતત્યગમનાત્મક સ્વરૂપ છે. તેજ અયોગ . કે જ્યાં બ્રહ્મ જગતના સંયોગનો સદાનો અભાવ છે. ( युजिर्योगे इतिधात्वथात् ॥ )

ब्रह्मवाणी विहीनं च मनोगति विवर्जितम् ।
तदेव नागतं कुत्र न ब्रह्मणि गतं पुनः ॥१०६॥

અર્થ:—હવે મનવાણી વિહીન બ્રહ્મનું વર્ણન થાય છે. વાણીવિહીન એટલે વાણી જેને વર્ણવી શકતી નથી. એવો બ્રહ્મ જે સ્વસ્વાનંદ બ્રહ્મ કે જે જગત બ્રહ્મમાં અન્વય વ્યતિરેક અને સ્વ મહિમામાં સ્થિત એવા સ્વસંવેદ્ય (સ્વાનંદ) ના અનુભવના સંભવથી વાણી મનમંથ કહેવાય છે. તેજ બ્રહ્મ વાણીહીન એવા સ્વસંયોગના અભેદપણા વડે વાણીવિહીન છે. એમ વાણીયુક્તપણાનું વાણીહીનપણું તે અયોગ પદ છે કદાપી પણ વાણી વર્ણન કરી શકે નહિ. તેજ પ્રમાણે મન પણ જાણી શકતું નથી. મન અને વાણીએ કહેલી સમાધિનો અભાવજ છે. त्वंनपितायोस्माकमविद्यायाः परं पारंत्तारयति श्रुत ह्येवमगवो ह्येभ्यस्तरति शोकमात्मविदिति ॥ श्रुतेः એનો અર્થ એવો છે કે–માયા રૂપ અવિદ્યાથી પરે પારસ્થાને અવિદ્યાના દર્શનનો અભાવ છે. તેથી જ્યાં આત્મા

છે. આત્મવેત્તા પુરૂષ નિરોધ સમાધિવડે આત્માને જાણીને અવિદ્યાનો નાશ કરી તે આત્મા હું છું. આગળ એમ જવા આવવાના ભ્રમનો ત્યાગ કરી પોતાને જાણે છે. તે દૃશ્યના શોકથી તરીને સમાધિવડે સ્વાનુભવ બ્રહ્મના સાક્ષાત્કારરૂપે દર્શન કરે છે. અહિંયાં આત્માને પંચમી વિશ્લેષાર્થે છે, જન્મમરણાત્મક દેહ ભ્રમનાશક સમાધિ સામર્થ્યથીજ પરમાત્માને જાણે છે. એમ શ્રુતિનું તાત્પર્ય છે. यस्यामतं तस्यमतं मतं यस्यन वेदसः ॥ अविज्ञातं विजानतां विज्ञात मविजानतामिति ॥ श्रुतेः ॥

**यदा भिन्नं विहारेषु संसक्तं जायते परम् ।**
**तदा योगेन स्वानंद युक्तं भवति नान्यथा ॥१०७॥**

**અર્થ**:—હવે બે પ્રકારથી વિવિધાત્મકપણું કહેવાય છે. જ્યારે પરમાત્મા બ્રહ્મ, વિહારોમાં સંસક્ત હોય તો ભિન્નરૂપ થાય છે જ્યારે યોગસમાધીવડે પોતાના આત્માને સ્વમહિમામાં સ્થિત એવા સ્વસંવેદ્ય—સ્વાનંદને પામે છે. અન્ય પ્રકારે નહિ. ત્યારે પણ તે પૂર્ણ નથી કેમકે સ્વસંવેદ્ય તે માયાવિહારીપણાથી માયામય છે.

**ब्रह्म ब्रह्मणि संस्थं च नागतं नगतं मतम् ।**
**कुतो योगे न तत्रैव तन्मयो जायते नरः ॥१०८॥**

**અર્થ**:—હવે તેના નિષેધનું વર્ણન કરે છે. જ્યારે પોતાના આત્માનો સાક્ષાત્કાર સ્વરૂપે બ્રહ્મનો અભેદ થયો ત્યારે તો તે માયાયુક્તપણું રહેતું નથી. ત્યાં માયાવિહારનો અભાવ હોવાથી તે જગત—બ્રહ્મમાં ઘટેજ નહિ. તેમજ જ્યાં માયાબંધ દર્શનનો અભાવ છે, તે પોતે સમાધિવડે પુનઃ બ્રહ્મીભૂતમાં જતો પણ નથી. સંયોગના અભેદ યોગવડે તે સાક્ષાત્કાર સ્વરૂપ બ્રહ્મ છે. કેવા કારણસર તે ત્યાં જવા આવવાપણું ધારે ? ? ? ભિન્નત્વવડે આ અયોગ સમાધિ નથી. सम्यगाधिःरोगःसर्वभावाभावादिनाशकत्वात्समाधिरित्यर्थः ॥

**सदाहंब्रह्म रूपश्च न माया संयुतः कदा ।**
**भ्रान्त्या मां नैवजानंति स्वमहिम्नि स्थितं परं ॥१०९॥**

**અર્થ**:—એ પ્રકારે સંયોગનો નિષેધ કરીને કેવળ આત્મા સ્વરૂપના વર્ણનને કહે છે હું સદાએ બ્રહ્મરૂપ છું. એ મારી કૈવલ્ય આત્મ સમાધિ સામર્થ્ય છે. મારે વિષે માયાના સંસર્ગનો અભાવ હોવાથી મારામાં માયા સંયુક્તપણું નથી. હું પોતે મારા સ્વમહિમામાં સ્થિત છું. વળી તેથી પણ શ્રેષ્ટ સ્વરૂપે સ્વ મહિમાની સ્થીતીના અભાવે પર સ્વરૂપ છું. એવા મારા સ્વરૂપને માયા ભ્રાન્તિવડે માયાવીજનો જાણતા નથી. કેમકે સ્વ સદૃશ નરાકૃતિધારક મારા યોગી સ્વરૂપને દેખી માયાના વિહારીજનો મને જાણી શકેજ નહિ.

सर्व संयोग योगाख्या माया नाना भ्रमात्मिका ।
मयि ब्रह्मणि सा कुत्र तिष्ठति ब्रह्मवर्जिता ॥११०॥

**અર્થઃ**—સર્વ પ્રકારના સંયોગના અભેદવડે મારા અયોગ સ્વરૂપને વિષે જુદા જુદા પ્રકારના જીવાત્મા પરમાત્માના અને તેથી ઊદ્ભવ પામેલાં વિશ્વોના અને તેમાં ભિન્ન ભિન્ન કર્મ કરવાવાળા બ્રહ્મવર્જીત સ્વરૂપો માયામોહદિના અભાવવડે મારે વિષે ક્યાંથી ? ? મારા પૂર્ણ અયોગ સ્વરૂપમાં તે ભિન્ન ભિન્નતાને સ્થાન નથી. કેમકે કેવલ સમાધિથી સાક્ષાત્કાર સ્વરૂપમાં માયા લય છે કે જેનું પુનઃ દર્શન નથી. તેમ ઊત્પત્તિનો પણ અભાવ છે, કેમકે હું બ્રહ્મીભૂતથી પરે બ્રહ્મ સ્વરૂપ છે કે જે મારા સમાધિયોગના અયોગરૂપમાં જવા આવવાપણાનો સદાનો અભાવ છે.

यथा मरीचि संस्थं च तोयं व्यर्थ भ्रमप्रदं ।
तथा मयि महामाया व्यर्था संयोग धारिका ॥१११॥

**વ્યર્થઃ**—જ્યારે તે યોગી બ્રહ્મીભૂતપણાને પામ્યો છતાં દેહધારક છે તેથી દેહરક્ષણ ક્રિયાયુક્ત છે, એમ કહેતા હો તો તેમ પણ નથી. તે મરિચિકા જળવત્ વ્યર્થ ભ્રમપ્રદ છે. મારા યોગી સ્વરૂપમાં અભેદ સંયોગધારિકા (ધરનાર) મહામાયા તે વ્યર્થ એટલે મિથ્યા હોવાથી તેથી થયેલા દેહની શુભાશુભ ક્રિયા પણ ફલહીન છે, દેહ પ્રારબ્ધને આધિન છે અને તે પ્રારબ્ધ પણ ભ્રાન્તિરૂપે નષ્ટ છે, તેથી મિથ્યા દેહના મિથ્યાપણાના નિશ્ચયથી સાચી રીતે તે પોતાને બ્રહ્મ સ્વરૂપે જુએ છે.

ब्रह्म दोष विहीनं तु वेदे संकथितं पुरा ।
तदेव माययायुक्तं कथं भवति मोहितं ॥११२॥

**અર્થઃ**—હવે બ્રહ્મનું દોષહીનપણું કહેવાય છે—અનાત્માને વિષે આત્મભાવ પ્રકાશપણાથી તે માયાત્મકપણાનો દોષ. વેદોમાં બ્રહ્મને વિષે નથી—બ્રહ્મ વસ્તુ કેવળ નિર્દોષ હોવાથી અને માયા સંસર્ગના અભાવથી માયા વિહીન છે તેથી મોહીત કેમજ હોય ! ! ! કદાપિ નજ હોય. न कर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्वमानशुः । परेणनाकं निहितं गुहायां विभ्राजतेयद्यतयो विशांति ॥ श्रुतेः ॥ સ્વર્ગાદિકના ત્યાગ વડે તેથી પરે—એક એવો યોગી જ્યાં અન્ય અમૃતનો અભાવ છે. એવા અમૃત કૈવલ્યાત્મક બ્રહ્મ સ્વરૂપને પામે છે. એવા યતિઓ કે જે સંન્યાસી છે અને તે योवेद निहीतं गुहायां परमेव्योमन् તથા बुद्धो गुहायां આ શ્રુતિવડે બુદ્ધિ રૂપી ગુહા—બુદ્ધિનો પ્રકાશક—બુદ્ધિનો અંતરાત્મા—બુદ્ધિનો સાક્ષી અને બુદ્ધિનો પતિ સ્વરૂપે શક્તિ સૂર્ય—વિષ્ણુ—શિવ અને શ્રીમહાગણપતિ રૂપે સુપ્રસિદ્ધ છે—તે ઉપાસનાથી કેવલ નિર્મલત્વને પ્રાપ્ત થયેલો સર્વના બળ રૂપે તે સંન્યાસી. સર્વાત્મકપણાને પામેલો છે—અથવા પૂર્ણપણાને પામેલો છે કે જે સર્વ અભેદાત્મક સુખાનુભવી કૈવલ્યાત્મ સમાધિ યોગથી યોગી છે.

**भ्रान्ति युक्तं सुयोगेन भ्रान्तिहीनं भवेत्कथं ।**
**ब्रह्म मायायुतामुर्खा वदन्ति ब्रह्मवर्जिताः ॥११३॥**

**અર્થ**:—હવે સ્વસંવેદ્યાદિ સમાધિધારક યોગીનાં ચાર મુખ છે એમ વર્ણવે છે—બ્રહ્મ સાક્ષાત્ કૈવલ્યજ છે છતાં ભ્રાન્તિયુક્ત માયાના મોહવડે મનુષ્યાદિ દેહધારક નાના પ્રકારના જીવાત્મા સ્વરૂપે ભ્રાન્તિમય છે. તેમાં શ્રેષ્ઠ ગણાતા યોગ રૂપ સ્વસંવેદ્યાત્મક અનુભવ વડે સ્વમહિમામાં સ્થિત રહેતાં ભ્રાન્તિહીન છે. તો સ્વસ્વરૂપ કૈવલ્ય કેમજ થશે ? ? ? કેમકે માયા મોહયુક્તપણાથીજ તે બ્રહ્મ સ્વરૂપ માયામય સમજાય છે—એટલાજ માટે બ્રહ્માનુભવ વર્જીત મુરખ માણુસો આ બ્રહ્મ સર્વાત્મક બ્રહ્મ છે. એમ બોલે છે પણ સત્ય રીતે સમજવાનું છે કે સર્વાત્મક એટલે જગદાત્મક ( ત્રીજા પાદનો ) ભાવ છે તે જગદાત્મ ભાવ છોડવાને માટે અને તેથી પરે સાક્ષી નોત સ્વરૂપાત્મક તૂર્ય બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો. તેમ થતાં સર્વાત્મક ભાવ ડુબે છે એ પ્રમાણે તદનંતર પૂર્ણ સ્વસંવેદ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર થતાં તૂર્યબ્રહ્મના યોગને ડુબાવી તે સ્વસંવેદ્યને કૈવલ્યાત્મક પૂર્ણ બ્રહ્મરૂપે જોઈ તે પૂર્ણ બ્રહ્મના સાક્ષાત્કારના અધિકારથી આ સાપેક્ષ શબ્દ માયાનો વિલય કરવો જોઇએ અને બ્રહ્મસાક્ષાત અયોગ અનુભવમાં તરંતરા રહેવું જોઇએ.

**अतोहं नागतः पश्य जगत्सुब्रह्मसुप्रभुः ।**
**न ब्रह्मणि गतस्तत्र पुनर्योगस्य सेवया ॥११४॥**

**અર્થ**:—હવે માયાના સાપેક્ષપણાના અનુભવનું વર્ણન થાય છે એટલાજ માટે પુનઃ યોગ સેવા વડે પુર્ણબ્રહ્મમાં કૈવલ્યાત્મક સમાધિકારકપણાનું સેવન થતાં તે જગત બ્રહ્મના સર્વાત્મક ભાવમાં આવતો જતો પણ નથી. કેમકે બ્રહ્મમાં અભેદપણાની પૂર્ણતાએ સર્વાપવાદ સમાધિ સામર્થ્યથી માયાનો નાશ છે—તેથી જવા આવવાપણું રહેતું નથી એમ માયા સંસર્ગના અભાવથી પરમાત્માજ સમર્થ છે—એ પ્રમાણે કૈવલ્ય પૂર્ણ આત્માનુભવ વડે સાપેક્ષ માયાનો સ્વયમેવ નાશ થાય છે જેમ સત્ય વડે અનૃતનો નાશ થાય છે તેમ આત્માની સમાધિ વડે ઐકયત્વ ( બ્રહ્મ અને માયા ) નો નાશ થાય છે તેજ પ્રમાણે સર્વાપવાદ વડે કરીને બ્રહ્મને વિષેના અધ્યારોપ અપવાદ રૂપનો નાશ સંભવે છે.

**ब्रह्मणि विविधाकारा मायानैव प्रतिष्ठति ।**
**मायायां नैव तत् ब्रह्मह्मपवादप्रभावतः ॥११५॥**

**અર્થ**:—હવે અપવાદાત્મક બ્રહ્મ સ્વરૂપનું વર્ણન થાય છે—કૈવલ્ય પૂર્ણ અભેદ બ્રહ્મને વિષે વિધવિધાકાર ભેદો રૂપ આકાર તે જેના એવી તાદૃશી માયા તે કદાપિ પણ પ્રતિષ્ઠીત હોયજ નહિ. તેમ તેવી માયાને વિષે તેવા અભેદરૂપ કૈવલ્ય પૂર્ણબ્રહ્મનું પ્રતિષ્ઠિતપણું પણ હોયજ નહિ. માત્ર અપવાદજ છે. સર્વને

અપવાદ રૂપે જણાવનાર આ પરબ્રહ્મનું મહાત્મ્ય કે જેના માહાત્મ્યથી તેનું કૈવલ્ય પૂર્ણપણું કે જેમાં અપવાદ રૂપે માયા સમજાય છે અને તેજ માયાના અસત્–સત્–સમ–નેતિ આ ચારે પાદો માયા અપવાદથીજયુક્ત છે તેથી પરે પૂર્ણબ્રહ્મ સ્વરૂપમાં અપવાદ રૂપ માયાનો સદનંતર અભાવજ છે.

अयोगस्त्रिविधः प्रोक्तो मृदुमध्याधिमात्रतः ।
तेषां भेद प्रवक्ष्यामि मायामूल निकृंतनं ॥११६॥

**અર્થ:**—હવે અપવાદના ક્રમની પ્રાપ્તિને વર્ણવે છે. કૈવલ્યાત્મક પૂર્ણ-બ્રહ્મ કે જેને **અયોગ** નામ આપેલું છે. તેના સમાધિ યોગમાં **મૃદુ–મધ્ય અધિમાત્ર** એવા ત્રણ પ્રકાર છે. સંપૂર્ણ સાક્ષાત્કાર વડેજ આ ભેદો જાણવા. સ્વરૂપમાં ભેદ નથી. કૈવલ્યાત્મક બ્રહ્મપૂર્ણ સ્વરૂપમાં ભેદનો અભાવ છે. સંપૂર્ણ માયા ઊચ્છેદાત્મકપણાથી ભેદ રૂપ માયાના મુળ સહિતનો નાશ કરવો તેનો નિશ્ચય સમાધિ વડે કરેલો છે. સ્વરૂપમાં ભેદ નથી.

स्वतोत्थान भ्रमं त्यक्त्वाहं ब्रह्मापवादतः ।
यस्तिष्ठति नरस्सोपि मृदुयोगयुतो मतः ॥११७॥

**અર્થ:**—**સ્વતોત્થાનની** ભ્રમણા માયાનો ભ્રમ ત્યાગ કરીને યોગ માર્ગના સેવનથી હું બ્રહ્મ છું એવા અપવાદ વડે જે **યોગી** સ્થિર થાય છે **તેને મૃદુ-યોગ** કહે છે. સ્વતઃઊત્થાન અલ્પજ્ઞ છે. સ્વયમેવ પરમાત્માના ઊઠવાથીજ માયા આ સર્વ ભેદ રૂપ દેહ જગતને સજે છે–તે સ્વતઃ ઊત્થાન છે ( આ મૃદુયોગના પણ ત્રિભાગ તે સર્વ ગુરૂ પાસેથી જાણવા. )

परतोत्थानजं दक्ष भ्रमं त्यक्त्वाद्ययोगतः ।
तिष्ठति मध्यगः सोपि मतो योगस्य सेवया ॥११८॥

**અર્થ:**—પરતોત્થાનની **ભ્રમણા** રૂપ માયાનો ત્યાગ કરીને અયોગ વડે જે યોગી પૂર્ણબ્રહ્મમાં સ્થિત થાય છે તે મધ્ય યોગ કહેવાય છે. આનું સ્વરૂપ શ્રી સદગુરૂ પાસેથી શીખી લેવું જોઇએ. )

स्वतः परत उत्थानं हीनं संयोग धारकः ।
ब्रह्मतस्य भ्रमं त्यक्त्वा तिष्ठति सोधिमात्रगः ॥११९॥

**અર્થ:**—સ્વતોત્થાન પરતોત્થાનના સંયોગ એવી જે સ્વસંવેદ્યાત્મક યોગની મર્યાદાએ જે પૂર્ણબ્રહ્મની પ્રાપ્તિ છે તેમાં રહેલા માયાના ભ્રમનો ત્યાગ કરીને યોગી **અધિમાત્ર** યોગને પ્રાપ્ત થાય છે.

नागतोहं यदा भ्रान्त्या जगत्सुब्रह्मसुभ्रमन् ।
तदामे गमनं कुत्र योगे नैव भविष्यति ॥१२०॥

**અર્થ:**—હવે **ભ્રમણાના સ્વરૂપને** વર્ણવે છે જ્યારે જગત બ્રહ્મમાં વિહાર રૂપ ભ્રાન્તિવડે તદ્દરૂપે સદાએ અપવાદાત્મકપણાથી ભ્રમણા કરે ત્યારે તેમાં તે

વિહારાર્થે આવતો નથી. જ્યારે આવવાપણું નથી ત્યારે મારા બ્રહ્મ સ્વરૂપને વિષે ક્યાં અને ક્યારે ગમન કરૂં ? ? અભેદ યોગ છે તેથી ગમન નથીજ નથી. કેમકે હું કૈવલ્ય આત્મા છું તેમ યોગી સ્વરૂપે ભ્રમહીન છું. જવા આવવાપણાનો સદાનો અભાવજ છે.

**ब्रह्मभूत स्वभावेन सतिष्ठति नरोत्तमः ।**
**निवृत्ति योग माश्रित्य सदाशान्त्या प्रवर्त्तते ॥१२१॥**

અર્થ:—હવે બ્રહ્મીભૂતના સુખને વર્ણવે છે. વિધિ અને નિષેધહીન સ્વેચ્છા વિહારી સુખ સ્વભાવને લીધે–શુભાશુભ કર્મ ફળના રહીતપણાએ નરોમાં ઉત્તમ એવા યોગીજનો કૈવલ્યાત્મ સમાધિ સુખયુક્તપણાથી સ્થિત થાય છે. આ અયોગ એટલે નિવૃત્તિ યોગ એટલે સર્વ ભાવાભાવમાં ચિત્તવૃત્તિના કેવલ નિરોધમાં નિવૃત્તિ સ્થિતિ પરાયણ તે જે યોગ અયોગ છે. સર્વાપવાદના આશ્રયથી સદાએ શાન્તિમાં કૃતકૃત્ય સુખ વડે રહે છે કેમકે પ્રારબ્ધાધિન શુભાશુભ કર્મ છે.

**अधुना पूर्ण योगस्यानुभवं ते वदाम्यहं ।**
**योगीयेन नरो भूत्वा तिष्ठति गणपप्रियः ॥१२२॥**

અર્થ:—એ પ્રમાણે નિવૃત્તિ યોગ એટલે અયોગના સ્વરૂપને વર્ણવી, હવે વિસ શ્લોકવડે પૂર્ણયોગને વર્ણવી. તેના ફળને વર્ણવે છે, હે દક્ષ પ્રજાપતિ ! ! ! સ્વસંવેદ્ય એટલે પ્રવૃતિયોગ અથવા સંયોગ–અને પર સંવેદ્ય એટલે નિવૃત્તિયોગ અથવા અયોગ આ બેના યોગથી પરે કે જેથી પરે યોગનો અભાવ છે એવા તે કેવળ પૂર્ણયોગના સ્વરૂપના અનુભવનો સમાધિ વડે સાક્ષાત્કાર કરીને પૂર્ણયોગીપણાથી હું છું એવા અનુભવે માણસ યોગીરૂપ થઈ ગણુંપ પ્રિય અર્થાત् गणान् ब्रह्म गणान् पातिस गणपः साक्षात् तत्वमसीति महा वाक्याकृतिर्गणपः । स एव प्रियो यस्य એ પ્રમાણે સમજીને તાદૃશ સ્વરૂપે સ્થિત થાય છે.

**नाहं न ब्रह्म वेदेषु कथितं भेदभ्रान्तिदम् ।**
**ब्रह्मणि द्विविधं दक्ष कुतो भवति चित्तगं ॥१२३॥**

અર્થ:—હવે યોગ–અયોગથી પરે પૂર્ણ યોગબ્રહ્મના અનુભવને કહે છે હે દક્ષ ! ! ! સ્વયં બ્રહ્મભૂતપણાને લઈને "હું બ્રહ્મ છું" એમ બ્રહ્મને વિષે અહં કદાપિ નથીજ–કેમકે આ આત્મા–બ્રહ્મ સ્વરૂપને વિષે લય રહે તેથી સ્વ આત્માનો અભાવ હોવાથી હું યોગી છું એમ કોણજ કહેશે ? ? ? ક્યા ભાવથી બોલશે ? ? કદાપિ નહીંજ. વાદ કરવાનો અભાવ છે. જ્યાંસુધી સમાધિ કરનાર આત્મા સમાધિ કરે ત્યાંસુધી તે સમાધિના સાધ્યપણાવડે સમાધિયુક્ત બ્રહ્મ છે જ્યારે પોતાના આત્માનો લય થાય ત્યારે આત્મા લય જવાથી–હું બ્રહ્મ છું

એમ કહેવાનું રહેતું નથી–કેમકે સાધક સાધ્યનો અભેદ છે તેવી રીતે આત્મા અને બ્રહ્મનો અભેદજ છે. અભેદ હોવાથી અન્ય અર્થ નથી. ચિત્તની પાંચ વૃત્તિવડે આત્મા અને બ્રહ્મના અભેદપણામાં ભેદ થતાં નિરોધ ચિત્ત સ્થિતિએ આત્મા બ્રહ્મ સાધ્ય છે અને દેહી જીવ તે સાધક છે. બ્રહ્મમાં બેપણું છેજ નહિં. એ પ્રમાણે દરેક ચિત્તની વૃત્તિને વિષે હોવાથી તે ચિત્તનો લય થતાં તે ચિત્ત સાર્વભૌમ ધર્મવડે સાધ્ય બ્રહ્મીભૂતપણાથી બ્રહ્મસ્વરૂપે અભેદભાવથી છે. આમ યોગી આત્મા બ્રહ્મના નિષ્પાપ તાદાત્મ્ય યોગપણાવડે પૂર્ણ યોગ બ્રહ્મસ્વરૂપ છે–એમ વેદમાં કહેલું છે. अथात आदेशो नेतिनेति इति न तद्विदितादथो ना विदितादधीति श्रुतेः॥

**अहं चित्तमय श्चैव ब्रह्मचित्तमयं तथा ।**
**चित्तं पंचविधं त्यक्त्वा योगी भवति मानवः ॥१२४॥**

**અર્થઃ**—હવે યોગીના સ્વરૂપને વર્ણવે છે. આ હુંપણા સાથેનો આત્મા સંસ્કાર વિશેષપણાથી સૂક્ષ્મ નિરોધ ચિત્તમય છે. સ્વસંવેદ્યાત્મા અન્વયવ્યતિરેક માયા મોહિત સંસ્કારવડે છે તે નિરોધ ચિત્ત સંસ્કારની અસંપ્રજ્ઞાત સમાધિવડે વાચ્યાર્થ ભાવ લય કરીને કૃત કૃત્યપણાવડે સ્વસ્વાનંદમાં એટલે પોતાના મહિમામાં સ્થિત થાય છે. જ્યારે ચિત્તમય આત્મા પરમાત્મ તત્વના જ્ઞાનવડે–ચિત્તની સ્થિરતા થતાં ચિત્તનો લય થવાવડે–આત્મા બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિવડે–બ્રહ્મભૂતપણાને પામે છે. ચિત્ત માયાવડે આત્મ સંજ્ઞાપૂર્વક अयमात्मा ब्रह्म શ્રુતિથી પ્રતિપાદિત છે, ચિત્તાત્મક માયા પ્રભાવથી જેમ अन्नं ब्रह्मेति આ શ્રુતિથી અન્ન બ્રહ્મની સંજ્ઞા માયામોહિત બ્રહ્મ છે એમ ચિત્તાત્મક માયા પ્રભાવથી આત્મ માયા મોહિત બ્રહ્માત્મ સંજ્ઞા જાણવી તેજ પ્રમાણે આત્માત્મ ચિત્તનો લય થવાથી તે આત્મા બ્રહ્મપણાને પામતો નથી. બ્રહ્મ તેજ બ્રહ્મ છે. તેથીજ તે નરા કૃતિયોગી ચિત્તમય છે. ચિત્તમય બ્રહ્મ જ્યાંસુધી અહંયુક્ત છે ત્યાંલગી તે બ્રહ્મ સ્વસ્વરૂપ બ્રહ્મ થતો નથી. એટલાજ માટે પ્રથમ મનુષ્યોએ પાંચ પ્રકારના ચિત્તનો ત્યાગ કરી યોગી સ્વરૂપે બ્રહ્મભૂતપણાને પામવુંજ જોઇએ. પછી બ્રહ્મના અભેદપણામાં અહં બ્રહ્મ એવો ભેદ કદાપિ રહેનારો નથી તેથી તે બ્રહ્મ એ પ્રકારે છે.

**जगद्रूपं महच्चित्तं ब्रह्मरूपं तथा मतं ।**
**जगतां ब्रह्मणां संयोगायोगं चित्तमुच्यते ॥१२५॥**

**અર્થઃ**—હવે પાંચે પ્રકારના ચિત્તનો સર્વભાવ વર્ણવે છે. આ મહત્ ચિત્તરૂપ જગત્ પ્રકૃતિ પુરૂષાત્મક ચિત્તસ્વરૂપ સમજવાનું છે. તે પ્રકૃતિ પુરૂષાત્મક ચિત્તનો ત્યાગ થયો. તે ચિત્ત જાણવારૂપ છે–ત્યાં વિવેક છે કે–ઉપાધિ આત્મક ચિત્ત બ્રહ્મ–ચિત્તના લયમાં પણ પ્રણવ સ્વરૂપ પ્રણવાત્મક બ્રહ્મ તેક નહિંજ–એમ ચિત્ત ઉપાધિયુક્તપણાથી સર્વ બ્રહ્મને જાણવું. ચિત્ત

લયવડે બ્રહ્મનો લય નથી તેજ પ્રમાણે બ્રહ્મરૂપ ચિત્ત સગુણબ્રહ્મ અને તેનો નિર્ગુણબ્રહ્મ આદિચિત્તના ભેદોમાં બ્રહ્મના ભેદને જાણવું, આગળ જગત અને બ્રહ્મનો સંયોગ તે અયોગરૂપ ચિત્ત જાણવું તેજ ચિત્તના સંયોગે અયોગનું સ્વરૂપ છે—ચિત્ત માયાયુક્ત તેતે બ્રહ્મના વર્ણનને પૂર્વે જણાવ્યા પ્રમાણે સમજવું.

भ्रान्ति युक्तं भवेच्चित्तं नानामाया विमोहितम् ।
योग सेवा परंचित्तं भ्रान्तिहीनं तथा भवेत् ॥१२६॥

**અર્થ**:—હવે બંધ મોક્ષાત્મક ચિત્તનું વર્ણન થાય છે માયાવડે મોહિત ચિત્તવડે સંસાર પ્રિય થાય છે. તે ચિત્તને શુદ્ધ કરનાર સત્કર્મ છે તે થતાં સંસાર અપ્રિય થાય છે તેજ પ્રમાણે મોહહીન થવાને માટે યોગ સેવાથી પરે યોગરત ચિત્ત કરવાની જરૂર છે તેથી યોગ એજ પરમ સાધનરૂપ છે તેથી ભ્રાન્તિ જાય છે પણ તેનો અનુક્રમ ઉપર લખ્યા પ્રમાણે જાણવો જોઈએ. (સવ સારોપનિષદ્નો સાર ગુરૂ મહારાજ પાસેથી જાણવો)

अहं कुतस्तथा ब्रह्म कुतस्तयोश्चयोगतः ।
अभेदः सर्वगंचित्तं क्रीडत्यत्र न संशयः ॥१२७॥

**અર્થ**:—હવે બ્રહ્મીભૂતના અનુભવને વર્ણવે છે. જ્યાં માયા સંભવ અને દર્શનહીન છે—ત્યાં હું કયાંથી, અને કોનાથી છું. તેમજ બ્રહ્મ પણ કયાં?? જ્યાંસુધી અહં છે ત્યાં પર્યંતજ બ્રહ્મ છે. અહીંયાં બ્રહ્મ શબ્દ નરોપદેશને માટે સંજ્ઞા છે. જ્યારે નર એટલે મનુષ્ય. બ્રહ્મબ્રહ્મૈવ બ્રહ્મીભૂત થાય છે ત્યારે બ્રહ્મ સંજ્ઞા નષ્ટ થઈ જાય છે—કેમકે તેજ સારસ્વત લય કહેવાય છે તેમજ જે પુરૂષ યોગના સાક્ષાત્કારથી બ્રહ્મના યોગને પ્રાપ્ત થાય છે એટલે અભેદ થાય છે—ત્યારે કોણ અને કોનાથી એ રહેતું નથી ત્યાં ઇદં પણ રહેતું નથી કેમકે સર્વબાજુના આ જગતથી આરંભીને આત્મા પર્યંત સર્વ તેમાંજ જાય છે. તે ભાવરૂપવડે ક્રીડાત્મકપણાથી તાદૃશચિત્ત ક્રિડા કરે છે—એમાં શંકા નથી કેમકે બ્રહ્મને વિષે ભેદનો અભાવ એટલે અભેદજ છે.

नाहं सर्वत्र योगेन संयोगाभेदभावतः ।
तिष्ठामि चित्तमोहेन वदंत्ययोगिनोबुधा ॥१२८॥

**અર્થ**:—સ્વસંવેદ્ય સંયોગના અભેદપણાથી હું એવું અજ્ઞાન સર્વ નીચેનાં પાદોનો યોગ થવાથી રહેતું નથી. ત્યાંથી આગળ પણ ચિત્તના મોહવડે કરીને જે અયોગ એટલે પરસંવેદ્ય નિવૃત્તિયોગ છે એમ શાસ્ત્રો અને વિદ્વાનો કહે છે. વાચ્યાર્થ લક્ષ્યાર્થનો લય કરતાં સાર્વભૌમ ચિત્ત સાધ્ય બ્રહ્મીભૂતત્વ છે.

ब्रह्म ब्रह्मणि संस्थं च आगतं न गतं कदा ।
अयोग धारकोहं न चित्तं तदेव संमतम् ॥१२९॥

**અર્થ**:—ચિત્ત બ્રહ્મયોગ જ્યારે પૂર્ણબ્રહ્મમાં સ્થિત થાય છે ત્યારે આવવા જવાનું રહેતું નથી. જે કૈવલ્ય વસ્તુ છે અને અભેદ છે તેને કોઇપણ કાળે માયાયુક્ત વિહારી થવાની જરૂર નથી તેમ અયોગરૂપે પણ નહિં. કેમકે સંયોગ અયોગનું સાપેક્ષત્વજ છે એમ સર્વ અપવાદરૂપ સ્થાનોના સર્વ પ્રકારના ચિત્તના લયથી બ્રહ્મસ્વરૂપ છે એમ જાણવું.

**धर्ममिच्छाति चित्तं च भ्रमयुक्तं तथार्थकम् ।**
**कामं मोक्षं ब्रह्मभूतं पंचभूमि प्रभावतः ॥१३०॥**

**અર્થ**:—હવે બે શ્લોકવડે કૃતકૃત્યતા વર્ણવે છે. પાંચ ભૂમિના પ્રભાવવાળી ચિત્તની ભૂમિકા ધર્મ—અર્થ—કામ—મોક્ષ અને બ્રહ્મીભૂતપણાનેજ ઇચ્છે છે. અહંથી રહિત સ્થિતિ તેજ કૃતકૃત્ય છે. તેજ બ્રહ્મીભૂત છે—કેમકે ચિત્ત લય સમાધિ ધારકપણાથી તે છે.

**चित्तं त्यक्त्वा महायोगी पंचरूपं सुशान्ति गः ।**
**ब्रह्मभूतो भवेन्नूनं चिंतामणिः प्रकथ्यते ॥१३१॥**

**અર્થ**:—મહાયોગી તેજ જીવન્મુક્ત યોગી સંત પુરૂષો પાંચ પ્રકારના ચિત્તનો પરીહાર (ત્યાગ) કરીને તેથી પરે અધ્યારોપક સ્વસંવેદ્ય—સ્વાનંદાત્મા જગત્ બ્રહ્મ તથા અપવાદાત્મક પરસંવેદ્ય કેવલાત્માને વિષે સર્વ ભેદનો અભાવ હોવાથી અધ્યારોપક અપવાદનો સંભવ નથી. તેથીજ ચિત્ત ત્યાગનો સંભવ છે. જાત અજાત વિહીન બ્રહ્મભૂતત્વને જે જાણે છે—જે નથી જાણતો—જાણવાવાળો આત્મા તે લય જવાથી પરે ક્રીયા યોગવડે હું બ્રહ્મીભૂત છે તે જે જાણતા નથી તે દૃષ્ટુર્બ્રહ્મભૂતપણું છે. तदा दृष्टुः स्वरूपे वस्थानम् इति ॥ योगसूत्रे ॥ (પ્રથમાધ્યાયે) બ્રહ્મજ્ઞપણાથી ચિત્તનો ધર્મ છોડી બ્રહ્મીભૂતને જાણે છે. જ્યારે બ્રહ્મને જાણવાપણું છે ત્યારે ચિત્તની કોઈપણ ભૂમિકા ગણાય છે. બ્રહ્મનું જાણવાપણું તેના અનુભવનું સ્થાન છે તેથી ચિત્ત એ સંજ્ઞારૂપ છે તેથી ધાતુના અર્થ પ્રમાણે બ્રહ્માભૂતને સંજ્ઞા નથી. તેથી ચિત્તના લયમાંજ બ્રહ્મીભૂતપણું છે. પાંચે પ્રકારના ચિત્તનો ચાલક તેજ સાર્વભૌમ બ્રહ્મ છે. આ બ્રહ્મ તત્વ સદા અભેદાત્મક तत्वमासि આદિ મહાવાકયોથી પ્રતિપાદિત છે त्वं પદાર્થ સગુણબ્રહ્મ તે જીવાત્મા સોપાધિક છે. तत् પદાખ્ય નિર્ગુણ બ્રહ્મ તે ચિન્માત્ર શિવરૂપ આત્મા નિરૂપાધિક છે. असि પદાખ્ય साक्षात् आत्मा જીવ અને ચિન્માત્ર ભાવહીન છે તે બંન્ને સગુણ નિર્ગુણ त्वं તથા तत् પદ વાચ્યાર્થ સ્વસંવેદ્ય પ્રવૃત્તિ યોગ સંપ્રજ્ઞાત સમાધી યોગરૂપ છે તે લક્ષ્યાર્થ પરસંવેદ્ય નિવૃત્તિ યોગ અસંપ્રજ્ઞાત સમાધિરૂપ યોગ છે આને બીજીરીતે ભવ પ્રત્યય અને ઉપાયપ્રત્યય પણ કહેવાય છે અને તે વાચ્યાર્થ લક્ષ્યાર્થરૂપે અધ્યારોપ અને અપવાદરૂપ છે એ પ્રમાણે त्वं પદાર્થ तत् પદાર્થ અને असि પદાર્થ ત્રણના અભેદવડે બ્રહ્મ-

ભૂત છે તેથી तत्वमासि મહાવાક્ય ત્રીપદમાં અભેદ સ્વરૂપ છે ભેદ દર્શનરૂપ નથી ત્યાં સ્વામી સેવકરૂપ દ્વંદ્વનો સંભવ પણ નથી મારૂં સેવકસ્વરૂપ અને તમારૂં સ્વામીસ્વરૂપ આ ભેદો ઉત્પત્તિ પ્રલયના સંભવ રૂપ છે. તે સત્ય બ્રહ્મસ્વરૂપને વિષે નથી જ્યાં અભેદ અને ભેદનો અભાવ છે, બ્રહ્મને વિષે અધ્યારોપાપવાદ હીનપણાથી ભેદ કદાપી પણ નથી. अथसोभयं गतो भवति यदाह्येवैष एतस्मिन्नुदरमंतरं कुरुते अथतस्य भयं भवति इति श्रुतेः ॥ એવો બ્રહ્મીભૂત તે બ્રહ્મસ્વરૂપના અભેદ પણાથી અભય પદને પામેલો છે. જો કે તેને વિષે उत्अरं किंचिदपि अंतरं श्रुत्यर्थः ॥ અરે જો કે જરા પણ અંતર કરે તો તે ભયને પ્રાપ્ત થાય છે. તેજ બ્રહ્મ પ્રત્યક્ષ યોગી બ્રહ્મીભૂત त्वमेव प्रत्यक्षं तत्वमासि આ શ્રુતિથી કેવળ ગણેશ સ્વરૂપજ છે. त्वं પદ तत् પદ અને असि પદ એ સર્જનાદિ વિહારાર્થે છે. પુનઃ યોગવડે દાનાર્થ બ્રહ્મભૂત યોગી સ્વરૂપે થાય ત્યારે આ પ્રત્યક્ષ બ્રહ્મ વિહારનો સંભવ દેખાય છે. તેથી વેદમાં સ્વાંશપણાથી तत्वमासिના ત્રિપાદો વર્ણવેલા છે. त्वमेव प्रत्यक्षं तत्वमासि આ વાક્ય ત્રીપાદના અભેદરૂપ સાક્ષાત્ ગણેશને બ્રહ્મભૂત રૂપમાં વર્ણવે છે. પછી त्वमेव केवलं कर्त्तासि—त्वमेव केवलं धर्त्तासि त्वमेव केवलं हर्त्तासि त्वमेव सर्वं खल्विदं ब्रह्मासि त्वं साक्षादात्मासि नित्यमिति એજ એનો અર્થ છે. એમ तत्वमासि માહાવાકયને ત્રિપાદના અનુક્રમથી સમજી લેવું જોઈએ. ત્યાં પ્રથમ तत् પદ નિર્ગુણના સ્વરૂપે વર્ણવે છે. ઉપર જણાવ્યા પ્રમાણે તે નિર્ગુણ કર્તા ધર્ત્તા અને હર્તા તે બીજો નથી. પણ તે નિમિત્ત કારણથી છે. तत् પદના નિર્ગુણપણાથી કેવળ વર્ણવ્યો છે. હવે त्वं પદાત્મક જીવાત્મા સગુણપણાના આશ્રયથી સર્જનાદિક કરે છે. ચિદાત્મામાં ભિન્ન ભિન્ન પણાનો અભાવ છે, તેથીજ त्वमेव सर्वं खल्विदं ब्रह्मासि આ શ્રુતિથી સર્વ જગત રૂપ त्वं પદના અર્થથી સગુણરૂપે તેનેજ વર્ણવ્યો છે. તેજ ઉપાદાન કારણરૂપ છે. હવે असि પદને વર્ણવે છે. त्वं साक्षादात्मासि नित्यम् ॥ નિત્ય સાક્ષાત્ આત્મા તેજ અયોગ તે असि પદ વાચક છે. त्वं પદ અને तत् પદના સાપેક્ષત્વ પણાવડે સાક્ષાત આત્માજ કારણ છે. તેમાં त्वं પદ तत् પદ અને असि પદનો અભેદ त्वमेव प्रत्यक्षं तत्वमासि તે વેદમાં વર્ણવેલો છે. કેમકે સાક્ષાત્ બ્રહ્મના કારણનો અભાવ હોવાથી તેજ असि પદાત્મક બ્રહ્મજ સર્વ કારણોનું પણ કારણ ગણેશ છે. એ પ્રમાણે અભેદરૂપ ગણેશ બ્રહ્મને પૂર્ણયોગ ચિંતામણીરૂપે કહે છે. તેની ભક્તિ કરવાથીજ બ્રહ્મીભૂતત્વ પ્રાપ્ત થાય છે. તેજ આ સાક્ષાત બ્રહ્મમાં ભક્તિ ભક્તનો અભાવ છે—તો પણ વિવેક છે કે ગણેશની ભક્તિ બે પ્રકારની છે—એક ગજવદનાદિ લક્ષણયુક્ત ગણેશ નામ રૂપાત્મક તે ભક્ત ચિત્ત પરાયણ છે. બીજી બ્રહ્મરૂપા ભક્તિ—તે નામરૂપના ત્યાગવડે સમાધિવડે, બ્રહ્મ ધ્યાન પરાયણ યોગી થાય છે. તે ગાણેશી ભક્તિ—યોગના ક્રમવડે યોગીજનોને બ્રહ્મભૂતપણાને આપ-

નારી છે. તેથી સાક્ષાત બ્રહ્મ વસ્તુમાં ભક્ત ભક્તિપણાનો અસંભવ છે, સાક્ષાત બ્રહ્મ તે બ્રહ્મ અભેદાત્મક છે. ત્યાં ભક્તિ ભજન ભક્ત તેને કોણ જાણે છે ??? કોઈ પણ નહિ. કેમકે અભેદમાં જ્ઞેય જ્ઞાતૃત્વનો અભાવ છે. ચિંતામણી શબ્દનો અર્થ ચિત્ત પ્રકાશક અને ચિંતા પ્રકાશક એવો કોઈ કરે પણ चितिदुःखस्मृताविति धात्वर्थाः ચિંતા શબ્દ જાણવો પણ રૂડા પ્રકારે સમ્યક જ્ઞાનના અર્થથી ચિત્ત શબ્દનો અર્થ ચિંતિત અર્થને આપનારો છે. એમ સર્વ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે. ચિંતિત કરેલા આત્મારૂપ મણીને આપનારો થાય છે. એટલાજ માટે સાક્ષાત બ્રહ્મના ભક્તિ લક્ષણ સ્વભાવરૂપ બે પ્રકાર છે. પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ ( પરોક્ષ ) એવો છે તે વેદમાં વર્ણવેલો છે.

चित्तरूपा महाबुद्धि स्तत्रभ्रान्ति मदायिका ।
सिद्धिस्तयोः पतिः साक्षात् क्रीडतिस्वेच्छया परः ॥१३२॥

અર્થ:—હવે ચિંતામણીની ક્રિડાનું વર્ણન થાય છે. પાંચ પ્રકારનું ચિત્ત-તે રૂપ છે જેનું-એવી તાદશ રૂપા મહાબુદ્ધિ-સર્વ જગત બ્રહ્મને વિષે સ્થિતા બુદ્ધિ તે સર્વ બુદ્ધિની અભેદાત્મિકા બુદ્ધિ-તે મહાબુદ્ધિ-તે બુદ્ધ ભ્રાન્તિ ધારક છે. વળી સર્વ જે આ તેના અભિન્નત્વે મોહનો અભાવ છે, છતાં સર્વૈશ્વર્ય દર્શનથી છે-તે સિદ્ધિ મોહીતા છે, અને તે સ્વ વિહાર પ્રિયત્વપણા વડે નાના પ્રકારની છે તે સિદ્ધિ ભિન્ન ભિન્નત્વ આત્માને જાણતી નથી. એટ-લાજ માટે ભ્રાન્તિદાયિકા સિદ્ધિ છે. આત્મા ભોક્તાપણાથી બુદ્ધિ ઐશ્વર્યરૂપ છે એ આત્મમાયા ભોગાત્મિકા છે. એ પ્રકારે બે પ્રકારથી બ્રહ્મની માયા જાણવી. દ્વંદ્વ માયા સ્વરૂપ તે દ્વંદ્વ સ્વરૂપ છે. આ બ્રહ્મ સ્વેચ્છાવિહારી છતાં પણ પર હોવાથી સિદ્ધિ બુદ્ધિનો પતિ ગણેશ સર્વોત્કૃષ્ટ સાક્ષાત પરબ્રહ્મ છે. તે ક્રિડા કરે છે. બ્રહ્મ-જગતરૂપ માયાવડે ક્રિડા રત છે. સાક્ષાત બ્રહ્મમાં ક્રિડાનો અસંભવ છે. તેથી બ્રહ્મ પ્રત્યક્ષ થઇને ક્રીડા કરે છે. તેનો શુદ્ધ અર્થ માયા પતિ એમ થાય છે.

तं ज्ञात्वा ब्रह्मभूतश्चभवत्यत्र न संशयः ।
सिद्धिं बुद्धिमयं सर्वं त्यक्त्वा योगी प्रजायते ॥१३३॥

અર્થ:—યોગના અનુક્રમને સાધવાવાળો યોગી त्वं પદ तत पद અને असि પદાત્મક જીવ ઇશ્વર અને પરમાત્મામય સ્વસંવેદ્ય સ્વરૂપને જાણી આગળ તેજ तत्वमस्यात्मक અભેદ ગણેશને જાણી બ્રહ્મીભૂત થાય છે-ગજવદનાદિ ચિન્હવાળા હ્રદીસ્થમાં ધ્યાન કરતાં કરતાં બુદ્ધિપતિ સ્વરૂપ ગણેશને જાણે છે. सत्यं ज्ञान मनंतं ब्रह्म योवेदनिहितं गुहायां परमे व्योमन्निति श्रुतेः ॥ આ મહા વાકયનો અર્થ છે, ઋગવેદમાં प्रज्ञान मानंदं ब्रह्म યજુર્વેદમાં अहं ब्रह्मास्मि અને અથર્વણ વેદે अयं आत्मा ब्रह्म આ મહા વાકયોના અર્થનું ત્રિપુટી રૂપના અભેદમાં અનુભવ

પ્રાપ્ત કરી બ્રહ્મીભૂત પણાને પામે છે. ગજવદનાદિ ચિન્હયુક્ત ભક્તિયોગમાં સિદ્ધિ બુદ્ધિ નારીરૂપથી છતાં મૈથુન ધર્મો કે ભોગધર્મો નથી. પ્રત્યક્ષ બ્રહ્મ બ્રહ્મ સુખમાં રત છે. ત્યાં સિદ્ધિ બુદ્ધિ અભેદમાં છે. તેથી પતિત્વ કે પત્નિત્વનો સંભવ નથી. તેમ મૈથુન ધર્મ પણ નથી. સિદ્ધિ બુદ્ધિના વિહારથી બ્રહ્મરૂપ જગતનો સંભવ છે—આગળ બુદ્ધિસ્થ ગણેશ બુદ્ધિ વિહાર કરે તે મોહ તન ઐશ્વર્યરૂપ પ્રયત્ન પૂર્વક આત્મા છે. તેજ સિદ્ધિ વિહાર છે. એમ સિદ્ધિ બુદ્ધિના પત્નિત્વમાં—ગણેશ ૐકાર સ્વરૂપે પરબ્રહ્મનું પતિત્વ સિદ્ધ છે. અને તે બ્રહ્મ ક્રિડારત રૂપ છે. છતાં મૈથુન ધર્મ ( વિહાર ) રહિત કેવળ બ્રહ્મ—બ્રહ્મ સુખમાં રત છે. એમ ઉભય રીતે ચતુષ્પાદના ચાર બ્રહ્મ ગણના અભેદમાં પૂર્ણ બ્રહ્મ શ્રીગણેશજીની ઉપાસનાથીજ બ્રહ્મીભૂતત્વ છે.

**नैव ब्रह्मणि संयोगो नायोगो वर्त्तते कदा ।**
**सिद्धि बुद्धि भ्रमेणैव परं वांच्छति तत्पतिः ॥१३४॥**

**અર્થ:**—આ બંન્ને યોગો ભ્રમયુક્ત છે. બ્રહ્મનો સાક્ષાત્ બ્રહ્મની સાથેનો સંયોગ તે સંયોગ નથી કેમકે સંયોગ તો સર્વજ્ઞપણાથીજ છે. તેજ સર્વજ્ઞપણાના અપવાદથી અયોગ નથી. કોઈ પણ કાળે કદાપી પણ અભેદમાં ભેદનો સંભવ નથીજ. તેજ પ્રમાણે સિદ્ધ બુદ્ધ મોહિત આત્મા ગણેશ છે. પ્રત્યક્ષ ગણેશમાં ઉત્પત્તિ યોગ નથી. સિદ્ધિ બુદ્ધિરૂપ ભ્રમવડે તેનો પતિ જે ગણેશ છે. એટલે ભેદાભેદ સંયોગ અયોગ એ સિદ્ધ બુદ્ધિ કૃત છે. ગણેશ તો અભેદજ છે—એ પ્રમાણે સમજનાર બ્રહ્મીભૂત છે.

**गणेशोहं न संदेहो कुतोमयिभवेदिदं ।**
**सिद्धि बुद्धि कृतं सर्वं तेन योगी सजायते ॥१३५॥**

**અર્થ:**—હવે સિદ્ધિ બુદ્ધિ ભ્રમ નાશાર્થ વર્ણવાય છે. ગણેશનો સાક્ષાત્કાર થતાં સ્વપણારૂપ આત્માનો લય થાય છે. गण समूह घात्वर्थात् ॥ મનુષ્યાદિ ગણથી આરંભ કરી મનુષ્ય ગણ—પક્ષી ગણ—અસુરગણ—દેવગણ—વૃક્ષગણ—નાગગણ, ખગગણ, ઈત્યાદિ અનેક ગણથી આરંભ કરીને બ્રહ્મગણ પર્યંતના જે ગણો તેના જે ઈશ સ્વરૂપ જે ગણેશ કે તે સદા સર્વદા પૂર્ણપણાએ અભેદાત્મક છે. તેમાં સંદેહ નથી. ત્યારે મારા ગણેશ સ્વરૂપમાં સિદ્ધ બુદ્ધકૃત સર્વ આત્મ વિહારરૂપ આ જગત ક્યાંથી હોય ? ? નજ હોય. સિદ્ધિ બુદ્ધિ સાથે તેનું રચેલું જગત તે સર્વ લય થાય છે. એવા યોગવડે તે જીવાત્મા યોગી સ્વરૂપ થાય છે તેજ બ્રહ્મીભૂત છે. એમાં શંકા નથી.

**सिद्धि बुद्धि समायुक्तो ब्रह्मभूतो नरोभवेत् ।**
**शांति योगेन शान्तिस्थो वर्त्ततेनित्यमादरात् ॥१३६॥**

**અર્થ:**—હવે સિદ્ધિ બુદ્ધિ સહીત ગણેશ સ્વરૂપનો સાક્ષાત્કાર થતાં બ્રહ્મીભૂતપણાનો અર્થ છે તે સમજાવે છે. નર એજ આત્મા સિદ્ધિ બુદ્ધિ વિહાર

વડેજ મનુષ્ય દેહરૂપ છે. સાભિમાનયુક્ત છે. સ્વસ્વૈશ્વય યુક્ત છે. શાન્તિ યોગ વડે સાર્વભોમ ચિત્ત ધર્મ સમાધિ વડે પાંચ પ્રકારના ચિત્તમાં સ્થિત આત્મા પાંચ પ્રકારના ચિત્તની સાથે જીવાત્માનો લય કરીને બ્રહ્માકાર વૃત્તિમાં સ્થિત થાય છે તે કૃતકૃત્ય સ્વભાવની શાન્તિને પ્રાપ્ત થાય છે. બ્રહ્મમાં અભેદ પ્રાપ્તિ થવાથી નિત્ય અખંડ સ્વરૂપે છે. શાન્તિમાં સ્થિર થવાથી વિધિ નિષેધહીન સ્વેચ્છાચાર સુખરૂપે પ્રારબ્ધાધિન કર્માચરણુ કરવું.

**ब्रह्मणि योग भावेन मायायुक्त विहीनता ।**
**शान्ति प्राप्तः स्वयंत्यक्त्वा योगयोगी सजायते ॥१३७॥**

**અર્થ**:—હવે પર–જ્ઞાનહીનપણું વર્ણવે છે. એવો યોગી પોતાના જ્ઞાન જ્ઞાતૃત્વના અભાવ વડે બ્રહ્મ યોગની પ્રાપ્તિરૂપ અભેદાત્મક યોગ ભાવનાથી માયાયુક્તપણું અને માયા વિહીનપણું તે સર્વ આત્મામાં લય જાય છે. ત્યારે માયા પણુ લય જાય છે. મારા વિષે માયાયુક્તપણું અને માયાહીનપણું નથીજ નથી. એમ સમજે છે, એ પ્રમાણે ચિત્તની નિરોધાત્મક ભાવનાને છોડીને અભેદત્વની શાન્તિ અભેદ યોગ વડેજ યોગના અનુભવથીજ સંભવે છે કે જ્યાં યોગના સાધક સાધન અને સાધ્યપણાનો અભાવજ છે. એમ યોગ-શબ્દના અર્થથી બ્રહ્મ અભેદમાં સાક્ષાત્ યોગવડે યોગી થાય છે.

**एतादृश भवेनैवोनुभवे न युतं परं ।**
**चित्तभ्रान्ति भवं सर्वं रसंत्यक्त्वा सुतिष्ठति ॥१३८॥**

**અર્થ**:—યોગીજન દેહ રહે ત્યાં સુધી ચિત્તની શાન્તિરૂપ નથી, કારણુ દેહ વિહાર દર્શન હોવાથી આત્મ યોગાનુભવ જ્ઞાનહીનપણાએ ચિત્તની શાન્તિ નથી. એમ જો કહેતા હોતો પૂર્વોક્ત અભેદ યોગ સાધનરૂપ બ્રહ્મના અભેદ-પણાના અનુભવ વડે તેમ તેથી પરે અભેદ યોગ જ્ઞાન અભાનાત્મકાનુભવવડે યુક્ત–પર–સર્વોત્કૃષ્ટ કૃતકૃત્ય સુખપરાયણ બ્રહ્મીભૂતત્વ છે. માયા ભ્રાન્તિનાં દ્વિવિધ રૂપ તે સ્વસ્વૈશ્વર્ય વિહારાત્મિકા અને શુભાશુભ કર્મ ભોગાત્મિકા એવી બે પ્રકારની માયા યોગીના ચિત્તમાં નથી–કેમકે પોતાના આત્માનો લય સમાધિ ધારકપણાએ કરેલો હોવાથી સ્વકૃત શુભાશુભ કર્મ ભોક્તાપણું નથી એટલાજ માટે ચિત્તના સર્વપ્રકારના રસનો ત્યાગ કરી સુખભાવે રહેનારા યોગીને પ્રારબ્ધવશાત દેહની પ્રાપ્તિ એ કોઇપણુ પ્રકારે ભેદની ભ્રાન્તકારક નથી.

**योगे रस समायुक्तं सदा भवति तत्करम् ।**
**निश्चलं शान्तिसंयुक्तं माया मल विवर्जितम् ॥१३९॥**

**અર્થ**:—ત્યારે ચિત્તનો રસયુક્ત સ્વભાવ ક્યાં પ્રવર્તે છે તેને કહે છે. અભેદાત્મક યોગવડે ચિત્તનો લય થતાં તે ચિત્તરસ પણુ યોગમાં લયરૂપ રહે છે. તેથી રસ પણુ કૃતકૃત્ય સુખાત્મક સ્વરૂપ થાય છે–કેમકે પુનઃજન્મનો અભાવ છે

એટલાજ માટે અભેદ સુખપર માયામલ વિવર્જીત કે માયાના અહંમમત્વરૂપી મલના ત્યાગે આત્માના લયનો અનુભવ છે. યોગીપુરૂષો કદાચિત્ મહદ્ આગ્રહથી શુભાશુભ કર્મ કરે ત્યારે અહંમમભાવ યુક્તપણાથી કરે-વસિષ્ટમુનીએ દેહપાતાર્થે આગ્રહ ધારણ કરેલો હતો. યાજ્ઞવલ્કયે શાકલનાશાર્થ આગ્રહ કર્યો હતો. સંવર્તે મરૂત યજ્ઞમાં અધ્વર્યુપણાનો આગ્રહ કર્યો હતો. દત્તાત્રેયે મદ્યપાન સાસંભોગનો આગ્રહ ધર્યો હતો. એ પ્રમાણે કદાપી યોગીઓ અહંમમભાવ યુક્ત દેખાયા છે. તે પ્રમાણે તાદ્દશ દેહ પ્રારબ્ધ ભોગ ભોગીપણાથી પ્રારબ્ધ છે એ પ્રકારે અહંમમયુક્ત યોગી દેહમાં સ્થિત છતાં પણ બ્રહ્મને વિષે લય જવાપણાવડે પ્રારબ્ધના કર્મનું ફળ યોગીજનને ભોગવવાનું નથી કેમકે પુનઃ નિર્ગમનનો અભાવ છે. જે આત્માના આધારે અહંમમ છે તે આત્મા સહ અહંમમનો લય જાય છે. યોગભ્રષ્ટ યોગી અહંમમ ભાવ ધારણથીજ ભ્રષ્ટ થયા છે એમ મુનીઓએ વર્ણવેલું છે ત્યારે અભેદપણાને પામ્યા છતાં આત્માનું આગમન છે એમ કહેતા હોતો સંપ્રજ્ઞાત કે અસંપ્રજ્ઞાત સમાધધારક યોગી કદાપી સ્વસ્વઅભેદ ભૂમિકાના ત્યાગથી વિષયાસક્તભાવ ધારણ કરી યોગ ભ્રષ્ટ થાય એમ કદાપી થાયજ નહીં. ચિત્તની ભુમિ હોય ત્યાં ચલન થાય છે. ભૂમિ હિન યોગીઓનું ચિત્ત કદાપી ચલાયમાન થતું નથી તે લય ગયેલું છે લય ગયેલું ચિત્ત નિરાધારજ હોય છે અને તે પણ સ્વભુમિમાં લય ગયેલું હોય છે માટે યોગીઓના આગમનનો અભાવ છે અધવચના યોગીનું આગમન સંભવે.

**एतत्ते कथितं सर्वमनुभव भवंसुखं ।**
**यज्ज्ञात्वा ब्रह्मभूतःस तिष्ठत्यत्र न संशयः ॥१४०॥**

**અર્થ**:—હવે તેના ઉપસંહારને કહે છે-કે દક્ષ પ્રજાપતિ!!! એ પ્રમાણે અનુભવથી ઊત્પન્ન થતું સુખ તમને વર્ણવી બતાવ્યું તે જાણીને પુરૂષ બ્રહ્મી ભૂતપણાને પામે છે એમાં શંકા નથી.

**शृणुयाद्यः पठेद्वापि योगानुभवरूपगं।**
**माहात्म्यं सलभेत् सर्वं वांछितं शान्तिमाप्नुयात् ॥१४१॥**

**અર્થ**:—અહિંયાં સાધન સાધ્યજ્ઞનું અનુભવ સુખ કે જે યોગીપણાનું સુખ-ઉપરના સર્વ ક્રમવડે સાક્ષાત્ બ્રહ્મીભૂતપણાને પામે છે તે યોગી છે એમાં સંશય નથી. સર્વ વેદાન્ત શાસ્ત્રની સમાનતાથી છે.

**ॐ तत्सदिति श्रीमद् योगगीता सूपनिषत्सुगमासु योगशास्त्रे श्रीमदान्त्ये पुराणोपनिषदि मौद्गले पुराणे योगचरित्रे नवमखण्डे मुद्गल दक्षसंवादे योगचित्तानुभव शान्ति सुखवर्णन योगोनाम द्वितीयोऽध्यायः ॥ पुराणेतुषष्टोध्यायः ॥ ॐ ॐ ॐ**

॥ श्री गणेशाय नमः ॥

# ॥ योगगीतायां तृतीयोऽध्यायः ॥

दक्षउवाच ॥ स्थितिं वद महायोगिन् जीवन्मुक्तस्य सौख्यदां ।
शुभाशुभ कृतं तेन कुत्र गच्छति तत्परं ॥१॥

**અર્થ**:—દક્ષ પ્રજાપતિ એ પ્રકારે યોગીજનોના અનુભવ સુખને સાંભળીને અતિ હર્ષ પામ્યા અને અતિ પ્રેમબુદ્ધિથી શ્રીમત્ સદ્દગુરૂ મુદ્‌ગલ મુની મહારાજને પુછવા લાગ્યા. "હે મહારાજ હવે યોગીજનોની સ્થિતિના જ્ઞાનાર્થે કહો એમ સાંભળી હર્ષિત થયેલા મુદ્‌ગલ માહારાજ દક્ષને કહેવા લાગ્યા તેનું વર્ણન થાય છે. દક્ષ પુછે છે–બ્રહ્મીભૂતપણાના યોગથી સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપે હે મહાયોગી ??? દેહજીવન ધારણપૂર્વક નરદેહી શ્રી ગુરૂકૃપારૂપે બ્રહ્મીભૂત જ્ઞાનયોગને ધારણ કરનાર જીવન્મુક્ત સ્વરૂપે પોતાના પરમસુખની પ્રાપ્તિમાં દેહધર્મનાં શુભાશુભ કર્મ કરે તો તેનું શું થાય છે ?? અને અંતે તે યોગીનાં કર્મો ક્યાં જાય છે. તે ખુલાસાવાર કહો. "દેહ ધારણ હોવાથી–જીવન ક્રિયાકારક સ્વભાવથી "–માયાબંધનનાં કે માયા લયનાં કર્મ કરે–દેહ જીવતો છતાં સર્વ ક્રિયાકારક યોગી બંધમુક્તિના અનુભવવાળો સમજાય છે–તો તેની સ્થિતિની મને સમજણ પડતી નથી તેવા યોગીજનો શુભાશુભ કર્મ કરે–વળી આગળ સર્વ ભાવવડે કરે તો તે કર્મો ક્યાં જાય છે તે જ્ઞાનનો મારી સમજણમાં અભાવ છે વળી યોગી શુભાશુભ કર્મ કરતાં ફલહીન કેવીરીતે થાય છે–એમ મારી શંકા છે. કૃત કર્મફળ ભોગવ્યા વિના નાશ પામતાં નથી. कृत कर्मक्षयो नास्तिकल्पकोटिशतैरपि इतिस्मृतेः ॥

कायिकं वाचिकं मानसिकं सांसर्गिकं प्रभो ।
कर्म योगिकृतं सर्वं कीदृशं तस्य कागतिः ॥२॥

**અર્થ**:—યોગીકૃત કર્મોનું શું સ્વરૂપ થાય અને તે કર્મોની શું ગતી છે તે કહેવાય છે. કાયિક, વાચિક, માનસિક અને સાંસર્ગિક એવાં ચારે પ્રકારનાં યોગીકૃત કર્મો કેવા પ્રકારે છે તે મને સમજાયું નથી. જીવતા માણુસના જેવા કર્મકર્ત્તા દેખાય છે તે સફલ કેવી રીતે અથવા નિષ્ફળ કેવી રીતે ?? વા અન્ય કેવી રીતે થાય ?? તેની મને સમજણ પડી નથી કેમકે જ્ઞાની અને અજ્ઞાની તમામ જીવાત્માઓ કર્મ કરવામાં સમાન છે તે કર્મોની શું ગતિ છે ?? ક્યાં જાય છે ??? કર્મનો કર્ત્તા તે ભોક્તા ખરો કે નહિ ?? કે કર્મ ફળહીન થતાં હોય તો કેવીરીતે ??

मुद्गलउवाच ॥ जीवन्मुक्तः स्वयंयोगी स्वेच्छाचारि भवेत्सदा ।
प्रारब्ध प्रेरितः साक्षाद्वर्तते नित्यमादरात् ॥३॥

**અર્થઃ**—એ પ્રમાણે દક્ષ પ્રજાપતિના પ્રશ્નને સાંભળીને તેના આદ્યમાં ત્રણ પ્રકારની યોગી સ્થિતિને વર્ણવે છે. આ જીવનમુક્ત સ્થિતિને। યોગી સ્વયં સદાએ દેહના અંતકાલ પર્યંત સ્વેચ્છાથી કર્મ કરનારો બંધન મુક્તિનાં વિધિ નિષેધ આચરણથી હીનપણાએ સ્વેચ્છાચારી છે. સ્વેચ્છાચારીને પ્રેરકને। અભાવ છે તેથી તે જીવન્મુક્ત યોગી સ્વેચ્છાધીન કર્મ કરનારો હોવાથી મરણ નથી એમ કહેતા હો તો તેમ નથી. મરણ થાય તો જન્મ પણ થાય તેથી કે માત્ર પ્રારબ્ધ પ્રેરીત યોગીપુરૂષ યથા તથા બુદ્ધિની ઊત્પત્તિરૂપે પ્રારબ્ધાધિન દેહધર્મને જોતો કર્મ કરે છે. बुद्धिकर्मानुसारिणी ॥ स्मृतेः ॥ સાક્ષાત્ પૂર્ણયોગી જીવન્મુક્ત એ પ્રમાણે યથાર્થ સમજણપૂર્વક આદરથીજ કર્મ કરતો દેખાય, છતાં તે કૃતકૃત્યજ છે તે પોતાને “ આ મેં કર્યું ” કે “ મેં કરાવ્યું ” એમ કદાપી માનતાજ નથી. કર્મના યોગરૂપ શરીર પ્રારબ્ધવશાત કરે છે અને કરાવે છે અને તેમાં બુદ્ધ પોતાનાથી કરે કરાવે છે—એટલે બુદ્ધિજ મુખ્ય છે.

स्वयं ब्रह्मणि संस्थश्च बिंबं चित्ते प्रतिष्ठति ।
योगिन स्तत्कृतं सर्वं न कदा बंधदं भवेत् ॥४॥

**અર્થઃ**—આ જીવન્મુક્ત યોગી પરબ્રહ્મના અભેદપણાથી સ્વ બ્રહ્મમાંજ સ્થિત રહે છે. યોગી જીવન્મુક્ત જેકે સ્વયં બ્રહ્મસ્વરૂપ છે અને તેનું ( બિંબ ) પ્રતિબિંબ—ચિત્તમાં પડવાથી તે જીવાત્મા છે. આ જીવ ચિત્ત ( બુદ્ધિમાં ) ચેતનપણારૂપે હોવાથી અહંમમ ભાનના અભાવરૂપ છે. તે શરીર પ્રારબ્ધ ભોગાર્થ તે જીવાત્મારૂપે કર્મ કરે એટલે બિંબરૂપે કરે તેથી શુભાશુભ કર્મ તે બિંબરૂપ જીવભાવનાં કરેલાં હોવાથી કસ્મિન્ કાળે પણ યોગી કે જે બ્રહ્મસ્વરૂપ છે તેને બંધનકર્ત્તા થતાં નથી. બિંબકૃત હોવાથી પણ યોગીને આધારને। અભાવ સમજવાને। છે. યોગી બ્રહ્મસ્વરૂપ હોવાથી પોતે આધારભૂત બનતો નથી.

नरवत् सर्व कर्त्तापि तथापि दोष वर्जितः ।
ब्रह्मणि ब्रह्मभूतत्वाच्छुभाशुभ विवर्जितः ॥५॥

**અર્થઃ**—પૂર્વપક્ષ છે કે—બિંબ તો અચૈતન—માયામય છે. તે કેવી રીતે કરે ?? કેમકે તેના ચાલકને। અભાવ છે પણ એમ નહિં. આ યોગી બ્રહ્મમાં બ્રહ્મીભૂત સ્થિતિને। હોવાથી તેની બિંબને વિષે દેહપ્રારબ્ધ ભોગાર્થ સત્તા છે એમ આ મુક્ત જ્ઞાનીને અનુભવહીન માણસો નરવત્ માની સર્વ કર્મને। કર્ત્તા માને છે કેમકે દેહ સંરક્ષણાર્થ દેહ ભાવધારકપણાથી અજ્ઞાનીજને। પોતાની માફક તેને કર્ત્તા માને તથાપિ તે દોષવર્જીતજ છે. જેને। જ્ઞાનવડે અહંમમ ભાવનાને। નાશ થયો છે એવા યોગીયો સ્વકૃત કર્મદોષ ફળને। ત્યાગ સમજતાં

છતાં ભલે કર્ત્તાજેવા દેખાય પણ તે કર્ત્તાપણાના દોષમાં આવતા નથીજ નથી. બિંબ સાદૃશથી જડત્વનો અભાવ છે—કેમકે તે બ્રહ્મમાં બ્રહ્મીભૂત છે તેથી શુભાશુભ વર્જીત છે. પોતાના હ્રુદયમાં કર્ત્તા કરાવિતા ભાવદર્શનનો અભાવ છે.

प्रारब्धेन स्वयंयोगी प्रेरितः पुण्यमाचरेत् ।
तीर्थयात्रादिकं सर्वं यज्ञ देवार्चनादिकम् ॥६॥

**અર્થ**:—આમ પ્રારબ્ધાધીન જીવન્મુક્ત યોગી પ્રારબ્ધની પ્રેરણાપૂર્વક સ્વયંપુણ્ય કર્મનો આચરણ કરતો જણાય છતાં પણ અહંમમ ભાનથી અભાન હોવા વડે તે પુણ્યકર્મનો કર્ત્તા પણ નથી અને કારયીતા પણ નથી. તદવત તીર્થયાત્રાદિક યજ્ઞદેવાર્ચનાદિક પણ કરે—તો પણ તે અહંમમ ભાવભાનના અભાનરૂપે તે કર્મોનો કર્ત્તા કે કારયિતા નથી.

सदा शौच समायुक्तो नित्यं धर्मपरायणः ।
तथापि पुण्यजं भोगं भुनक्ति नैव निश्चितं ॥७॥

**અર્થ**:—આવા જીવન્મુક્ત યોગીઓ સદાએ શૌચાચાર યુક્તજ રહે છે. અને તે પણ દેહ પ્રારબ્ધાધીન સ્વભાવથીજ છે. નિત્ય ધર્મપરાયણ રહે છે તે પણ દેહ પ્રારબ્ધાધીનપણાથી છે આમ છતાં પણ પુણ્યો કરવાના ભોગોના ફલને યોગી કદાપી ભોગવતા નથી એમ વેદોમાં પણ નિશ્ચય છે કેમકે અહં મમભાવ ભાનનો અભાવ છે.

अथवा पूर्वजे नैव प्रारब्धेन नियंत्रितः ।
पापानि नित्यमानंदा त्प्रकुर्याद्विविधानिसः ॥८॥
ब्रह्महत्यादिकं सर्वं मातृ गमनकादिकं ॥
मद्यपानादिकं चौर्यं प्रकुर्यात् दैव योगतः ॥९॥
एवं पाप समाचारो यदितिष्ठति मानवः ॥
योगी पापफले नैव भुनक्ति नरवत् कदा ॥१०॥
पूर्वजन्मार्जिते नैव प्रारब्धेन प्रजापते ॥
कारितं योगिना तत्र तेनकिंचित्कृतेनच ॥११॥
मरणे यामतिः प्राप्ता तादृशीं लभते गतिं ॥
नरो ह्ययोग युक्तो यो योगीब्रह्मैव जायते ॥१२॥
इदं संशय नाशार्थं कथितं ब्रह्मणः सुत ॥
योगिनां कर्मजं सर्वं माहात्म्यं लेशतो मया ॥१३॥

**અર્થ**:—હવે પ્રથમ યોગી કે જે અસંપ્રજ્ઞાત (અયોગ) સમાધિ યોગવડે બ્રહ્મસ્વરૂપ પરમાત્મા છે તેમનાથી થતાં પ્રારબ્ધયોગનાં પાપાચરણ કહે છે કે પક્ષાંતરે પૂર્વજન્મકૃત સંસ્કારથી ઊત્પન્ન થયેલાં પ્રારબ્ધ કર્મોવડે નિયંત્રીત

પ્રારબ્ધાધીન ભોગ ભોક્તૃત્વથી ઉત્પન્ન થયેલાં જુદા જુદા પ્રકારનાં પાપો કેવળ પ્રારબ્ધ વશપણાથી તે પ્રમાણે યોગી કરતો જણાય. ॥ ૮ ॥

હવે મુખ્ય મુખ્ય પાપોને કહે છે—જંતુઓને દુઃખદ કે જે જીવાત્માઓના સુખ નાશરૂપે કર્મ હોય એમ હિંસાદિક કર્મથી આરંભીને બ્રહ્મહત્યાદિક પર્યંત કર્મ કરે તેમ પશુ ગમનાદિકથી આરંભીને માતૃગમન પર્યંત પરસ્ત્રી ગમનાદિક કરે—ફલાહારથી આરંભીને મદ્યપાનાદિક કરે અભક્ષ્ય ભક્ષણ ચોરી, પરધનહરણ તેમ ધાન્યકણથી આરંભીને સુવર્ણ પર્યંતની ચોરી કરે એ પ્રમાણે ચાર મહા પાપો કે જેનાથી પર પાપકર્મનો અભાવ છે એના અંતર્ગતમાં પાંચમું સાંસર્ગિક પાપના ઉદ્દેશનો પણ સંભવ છે. વિશ્વાસઘાત તે ચોરીમાં આવી જાય છે. એ પ્રકારે પ્રારબ્ધ યોગબળે યોગી પાપાચરણ કરે એમાં શંકા નથી. ॥ ૯ ॥

એમ માનવદેહધારી યોગીજન એવાં એવાં પાપાચરણ કરતા જણાય તથાપિ મનુષ્યની પેઠે માયા મોહિતપણાથી કદા કોઇપણ કાળે પાપોના કર્મનાં ફળ તે ભોગવતા નથી કેમકે બ્રહ્મીભૂતપણાથી પુનઃજન્મ ધારણ કરવાનો અભાવ છે એટલે પ્રારબ્ધ ભોગોનો અંત લાવવાને ભોગવતાં બ્રહ્મીભૂત જ્ઞાન પ્રકાશના સંપૂર્ણપણાના બળથી તેને પાપો ચોંટતાં નથી. ॥ ૧૦ ॥

હવે કર્તૃ કારયિતુ ભાવને વર્ણવે છે. હે દક્ષ પ્રજાપતે !!! પૂર્વજન્માર્જીત પ્રારબ્ધ કર્મોવડે યોગીના યોગરૂપ દેહની પ્રાપ્તિમાં પાપો કરાય છતાં તેતે કર્મોમાં થતાં પાપો તે યોગીને બ્રહ્મીભૂતપણાના બ્રહ્મસાક્ષાત્કાર સ્વસ્વરૂપપણાથી જરાપણ બાધ કરી શકતાં નથી. અર્થાત યોગીજનો પોતે કરતા પણ નથી અને યોગીયોથી કરાતાં પણ નથી કેમકે પ્રારબ્ધ આધીનપણાથી પાપો જણાય છે છતાં યોગીજનો નિષ્પાપજ છે. ॥ ૧૧ ॥

હવે તેની સ્મૃતિ છતાં પણ યોગીજનોને તે પાપો બંધન કરી શકતાં નથી તેને કહે છે—માયા મોહિતપણાથી મનુષ્ય માત્રને મરણ સમયે જે મતિ ઉત્પન્ન થાય છે તે મતિવડે તે માણસ તેવીજ ગતીને પ્રાપ્ત થાય છે અને મરણ અનંતર તેવોજ જન્મ ધારણ કરે છે પણ અયોગ એટલે અસંપ્રજ્ઞાત સમાધિ યોગપર્યંત પહોંચેલા યોગીઓની મરણ સમયે જન્મ ધારણ કરવા જેવી મતિ ગતિ થતી નથી. ત્યારે કઇ ગતિ થાય છે—તો તે બ્રહ્મમાંજ જાય છે કેમકે જ્ઞાનપ્રકાશ સમયે તેમણે બ્રહ્મમાં અભેદપણું પ્રાપ્ત કરેલું છે અને તેજ યોગે દેહ પ્રારબ્ધના ક્ષયમાં તે પોતાના સ્વરૂપમાંજ રહે છે. ॥ ૧૨ ॥

હવે તેનો ઉપસંહાર કરે છે. હે દક્ષ પ્રજાપતિ !!! એ પ્રમાણે જીવન્મુક્ત યોગી બ્રહ્મીભૂત સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપને અન્ય જીવનીપેઠે કરેલાં છતાં પણ કર્મફળ હીનપણાના યોગે વા તેના તેના યોગ માહાત્મ્યથી લેશમાત્ર પણ બાધ કરી શકતાં નથી તે તમોને સંશયનાશાર્થે કહ્યાં છે. ॥ ૧૩ ॥

**योगी योग समायुक्तो न पापानि कदाचन॥**
**चरति धर्मनिष्ठःस भवत्यत्र न संशयः ॥१४॥**

**અર્થ**—એમ સાંભળીને દક્ષ ઘણા વિસ્મિત થયા. આવા બ્રહ્મસ્વરૂપને પામેલા યોગીજનો બ્રહ્મહત્યાદિક પાપો કરે છે એ આશ્ચર્ય !!! તે પ્રમાણે પ્રારબ્ધયુક્ત યોગીએ કર્મ ન કરવાં જોઇએ વા કરવાં જોઇએ એવી દક્ષના હૃદયની શંકા જાણીને તે સંશય નાશાર્થે મુદ્ગલ માહારાજ કહેતા હવા–કે એવો શાન્તિપદને પામેલો શાન્તિ સમાયુક્ત યોગી કદાપી કોઇપણ કાળે એવાં પાપો કરતાજ નથી. કેમકે એવાં પાપોના પ્રયોજનના અભાવેજ તે જીવન્મુક્ત યોગી છે તેથીજ તે સનાતન વૈદિક ધર્મનિષ્ઠજ છે. ધર્મનિષ્ઠ, કર્મનિષ્ઠ, જ્ઞાનનિષ્ઠ, ભક્તિનિષ્ઠપણાની સેવનાથીજ તેઓ આ પુણ્યયોગે જીવન્મુક્ત યોગીપદને પામેલા છે તેથી તેઓ સર્વજનોના ઊદ્ધારાર્થે લોક સંગ્રહરૂપ ધર્માચરણજ સેવે છે. એમાં શંકા નથી કેમકે લોકનો માર્ગ મહાત્મા સાધુના શુભાચરણપૂર્વક જવાનો હોવાથી તેજ લોકને પ્રિય છે.

**लोकोद्धारकराः सर्वे योगिनः परिकिर्तितः ॥**
**नाचरंति कदा पापमहिंसादि समन्वितः ॥१५॥**

**અર્થ**:—હવે લોકોદ્ધારક યોગીના ચરિત્રનું વર્ણન થાય છે. સંતજનો લોકના ઊદ્ધારાર્થેજ ઉપદેશ કરે- કેમકે સાધુનું આચરણ લોકપ્રિય છે તેમના ઉપદેશથીજ લોકો સત્કર્મ કરતા. સાધુ ચરણકૃપા સામર્થ્યથી પરમપદ બ્રહ્મસ્વરૂપતાને પામે છે. ગણેશ ગીતામાં કહ્યું છુ કે–करुणापूर्णहृदया बोधयंतिचकांश्चनेति એમ નિશ્ચય હોવાથી ભૂત, ભવિષ્ય કે વર્ત્તમાનમાં પણ યોગીજનો એજ પ્રમાણે હોય છે. એવા યોગીજનો અહિંસાદિથી સમન્વિતજ છે. સર્વ જંતુઓમાં માયા મોહિતપણાએ પણ આત્મા જોવાથી હિંસાહીન કર્મયુક્ત વિચરતા આત્માને દુઃખ આપતા નથી કેમકે અહિંસાધર્મ શિખવનાર યોગીજનોજ છે.

**फलहीन स्वभावेन धर्मं चराति नित्यदा ॥**
**योगी लोकोपकारार्थे स्वयं ब्रह्म परायणः ॥१६॥**

**અર્થ**:—એવા યોગીઓ પુણ્યકર્મ પણ આચરણ કરતા નથી કેમકે ફલ સ્પૃહાનો અભાવ છે એવા અર્થને માટે કહે છે કે–યોગીજનો પૂર્ણ બ્રહ્મયોગથી બ્રહ્મ પરાયણતા સેવવાવાળા હોવાથી કેવળ સ્વયંબ્રહ્મીભૂત છે તેથી સદા શાન્તિરૂપ રહેતાં છતાં પણ લોકના ઊદ્ધારાર્થ લોકને બોધ કરવાના ઉપકારપૂર્વક ધર્માચરણ યુક્ત રહે છે. જો ધર્માચરણ યુક્ત ન રહે તો અધર્મ આચરણથી લોક શ્રદ્ધાનો નાશ થાય છે–શ્રદ્ધાયુક્ત જનોનેજ બોધ થઈ શકે છે તેથી ઉપદેશકરૂપે પણ કર્મ ફળની નિર્વાસનાપૂર્વક બોધ કરે તોજ તે બોધ મોક્ષદાયક છે તેથી યોગી ફલહીન સ્વભાવથીજ નિત્ય સર્વકાળ ધર્માચરણપૂર્વક લોકને શ્રદ્ધા ઊત્પન્ન કરવામાં કારણરૂપ છે.

**कदाचित्पूर्व संस्कारात्पापं तेनकृतंपरं ॥**
**न तत्र पापयुक्तो सौ तदर्थो वर्णितः पुरा ॥१७॥**

**અર્થ**:—ત્યારે પૂર્વ પાપાચરણ કેવીરીતે વર્ણવાય છે તે કહે છે. એવા યોગીજનોને પૂર્વજન્મ સંસ્કાર બુદ્ધિવડે આ જન્મને વિષે તેવીજ પાપકર્મની રૂચી ઊત્પન્ન થાય છે. દેહ પ્રારબ્ધવશાત્ પાપ કરે છે છતાં આ યોગી પાપ કરતાં પણ પાપયુક્ત થતો નથી કારણ કેવળ પુણ્યકર્મના બળવડે તે બ્રહ્મીભૂતપણાથી કેવળ જાગૃત છે. બ્રહ્મીભૂતપણાની જાગૃતિથી સર્વપાપ વિનિર્મુક્ત સ્થિતિએ પરમપદરૂપ પરમાત્માજ તે યોગી સ્વરૂપ છે. અવશેષ પ્રારબ્ધવશાત્ ભોગવતા ભોગોથી તે બંધનરૂપ કદાપી નથી. એવા યોગીજનો પોતે को विधि को निषेधः॥ આમ કર્મબંધનનો ત્યાગ કરી વિધિ નિષેધહીનજ હોય છે. કાયિક કર્મયોગનો તે બ્રહ્મીભૂતપણામાં લય છે. ત્રિવિધ (ક્રીયમાણ પુરૂષાર્થ–સંચિત અને પ્રારબ્ધ) કર્મનો લય જવાપણાથી સર્વકર્મનું અહં ઊત્થાન પણ લય જાય તેથી તે દેહનું શુભાશુભ કર્મ પણ લય જાય તેથી તે યોગી કર્મરહિત થાય છે. ભલે હવે શરીર દોરી બળ્યા પછીના આંબળાની માફક રહેવાથી તે નિર્બાધિત આત્મા યોગી સદાએ પાપપુણ્યાદિથી મુક્તજ છે. તેમજ **વાચિક** કર્મથી નિર્બંધન રહેનારો યોગી સર્વ વર્ણોમાં સ્તુતિનિંદાને સમાન ગણતો હોવાથી કર્મબંધનથી મુક્ત છે તેમજ **માનસિક** કર્મથી પણ મનના વિચારની ગતિનું પાપ પુણ્ય થાય તો મનના સ્વભાવનો ત્યાગ કરવાથી મુક્ત રહે તેથી શુભાશુભ સંકલ્પ વિકલ્પ કદાપી થતા નથી તેમ અન્યજનના સાંસર્ગિક કર્મદોષના બંધનમાં તો તે પડતાજ નથી તેણુજ ત્રિગુણકર્મના યોગને પણ સમજેલા હોય છે. તામસ વિકર્મ છે. રાજસ સકામ છે અને સાત્વિક બ્રહ્માર્પણ છે. તામસ પાપાચરણ રૂપ છે. રાજસકર્મથી દેહાન્તે સ્વર્ગ પ્રાપ્તિ છે ત્યાં પોતાના પુણ્ય યોગને ભોગવી અંતે પુણ્યક્ષયે ભૂમિ ઉપર અવતાર ધારણ કરે છે. ભોગભૂમિમાં સ્વર્ગ શ્રેષ્ટ છે. સ્વર્ગ કરતાં વિશેષ સુખદ ભોગ નથી. ત્યાંથી પડતી વખતે કિંચિત પુણ્ય અવશેષ રહેતાં ભોગની યોગ્યતાએ આ કર્મભૂમિ ભરતખંડમાં અવતારી જીવાત્મા છે. પ્રારબ્ધ કર્મયોગે દેહ અવતાર છે અને પુણ્યયોગથી સુબુદ્ધિજ છે તેમજ નરકયાતનાના ભોગરૂપ દુર્બુદ્ધિ હોય છે. વ્યવહારી અહંકારથી યુક્ત હોય છે ત્યાં तद्यइह रमणीय चरणाभ्यासो रोहयंते रमणीयां योनिमापद्येरन्ब्राह्मणयोर्नि वा क्षत्रिययोर्नि वा वैश्ययोर्नि वा य इह कुपूयचरणाभ्यासो रोहयंते कुपूयां योनिमापद्येरन्निति श्रुतेः ॥ ત્યાં દેહ ધારણ કરનાર નર જીવાત્માના ત્રિવિધકર્મના યોગને કહે છે કે પ્રથમ પ્રારબ્ધ વર્ણવાય છે. પૂર્વજન્મ કૃતકર્મથી તેનો બ્રાહ્મણ દેહ પ્રારબ્ધવડે આવે છે ત્યાં સ્વ વર્ણાશ્રમ ધર્મ આવશ્યક પાલન કરે છે અને પ્રારબ્ધાધીનપણાથીજ પ્રાપ્ત, હાની, સુખ, દુઃખ, વૃદ્ધિ, ક્ષય, રોગ, નિરોગ ઇત્યાદિ દ્વંદ્વ ભાવ ધર્મને સહન કરે છે તે પ્રમાણે કરતાં સ્વધર્મોક્ત ભોગને

ભોગવે તેજ પ્રારબ્ધાધીન વર્ણ બ્રાહ્મણ જાતી છે હવે **સંચિતને** કહે છે તે અનેક જન્મના સંગાથરૂપે છે તે યથા અવકાશે ભોગને આપે છે સંચિતકર્મના બળરૂપજ બુદ્ધિની આવૃત્તિ છે પૂણ્યાત્કર્ષરૂપ સંચિત કર્મયોગે સ્વવર્ણાશ્રમ ધર્મ પ્રારબ્ધયોગનું સંરક્ષણ થાય છે અને તેથી સત્કર્મમાં રૂચી થાય છે તેજ **સંચિત** કર્મનું સામર્થ્ય છે એજ પ્રકારે પાપોત્કર્ષ રૂપ સંચિત હોય તો પાપ કર્મની રૂચી ઉત્પન્ન થાય. એ પ્રમાણે સંચિત જાણવું. એમ સંચિત સામર્થ્ય વડે કર્મનિષ્ઠા, તપનિષ્ઠા, જ્ઞાનનિષ્ઠાની સદ્વાસના થતાં પૂર્ણ યોગ પર્યંતની રૂચી થાય છે. એજ પ્રમાણે પાપોત્કર્ષ રૂપ સંચિતથી પાપ કર્મની રૂચી થાય છે હવે **ક્રિયમાણને** કહે છે–સંચિત પ્રેરીત અરૂચીના અંતમાં દેહેન્દ્રિય તામસ કર્મ કરે છે. સત્કર્મના અસંતોષથી નાના પ્રકારના કર્મ કરે છે. અને તેની સાથે દેહેન્દ્રિયને દુઃખદરૂપ શિતોષ્ણ ક્ષુત્પિપાસાદિ સહન કરે છે, અને દેહેન્દ્રિયના સહનપૂર્વક અભક્ષ્યભક્ષણ પરસ્ત્રીગમન, સ્નાન સંધ્યાદિહીનત્વ માત્ર શરીરના સુખને વિચારતા રાજદંડાદિ અનેક પ્રકારનાં દુઃખરૂપ દુષ્ટ કર્મ કરે છે. એ પ્રકારે પરસ્પરની સાહ્યતારૂપે ત્રિવિધ કર્મ થાય છે. **પ્રારબ્ધયોગે** લાભાલાભમાં સમતા રહે છે. સ્વધર્મોક્ત કર્મ કરતાં સંતોષ રહે છે તે કાળે સંચિતક્રિયમાણ કર્મ થતાં પણ પ્રારબ્ધના અંગીભૂતરૂપે સંતોષ ધારણ કરતાં પ્રારબ્ધરૂપ નિવાસ કરે છે. **સંચિતયોગે** પ્રાબલ્યતામાં સંતોષયુક્ત રૂચી રહે છે. સંચિત કાળમાં પુણ્ય પાપાદિકના દેહથી પરસેવાદિ પરાધિનતાથી–તે સત્કર્માચરણમાં સમર્થરૂપ નથી ભય રહે છે–તે કાળમાં અંતરગત પ્રારબ્ધ અને ક્રિયમાણ રહે છે. તેથી નાના પ્રકારનાં કર્મો કરે છે પુણ્ય કે પાપનાં પણ રૂચીયુક્ત સંતોષને માને તેથી ગમે તેમ થાય છે. હવે **ક્રિયમાણ** કર્મને કહે છે–તે પણ પુણ્ય પાપ પ્રેરીત છે કોઇ સ્વાધીનપણાથી કોઇ પરાધીનપણાથી કોઇએક પૂર્ણસ્વાધીનપણાથી માને છે પોતાની બુદ્ધિને અનુસાર ક્રિયમાણ કરે તે અહંકારયુક્ત કરે છે તેના પેટામાં પ્રારબ્ધ સંચિત રહે છે. અસંતોષયુક્ત કૃત કર્માધીનપણું તે પ્રારબ્ધયોગ અને સંચિત યોગ છે. ત્યાં સ્વધર્મ આચરણ માત્રથીજ સંતોષયુક્ત તે પ્રારબ્ધ છે. પુણ્ય પાપોત્કર્ષરૂપ તે સંચિત છે–ક્રિયમાણ વડે પુણ્ય કર્મ યોગથી પાપ ક્ષય થાય છે ત્યારે પાપ કર્મ યોગથી પુણ્ય ક્ષય થાય છે–સંચિત આધીન ક્રિયમાણ

અને ક્રિયમાણ આધીન સંચિત રૂચી ભોગયુક્ત છે એમ ત્રણેનો પરસ્પર સબંધ છે–પ્રારબ્ધ તે દેહપાતે નાશ થાય છે ત્યાં સુધી દેહ પ્રારબ્ધ છે– द्वेद्वे हवै कर्मणी वेदितव्ये । पापस्यैकोराशिः पुण्य कृतोपहंति यादिच्छति स्वकर्माणि सुकृतानि कर्तुमिहैव ते कर्म कवयो वेदयंत इति श्रुतेः ॥ એમ સંક્ષેપથી કર્મનો વિવેક જાણવો. એ પ્રમાણે બ્રહ્મ સમાધિ સામર્થ્યથી તેવા યોગીજનોનાં સંચિત પૂર્વનાં હોય તે નષ્ટ થાય છે–ક્રિયમાણ તે સંચિતની રૂચી આધીન નથી. પુણ્ય પાપાચરણ થાય તો સંચિતનો નાશ થતાં તે નાશ થાય છે–માત્ર

પ્રારબ્ધજ સ્થિત રહે છે. જેથી અંતે દેહેન્દ્રયમન બુદ્ધિસ્થ આત્માના આચરણ વડે તે પ્રારબ્ધનો ભોગી છે–ત્યારે યોગી જનો પુણ્ય પાપ કર્મ કેમ આચરણ કરતા હશે ? ? ? કેમકે 'સંચિતનો નાશ થાય છે તેના વિચારમાં સમજવાનું કે સંચિત નષ્ટ થાય તોપણ સ્વેચ્છાચરણ પ્રારબ્ધ વડે ક્રિયમાણ ઊત્પન્ન થાય છે તત્ અનુકુલતા જોતો યોગી દેહ સંગયોગથી દેહેન્દ્રિય પ્રેરક થઇ ક્રિયમાણ કરે છે–કેમકે તેનો વિહારી આત્મા છે–तस्य देवाश्चनाभूत्या ईशते आत्मा ह्येषां संभवति यं कामं कामयते सोस्य संकल्पादेवसमुइति येनसंपन्नो महीयत इति श्रुतेः ॥ યોગીજનો સ્વેચ્છાગતિવિહાર સામર્થ્યપણાથી પુણ્ય કર્મો માત્ર લોક કલ્યાણાર્થેજ કરે છે. કર્મના પ્રાધાન્યપણાથી કર્મ કરતા નથી. તેજ પોતાની ઇચ્છાને આધારે કર્મ છે–તેજ પ્રમાણે પોતાના યોગ મહાત્મ્યના આચ્છાદનાર્થે માત્ર પાપાત્મક કર્મ કરે છે–પોતાના બ્રહ્મીભુતપણાની અતિ ઉત્તમ પ્રતિષ્ઠાના નાશનાર્થે એમ સ્વેચ્છાવિહારીપણાનું મહાત્મ્ય સમજીને તેને ગુપ્ત રાખવાને માટેજ એમ કરે છે એમ પણ સમજવાનું છે ખરૂં.

किमर्थं प्राणिनां योगी दुःखदायकमाचरेत् ॥

पापं पाप समायुक्तो न भवेन्निश्चितं पुरा ॥१८॥

અર્થઃ—હવે પાપના આચરણનું પ્રયોજન નથી એમ કહેવાય છે. યોગીજનો પાપાચરણથી જનોને દુઃખ:ઊત્પન્ન કરવામાં દુઃખકારક કર્મો શામાટેજ કરે ? ? नानु पहृत्यभूतानि भागः संभवतीति ॥ श्रुतेः પાપો શામાટે કરે ? ? જેને સુખની અપેક્ષા નથી તે દુઃખની અપેક્ષા શામાટે રાખે ? ? કેમકે યોગીજનો પ્રારબ્ધ પ્રમાણ ભોગકારક પણાથી બ્રહ્મીભૂત છે. તેથી પાપ સમાયુક્ત નથી એ વાત્ત પ્રથમ અને દ્વિતીયાધ્યાયમાં વર્ણવી ગયા છીએ.

सर्वत्र गणनाथं स पश्यत्यन्यन चक्षुषा ॥

पुण्येन सुख संयुक्तं विश्वंभवति तच्चरेत् ॥१९॥

અર્થ:—ત્યારે યોગીજનો પુણ્યશીલ પણ શામાટે હોય ? ? તેના અર્થને કહે છે. એવા યોગીઓ પોતાના આત્માના અનુભવ રૂપ અનન્ય ચક્ષુ વડે સર્વત્ર પરમાત્મા ગણનાથનેજ જોવા વાળા છે તે અન્ય દૃશ્ય કંઇપણ જોતાજ નથી. કેમકે માયાલીન સમાધી સામર્થ્યથી જાગૃત છે તેઓ સારી પેઠે સમજેલા છે કે આ જગતના જીવાત્મારૂપે પણ શ્રીગણનાથજ સ્થિત છે તે અનંત રૂપે જોવાય છે એટલાજ માટે તેમની સેવાર્થે પુણ્ય કર્મો કરવાં અહિંસાયુક્ત પુણ્ય યોગથી આ વિશ્વ સુખ સંયુક્ત રહે છે. એટલાજ માટે ગણેશ પ્રિત્યર્થ પુણ્ય કર્મનું આચરણ કરે છે.

प्रारब्धं योगिनां दक्ष न भवेत्पापकारकं ॥

पुण्य चेष्टा समायुक्तं तेषां प्रारब्ध संस्तता ॥२०॥

અર્થ:—તેમ યોગીજનોનું પ્રારબ્ધ પાપાચરણ રૂપ પણ નથી તેમ કહે.

છે. હે દક્ષ!!! એવા સમર્થ યોગીજનોનાં પ્રારબ્ધ પાપાચરણ રૂપ હોતાંજ નથી. સાક્ષાત્ પુણ્ય કર્મ રૂપજ હોય છે-કેમકે યોગીજનો કેવળ સ્વધર્મયુક્ત સ્વેચ્છા ધારણ કરનાર સ્થિતિ રૂપથી પ્રારબ્ધ પણ તેવાંજ બંધાયેલાં જાણવાં તેમની સ્થિતિ પુણ્યાત્મિકાજ જાણવી કેમકે લોકોના ઊદ્ધારાર્થે તેમનું જીવન છે.

योगार्थ धर्म संयुक्तो ब्रह्मार्पण विधानतः ॥
यतते जन्मसुमाज्ञ स्तदा योगी भवेन्नरः ॥२१॥

અર્થ:—એવા મહાન્ યોગીઓ કેવા કારણસર થયા છે તેને કહે છે. એવા નર સ્વરૂપ જીવાત્મા કર્મફલ રૂપ પાપનો નાશ કરવા પ્રાજ્ઞ સ્વરૂપે એટલે प्रकर्षेण ज्ञानयुक्तत्वात् રૂડા પ્રકારે જ્ઞાન થવા નાના પ્રકારના જન્મોમાં સ્વધર્મ યુક્ત રહી બ્રહ્માર્પણ વિધાનથી તમામ સાત્વિક સત્કર્મો પરમેશ્વરાર્પણ કરે છે ત્યારે તે યોગી જીવન્મુક્ત સ્વરૂપના જ્ઞાનથી જાગૃત થાય છે વળી આગળ સંપ્રજ્ઞાત—અસંપ્રજ્ઞાત સમાધિ જ્ઞાનની સાધ્યતાથી તે યોગી સ્વરૂપે થાય છે એ વાત ગણેશ ગીતામાં પણ કહેલી છે.

तत्वमेतन्निबोध्धुंमे यतते कश्चिदेवहि ॥
वर्णाश्रमवतां पुंसां पुरा चीर्णेन कर्मणा ॥
साक्षात्करोतिमांकश्चि द्यत्नवत्स्वपितेषुच ॥
मत्तोन्य न्नेक्षते किंचिन्मयि सर्वं च विक्ष्यत ॥ गणेश गी०

( શ્રી ગણેશ ગીતા જુઓ ) એનો અર્થ ઉપર પ્રમાણે છે.

तस्य प्रारब्ध कंदक्ष कुतो दुर्बुद्धिदायकम् ॥
भवति च महायोगी धर्मयुक्तो भवेत्सदा ॥२२॥

અર્થ:—એવા યોગીઓનું પ્રારબ્ધ પાપાચરણ રૂપ નથી તેને કહે છે. હે દક્ષ!! એવા યોગીજનો પુણ્યોત્કર્ષથી યોગીઓની રૂચીયુક્ત સમાશ્રી વડે યોગી પણાને પામ્યા છે તેવા યોગીજનોનું પ્રારબ્ધ દુર્બુદ્ધિ દાયક કેમજ હોય!!! માત્ર લોકાપકારાર્થ એવા મહાયોગી, પૂર્ણયોગી સદા ધર્મયુક્તજ રહેવા વાળા છે.

अथयोगी जनानांते स्थितिं वदामि सर्वदां ॥
क्रमयुक्तो ययायोगी भ्रान्तो नैव भवेत्कदा ॥२३॥

અર્થ:—યોગીનું ચરિત્ર વર્ણવ્યા પછી હવે યોગના ક્રમ વડે યોગીની સ્થિતી વર્ણવાય છે. હે દક્ષ!!! તમોને સર્વદા બ્રહ્મસ્થિતીમાં સર્વ અભેદ સ્વરૂપે સર્વસ્વ આપનારા યોગીજનોની સ્થિતિ ક્રમયુક્ત બ્રહ્માનુભવપૂર્વક કહું છું. જે સ્થિતિમાં રહેનારા યોગીજનો કદાપી, પણ ભ્રાન્તિયુક્ત થતા નથી.

साधयित्वा महायोगं चितनिरोधकारकं ॥
पंचविधं परित्यज्य चित्तं योगी भवेन्नरः ॥२४॥

અર્થ:—હવે પૂર્ણ યોગીની સ્થિતીને વર્ણવે છે. એવા મહાયાગી ચિતની

અત્યંત નિરોધની પણ નિરોધ અવસ્થાએ સંપ્રજ્ઞાત અસંપ્રજ્ઞાત સમાધિ સાધનથી કેવળ પરમાત્મા તત્વમાં સમાધિ ધારણ કરવાથી મહાયોગી પૂર્ણ યોગનો આશ્રય કરી પાંચ પ્રકારના ચિતનો ત્યાગ કરતાં સાક્ષાત્ બ્રહ્મને વિષે બ્રહ્મીભૂતપણા વડે યોગી થાય છે.

चित्ते चिंतामणिं ज्ञात्वा सचित्तः सहसागतः ॥
तदाकारः सर्वं योगी तत्र ब्रह्मणिसंरतः ॥२५॥

અર્થઃ—હવે બ્રહ્મીભૂત યોગીના સુખનું વર્ણન કરે છે. પાંચ પ્રકારના ચિતનો નિરોધ કરતે સતે નિરોધની શિમાએ સહસાએ આવતો યોગી–બ્રહ્મસ્વરૂપને વિષે અભેદતાને પામે છે તે પાંચ પ્રકારના ચિત સહીત ચિતને વિષે સ્થિત એવા ચિંતામણી આત્મરૂપ પરબ્રહ્મને જાણીને તદાકાર રૂપે તત્ બ્રહ્માકાર સ્વરૂપે બ્રહ્મીભૂતપણાથી તે ચિતના લયમાં તદરૂપ થાય છે એવા યોગી સ્વયં બ્રહ્મ સ્વરૂપ છે. બ્રહ્મને વિષે અભેદપણાને પામેલા હોવાથી બ્રહ્મસ્થભીન્ન કદાપી પણ નથી તદનંતર ભલે દેહ પ્રારબ્ધયોગ કાયમ રહે તોપણ તે તો સદાએ બ્રહ્મમાં રતજ રહે છે. કેમકે અભેદપણાનું પરમ સુખ અનુભવેલું છે તેમજ કૃત કૃત્ય સુખનો અનુભવ કરેલો હોવાથી બ્રહ્મરત છે.

प्रारब्धं योगिनां नास्ति भोगदं शास्त्र संमतं ॥
यदा हठ युतो योगी भवेत्प्रारब्ध चालकः ॥२६॥

અર્થઃ—આવા મહાન્ યોગીજનોએ જ્ઞાનવડે પ્રારબ્ધનો ક્ષય કરેલો હોવાથી તેમનુ પ્રારબ્ધ–ભોગને આપનારૂં હોતું નથી. એ પ્રમાણે શાસ્ત્રનો મત છે. જો કે દેહયુત યોગી ચિત્તસહ વર્તમાન છે. તેથી આ કાર્ય હું કરીશ. એમ વિચાર કરે પણ કાર્ય સિદ્ધિ પ્રારબ્ધમાં નથી. તે કાર્યના અર્થે દેહ ધારણ કરનાર જો હઠયોગી હોય તો આગ્રહ ધારે તો તે પ્રારબ્ધ ચાલક થાય છે. આ પ્રારબ્ધનો ક્ષય થતે અન્ય જન્મમાં તે કાર્ય સાધ્ય થાય છે. એવો ભાવ છે.

देहपातं प्रकुर्याच्चेदात्महत्यां लभेन्नच ॥
आयुषा संयुतो वापि देहंत्यजतिनिश्चितं ॥२७॥

અર્થઃ—હવે આત્મહત્યાના પાપથી મુક્ત થવાને વર્ણવે છે. દેહધારક યોગી દેહ સંબંધે ક્ષોભીત થાય અને દેહપાત કરે તો પણ પુણ્ય પાપના અસ્પર્શથી અર્થાત્ પુણ્ય પાપ જેને સ્પર્શ કરતાં નથી. એવો પ્રારબ્ધહીન યોગી પોતાના બ્રહ્મીભૂતપણાના શ્રેષ્ટ આત્મબળથી આત્મહત્યાદિક દોષમાંથી મુક્ત રહે છે. વળી એમ પણ થાય છે કે વાયુ સાધન પ્રાબલ્યથી પોતાના સ્વાધીનપણાએ આયુષ્ય સંયુક્ત દેહનો ત્યાગ પણ કરે છે. એ પ્રકારે નિશ્ચય જાણવો.

तथापि योग संयुक्तो नदेहं त्यजति प्रभुः ॥
न प्रारब्धमतिक्रम्य करोति किंचिदंजसा ॥२८॥

**અર્થઃ**—હવે યોગીજનોનું અક્ષુબ્ધપણું કહે છે. પરમાત્મા પ્રભુરૂપ યોગી પોતાના સ્વાધીનપણાના આત્મબળથી પોતે સદાએ પુણ્ય પાપ સ્પર્શહીન હોવાથી અને યોગસંયુક્ત બ્રહ્મપૂર્ણતા સેવે તેવાને દેહત્યાગ કરવાની જરૂર નથી. કેમકે તેવા યોગી શાન્તિયુક્ત સ્વભાવ હોવાથી પ્રારબ્ધના ગમે તેવા નિયમને તેઓ કદાપી તોડી શકતા નથી.

**शान्तियुक्त स्वभावेन तिष्ठत्यत्र न संशयः ॥**
**यद्भावि तद्भवत्येव मायामोह विवर्जितः ॥२९॥**

**અર્થઃ**—એવા મહાયોગી જનો અહંમમ ભાવહીન માયા મોહ વિવર્જીત શાન્તિયુક્ત સ્વભાવ વડે કૃતકૃત્યતાના અનુભવપૂર્વક બ્રહ્મભૂય સ્થિતિ ભુક્તમાન કરતા હોય. તેમાં કંઈ શંકા નથી. તેથી પોતાના ચિત્ત વડે અહંમમ ભાવહીનત્વથી કદાપી ક્ષોભ પામતા નથી. માયા મોહ રહિત આનંદમાં રમે છે—

**देहपातेन किं ग्राह्यं देहरक्षणतस्तथा ॥**
**रचितं गणनाथेन सदा भवतु तादृशम् ॥३०॥**
**एवं निश्चित्य चित्तेन शान्तियुक्तस्वभावतः ॥**
**आचरेद्योग संयुक्तः स्वधर्मे संस्थितां क्रियां ॥३१॥**

**અર્થઃ**—હવે શાન્તિયુક્તપણું યોગીજનોનું કહેવાય છે. યોગીજનો વિચારયુક્ત છે કે—કૃતકૃત્ય સ્વભાવથી મને દેહ પાડવાથી શું લેવાનું છે ? ? તેમ ભોગની આશા હીન હોવાપણાથી દેહના રક્ષણમાં પણ શું મેળવવાનું છે ? ? પ્રારબ્ધ ભોગના ભોગવવાપણારૂપે શ્રી ગણુનાથે જે રચ્યું છે—તે જે પ્રમાણે રચાયું છે. તેજ પ્રમાણે તે ભલે ભોગવાઓ—અગર બનો તેમાં મારે કંઇ પણ જોવા જાણવાનું છેજ નહિં. (૩૦) એ પ્રકારે યોગી જનોનો નિશ્ચય હોવાથી શાન્તિયુક્ત સ્વભાવ વડે યોગ સ્વરૂપે રહેતાં છતાં—સ્વધર્મ મર્યાદા સેવતાં છતાં—લોક વિરૂદ્ધ આચરણના ત્યાગપૂર્વક ધર્મ મર્યાદા માન્ય કરતા પોતાના વર્ણાશ્રમ ધર્મની પ્રબલતા દર્શાવે છે.–(૩૧)

**वर्णाश्रम युतो योगी भवेद्यदि स सर्वदा ॥**
**तदा स्वधर्मजं कुर्या त्कर्मनिःसंग भावतः ॥३२॥**

**અર્થઃ**—એ પ્રમાણે યોગી પુરૂષની સ્થિતિનું વર્ણન કરી હવે વર્ણાશ્રમમાં રહેનાર યોગીની પંદર શ્લોક વડે કર્મ મર્યાદાને કહે છે—જો કે વર્ણાશ્રમમાં રહેનાર જીવ બ્રહ્મની એકયતાના યોગને સાધનાર સાધક ભક્તજન હોય તો અહંમમ ભાવ શૂન્યતાથી સમજે છે કે મારાથી અંહકારના આધારે કર્મસંગ કેવી રીતે થાય ? ? તેથી નિઃસંગ ભાવનાએ હમેશાં સ્વવર્ણાશ્રમ ધર્મ મર્યાદાનું પાલન કરતો વિચરે છે.

**देहः कर्ममयः प्रोक्तस्तयोऽकर्मि कुतो भवेत् ॥**
**व्यवस्था संभवं कर्मकृतं भवति न ह्यपि ॥३३॥**

**અર્થ**:—બ્રહ્મીભૂત યોગીને કર્મ સંસર્ગથી પરે હોવામાં કર્મનો અભાવ છે. તેથી કેવી રીતે શું કારણથી કર્મ કરે ?? તેને જણાવે છે કે–બ્રહ્મીભૂત સ્થિતીને પ્રાપ્ત થયા છતાં આ યોગી દેહસ્થ છે. કેમકે પ્રારબ્ધ કર્મ ભોગવે છે–એટલાજ માટે દેહને કર્મમય અન્ન ભક્ષણાદિ કર્મનો ત્યાગ કરવાનું બનતું નથી. કેમકે અન્નના આધારે દેહ છે. તેથી તે દેહને વિષે કર્મ રહિતપણું કેમજ સંભવે ?? નજ સંભવે. અન્નનો ત્યાગ કરવા થકી મરણનો સંભવ છે તેથી જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તી અવસ્થાના સંભવ રૂપ કર્મ કરવાનું ન કહે તો પણ કર્મ થયા વિના રહેતું નથી કારણ કે ત્રીગુણમય પ્રકૃતિને આધીન રહેલો આ દેહસ્થ પુરૂષ આત્મા છે એટલાજ માટે વર્ણાશ્રમમાં રહેનાર સાધક યોગી દેહ ક્રિયાયુક્ત-પણાથી અકર્ત્તા કદાપી પણ થતો નથી તેથી કર્મ કર્તા છતાં પણ અહંમમ રહિત નિસંગ ભાવ ધારણથી વર્ણાશ્રમને વિષે રહેનાર સાધક ભક્ત યોગીએ કર્મ કરવું

**यदि कर्म परित्यज्य तिष्ठेद्योग परायणः**
**तदा देह निपातेन युक्तो भवे न्न संशयः ॥३४॥**

**અર્થ**:—કોઇ માનશે કે સમાધિ વડે પ્રાણને મુક્તિ સ્થાનમાં લઇ જવાથી વાયુ સાધ્ય સામર્થ્ય વડે **ત્રિઅવસ્થા કર્મ હીન** થવાય છે તેથી કર્મની જરૂર નથી એમ જો કહેતા હો તો વાયુ સાધ્ય યોગપરાયણ યોગી ત્રિઅવસ્થાના કર્મનો સંભવ છોડી સ્થિત થાય. તો દેહપાત યુક્ત થાય. મરણ નહિં–જાગૃત અવસ્થાયુક્ત અત્યંત રોધથી જો કદાપિ પ્રાણ બ્રહ્મરંધ્ર છેદી બહાર નીકળી જાય તો મરણનો સંભવ છે તેથી આ યુક્તિ બરાબર નથી પણ જે પ્રાણરોધન ક્રિયા ઊર્ધ્વ ગતિએ લઇ જાય એવા કર્મના કર્તા યોગી છે એવો ભાવ છે તેમાં કંઇ સંશય નથી તેથી કર્મહીનપણું સંભવતું નથી.

**अन्न भक्षण रूपं यद्भवति कर्म निश्चितम् ॥**
**जागृत स्वप्नादिकं सर्वे त्यक्त्वा जीवति तत्कथं ॥३५॥**

**અર્થ**:—ભક્ષણ ક્રિયાત્મક રૂપપણાથી અન્ન ભક્ષણ કરવું એ પણ કર્મજ છે. તેમજ જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ આદિમાં પણ તે તે અવસ્થાનાં કર્મ છે તેથી કર્મ છોડીને કેમજ જીવાય ? મરણજ થાય એમ યોગીઓનો નિશ્ચય છે.

**क्रियतेनेन यत्किंचित्सा क्रिया परिकिर्तिता ॥**
**अतः कर्ममयोदेहस्तेन धर्मं समाचरेत् ॥३६॥**

**અર્થ**:—એટલાજ માટે વર્ણાશ્રમમાં રહેલા સાધક યોગીજનોએ અવશ્ય કર્મ કરવું. કર્મની ભિન્ન ભિન્નતા હોવા છતા યોગીજનો વડે કરીને જે કરાય છે તેજ ક્રિયા કહેવાય છે. માટે યોગીઓનો દેહ કર્મમય પ્રકૃતિને આધીન હોવાથી

કર્મના હેતુ રૂપ છે. તેથી વર્ણાશ્રમમાં રહેનારા અન્ય જનોને માટે વર્ણાશ્રમી યોગીએ ધર્મ મર્યાદાપૂર્વક અવશ્ય કર્મ કરવું.

**देह त्यागे समुद्युक्तो यदि योगी भवेत्प्रमो ॥**
**सहने द्वंद्व भावस्य न समर्थः सर्वं स्मृतः ॥३७॥**

**અર્થઃ**—ક્ષોભ પામેલા તેવા વર્ણાશ્રમી યોગીઓથી દ્વંદ્વ સહન થઇ શકે નહિં તેથી વખતે દેહનો ત્યાગ કરવાને માટે ઉત્સુક થાય તો તેને ક્ષોભ પામેલો જાણવો. અને દ્વંદ્વોનું સુખ દુઃખાદિકપણું પોતાના શાંતિહીન સ્વભાવથી સહન કરવાના સામર્થ્યથી રહિત છે એટલાજ માટે તેને દેહ પાડવાનું મન થાય છે એમ જાણવું.

**अशान्ति संयुतः सोपि योगहीनो यथा नरः ॥**
**तथा द्वंद्वं समालोक्य सहनेन समर्थकः ॥३८॥**

**અર્થઃ**—શાંતીનો જેણે ત્યાગ કર્યો છે એવો સાધક વર્ણાશ્રમીયોગી પ્રથમ કહ્યા પ્રમાણે ક્ષોભ પામેલો યોગહીન અશાંતિ વડે ધર્મનો નાશ કરનારો છે. શાંતિહીન સ્વભાવથી દેહ, ઇંદ્રિય, મન, બુદ્ધિ, વિગેરેમાં આ દ્વંદ્વો સહન કરવાને સમર્થતા નથી તો તે સાધક યોગીપણાને માન્ય પણ નથી. બ્રહ્મના અભેદપણાના અનુભવ વડે કરી બ્રહ્મીભૂતપણાને પામેલો યોગી કદાપી ક્ષોભ પામતો પણ નથી, તેમ યોગ ભ્રષ્ટ પણ થતો નથી, કેમકે બ્રહ્મમાં અભેદપણું એ જીવાત્મ દર્શનના અભાવ રૂપ છે. તેથી જ્યાં સુધી ચિત્ત લય ન જાય ત્યાં સુધીજ ક્ષોભ પામે જળમાં જળ મળી ગયા પછી પુનઃ ભિન્નતા સંભવતી નથી તેજ પ્રમાણે પ્રારબ્ધ ક્ષયમાં બ્રહ્મરૂપ થનારા અનુભવવાળા યોગીઓ ક્ષોભને પામતા નથી. આ ઉપરથી નિશ્ચય છે કે ક્ષોભ એ યોગીઓનું નિર્માલ્યપણું છે.

**गणेशेन कृतं तस्येच्छया सर्वं च यद्भवेत् ॥**
**भवतुतादृशं सर्वं सहेमित्यं सुशान्तिगः ॥३९॥**

**અર્થઃ**—હવે દ્વંદ્વ સમભાવ ધારક યોગીને સંશય નથી તે કહેવાય છે એવા યોગીજનો કૃતકૃત્યાત્મિકા રૂપ બ્રહ્મીભૂત સ્થિતીની પ્રાપ્તિથી સદાએ શાન્ત યુક્ત છે. એમ પોતાને અનુભવે છે. વળી તેઓનો નિશ્ચય છે કે–પંચાચત્ત વિહારાત્મક અને વિહારહીનાત્મક તે સત્યરીતે તો ગણેશજ છે અને તેમણે અભેદસ્વરૂપમાં કૃત અકૃત ભાવથી આ સર્વ વિહાર પ્રત્યક્ષ ભાવ ધારણ કરેલો છે તે ગણેશજીની સ્વેચ્છા જેમ હોય તેમ ભલે હો. આદિમાં વિવેકવડે કરી જોતાં કર્માધિન આ જગત્ વા દેહ છે ત્યાં સ્વસ્વકૃત કર્મ ભોગવવાપણાથી આજ્ઞાપાલક યોગી છે. એટલાજ માટે આ યોગી શાન્તિયુક્તપણાવડે સ્વ પ્રારબ્ધને ભોગવીજ લે છે. એ પ્રમાણે નિત્ય નિરંતર પોતાના દેહના મરણ પર્યંત તે સંબંધે આવી પડતાં દ્વંદ્વો પોતાની સહનશિલતાનું આત્મબળ ધારણ કરી સમ-

દૃષ્ટિથી શાન્તિ સ્વભાવ રાખવા સહન કરે છે.

**स योगी शान्तिहीनो न प्रभवेत्कचिदंजसा ॥**
**ब्रह्मभूतो महाश्रेष्टः पावनः सर्वदेहिनां ॥४०॥**

**અર્થ**:—આ સહન કરવાના મુળ સ્વરૂપને કથે છે કે—દ્વંદ્વ સહન કરવામાં સાક્ષાત્ સમભાવ ધારણ કરેલો છે એવા યોગી સંતાપ શાન્તિ સ્વભાવપણાથી કોઇપણ કાળે સંતાપયુક્ત કે શાન્તિહીન હોતાજ નથી. કેમકે દ્વંદ્વ સહન કરવામાં સમભાવ ધારક છે. એવા બ્રહ્મીભૂતપણાને પામેલા મહા શ્રેષ્ટમાં શ્રેષ્ટતર ક્ષોભહીન યોગી કીટાદીકથી નર દેહ પર્યંતના જીવાત્માઓના ઊદ્ધાર અને પાવનરૂપ છે કે જેમનાં દર્શન સ્પર્શ અને ઉપદેશ તે સર્વને પાવનકર્તા છે.

**अतो वर्णाश्रमस्थो यो योगी भवेत्सतत्क्रियां ॥**
**ब्रह्मार्पण तया कुर्यात्हृदि ध्यात्वा गजाननम् ॥४१॥**

**અર્થ**:—હવે એવા યોગીજનોનું પોતાનું કર્મ સ્વધર્માચરણ કર્ત્તવ્ય છે તેને વર્ણવે છે. શાન્તિધારક યોગી દ્વંદ્વ સમદર્શિ ભાવથી વર્ણાશ્રમ ધર્મનું પાલન કરનાર હોવાથી વર્ણાશ્રમસ્થ સ્વધર્મ ક્રિયાના આચરણપૂર્વક ભક્તિ પ્રભાવના બળથી સદાએ પોતાના હૃદયમાં શ્રી ગજાનનનું ધ્યાન કરે છે. કોઇ કહે કે શિવાદિનું ધ્યાન કેમ નહિં ??? તો તે વિષે સમજવાનું છે કે–શિવાદિ પણ બ્રહ્મસ્વરૂપના તૂર્યપાદનું સ્વરૂપ છે તેથી પરે તૂર્યાતીત ગણેશ તત્વ છે તેથી શિવને ધ્યાન કરવા યોગ્ય કે જેનું સદાશિવ સદા ધ્યાન કરે છે એવા સ્વસ્વાનંદ વાસી શ્રી મહાગણપતિ છે–કેમકે ગણેશતત્વ પૂર્ણ યોગાત્મક પૂર્ણ બ્રહ્મ છે તેથી તેમનુ ધ્યાન સર્વ ધ્યાનોમાં મુખ્ય છે. **एवं ध्यायति यो नित्यं सयोगी योगिनां वरः॥** એ પ્રમાણે ગણેશજીનું ધ્યાન કરનાર યોગી તે યોગીજનોમાં શ્રેષ્ટતર છે તેથી મહાવાકય પ્રતિપાદિત મહાયોગી સ્વરૂપ શિવબ્રહ્મ–તે પરબ્રહ્મનું ધ્યાન કરતાં શ્રેષ્ટ યોગીશ્વર ગણાયા છે. માટે મહાવાકયોમાં તેવા પ્રતિપાદનનો અભાવજ છે. **त्वमेव प्रत्यक्षं तत्वमासि ॥ श्रुतेः ॥** આ માહાવાકય તે ગણેશ તત્વ સ્વરૂપ છે તેથી ધ્યાન કરતાં સ્વવર્ણાશ્રમ ધર્મક્રિયા સર્વ તારકપણાથી કરતાં તે સર્વ કર્મ બ્રહ્માર્પણ કરે છે*

---

*ટીપ—શ્રીમુદ્‌ગલપુરાણના પ્રથમખંડના ૫ મા અધ્યાયમાં શ્રીપાર્વતીજીએ શ્રીસદાશિવ શંકરને પૂછ્યું છે કે–હે પ્રભો !!! त्वं किं समाधिनादेव ध्यायसेमांवदप्रभो ॥ त्वतःपरतरं किंचिन्नदृष्टं नैवसंश्रुतं તમો સમાધિ સમયે કોનું ધ્યાન કરો છો. તે કહો. તમારાથી પરતર એવા અન્ય કોઈ દેખ્યા પણ નથી. અને સાંભળ્યા પણ નથી. તેના ઉત્તરમાં માહાદેવજી કહે છે કે–श्रुणुप्रिये प्रवक्ष्यामि यंध्यायामि दिवानिशं ॥ गणेशं हृदिसंस्थंमे स्वानंद वासिनं परं ॥ હે પ્રિયે પાર્વતી !!! તે કહું છું કે. હું તે રાત્રી દિવસ મારા હૃદયમાં સ્થિત રહેલા સ્વાનંદ નગર નિવાસી અર્થાત્ પોતાના આનંદરૂપમાં રહેલા

**यदि स्वधर्म संयुक्तं कर्म नैव समाचरेत् ॥**

**त[illegible]न्ये त्यजेयुःस्वधर्मकम् ॥४२॥**

**અર્થઃ**—જોકે બ્રહ્મીભૂત યોગી વિધિ નિષેધહીન સ્થિતિપણાથી વર્ણાશ્રમસ્થ હોઈ સ્વધર્મ સંયુક્ત કર્મ ન કરે તો તે અન્ય રીતે **અયોગી** કહેવાય છે. પોતાના સમાન વર્ણાશ્રમધારક પણ સ્વધર્મ ત્યાગી તે યોગીને જોઇને સ્વધર્મનો ત્યાગ કરે તો સ્વધર્મ કર્માચરણહીન થાય છે. સર્વ શાસ્ત્રનો જ્ઞાતા યોગી જન્મમરણ બંધક કર્મને જાણીને કદી કર્મ ન કરે તે પ્રમાણે અલ્પજ્ઞ પુરૂષ યોગાનુભવ હીનદશામાં તેમ કહે કે અમે શા માટે કરીયે ? ? અમો પણ કર્મ ત્યાગથી બ્રહ્મીભૂતજ છીએ એમ નિશ્ચય કરી સ્વધર્મનો ત્યાગ કરે તેને દોષ પ્રાપ્ત થાય છે. સર્વોધ્ધારક યોગી આવી વિપરીત ચેષ્ટા કદાપી કરતાજ નથી કેમકે ગણેશ ગીતામાં કહ્યું છે કે—**पावयंत्यखिलान्लोका न्वशीकृत** जगत्रयाः ॥ **करुणा पूर्णहृदयाबोधयंतिश्च कांश्चनेतिः** ॥ વેદમાં પણ કરૂણા યુક્તપણાવડે યાજ્ઞવલ્ક્યાદિ જનકાદય પણ ઉપદેષ્ટા બન્યા છે છતાં તે સ્વધર્મનો ત્યાગ કરી શકયા નથી (એવા અલ્પજ્ઞ જન કલિમાં કર્માચરણના ત્યાગવડે શુષ્કવેદાન્તિ કહેવાય છે.)

---

એવા—ગણેશનું સદાએ ધ્યાન કરતો સમાધિ કરૂં છું. કે જે મારી કુલદેવતા છે. તેમજ આગળ ૮ મા ખંડમાં શ્રીનંદિકેશ્વરે પ્રશ્ન કર્યો કે—योगिभ्यो योगनाथस्त्वं योगसिद्धि प्रदायकः ॥ त्वत्तः परतरं नास्ति भजसे कं गजाजनं ॥ वेदे शिवसुतः प्रोक्तो गणेशोनात्रशंसयः ॥ तं कथं भजसे नाथ स्वपुत्रं स्वामिनं यथा ॥ હે પ્રભો ! ! ! શંકર ! ! ! તમેજ યોગીજનોના યોગનાથ છો. યોગસિદ્ધિને આપનારા છો. તમારાથી શ્રેષ્ટ અન્ય કાંઇ નથી છતાં તમે ગજાનનનું ભજન શા માટે કરો છો ! ! ! વળી વેદમાં ગણેશજીને શિવસુત કહેલા છે. તેમાં કાંઇ શંકા નથી. તેથી હે નાથ ! ! ! તમો તેમના પિતારૂપ સ્વામિ છતાં તે પોતાના પુત્ર રૂપને શા માટે ભજો છો ? ? વિગેરે વચનો કહેવાથી નંદિકેશ્વરને સદાશિવ કહેવા લાગ્યા. विद्याधिशोहमे[illegible]कथितो वेदवादिभिः ॥ योगविद्यां मयाश्रित्य गणेशः प्रकटीकृतः ॥ समाधिजं परंब्रह्म तदेव पुत्र उच्यते ॥ अतःसमाधिजो योमे गणेशः पुत्रतां ययौ ॥ વેદના જાણવાળા પુરૂષો હું એક એવા इशानःसर्व विद्यानां० શ્રુતિસિદ્ધ સદાશિવને જ વિદ્યાધિશ્વર કહે છે. અને મારાવડે આશ્રિત્ય એવી આ યોગવિદ્યા મારી સમાધિ સમયમાં મારા હ્રદયમાં રહેલા પરબ્રહ્મ ગણેશજીને પ્રકટ કરી શકે છે—મેં મારા હ્રદયમાં ઉત્પન્ન કર્યા. તેથી તે મારા પુત્ર કહેવાય છે. અને તેથી સર્વ જનો મારા પુત્ર નામથી કહે તો તેમને મેંજ સાક્ષાત્ કરેલા છે. शिवसुताय वरदमूर्तये नमः આવી રીતે વેદમાં પણ વર્ણન હોય તો તે ખરાબર છે. અન્ય વિષ્ણુ આદિ દેવો તે વિદ્યાધિપતિ કહેવાતા નથી. તે સર્વ વિદ્યાવડે જ્ઞાનસંયુક્ત ગણાય છે તેથી તે સર્વે મારા શિષ્યો છે એમ જાણો. તેઓએ પણ મારા ઉપદેશપૂર્વક—યોગબલથી ગણેશજીને પ્રકટ કરેલા છે. તેથી તે પરબ્રહ્મ ગણેશજી તેમના પણ પુત્ર તરિકે ગણાયા છે. આદિમાં મેંજ સમાધિમાં ગણેશને પ્રકટ કીધા. તેથી તે સર્વનો હુંજ સાક્ષાત્ ગુરૂ રૂપ હોવાથી મને યોગી જગદ્ગુરૂ કહેવાય છે. વિ૦

**अतो लोकोपकारार्थं योगी कर्म समाचरेत् ॥**
**अन्यान्कर्मयुतान्कुर्यात्स्ववशान्धर्मपालकः ॥४३॥**

**અર્થ**:—હવે લોકના ઉધ્ધારાર્થે પણ યોગીએ સ્વધર્મ કર્માચરણ કરવું જોઇએ એમ વર્ણવી આગળ કહે છે કે-વર્ણાશ્રમ ધર્મમાં રહેનારા યોગી જો કર્મનો ત્યાગ કરે તો નરકની પ્રાપ્તિ થાય છે કેમકે ઊલટો અર્થ ધારણ કરી અજ્ઞાનમાર્ગે વહન કરે છે એવા જનોના ઉધ્ધારાર્થે માત્ર લોકોપકારક યોગીજનો સ્વધર્મોક્ત કર્મનું આચરણ કરે અને સ્વધર્મનું પાલન કરે અને પોતાની આજ્ઞામાં રહેનાર પવિત્ર શિષ્યભક્તો તેમ અન્ય જીવાત્માઓને સ્વધમાચરણથી પણ યુક્ત રહેવાને બોધ કરે.

**सर्वेभ्यश्चाधिको योगी कुर्यात्सत्कर्म धर्मदं ॥**
**तादृशं कर्म सर्वेपि करिष्यन्ति विशेषतः ॥४४॥**

**અર્થ**:—આવા યોગીજનોને સ્વધર્માચરણ કર્મ કરતા જોઇને અન્યજનો યા ભક્તજનો સ્વધર્માચરણમાં પ્રિયતા ધારણ કરે છે. સર્વ શાસ્ત્ર રહસ્યથી જ્ઞાતા યોગીજનો સર્વ યોગીઓમાં અધિકજ છે તેથી સત્કર્મ ધર્માચરણ ધારણ કરેજ કરે તેવાનું જોઇને બીજા લોકો તાદૃશ કર્મ કરે છે. સ્વધર્માચરણ કર્મ બ્રહ્માર્પણ કરે તેથી તે બ્રહ્મીભૂતતાને પામેલા છે. શ્રેષ્ઠ આચરણ શુભફળદાતા છે.

**तेन प्रामाण्य मानंदात्कृतं कर्मप्रजापते ॥**
**तदेव सर्वं लोकाश्च मान्यंकुर्वतिनिश्चितं ॥४५॥**

**અર્થ**:—હવે યોગીજનો જેને પ્રમાણ માને છે તેને લોક પ્રમાણરૂપ ગણે છે તે કહેવાય છે. સર્વ ભાવદર્શિપણાના આનંદથી યોગીજનો જે કંઇ કર્મ કરે છે-તે અનુભવજન્ય અને સત્ય હોવાથી સર્વલોકને તે પ્રમાણભૂત એટલે માન્યરૂપ હોય છે. એમાં શંકા નથી.

**ब्रह्मार्पण तया कर्म बंधदं न भवेत्कदा ॥**
**ब्रह्म प्राप्तिकरं तस्य फलं प्रोक्तं मनीषिभिः ॥४६॥**

**અર્થ**:—સ્વર્ગભોગની વાસનારહિતપણાના યોગીજનો વેદાદિમાં કરેલી આજ્ઞા પ્રમાણે કર્મ કરવાથી સ્વર્ગની પ્રાપ્તિરૂપની ઈચ્છા કરતા નથી. સ્વર્ગપ્રાપ્તિ પુણ્યપાપના યોગરૂપ છે તેથી સાચા વિદ્વાન્ ગણાતા યોગીજનો જે કર્મ કરે છે તે સત્કર્મ એટલે સત્વગુણી કર્મ બ્રહ્માર્પણજ કરે છે તેથી તેઓને કદાપી પણ બંધન નથી. કર્મફળની અપેક્ષારહિત નિર્વાસનીક કર્મો વેદમાં વર્ણવ્યા પ્રમાણે બ્રહ્માર્પણ થતાં બ્રહ્મીભૂતપણાની પ્રાપ્તિરૂપ છે તે કર્મ બ્રહ્મ પ્રાપ્તિકર બ્રહ્મૈક્ય ભાવને આપનાર કહેવાય છે. નિર્વાસનીક કર્મો સ્વર્ગ પ્રાપ્તિકર નથી. तंवेदानु वचनेन विविदिषंति ब्रह्मचर्येण तपसा श्रद्धया यज्ञेनानशनकेनचैतमेव विदित्वामुनिर्भवरयेतमेवमवाजिनो लोकममीप्संतः मव्रजंतीति श्रुतेः ॥ ( પરમહંસ ઉપનિષદ્ જુઓ.)

**योगीभिश्चकृतंकर्म लोकसंग्रह कारणात् ॥**
**असक्त मनसा नित्यं नैमितिकं न बंधदम् ॥४७॥**

**અર્થ:**—યોગીજનો કર્મ કરે છે તે ભોગપ્રાપ્તિને માટે નથી. માત્ર લોકસંગ્રહને માટેજ છે તેથી ભોગ અને મોક્ષની સત્તાહીન મનવડે આસક્તિ રહિતજ નિત્ય અને નૈમિત્તિક સત્કર્મો જન્મ મરણાદિક બંધનરૂપ કર્મ–બંધનના રૂપમાં નથી–જેકે વાસનાયુક્ત કર્મો જે ચિત્તથી થાય તે ચિત્ત કર્મવાસના યુક્ત ભોગફળને આપનાર છે તેમ ચિત્તની નિર્વાસનાર્થ કરેલાં કર્મો મોક્ષફલને આપનાર છે. આ બંન્ને ચિત્ત યોગીજનોમાં નથી. યોગીજનો કૃતકર્મો કેવળ બ્રહ્માર્પણજ કરે છે. એટલાજ માટે ચિત્તરૂપ જે મન તેજ બંધન અને મોક્ષના કારણરૂપ છે. આ બંન્ને સાપેક્ષત્વ હોવાથી જરૂરનાં નથી એમ યોગીજનો જાણે છે.

**सदा ब्रह्ममयत्वेन तेनकिंचित्कृतं न च ॥**
**देह स्वभावजो भावो भवेदस्य निरंतरम् ॥४८॥**

**અર્થ:**—હવે યોગી કંઇપણ કરતા નથી–કેમકે માયા લયગતપણાથી તે સ્વસ્વરૂપને વિષે અનુભવથી જાગૃત છે. તેને કહે છે–યોગીજનોને બ્રહ્મીભૂત ભાવના વડે નિરંતર બ્રહ્મમયપણાથી કંઇપણ કર્ત્તાપણાનું અહંમમ નથીજ નથી. વળી બ્રહ્મતત્વના અભેદપણાથી જાગૃત અવસ્થામાં થતાં અન્ન ભક્ષણાદિક કર્મો તે પણ પોતે કરતા નથી એમ સારી પેઠે સમજે છે. કોઈ શંકા કરે કે–દેહ ધારણ કરેલા યોગીજનો કર્મ કરે છે એમ જણાય છે–કેમકે યોગીના બાહ્ય શરીરનું દર્શન છે–તેના નિરસનને માટે કહે છે કે આ યોગી નિરંતર દેહસ્વભાવના ભાવથી કર્મ કરતા હોય છતાં તેના બ્રહ્મીભૂતપણામાં બંધ મોક્ષરૂપ અહંમનનો અભાવ હોવાથી દેહભાનનો તેમને સદાનો અભાવ છે. તે પૂર્ણ બ્રહ્મરૂપે જોનારા છે તેથી તે મિથ્યાભાનરૂપ દેહના બંધનથી સદાએ રહિત બ્રહ્મીભૂત છે.

**अन्यं मार्ग प्रवक्ष्यामि ये निंदंतिस्तुवंतितं ॥**
**योगिनं पापमोक्तारो भवंति पुण्यमोगिनः ॥४९॥**

**અર્થ:**—યોગીજનોએ કરેલું કર્મ સફલજ છે તેને વર્ણવે છે. યોગીજનોએ કરેલું કર્મ પ્રત્યક્ષ દેખાય છે છતાં યોગીએ કરેલા કર્મના ફલભોક્તા અન્ય બને છે. યોગીજનોની સ્તુતિ અને નિંદા કરનારને માટે ફલભોગ માર્ગને કહીએ છીએ કે–યોગીઓને યોગચેષ્ટારૂપે જોનાર તેમની સ્તુતિ કરે છે તેથી સેવાભાવથી તે યોગીઓના પુણ્યને ભોગવે છે. સ્તુતિસેવા કરવાના સંબંધથી પુણ્ય ભોગવે એ નિશ્ચય છે તેજ પ્રમાણે યોગીજનોને દેહ ચેષ્ટારૂપે જોનારા તેમની નિંદા કરે છે તે યોગી કૃત પાપફળના ભોક્તા થાય છે.

**योगीना यत्कृतं पापं तं स्पष्टुं न क्षमं कदा ॥**
**निंदकांस्तत्समाश्रित्य प्रतिष्ठे त्तस्य नित्यदा ॥५०॥**

**અર્થ**:—યોગીજનોએ કરેલું યોગીઓજ કેમ ન ભોગવે ?? તો તેમ નહિંજ–કેમકે યોગીજનો બ્રહ્મીભૂતપણાથી દેહસબંધે અહં મમતામય કર્મના ભાનના અભાવરૂપ છે તેથી કર્મફળ હીનપણાથી તે પાપને સ્પર્શ કરતાજ નથી તેથી તે પાપના ભોક્તા નથીજ નથી. જગતના અલ્પજ્ઞ માણસો યોગીજનોને દેહ ધારણ કરેલા જોઇને અહંમમ ધારણ કરેલા જાણે તે જાણનારા પોતાની બુધ્ધિની દૃષ્ટિથી જાણે છે. અલ્પજ્ઞ જનો પોતાના જેવા અભિમાની અને દેહધારી જાણી યોગીને પોતાના સમાન ક્રિયા કરનાર જાણી નીંદા કરે પણ એમ સમજનારની મોટી ભુલ છે છતાં અણસમજમાં જે નિંદા કરે છે તેથી યોગીજનોથી થતા પાપના ભાગીદાર તે થાય છે.

**योगिना यत्कृतं पुण्यं तदेव तं न संस्पृशेत् ॥**
**स्तुवतस्तान्समाश्रित्य नित्यंतिष्ठेत् स्वभावजं ॥५१॥**

**અર્થ**:—એ પ્રમાણે યોગીજનો જે કંઇ પુણ્ય કરે છે તેમાં પણ દેહ અહં મમતાધારક ન હોવાથી કર્મફલ હીનપણાએ તે પુણ્યને પણ સ્પર્શ કરતા નથી તેથી પુણ્યના ભોક્તા પણ નથી. યોગીઓના પુણ્યકર્મની ચેષ્ટામાં યોગધર્મની યોગ્ય ચેષ્ટાને જોનારા મહાભક્તરાજ પુણ્યભાગી સેવા કરનાર જનો તેમના તરફ બહુજ પ્રેમથી પરમાત્મરૂપ જાણી સેવા કરે છે તેથી આ યોગીજનોએ કરેલાં પુણ્યકર્મફળો તે સ્તુતિસેવા કરનાર પુણ્યભાગીજનોને પ્રાપ્ત થાય છે–એમ યોગીજનો કૃતકર્મથી સદાએ મુક્ત રહે છે.

**अतो न योगिनां निंदां कदा कुर्याद्विचक्षणः ॥**
**सेवा समाचरेत्तेषां तेन सौख्ययुतो भवेत् ॥५२॥**

**અર્થ**:—હવે માણસોનું વિચિક્ષણત્વ કહેવાય છે. પૂર્વે કહી ગયા પ્રમાણે પાપપુણ્ય ગતિ જ્ઞાન યુક્તપણાથી વિચિક્ષણ પુરૂષોએ જેટલી બની શકે તેટલી સેવાજ કરવી પણ કદાપિ નિંદા તો નજ કરવી જોઇએ–કેમકે યોગીજનોનાં લક્ષણો અહંમમ રહિત હોવાથી જ્ઞાન અજ્ઞાનહીન જેવાંજ રહે અને દેખાય છે એટલાજ માટે તેઓ પોતાના બ્રહ્મત્વથી જાગૃતજ હોય તેથી તેમની ક્રિયાચેષ્ટા આપણી મતિ પ્રમાણે આપણે સમજીએ તે બરાબર સત્ય છે એમ સમજવું નહિ તેથી સેવા કરવી પણ નિંદા કરી પાપના ભાગી બનવું નહિં. યોગીનાં ગુપ્ત લક્ષણોના ભાવથી યોગીઓની સેવાજ કરવી એ કલ્યાણરૂપ છે તેમની ચરણસેવાથી દરેક માણસ સુખરૂપ થાય છે. અષ્ટાવક્ર કહે છે કે–संतुष्टोपिन संतुष्टो खिन्नोपिचन खिद्यते ॥ तस्याश्चर्यदशांतांतां तादृशाएवजानत ॥ इति તેમજ तस्य पुत्रादाय मुपयंतिसुहृदः साधुकृत्यांद्विषंतः पापकृत्यामिति ॥ श्रुतेः ॥

**वने यदि स्थितो योगी प्रारब्धेन नियंत्रितः ॥**
**फलादिकं तत्रभूंजन् भ्रान्त्यारिक्षेत्तदा ॥५३॥**

**અર્થ**:—યોગીજનોની નિંદા કરનાર કે સેવા કરનાર કોઇ ન હોય ત્યારે યોગીજનો પોતાનાં કરેલાં કર્મ પોતે ભોગવે કે કેમ તેને વર્ણવે છે. યોગીજનો સ્વેચ્છા વિહારીપણાથી કદાપી વનમાં રહેતા હોય એટલે પ્રારબ્ધવશાત્ વન નિવાસ કરતા હોય ત્યારે દ્વંદ્વ સમભાવ ધારણથી ફલ કંદ મુળ પત્ર ઇત્યાદિકથી પોતાનો નિર્વાહ કરે અને સદાકાળ શાન્તિમાં રહે.

**तस्य निंदाकरा स्तस्य तथा सेवाकरा नच ॥**

**एक एव महायोगी शुभाशुभं समाचरेत् ॥५४॥**

**અર્થ**:—ત્યારે તેવા યોગીજનોની નિંદા કરનાર કે સેવા કરનાર કોઇપણ હોયજ નહિં—કેમકે અરણ્ય નિવાસમાં તેવાઓનો અભાવ છે અને વનમાં પશુરક્ષણ કે પશુહિંસા આદિ શુભાશુભ કર્મ તો તેવા યોગીજનોથી પણ થાય છે.

**तदेव देह पातेस्य योगिनश्चमृतं भवेत् ॥**

**शुभाशुभ निराधार मुपोषण समन्वितम ॥५५॥**

**અર્થ**:—ત્યારે દેવચિંતનાદિકકે પશુયોનિ ગમનાદિક એવાં શુભાશુભ કર્મયોગે તે યોગી પોતાના દેહનો ત્યાગ કરે ત્યારે સ્તુતિ નિંદાકૃત જનોના અભાવે ઊપોષણયુક્ત હોય છે તેથી તેવા યોગી અમૃતને પામે છે—કેમકે તેવા યોગીજનો બ્રહ્મના અભેદપણાથી અમૃત તુલ્ય છે.

**एतत्ते कथितं दक्ष ब्रह्मीभूतस्य चेष्टितं ॥**

**कर्मयोगमयं पूर्ण श्रवणाच्छुभदं भवेत् ॥५६॥**

**અર્થ**:—એ પ્રમાણે કર્મયોગ વિધિના ઉપસંહારને કહેતાં હે દક્ષ પ્રજાપતિ ! ! ! બ્રહ્મીભૂતપણાને પામેલા યોગીજનોના કર્મયોગમયની ચેષ્ટા તમોને કહી સંભળાવી જે સાંભળવાથી ક્રમ યાગીજનો કલ્યાણને પામે છે.

**अथ योगं प्रवक्ष्यामि ज्ञानात्मक महं परं ॥**

**योगिभ्यः सुखदं पूर्ण शान्ति युक्तं विशेषतः ॥५७॥**

**અર્થ**:—હવે સોળ શ્લોકવડે તેવા યોગીના જ્ઞાનયોગને કહે છે—ત્યાર પછી એ પ્રકારે કર્મયોગને સાધ્ય કરી, આગળ જ્ઞાનયોગના અધિકારીને કહેવાય છે. ક્રમ ક્રમવડે સ્થિર ચિત્ત પ્રાપ્તિના સંભવથી યોગીઓ કલ્યાણને અને અન્ય રીતે કર્મભ્રષ્ટ અયોગી એટલે અહં ભ્રષ્ટ થયેલા જનો નરકને પામે છે. શાન્તિને આપનાર કર્મયોગના નિશ્ચયથી વિશેષ શાન્તિને આપનાર એવા જ્ઞાનયોગના આચરણ યુક્ત થાય છે. હવે પૂર્ણ જ્ઞાન સાહિત્ય યોગરૂપ સ્થિતિને વર્ણવે છે તે સાંભળો.

**देहः कर्मात्मकः प्रोक्त स्तत्रयोगं समाचरेत् ॥**

**ब्रह्मार्पण तया कर्म चाचरन् शान्ति धारकः ॥५८॥**

**અર્થ**:—હવે દેહાદિવડે કર્મયોગ વિધિ સાધ્ય કરી પૂર્ણયોગની સર્વ સ્થિતિધારક યોગીજનોનું વર્ણન થાય છે—કેમકે પૂર્ણયોગ સ્થિતિથી કૃતકૃત્ય

થાય છે. હવે કર્મયોગની સાધ્યતા કરનાર યોગી—ક્રિયાત્મક દેહ અને દેહ ઉપલક્ષીત ઇન્દ્રિય, મન, બુદ્ધિથી ગ્રાહ્ય એવાં સતકર્મો અને તેનાં આચરણો સર્વ બ્રહ્માર્પણજ કરે છે એ વાત આગળ કહેવાઇ ગઈ છે. તેવાં કર્મ બ્રહ્માર્પણ યોગ પ્રાપ્ત યોગીને દેહાદિકના સંબંધમાંજ જ્ઞાનયોગ પ્રાપ્ત થાય છે—કેમકે બ્રહ્માર્પણ કર્મથી બ્રહ્મના અભેદપણાનો માર્ગ જે યોગરૂપ જ્ઞાન—તે પ્રાપ્ત થાય છે.

**ज्ञानस्फूर्तिमयं प्रोक्तं हृदि तिष्ठति सर्वदा ॥**
**विवेकात्ममयं तत्र ज्ञानयोगं समाचरेत् ॥५९॥**

**અર્થ:**—હવે **જ્ઞાનયોગ** સ્વરૂપને વર્ણવે છે. ઉપર જણાવ્યા પ્રમાણે બ્રહ્માર્પણ કર્મ કરવાથી બ્રહ્મના અભેદપણામાં લઈ જનાર જ્ઞાનની સ્ફૂર્તિ આપોઆપ પ્રગટ થાય છે અને તેથી પ્રથમ નાના પ્રકારના પદાર્થની વિવેકાત્મ બુદ્ધિની સ્ફૂર્તિ આવે છે. અને સર્વ પદાર્થ માત્રના સ્વરૂપને યથાર્થ જાણવા પણાથી તે પોતાને જ્ઞાનાત્મિકા બુદ્ધિના સાક્ષી આત્મા સ્વરૂપે જાણે છે તે પ્રમાણે થતાં તન્મય જ્ઞાન થાય છે. એમ સર્વદા દિનપ્રતિદિન વૃદ્ધિને પામતાં બુદ્ધિના અહંમમ ભાવયુક્ત જ્ઞાનમય રહે છે તેમાં વિવેક એજ આત્મમય સ્વરૂપથી વિવેકાત્મ ભાવરૂપ ભલે તે અહંમમ ભાવધારક જ્ઞાન કે અજ્ઞાન યોગ દેહાદિથી બુદ્ધિ પર્યંતનુ કેવળ વ્યવહારિક કે પારમાર્થિક પણ તે સર્વ આગળ ઉપર પૂર્ણ જ્ઞાનયોગમાં સમર્પણ કરવાનુંજ છે—કેમકે અહં દેહબુદ્ધિ સાથેનું જ્ઞાન સંગયુક્ત હોવાથી નિસંગ કરવાની જરૂર છે અને તે જ્ઞાનયોગ ધારણ કરવાનો છે તેથી તેણે વિવેકપૂર્વક જ્ઞાનની સમજણ લેવાની છે.

**हृदि यद्यद्भवेज्ज्ञानं नाना योगार्थं सौख्यदं ॥**
**अथवा विषयार्थानां बोधकं तत्स संत्यजेत् ॥६०॥**

**અર્થ:**—હવે જ્ઞાન ભેદનું વર્ણન થાય છે. જુદા જુદા પ્રકારથી સંપ્રજ્ઞાત સમાધિ ભેદ અને અસંપ્રજ્ઞાત સમાધિ ભેદ આદિ સુખ પ્રાપ્તિ કરનાર યોગના સિધ્ધજ્ઞાનથી બ્રહ્મ પરમાત્માના અનુભવવડે યોગી સત્યસુખઆનંદ તૃપ્તિને મેળવે છે—કે જ્યાં માયાના મિથ્યાપણાના ભાનનો અસંભવજ છે કેવળ બ્રહ્મ પરમાત્માના અનુભવાત્મક ભાનનેજ જ્ઞાન કહેવાય છે અથવા પક્ષાંતરે શબ્દ સ્પર્શરૂપ રસગંધાદિ વિષયભોગાનુભવ જે વિષય તેનું બોધકજ્ઞાન તેના અનુભવ સુખને જાણનાર જે યોગી તેતે સુખાનુભવનો ત્યાગ કરી કેવળ જ્ઞાનમય બ્રહ્મ સ્વરૂપના અભેદપણાના સાક્ષાત્ અનુભવથી અખંડ જ્ઞાનને જાણી નાના પ્રકારના દેહ અને બુદ્ધિ આદિકના જ્ઞાનને મિથ્યાભાનરૂપ સમજી પોને પોતાના અનુભવ સુખવડે અહં મમત્વથી કેવલ રહિત સ્થિતીથી રહે તેજ સત્યજ્ઞાન છે—કે જેમાં બ્રહ્મસ્વરૂપના સાક્ષાત્ અભેદપણાના અનુભવથી રજ્જુ સર્પવત્ માયામય નાના પદાર્થજ્ઞાનની ભ્રાન્તિ કે જે અજ્ઞાન છે તે લય જાય છે.

उत्पत्ति नाश संयुक्तं ज्ञानं विषय बोधकं ॥
ब्रह्म सौख्यप्रदं ज्ञानं योगभूमि प्रभावजं ॥६१॥

અર્થ:—નાના નાના પ્રકારના જ્ઞાનસ્વરૂપમાં અભેદસ્વરૂપનું વર્ણન હવે ત્રણ શ્લોકથી થાય છે. વિષય બોધકજ્ઞાન તે ઉત્પત્તિ નાશયુક્ત ભ્રાન્તિધારક જ્ઞાન કહેવાય છે તે પ્રમાણે યોગભૂમિ પ્રભાવને ઉત્પન્ન કરનાર અહંરહિત જે જ્ઞાન તે બ્રહ્મસુખને આપનાર જ્ઞાન છે અને તે માયાના મિથ્યાભાનના ત્યાગથી ભ્રાન્તિનાશક છે એ પ્રમાણે જ્ઞાનના બે પ્રકાર જાણવાના છે.

उपाधि संयुतं चैकमनुपाधि युतं परं ॥
तत्त्वक्त्वा योग संयुक्तो भवेद्योगी महायशाः ॥६२॥

અર્થ:—હવે ભયભ્રાન્તિ ત્યાગાત્મક જ્ઞાનનું વર્ણન થાય છે. એક ઉપાધી યુક્ત અને બીજું નિરૂપાધિ યુક્ત—માયાની ઉપાધિ સાથેનું અહંમમ મોહ ધારણથી વિષય બોધાત્મક તે ઉપાધિ સંયુક્તજ્ઞાન કહેવાય છે—તેમ સંપ્રજ્ઞાત સમાધિના અનુભવરૂપ અહંમમ ભાવનાશાત્મક—રજ્જુ સર્પવત માયા મિથ્યાભાન નાશાત્મક—જ્ઞાન તે નિરૂપાધિ યુક્ત કહેવાય છે. આ પ્રકારે યથાર્થ સમજનાર મહાયશવાળા યોગીજનો તે બંન્નેનો ત્યાગ કરી કેવળ યોગસંયુક્ત બ્રહ્મીભૂતપણાના અનુભવના લય સહવર્ત્તમાન પરમપદરૂપ બ્રહ્મ છે.

ज्ञानानां सकलानांच योगे ज्ञानमयः स्मृतः ॥
योगस्तत्रभवेल्लीनो ब्रह्मीभूत स्वभावतः ॥६३॥

અર્થ:—એ પ્રકારે સર્વ પ્રકારના જ્ઞાનને વિષેની માયામય મિથ્યા ભાનાત્મક ભ્રાન્તિયુક્ત જ્ઞાનના ત્યાગવડે યોગપ્રાપ્તિ છે. ભ્રાન્તિસહિત જ્ઞાનના ભેદથી ખંડજ્ઞાન યોગવડે સર્વ પ્રકારનું જ્ઞાન ભેદાત્મક હોવાથી તેને જ્ઞાનમય યોગ કહેવાય છે કેમકે તે સર્વ અહં મમભાવ ત્યાગ સંભવરૂપ છે. ત્યાં તે જ્ઞાનમય યોગથી પરે જતાં બ્રહ્મીભૂત સ્વભાવથી સર્વજ્ઞાન દર્શનવડે પોતાના આત્માનો બ્રહ્મસ્વરૂપમાં લય કરે છે. જ્યાં તે લીન થાય છે એટલે પુનઃ ભ્રાન્તિનો સંભવ નથી.

ब्रह्मणि ब्रह्मभूतोहं मम ज्ञानंकुतो भवेत् ।
नाना भ्रान्ति करं हृत्स्थं त्यक्त्वा ब्रह्मपरो भवेत् ॥६४॥

અર્થ:—હવે દેહ પ્રારબ્ધયોગને ધારણ કરવાવાળાઓનું બ્રહ્મીભૂતપણું કહેવાય છે. ઉપર પ્રમાણે બતાવેલું જ્ઞાનાત્મક ( જ્ઞાનમય યોગ ) બ્રહ્મસ્વરૂપમાં હું બ્રહ્મીભૂત છું અને મારા દેહનું પ્રારબ્ધ ભોગવું છું. એમ નાના પ્રકારની ભ્રાન્તિ કરનાર જગતબ્રહ્મના અનુભવનું જ્ઞાન હૃદયમાં પાંચ પ્રકારના ચિત્તવડે થાય છે તે સત્યરીતે માયાના મિથ્યાપણાના અનુભવી બ્રહ્મીભૂતપણાને પામેલા યોગીને કદાપી હોયજ નહિં તેથી તે જ્ઞાન બ્રહ્મીભૂત યોગીજનોએ ત્યાગ કરી

દેહમાં રહેલા એવા આત્માના જ્ઞાનની બુદ્ધિનો પણ ત્યાગ કરી પર એવા બ્રહ્મ સ્વરૂપની નિસંગ સમાધિના સામર્થ્યથી બ્રહ્મીભુત સ્થિતિએ રહેવાનો નિશ્ચય કરેલો છે.

**अनेन विधिना सर्वं ज्ञानं त्यक्त्वा हृदिस्थितम् ।**

**शान्तियुक्तः स्वयं योगी तिष्ठेत् ब्रह्मपरायणः ॥६५॥**

**અર્થ**:—હવે બ્રહ્મીભૂતની શાંતિનું વર્ણન થાય છે. એ પ્રમાણે ઉપર બતાવેલી વિધિથી દેહ સાથેના આત્માના જ્ઞાનરૂપ ભેદજ્ઞાનના નાશરૂપ હૃદયમાં રહેલા સર્વ સંબંધીના જ્ઞાનને છોડી કેવળ બ્રહ્મપરાયણતાએ સર્વજ્ઞપણાના આત્માનો લય કરી ભિન્નત્વ છોડી સદા શાંતિયુક્ત પોતે દ્વંદ્વ સમભાવ ધારણથી તે બ્રહ્મીભૂત યોગી રહે છે.

**न कर्त्ताहं कदाचिद्वै कारयिता न निश्चितं ।**

**माया मोह युतामांते वदन्ति कर्म कारिणा ॥६६॥**

**અર્થ**:—હવે દેહકૃત કર્મના અભાવને વર્ણવે છે. એવા યોગીઓ સદાએ બ્રહ્મના જ્ઞાનથી—અહંમમ બુદ્ધિ—આદિથી નિસંગ રહેતાં હું કર્તા છું એમ કદાપી વિચારતા નથી તેમ નિષ્ક્રિય જ્ઞાનાત્મક સ્વભાવથી હું કરાવું છું એમ પણ વિચારતા નથી કેમકે માયાના મિથ્યાપણાના ભાનથી સદાએ નિજસ્વરૂપે જાગૃત છે. કોઇ કહે કે એવા વર્ણાશ્રમમાં રહેવાવાળા જ્ઞાનયોગને સેવવાવાળા યોગી કર્મ કરતા પ્રત્યક્ષ દેખાય છે તો તે ઠીક છે પણ તેના માટે સમજવું ઘટે છે કે તેવા માયામોહ યુક્ત જનો એવા નરદેહ ધારણ કરવાવાળા યોગીને દેહધારણ રૂપે જુએ છે પણ જ્ઞાનયોગવડે જાગૃતિ પામેલા અહંમમ ભાવના મિથ્યાપણાને સમજેલા હોવાથી અને કર્મ બ્રહ્માર્પણ કરતા હોવાથી તે કર્મબંધન રૂપ જાણતા હોતા નથી. છતાં દેહમાયા મોહ યુક્તજનો કર્મના કારણરૂપે જુએ છે.

**अहं साक्षी शरीरस्य यद्देहेन कृतं भवेत् ।**

**तन्मया न कृतं कापि ब्रह्माहं परतः परः ॥६७॥**

**અર્થ**:—હવે યોગીના સાક્ષીપણાની સમજના વિચારને કહે છે. એવા યોગીજનો નિઃસંગ સમાધિ સામર્થ્યવડે અહં ભાવયુક્ત દેહને વિષે રહેલા છતાં તેઓ સાચી સમજપૂર્વક તે શરીરના સાક્ષીસ્વરૂપે પોતાને જાણે છે. અને એટલાજ માટે દેહવડે દેહથી બુધ્ધિ પર્યંતનાં તમામ તત્વોથી થતાં કર્મો તે કર્મો હું કરતો નથી વા કરાવતો નથી. એમ સત્યરીતે માની પોતાના અક્રિય જ્ઞાન બ્રહ્માત્મકપણાવડે પોતાને સાક્ષીવત જુદો સમજે છે એવી અક્રિય સમાધિ સામર્થ્યથી કર્મથી પરે અથવા કર્મથી શ્રેષ્ટ સ્વરૂપે પોતાને અહંબ્રહ્મ જાણે છે.

**यद्यत्स्फूर्तिर्भवेन्मेवै सा माया भ्रान्ति दायिका ।**

**न तस्यां संस्थितो जीवः सदा साक्षी स्वभावतः ॥६८॥**

**અર્થ**:—હવે જીવાત્માના અભાવપણાને. વર્ણવે છે કે—એવા યોગીજનોની

સમજણુ છે કે મારી બુદ્ધિની સ્ફૂર્તિ પ્રમાણે અનેક સ્ફૂર્તિ થાય છે. તેજ બુદ્ધિ તે માયા છે. તે મોહાત્મક છે તેજ ભ્રાન્તિદાયક છે, તેથી પોતાના સત્ય સ્વરૂપના અભાનરૂપે આ માયા મોહમય ભ્રાન્તિદાયિકા બુદ્ધિ–રજ્જુ સર્પવત્ આત્મામાં દેહનું ભાન બતાવી જીવપણાને સમજાવે છે પણ જાગૃત યોગીજનો બુદ્ધિ સ્ફૂર્તિ દોષહીન નિઃક્રિયપણાથી પોતાના જીવપણાના ભાનથીરહિત સાક્ષી પણાના સ્વભાવથી અનુસરતા–માયામાં સ્થિત એવા માયાના તાદાત્મ્યપણાના ભાનનો ત્યાગ કરી વરતે છે. એટલે નિઃક્રિય સમાધિવડે અહંબુદ્ધિના જીવપણાના ભાવનો લય થાય છે.

न मोहेन समायुक्तो न कदा मोह वर्जितः ।
मायया मां वदंत्येव ह्ययोगीनो न संशयः ॥६९॥

અર્થઃ—કોઈ કહે કે તે યોગી મોહયુક્ત રૂપ જીવ અને મોહહીન રૂપના સાક્ષી એમ ભાવ છે. તો કહે કે તેમ નહિં. તેને સમજાવે છે. મોહથી યુક્ત જીવ રૂપ હું નથી. કેમકે બુદ્ધિમાં જ્ઞાનને ફેંકી દેવાનો અભાવ છે. સ્વયમેવ મારી સાનિધ્યમાં માયા વડે જ્ઞાન છે. જળમાં રહેલા સૂર્યની પેઠે જળના હાલવાથી સૂર્ય કંપે છે એમ જણાય છે. એવા સંભવ રૂપની આ વાત છે, તેમજ મોહવર્જીત પણ હું નથીઃ ત્યાં જ્ઞાન આકર્ષણનો અભાવ છે–કદાપી હું તેમ નથી, કેમકે નિઃક્રિય ક્રિયાવડે અભાવ છે. તેથીજ યોગ જ્ઞાનથી રહિત એવા અલ્પજ્ઞ અયોગી જનો મને અહંમમ ભાવયુક્ત કે મોહહીન એમ કહે છે પણ તે મિથ્યા વાત છે. એમાં શંકા નથી. મારૂં યોગાત્મસ્વરૂપસંગ્રહ કે ત્યાગ રૂપ નથી ક્રિયાહીનપણાથી નિઃક્રિય સ્વરૂપ છે.

एवं सदा महायोगी साक्षीवत्संस्थितो भवेत् ।
हृदय ज्ञान योगस्थ त्यक्त्वा स्फूर्ति भवं भ्रमम् ॥७०॥

અર્થઃ—હવે યોગીની જ્ઞાનયોગ સ્થિતીને કહે છે–પૂર્વે કહ્યા પ્રમાણે સર્વ દેહાદિકના સંગવાળા જ્ઞાનના મોહથી રહિતપણાએ તે મહાયોગી સદા સાક્ષીવત નિઃસંગ સ્થિતિ રૂપે છે. તેઓને સર્વ શબ્દાદિવડે દેહ બુધ્યાદિના સંગવાળા જ્ઞાનનું મિથ્યા દર્શન સમજાયું હોય છે અને હૃદય ચૈતન્યતા ભરેલા જ્ઞાનયોગથી નિશ્ચય બુદ્ધિ ધારણાવડે સ્થિરતાને પ્રાપ્ત થઇ રહે છે. મનથી યથાર્થ नेहनानास्ति किंचन श्रुतेः ॥ આ શ્રુતિના અર્થ પ્રમાણે જ્ઞાન વડે સ્થિરતાને પામે છે. એમ સર્વ પ્રકારથી નાના નાના પ્રકારના જ્ઞાનના ભ્રમની સ્ફૂર્તિનો ત્યાગ કરી જ્ઞાનયોગ સ્થિતીધારક યોગી સ્થિત રહે છે.

सर्वत्र रसहीनं यन्मनस्तस्य महात्मनः ।
शान्त्यायुतं भवेदस्य साक्षीभूतस्य नित्यदा ॥७१॥

અર્થઃ—જે પ્રમાણે જુદા જુદા જ્ઞાનના અનુભવને પ્રત્યક્ષ જોઇ તેના રસયુક્ત જ્ઞાનના મોહથી નિવૃત્ત થઈ રસહીન સ્વભાવ વડે તે સાક્ષીભૂત મહાત્મા

સર્વત્ર પ્રકારે મનને રસહીન કરી કેવળ નિઃસંગ જ્ઞાન અનુભવ સમાધિ સામર્થ્યથી નિત્ય શાન્તિયુક્ત દ્વંદ્વ મિથ્યા ભાવદર્શનના અભાવે સ્થિત રહે છે.

**एषते कथितो योगो ज्ञानात्मको विशेषद: ।**

**ससिव देह संस्थःस मयातिष्ठति लेशतः ॥७२॥**

**અર્થ:**—હવે જ્ઞાનયોગ સ્થિતિનું વર્ણન કરે છે. એ પ્રમાણે કર્મયોગથી વિશેષ જ્ઞાન છે એમ કહ્યું કર્મયોગ વડે કર્મ દર્શન છે પણ બ્રહ્માર્પણ યોગ વડે તે દર્શનરહિત થાય છે. કેમકે બ્રહ્માર્પણના અંતે બ્રહ્મીભૂતત્વ છે. કર્મ યોગથી પરે જ્ઞાનયોગ શ્રેષ્ટ છે, અને તે કર્મ સંગહીનપણાથી છે—કર્મ દર્શનનો અહં અભાવ એ તેનો વિશેષ ભાવ અર્થ છે—કર્મભાવના અભાવથી દેહસાથેના આત્માના જ્ઞાનનો મહિમા દોષયુક્ત છે. તે દેહ સંગહીનપણાએ આત્માનું જ્ઞાન દોષહીન થતાં યોગી પોતાને સાક્ષીવત જાણે છે અને જ્ઞાન સ્થિતિધારક યોગી થાય છે. એ જ્ઞાન ભ્રાન્તિનાશકપણારૂપ આ જ્ઞાનાત્મક યોગ છે.

**अतः परं समंयोगं श्रृणुस्थिति परायण ।**

**यं ज्ञात्वा ब्रह्मभूतोयः शान्तिहीनो भवेन्नसः ॥७३॥**

**અર્થ:**—પ્રથમ પાદરૂપ કર્મયોગ અને દ્વિતીય પાદરૂપ જ્ઞાનયોગ સ્થિતિનું વર્ણન કરીને હવે સમયોગ ( તૃતીય પાદ ) ની સ્થિતિનું વર્ણન થાય છે તે સાંભળો. જ્ઞાન યોગથી જાગૃત થઈ સમયોગને ધારણ કરનાર યોગી શાન્તિને પામે છે. હવે પંદર શ્લોકથી સમયોગનું દર્શન અને ફલ કહે છે. હે યોગપરાયણ સ્થિતિવાળા યોગી દક્ષ ! ! ! હવે શ્રવણ કરો.

**देहः कर्ममय स्तत्र कर्मयोगं समाचरेत् ।**

**मनो विवेक रूपंतु साक्षीत्वं तत्र संचरेत् ॥७४॥**

**અર્થ:**—હવે સમભાવ ધારણના યોગને કહે છે. ક્રિયાકારકપણાથી દેહ તે કર્મમય છે. તેથી દેહાદિમાં કર્મયોગનું વર્ણન પ્રથમ કહ્યું તે આનંદવડે બ્રહ્મસ્થિતિ છે. કેમકે તેના વિવેક રૂપને જાણવાવાળા મનથી સ્ફૂર્તિ સમજવાની છે તે બુદ્ધિરૂપના યોગે નિઃસંગત્વે સાક્ષીપણાને સમજે છે. એ બીજો જ્ઞાનયોગ છે. તે વડે નિઃક્રિય સ્થિતિ થતાં ત્રીજા પાદમાં નંદન ધર્મ પ્રમાણે કર્મ યોગ અને જ્ઞાનયોગના સમપણાથી ઉભયાનંદ સ્થિતિનું સ્વરૂપ હવે સમપાદમાં કહેવાય છે.

**अहं ब्रह्म यदा दक्ष कुतस्तत्र भवेद्विदं ।**

**द्वंद्वं रूपं विशेषेण तस्य वक्ष्यामि रूपकम् ॥७५॥**

**અર્થ:**—હવે છ શ્લોકથી સમયોગ સ્વરૂપને કહે છે. કર્મ વિશેષ અને જ્ઞાન વિશેષના હેતુથી કર્મયોગ અને જ્ઞાનયોગ એ સાપેક્ષપણાના દ્વંદ્વ આવો તે મારા સમયોગના સામર્થ્ય રૂપ આ સમયોગમાં ક્યાંથી હોય ? ? કેમકે એ બન્ને માયા રમકપણાથી છે. જ્યાં દ્વંદ્વનો અભેદ છે—તે સમયોગ રૂપ આવાનું વર્ણન થાય છે.

देहः कर्ममयः मोक्तो विवेकः कर्मवार्जितः ।
द्वंद्व ज्ञात्वा महायोगी समयोगं समाचरेत् ॥७६॥

**અર્થ**:—હવે કર્મયોગ અને જ્ઞાનયોગ રૂપ જે દ્વંદ્વ તેના નાશાર્થ સમયોગનું રૂપ કહેવાય છે. આ દેહ છે તે કર્મમય છે અને તેનો વિવેક તે કર્મવર્જીત છે. કેમકે તે વિવેક જ્ઞાનાત્મકપણાથી છે. એમ એ બંન્ને દ્વંદ્વ પરસ્પર વિરૂદ્ધ ધર્મથી છે. એમ જાણીને સમબ્રહ્મમાં એ બંન્નો લય જાણનાર મહાયોગી સમયોગને જુએ છે.

देहे कर्ममयो हंतु हृदि साक्षी तथामलः ।
उभयो योंग भावेन भवति किंचिदंजसा ॥७७॥

**અર્થ**:—એ ઉભયના સમત્વને વર્ણવે છે—દેહથી બુદ્ધિ પર્યંતનાં તમામ તત્વો દેહ ઊપલક્ષિત કહેવાય છે. તે વડે કરીને કર્મ પ્રત્યક્ષ દર્શનથી કર્મને જાણવું. તે પહેલાં કહી ગયા છીએ. તેના અનુભવયુક્તપણાથી હું કર્મમય યોગી છું એમ જાણે છે. કેમકે ક્રિયાત્મક દેહ છે તેજ પ્રમાણે બુદ્ધિને વિષે ક્રિયામલયુક્તહીનપણું હોવાથી બે પ્રકારના અભેદના સમપણા વડે સાક્ષી તે નિર્મલ છે એમ કર્મયોગ અને સાક્ષીનો જ્ઞાનયોગ એ એના અભેદયોગ ભાવ વડે દ્વંદ્વ સમભાવધારક આ સમયોગ છે.

यदा विवेक हिनश्चेद्देहः किंतु करिष्यति ।
देहहीनं मनस्तद्वज्ज्ञानदं कस्य वा भवेत् ॥७८॥

**અર્થ**:—કર્મ અને જ્ઞાન એ બંન્ને સ્વસત્વ આધારભુત નથી તેમ પ્રત્યક્ષ દર્શન રૂપ પણ નથી તેને કહે છે. જ્યારે વિવેકહીન એટલે જ્ઞાનસંયુક્ત ભાવ ન હોય ત્યારે દેહ શું કરી શકનાર હતો ? ? જ્ઞાનહીનનું કર્મલય દર્શનથી જ્ઞાનના આધાર વડે વ્યવહાર કરાય છે તેજ પ્રમાણે દેહમાં પ્રત્યક્ષ કર્મ દર્શનથી દેહહીન દેહ તે વડે કરાતું કર્મ બ્રહ્માત્મક જાણવું જેથી રહિત હીન મન અહીંયાં જ્ઞાનાત્મક જાણવું કેમકે મનથી જ્ઞાનનું પ્રત્યક્ષપણું છે. મનનો ત્યાગ થવાથી જ્ઞાન દર્શનનો અભાવ છે. સાક્ષાત જ્ઞાનનુ જાણવાપણું મન અવસ્થાના પ્રસંગથી અજ્ઞાનનું જ્ઞાન મન છે. તેથી મન કયા કારણથી જ્ઞાન આપનાર થાય ? ? ? ન થાય. કેમકે મન નિષ્ક્રિય છે. એટલાજ માટે તે કર્મ અને જ્ઞાન બંન્ને દ્વંદ્વ વ્યવહારના આચારમાં સ્વસત્તાત્મક નથી. ઉભય યોગમાં વ્યવહારનો સંભવ છે.

आनंदमय भावेन संस्थितोहं तदात्मकः ।
उभयत्र ततः स्वस्व व्यापारं कुरुतः परौ ॥७९॥

**અર્થ**:—હવે કર્મ અને જ્ઞાન એ ઉભયકારક તે સમત્વ છે તેનું વર્ણન થાય છે. શાસ્ત્રમાં એ ઉભયની સમતાને આનંદ નામ આપેલું છે. અથવા

સમ પણ કહેવાય છે. એ પ્રકારે અહંયુક્ત યોગી આનંદમય ભાવથી તદાત્મક છે. द्वंद्वयोः आसमंतात् नंदनंयस्यस आनंदः ।। ત્યાં સ્થિત છે. ભેદ કર્મકપણાથી તે કર્મને વિષે જન્માદિ વ્યવહારાત્મક દોષ છે. જ્ઞાન વડે સર્વજ્ઞપણાથી તેના અનુભવનો દોષ છે. તેમાં આનંદાત્મક સમયોગ તે નિર્દોષ છે. કેમકે બ્રહ્મક્રિયા જ્ઞાનહીનપણાથી છે. તેના અભેદમાં આનંદ સ્થાન ભોગવવાપણાથી તદાત્મક સ્થતી છે. ઊભય યોગમાં હું જ્યારે સ્થિત છું ત્યારે કર્મ અને જ્ઞાનથી પરે છું. તે મારા સામર્થ્યપણાથી છે. આ ઊભયના સંયોગ રૂપ સમયોગ બ્રહ્મમાં કર્મમય દેહ અને જ્ઞાનમય બુદ્ધિ સ્વસ્વ વ્યાપાર કરે છે. એમ યોગી સમજે છે.

देहे कर्ममयो हं वै हृदि विवेक धारकः ।
द्विविधां रच्यतां मायां सदानंदन धर्मगः ॥८०॥

અર્થ:—હવે ઉભય યોગનું દોષહીનપણું કહેવાય છે. એવો અહં યોગી દેહ વડે કર્મમય રહેતો માયા વડે કર્માત્મકપણાથી છતાં વિકાર શૂન્ય છે. તેજ પ્રમાણે તેજ માયાત્મકપણાથી હૃદય બુદ્ધિના વિવેક ધારણ રૂપ જે જ્ઞાન તે પણ વિકાર શૂન્ય છે. માયાના મિથ્યા ભાનપણાથી કર્મ જ્ઞાન ઊભય એ માયા રચીત એટલે ભાવહીન જાણવા ત્યારે તું ઊભયના પ્રત્યક્ષ ભાવ હીનપણાથી કોણ છે ? ? ? એમ કહેતા હો તો બન્નેના અભેદ આનંદ ધર્મ રૂપ સમભાવ યોગના સંયોગ કર્ત્તા ધર્મને જાણનાર હું છું. પરસ્પર વિરૂધ્ધના સંયોગનું દુર્ઘટપણું તેનો કારક अहमस्मि છું.

तयोः समान भावेन संस्थितो हं न संशयः ।
अनुपाधेरुपाधेश्च वर्जितो ब्रह्म संज्ञितः ॥८१॥

અર્થ:—હવે માયાનું મિથ્યાપણું વર્ણવે છે. કર્મયોગ અને જ્ઞાનયોગ એ બંન્ને સમભાવ આનંદયોગના વિહારે જણાય છે અને હું તે બન્નેમ પોતાના મોહરૂપે આનંદધર્મને સેવનારો છું. તેમાં સંશય નથી. ઉપાધિરૂપે કર્મયોગમાં અને અનુપાધિરૂપે જ્ઞાનયોગમાં એમ બંન્નેમાં હું પોતેજ છું. આ દ્વંદ્વમાં હું અભેદ છું એ મારા સમયોગની સંજ્ઞા છે. વળી એટલાજ માટે એ બંન્નેથી રહિત પણું હું જ છું. તેથી કર્મ અને જ્ઞાન બંન્ને યોગનો મારે વિષે લય જાણવો—

अतः समं समाश्रित्य बाह्यांतरैक भावतः ।
यादृशं संस्थितं ब्रह्म तादृशं तत्र चाचरेत् ॥८२॥

અર્થ:—હવે સમયોગને પ્રાપ્ત થયેલા યોગીની સ્થિતીનો અનુભવ કહેવાય છે. પાછળ વર્ણવ્યા પ્રમાણે બાહ્ય દેહ કર્મયોગ અને અંતર બુદ્ધિ જ્ઞાનયોગ તેના એક અભેદભાવથી સમ બ્રહ્મ કહેવાય છે. તેથી સમબ્રહ્મપણાનો આશ્રય લેઇને માયા વિહારીપણાથી તે યોગી સમબ્રહ્મમાં સ્થિત રહે છે. અને તેજ સમબ્રહ્મમાં તેજ પ્રમાણે આચરણ કરતો તે યોગી સમબ્રહ્મ સ્થિતીની સમભાવધારણા સમજે છે.

देहे कर्मकरो भूत्वा हृदि साक्षि मयो भवेत् ।
उभयं तत्परित्यज्यानंदावस्थां समाचरेत् ॥८३॥

અર્થ:—હવે સમભાવ યોગનું દર્શન કહેવાય છે. તેવો યોગી પોતાના દેહથી કર્મ કરતો છતો કર્માત્મકપણાથી પણ આનંદાત્મ સમભાવ બ્રહ્મની સ્થિતી ભોગવે છે. તેમ હૃદિસ્થાન બુદ્ધિના જ્ઞાનનો વિચાર વિવેક સમજતો છતો. પણ આનંદાત્મ સમભાવ બ્રહ્મની સ્થિતી ભોગવે છે. અને સમભાવ સાક્ષિવત્ પોતાને જાણે છે. કેમકે આનંદધર્મ સમભાવ બ્રહ્મના ધારકપણાથી તે સાક્ષી છે. તેમ સમજી ઉભય ( કર્મ-જ્ઞાનાત્મક ) યોગનો પરિત્યાગ કરી સમબ્રહ્મના અનુભવ વડે કરીને બે પ્રકારમાંની માયાનો લય સમજે છે. આ આનંદાવસ્થા તે દ્વંદ્વ દોષહીન છે. ત્યાં દેહ પ્રારબ્ધ ભોગી યોગી પોતાના આત્મામાં દ્વંદ્વને જોઈ લોકસંગ્રહાર્થે સદા આચરણ રાખે છે.

यद्यदुभय भावाख्यं नाना भेदमयं परम् ।
तत्र योगमयो भूत्वा तिष्ठेदानंद संयुतः ॥८४॥

અર્થ:—હવે નાના નાના પ્રકારનાં દ્વંદ્વ યોગ સમૂહનું વર્ણન કરે છે. એવા નાના પ્રકારના સુખદુખરૂપ. લાભઅલાભરૂપ. માનઅપમાનરૂપ. ઇત્યાદિ નાના ભેદમય અનંત દ્વંદ્વ ભાવાત્મક કર્મજ્ઞાનાત્મક આ સંસાર છે. તેનાથી પરે સર્વોત્કૃષ્ટ તેને તેને વિષે મોહ આપનાર ઉભયભાવરૂપ તે ઉભયરૂપ દ્વંદ્વોમાં યોગમય થઈ તે તે ભાવયુક્ત પણ યોગાત્મક યોગી કદાપી તાદૃશ બનતો નથી. કેમકે તે બ્રહ્માનુભવયુક્તપણાથી યોગી છે.

आनंदानां समायोगे ब्रह्मानंदः प्रकीर्तितः ।
उभयेषां प्रजानाथ तादृशं चाचरेत् बुधः ॥८५॥

અર્થ:—હવે સર્વ એટલે સમ-આનંદના અભેદ બ્રહ્મસ્વરૂપને વર્ણવે છે. પાછળ કહી ગયા પ્રમાણે નાના પ્રકારના ( કર્મજ્ઞાનમય ) દ્વંદ્વોમાં કિંચિત્ કિંચિત આનંદ છે. તે તે આનંદના મોહવડે કરીને જીવાત્માઓ-તતતત ભાવ ધારણ કરે છે. આનંદ એજ સર્વ છે અને તે આનંદજ રૂપ છે એમ દ્વંદ્વ માત્રના સમયોગ-વડે કરીને અભેદયોગથી બ્રહ્માનંદની પ્રાપ્તિ છે. બ્રહ્મ વસ્તુ અનંત વાચક છે તેથી અનંતના અંશ આનંદ વડે સર્વ જીવાત્માઓ અંતે આનંદના લય સમયે બ્રહ્મમાં એટલે બ્રહ્માનંદના પ્રાપ્તિપણારૂપે છે. એટલાજ માટે હે દક્ષ!!! હે પ્રજાનાથ!!! જ્યાં જેમ ત્યાં તેમ. એમ દેહ ધારકપણાથી જ્ઞાનવાન યોગી આચરણ રાખે છે.

मदीय संग योगेनोभयं प्रवर्तते सदा ।
उभयं चाचरेत्सर्वमुभाभ्यां वर्जितोपि सः ॥८६॥

અર્થ:—કોઈ પ્રશ્ન કરે કે જ્યારે આનંદ નિત્યપણું છે ત્યારે યોગી શામાટે તે સમયોગને આચરે છે. તેને માટે કહે છે કે—આનંદ [illegible]

યોગી સમવિહાર સંગ યોગવડે ઉભય એટલે કર્મયોગ અને જ્ઞાનયોગાત્મકમાં સદા પ્રવર્ત્ત રહે છે. કેમકે બ્રહ્મીભૂત થયો પણ પ્રારબ્ધવશાત્ ઉભય યોગરૂપ છે. તેમ એ બન્ને યોગના જુદા જુદા પ્રકારના વ્યવહારપણાની બ્રહ્મીભૂત યોગીની સમાવસ્થાવડે તે બન્ને રહિત પણ છે. દ્વંદ્વ ભાવના સમપણાથી તે દ્વંદ્વોનો લય ત્યાગ સંભવે છે.

इयमानंदरूपाख्या कथिता योगिभिः पुरा ।
ब्रह्मीभूतः समास्थाय तिष्ठेत्तां शान्ति संयुतः ॥८७॥

અર્થ:—હવે સમાવસ્થાનો ઉપસંહાર કરે છે, આ આનંદાત્મક સમબ્રહ્મ આનંદરૂપ. ઉભયભાનહીન. ઉભય આચરણયુક્ત ઉભય સ્વરૂપથી પરે છે પૂર્વે કહ્યા પ્રમાણે યોગી સમબ્રહ્મમાં સ્થિત થઇ બ્રહ્મીભૂતપણાને પામે છે. દ્વંદ્વ સમભાવ ધારણથી શાન્તિ સંયુક્ત યોગી સ્થિત થાય છે.

अतः परं प्रजानाथावस्थां श्रृणु सुखप्रदां ।
सहजाख्यां महायोगी चाचरेत्तां विशेषतः ॥८८॥

અર્થ:—એ પ્રમાણે સમબ્રહ્મ અવસ્થાથી જાગૃત થનાર યોગીને માટે હવે તેથી પરે સહજાવસ્થા એટલે તૂર્યાવસ્થા (ચોથી અવસ્થા) નું વર્ણન પંદર શ્લોકથી કહે છે. તે પહેલાં તૂર્યાવસ્થાના પ્રેરક આત્માનું વર્ણન થાય છે. આ ત્રીજી સમાવસ્થાનું જ્ઞાન ધારણ કર્યા પછી હે પ્રજાનાથ દક્ષ!!! યોગીજનોને સુખના સ્થાન રૂપ આ સહજાવસ્થા–સમાવસ્થાથી ઘણી વિશેષ છે. ઉત્તમ છે.

देहः कर्ममयः प्रोक्तं स्तत्र योगं समाचरेत् ।
ब्रह्मार्पण तया नित्यं कर्मणां योगिं सत्तमः ॥८९॥

અર્થ: હવે સહજાવસ્થા તૂર્યબ્રહ્મની પ્રાપ્તિરૂપની ક્રમ પ્રાપ્તિને માટે કર્મયોગથી વર્ણવે છે. આ યોગીજનોનો દેહ તો કર્મમયજ છે. તે દેહથી તે યોગી ઉત્તમોત્તમ અને લોક કલ્યાણાર્થ પોતે કરેલાં કર્મો કેવળ બ્રહ્માર્પણ વિધિથી નિત્ય કરે છે. દેહધર્મમાં સ્થિત યોગીજનો દેહ સબંધે તેમ કરવું એ કર્મનું બ્રહ્મને વિષે અભેદાત્મકપણાનું યોગ આચરણ છે. એમ સમજીને કરે છે.

हृदि साक्षि स्वभावेन तिष्ठेतयोः परेत्ततः ।
समभावं समाश्रित्य त्रिषुत्रैवं प्रकीर्तितं ॥९०॥

અર્થ:—હવે પહેલા અસતપાદ દેહની સમજણ પછી બીજા સત–પાદ જ્ઞાનયોગની અને ત્રીજા પાદ સમ–આનંદયોગની સમજણનો વિચાર કહે છે. એવા દેહના યોગને બ્રહ્માર્પણ વિધિથી લોકકલ્યાણાર્થ કર્મ કરનારા યોગીજનો આગળ પોતાના બુદ્ધિના સાક્ષી સ્વભાવ વડે પોતાના આત્માને જાણે છે–તથા એ કર્મયોગ અને જ્ઞાનયોગના એટલે અસત્ અને સત્તના અભેદપણાની સમજણ પૂર્વક દેહ પ્રારબ્ધ ભોગીપણાથી અભેદાત્મક સમયોગમાં પ્રિતી ધારણ કરે છે. કેમકે

સમભાવમાં કર્મયોગ અને જ્ઞાનયોગનો અન્વય છે તેમ સમભાવમાં તે બંન્નેનો વ્યતિરેક હોવાથી ઊભય વર્જીત સમયોગ છે—એમ સમભાવ અભેદાત્મકજ છે એ પ્રમાણે સમભાવની સમજણ ધારણ કરનાર યોગી પછી ત્રણ એવા કર્મયોગ. જ્ઞાનયોગ અને સમયોગ એવા ત્રિપાદ ત્રિવિધપણાનું જ્ઞાન આચરણ રાખે છે.

तेषु विस्मृति भावेन भ्रान्त्या वा विस्मृतं भवेत् ।
विपरीतं भवेद्वापि ततःखेदं न धारयेत् ॥९१॥

**અર્થ**:—હવે ચોથી સહજાવસ્થાનું વર્ણન કહે છે. હવે ત્રણે અવસ્થાના ભેદ અભેદ અને અન્વય વ્યતીરેકના જ્ઞાનની સમજણને ધારણ કરવાવાળો યોગી. સહજાવસ્થાને ધારણ કરે છે. તેમાં કર્મ—જ્ઞાન. અને સમયોગની વિસ્મૃતિના ભાવથી અથવા તે ભ્રાન્તિરૂપ વિપરીત વાચક છે. એમ વિચારી સહજાવસ્થાની ઊત્તમ સ્થિતીના વિચારથી ત નીચેના ત્રણે પાદોનો ખેદ કદાપી કરતો નથી ઉપર બતાવેલા કર્મ—જ્ઞાન—અને સમયોગમાં અંતસ્થની ચોથી તુરીયા કે જેના અંતસ્થ બ્રહ્મનો અભાવ છે એટલાજ માટે તે ત્રણે અવસ્થાનો પ્રેરક કે જે સ્વાધીનપણાથી કે તેના પ્રેરકના અભાવપણાથી ત્રણેના અંતસ્થ ચોથીના આધિનમાં તે નીચેની ત્રણે અવસ્થા છે. તેની ઇચ્છાથી હું તે વિસર્યો છું. તેમ તેની ઈચ્છાથી હું ભ્રાન્તિમાં હતો. એમ તો ધારવુંજ નહિ. સ્વાધિનત્વનો અભાવ હવે પછી સ્ફૂટ કહેવાશે.

त्रिविधं मायया युक्तं पराधिनं प्रकीर्तितं ।
तुर्यं स्वाधीन रूपाख्यं मोक्तं शास्त्रेषु सवदा॥९२॥

**અર્થ**:—હવે તુરીયાવસ્થાના સ્વાધીનપણાને કહે છે. તુરીયામાયાવડે કરીને યુક્ત માયાયુક્ત—માયા પ્રેરીત—માયા મોહીત—એવા તે ત્રણે અવસ્થાના પરાધીન પાદ છે. તેથી આ ચોથી સ્વાધીન તુરીયાવસ્થા ત્રણે પાદની અભિમાનધારક એ પ્રમાણે કહેવાય છે. પરાધીન તે પ્રેરકને આધીન છે. કેમકે પ્રેરકના ઐશ્વર્યરૂપ તે તુરીય ઈશ્વર છે. ત્રણ પ્રકાર જે કર્મ—જ્ઞાન અને સમ—એ ત્રણે પાદનો બ્રહ્મ—તુર્યબ્રહ્મના સ્વાધીનપણામાં હોવાથી ત્યાં પ્રેરકનો અભાવ છે. એટલે તે તુર્ય સ્વાધીન હોવાથી શાસ્ત્રમાં સ્વેચ્છા વિહારી કહેવાય છે. એટલાજ માટે તુર્યાવસ્થાના બ્રહ્મની સમજણથી જાગૃત યોગી તે ત્રણે પાદની સ્થિતીનો ખેદ કરતો નથી. જે કાળે જેમ થાય તેમ યોગસ્થિતી જાણવી. એ યોગીની સમજણ છે. કેમકે દેહ પ્રારબ્ધ યોગ (ત્રણે પાદ) તે તે તુર્યાવસ્થાના ઈશ્વરને આધીન છે—તેથી તુર્યાવસ્થા શ્રેષ્ટ છે.

तूर्येच्छयात्रिधा भूतं चलत्यत्र न संशयः ।
स्व स्व मारब्ध संयुक्तं सदा भ्रान्तमिवस्थितम् ॥९३॥

**અર્થ**—હવે પ્રારબ્ધની મર્યાદારૂપ સમજણને કહે છે. તુર્યબ્રહ્મની ઇચ્છાવડે એટલે તુર્યબ્રહ્મની માયાના વિહારીપણાના એ ત્રણે નિચેના પાદયોગો વિહાર-

સ્થાન હોવાથી તેના પ્રેરકવડે પોતાની માયાએ પ્રેરણા કરેલા છે. તેથી તે ત્રણે પ્રેરાયેલા કર્મ–જ્ઞાન અને સમપાદ તે તુર્યાની ઇચ્છા માયાવડે ચલાયમાન છે એમ આ સમજનો યોગી સ્વસ્ત્ર પ્રારબ્ધ સંયુક્ત–પોતાના દેહને વિષે સ્વસ્વ પ્રારબ્ધયુક્ત છે–એમ પ્રારબ્ધની સ્થિતી ધારણ કરે છે. પોતાના તુર્યસ્વરૂપમાં રહેવા વડે યોગી પ્રારબ્ધને ભલે વિસરે. એટલાજ માટે ભ્રાન્ત્યાત્મક જાણવા વિસ્મૃતીરૂપે રહે તો તે મિથ્યાત્મક નથી–અહિંયાં તેનો ખેદ વ્યર્થ છે. એમ નિશ્ચય માને છે. તેથી પ્રારબ્ધ તુર્યાધીન છે. કેમકે સર્વ સ્થિતાપણાથી આ સહજાવસ્થા છે.

**न कस्याहं कृति स्तस्य तुरीयस्य कदाचन ।**
**यादृशं कुरुते कर्म तादृशं फलमश्नुते ॥९४॥**

**અર્થ:**—હવે તુરીયાની સ્થિતીનું વર્ણન કહેવાય છે. આ તુર્યાવસ્થા બ્રહ્મ સ્વરૂપના પાદને વેદમાં नेति–सहजावस्था–स्वाधिन अवस्था–तूर्य अवस्था–चतुर्थ पादावस्था ઇત્યાદી નામથી વર્ણવેલી છે. તે મોહહીન સ્વભાવથી અહંકૃતિ રહિત છે. માણસ જેવી રીતે કર્મ કરે છે. તે પ્રમાણે ફલ પ્રાપ્તિ થાય છે. તુર્ય માયાના મોહીતપણાથી નિચેની ત્રિવિધ અવસ્થા છે. તેથી સ્વસ્વવિહાર યુક્તપણાના યોગી સ્વ સ્વસ્થિતિપૂર્વક રહે છે. તેથી તુર્યાધીન યોગી પ્રારબ્ધને વ્યર્થ માને છે–એટલાજ માટે લોક સંગ્રહાર્થે યોગી કરે તે કર્મ–ભ્રાન્તિ કે વિસ્મૃતિરૂપ કે વિસ્મૃત વિપરીત રૂપ કર્મ જાણે તેથી તેનો ખેદ કદાપી કરતા નથી. સ્મૃતિ કે વિસ્મૃતિ રૂપ પ્રારબ્ધ તે તુર્યાધીન છે–તેથી જે કાળે જે થાય છે. તે તાદશ સ્થિતીરૂપે જાણે એવી આ સહજાવસ્થા છે. તુર્યની ઇચ્છાને વશ રહેલા પ્રારબ્ધ વડે જે કંઇ થાય. તે સ્થિતીરૂપ સહજાવસ્થાની સ્થિતી જાણવી. કેમકે તુર્યાવસ્થાનો યોગી સ્વ કર્મઅભિમાન રહિત છે. આ યોગી એ સ્થિતીયુક્ત જાણવો. જે થાય તે સહ સ્થિતાનો સંભવ આ યોગીનો છે કેમકે સ્મૃતિકાર લખે છે કે दुर्लभा सहजावस्था दुर्लभश्च मनोजय इति ॥

**अतः प्रारब्ध योगेन विस्मृतोहं स्थितिं परां ।**
**योगरूपां च तुर्येण प्रेरितः सर्व धारिणा ॥९५॥**

**અર્થ:**—હવે યોગીની સહજાવસ્થાની અખંડ સ્થિતીનું વર્ણન કરે છે એવો સહજાવસ્થાનો યોગી વિચાર કરે કે હું વર્ણાશ્રમ ધર્મયુક્ત રહેનારો યોગી મારા પ્રારબ્ધ યોગવડે નિચેની ત્રણે અવસ્થાની ત્રણે સ્થિતીને વિસરીને યોગ સ્વરૂપે સ્વાધિન તુર્યાવસ્થારૂપ છું. તે ત્રણે અવસ્થા તુર્ય પ્રેરીત છે. અને વિસ્મૃત ભાવવડે પ્રેરીત છે. એટલે તે ત્રણે તુર્યાને આધીન છે–એવી સ્મૃતિથી સહજાવસ્થા સ્થિતિ ધારણ કરવાવડે દોષરૂપ નથી.

**अथवा ज्ञान मोहेन विपरीतं कृतं मया ।**
**त्यक्त्वा योग स्थितिं पूर्णां प्रारब्ध तत्र मुख्यकम् ॥९६॥**

**અર્થ:**—અથવા જ્ઞાન મોહથી પણ સહજાવસ્થાની અચલ સ્થિતી છે તેને વર્ણવે છે. એવો યોગી જ્ઞાન મોહવડે યથાર્થ પ્રાપ્તિ રૂપથી હું જાગૃત છું પણ વ્યાકુળ ચિત્તવડે મોહ પ્રાપ્ત થાય છે, અને મારાથી વિપરીત કૃત્ય થાય છે. એ પ્રમાણે વિધિ વિપરીતપણાના આચરણથી મારી પોતાની પૂર્ણયોગ સ્થિતી ભુલાય છે. તે મારા તુર્યાધીનપણાથીજ મારૂં પ્રારબ્ધ મને નડે છે.

प्रारब्ध धारकं प्रोक्तं तुरीयं नात्र संशयः ।
तस्येच्छया चयज्जातं तदेवं योगदं भवेत् ॥९७॥

**અર્થ:**—હવે પ્રારબ્ધ તે તુરીયાધીન છે–તેને વર્ણવે છે. એ પ્રકારે પ્રારબ્ધનો વિચાર કરનારો યોગી–જેવું કર્મ કરે છે–તેવું તાદૃશ ફલ ભોગવે છે. એવા તુરીયાવસ્થાના યોગથી સર્વાભિમાનનો ત્યાગ કરી સર્વના અંતસ્થ એવા સહજાવસ્થાના નિશ્ચયથી રહે છે. માણસ જે કંઇ કર્મ કરે છે–તે કર્મના યોગે જન્માદિક થાય છે એમ સર્વજ્ઞાતાનો વિચાર કરે છે, તેથી સ્વ અને પર આદિ અભિમાનના હીનપણાથી યથાર્થ ભોગની પ્રાપ્તિ નથી કેમકે પ્રેરણા હીનપણું છે. એમ જાણે છે એમાં શંકા નથી. તુરીયાવસ્થાને સર્વ કોઇ આધીન છે–એટલાજ માટે તુરીયાની ઇચ્છા વડે કરીને પ્રારબ્ધ જેવું થાય વા કરે તે તેની ઇચ્છા. તેજ યોગ સહજાવસ્થા યોગ કહેવાય છે જે થાય તે સહ સ્થિતિનો અનુભવ કરનાર તે સહજાવસ્થાની સ્થિતીનો યોગી છે.

पराधीनोहमत्यंतं तुर्येच्छया समन्वितः ।
करोमि कर्म साक्षित्व मानंदं वा न संशयः ॥९८॥

**અર્થ:**—હવે તુર્યા સહજાવસ્થાના અંતરગત તે ત્રણે ( કર્મજ્ઞાન સમ ) સ્થિતી રહેલી છે તેનું વર્ણન કરે છે. આ તુર્યાવસ્થાના અંતસ્થ પણાવડે તુર્યેચ્છા સમન્વિત એવી તે તુર્યાથી પ્રેરીત ત્રણે અવસ્થા અત્યંત પરાધીન પણાથી અહંયુક્ત છે–અને તુર્યા તે અહંમમ ભાવહીનપણાથી સહજાવસ્થા છે. કર્મ લોક સંગ્રહાર્થ છે કર્મ નિ:સંગપણાથી જ્ઞાનરૂપે તે આત્મા સાક્ષી છે. અને તે ઊભય દોષથી રહિત સમ અવસ્થા છે–તે આનંદરૂપ કહેવાય છે–એટલે આ તુર્યાની ઇચ્છાથી પ્રેરીત પ્રાધાન્યતાથી સર્વ એટલે ત્રીઅવસ્થાના અંતસ્થ એવી સ્વાધીન અવસ્થા તુર્યા છે.

सदा स्वाधीन भावेन तिष्ठति ब्रह्म तुर्यगं ।
तुरीयैः खेलकं प्रोक्तं तस्यकिं बंधनं भवेत् ॥९९॥

**અર્થ:**—હવે તુરીયાવસ્થા પણ મોહયુક્ત છે કેમકે ત્રિવિધ અવસ્થાના અંતસ્થના નાના પ્રકારના ભાવ પ્રેરકના મોહને આપનાર છે–એમ કોઇ કહેતું હોય તો આ તુરીયાવસ્થા સ્વાધીન ભાવવડે તેના અંતસ્થ બ્રહ્મનો અભાવથી તે સાચી સ્વાધીન છે–નાના પ્રકારના ભેદોમાં તત્ તત્ ભાવ પ્રેરકપણા વડે

આ તુર્યાવસ્થા તે તે ભાવપ્રેરકપણાથી સ્વાધીન છે. સર્વાંતસ્થ ભાવવડે આ તુર્યા છે. તે નાના નાના પ્રકારના ભેદમાં સ્થિત હોવાથી તેના પ્રેરકરૂપે આ તુર્ય ખેલક કહેવાય છે તે અહંમમ ભાવવડે પોતાની ઈચ્છાવડે ખેલના સંભવથી ખેલક છે—છતાં પણ આ ખેલક તુરીયાવસ્થામાં બંધનરૂપ નથી. પ્રેરકને અન્ય પ્રેરકનો અભાવ છે. આ તુર્ય બ્રહ્મ ( ઈશ્વર ) સ્વેચ્છા વિહારીપણાથી છે. એમ તત્સ્થાનનો યોગી સમજે છે.

यज्जातं तत्कृतं तेन तुरीयेण न संशयः ।
तत्र कुत्रस्थितोहंतु स्वेच्छया क्रीडति प्रभुः ॥१००॥

અર્થ:—હવે તુર્યાવસ્થાનો યોગી સાભિમાન હીન છે તેને વર્ણવે છે, જે મારા યોગીપણાથી કરાય વા ઊત્પન્ન થાય અથવા જે હમણાં કર્યું તે તુર્ય ઈશ્વરથી થાય છે—તે તેની પ્રેરણાથી થાય છે—એમાં શંકા નથી, કોઈ કહે કે યોગી કરે છે એમ પ્રત્યક્ષ દેખાય છે—ત્યારે ઈશ્વર તુર્યે કર્યું એમ કેમજ કહેવાય ?? પણ યોગી અહં પાદમાં ક્યાં સ્થિત છે ?? કર્તૃત્વમાં ઊભો નથી તેથી હું કરૂં છું એમ માનતો નથી. તેતો યોગ સામર્થ્યથી જાણે છે કે મારા બ્રહ્મીભૂત સ્વરૂપમાં કર્તૃત્વ નથીજ નથી. કેમકે દેહને વિષે અહં મમ ભાવ રહિત છે. તુર્ય ઇશ્વર પોતાની ઇચ્છાથી ક્રિડા કરે છે, અને તે દેહને વિષે પ્રેરકપણાથી રહેલો છે, ક્રિડા કારકપણાથી તે ઇશ્વરને આધીન કર્તૃત્વ રહેલું છે—તેથી સહજાવસ્થા બ્રહ્મીભૂત યોગી અહંમમ રહિત છે.

इयं तु सहजावस्था कथिता ते प्रजापते ।
यज्जातं तत्र सा प्रोक्ता न कृता तदपि ह्यहो ॥१०१॥

અર્થ:—હવે બે શ્લોકવડે સહજાવસ્થાના સ્વરૂપને વર્ણવે છે—હે પ્રજાપતિ દક્ષ !!! પૂર્વે કહી ગયા પ્રમાણેની યોગીની સહજાવસ્થા કે જે થાય છે તે યોગીજનોએ કરેલું કર્મ બુદ્ધિના જ્ઞાનની સાથે અભેદપણાએ તેમ તેના સમપણારૂપે નિર્દોષ છે—તે સ્વયમેવ થાય છે. તે સહજાવસ્થા છે. તેને આશ્રયરૂપ જાણવાનું નથી. કારણ યોગીજનો તે પોતે કરતા નથી એમ સત્ય રીતે જાણે છે. છતાં થાય છે તો પ્રારબ્ધથી થાય છે ત્યાં શિવગીતામાં કહેલ છે કે प्रारब्धं सशिवः स्मृतः ॥ એટલે પ્રારબ્ધ તે ઇશ્વરની આજ્ઞામાં છે.

यत्कृतं सहजा तेन स्वयमेव प्रवर्त्तते ।
योग स्तेन समाख्याता सहजा तुर्य संज्ञिता ॥१०२॥

અર્થ:—યોગીજનો કર્મનું કર્ત્તાપણું અહંમમ રહિત હોવાથી પોતે કર્યું તેમ માનતા નથી પણ જે થાય છે—તે તુર્ય ઇશ્વરના આધીનપણાથી થાય છે—તેને પ્રારબ્ધરૂપે માન્ય કરે. તેથી તે સ્વયમેવ સહ થાય છે—અને સ્વયમેવ પ્રવર્તે છે—તે સહજ યોગ બ્રહ્મીભૂત કહેવાય છે, તે હેતુવડે તુર્ય સંજ્ઞાવાળો આ ક્રમ જ્ઞાન અને સમયોગથી પરે પરા—તૂર્યા એમ વેદશાસ્ત્ર સ્મૃતિ પુરાણમાં પ્રસિદ્ધ છે.

**अतः परं ब्रह्मभूतं स्वानंदाख्यं प्रकीर्तितं ।**

**तत्र योग स्वरूपाख्यं स्थितिं शृणु सुखप्रदां ॥१०३॥**

**અર્થ:**—એ પ્રમાણે સહજાવસ્થાનું વર્ણન અને સ્થિતીનું વર્ણન કરીને હવે સ્વાત્માવસ્થાને દશ મંત્રવડે વર્ણવે છે. પ્રથમ શ્રવણના આદરને કહે છે. આ સહજાવસ્થાથી પરે અથવા પાછળ વર્ણવેલી–કર્માવસ્થા (કર્મયોગ) જ્ઞાનાવસ્થા (જ્ઞાનયોગ) સમાવસ્થા (એ બંન્નેનો સમયોગ) અને તુર્યાવસ્થા (એ ત્રણેના લયરૂપ અભેદયોગ) તે અનંતર તુર્યાતીત બ્રહ્મીભૂત એવી સ્વાનંદ નામની અવસ્થા કે જેનું પ્રથમાધ્યાયમાં વર્ણન કરેલું છે તે સ્વાનંદ અવસ્થા બ્રહ્મને વિષે અભેદરૂપની સ્થિતી છે. તે યોગથી બ્રહ્મીભૂતપણાને પામેલા યોગી બ્રહ્મને વિષે અભેદપણાને પામતાં ભેદરૂપે રહેતા નથી. એટલાજ માટે પરમ સુખની ઇચ્છાવાળા યોગીજનો પોતાને કૃતકૃત્ય ભાવ સુખદને માટે સ્વસ્વાનંદરૂપ યોગની સ્થિતી વર્ણવે છે તે શ્રવણ કરો.

**स्वाधीनं तुर्यं भावाख्यं पराधीनं त्रिधामतं ।**

**तेषां योगे निजात्मस्थो भवेद्योगी निजात्मसु ॥१०४॥**

**અર્થ:**—હવે પંચમ સ્વપદરૂપ બ્રહ્મીભૂત યોગીના અનુભવ સુખનું વર્ણન કરે છે. જેના પ્રેરકપણાનો અભાવ છે જે ત્રી એટલે સર્વ સ્વરૂપ બ્રહ્મનો પ્રેરક છે, તે તુર્યાવસ્થાનો બ્રહ્મ પોતે સ્વાધીન છે, ત્યારે ત્રીધા જે કર્મ–જ્ઞાન–સમ (આનંદ) એવા ત્રણ સ્થિતીના બ્રહ્મ તે પરાધીન છે. તે ત્રણે બ્રહ્મના વિહાર પ્રેરક જે તુર્ય તેને આધીન છે–તે સર્વ પોતપોતાના વિહારરૂપ છે, તે ચારેના યોગવડે આ અભેદાત્મક સંયોગરૂપ પંચમબ્રહ્મ નિજાત્મબ્રહ્મ તે નાના નાના પ્રકારના જીવાત્માઓ–બુદ્ધિમાં આત્મારૂપ છે તેતે સ્વરૂપના ભેદવડે કરી ભિન્ન એવા કલ્પિત જીવ નામથી ભાસતાં છતાં અભેદરૂપથી બ્રહ્મસ્વરૂપ સ્વ એટલે નિજાત્મપદને યોગીજનો જાણે છે, તે સ્વાત્મારૂપના અનુભવવડે સર્વજગત અને બ્રહ્મનો અભેદ છે. એ પ્રમાણે સર્વત્ર નિજાત્મ જ્ઞાનયુક્ત યોગી થાય છે.

**त्रिविधं खेल रूपंतु तुर्यः खेलक उच्यते ।**

**तयो र्योगे प्रजनाथ स्वानंदस्थो भवेन्नरः ॥१०५॥**

**અર્થ:**—જ્યાં ખેલ અને ખેલકનો અભાવ હોય ત્યાં યોગી શી રીતે રહી શકે ?? એવી શંકાના સમાધાનને માટે કહે છે. ૧ કર્મયોગ અસત્ બ્રહ્મ પ્રથમપાદ. ૨ જ્ઞાનયોગ સતબ્રહ્મ દ્વિતીયપાદ. ૩ સમયોગ સમબ્રહ્મ તૃતીયપાદ. આ ત્રણે સ્વાત્માની માયાના વિહારરૂપ તાદૃશ છે. તેથી ખેલરૂપ છે. હવે તુર્યપ્રેરક આત્મા ખેલક છે અને તે તુર્ય ત્રણે બ્રહ્મનો અંતસ્થ છે, તે તેનો આત્મા તે ખેલમાં ખેલી રહ્યો છે. પોતાના મૂળ નિજાત્મપણાથી તેમાં સ્વયમેવ રમે છે. હે દક્ષ !!! તે ખેલ ખેલક ઊભયના યોગમાં સંયોગરૂપે અભેદપણામાં

સ્વપદરૂપ સ્વાનંદની પ્રાપ્ત છે તે **નિજાત્મયોગ** પંચમ છે ચારપાદના લયના સામર્થ્યથી આ નિજાત્મ સ્વાનંદયોગ છે. જે પદને પામ્યા પછી પુનઃ ખેલ ખેલક ( એટલે જગત્ અને જગત્માં રમનારો ) ભાવયુક્ત થવાની જરૂર નથી. સ્વાત્મામાં લય જવાથી ચારેપાદના દર્શનનો અભાવ છે કેમકે લક્ષ્યાર્થવડે સ્વ મહિમામાં સ્થિત એવું નિજાત્મપદ–બ્રહ્માનુભવરૂપ છે.

**ब्रह्मणि ब्रह्मभूतस्य योगिनश्चकुतो भवेत् ।**
**स्वाधीनं तु पराधीनं माया युक्तं न संशयः ॥१०६॥**

**અર્થ**:—હવે દેહ ધારણ કરેલો છતાં યોગી પંચમ નિજાત્મ બ્રહ્મસ્વરૂપથી ભિન્ન નથી. તેને કહે છે–પોતાના આત્મામાં એટલે બ્રહ્મસ્વરૂપમાં બ્રહ્મીભૂતપણાનો યોગી ત્રણ સ્થિતી પરાધીન પુનઃ તુર્યસ્થિતી સ્વાધીન એ સર્વ માયામય એટલે મિથ્યા ભાસરૂપ છે. નિરાલમ્બોપનિષદ્માં ब्रह्मसत्यंजगन्मिथ्या ॥ તે માયા–નિજાત્મ સ્વરૂપમાં કેમજ હોય ? ? નજ હોય. અત્રે સંશય કરવો નહિં.

**योग स्थितिं समाश्रित्य बुधश्चत्वारि चाचरेत् ।**
**तेषां संयोग रूपेण तिष्ठेत्तेषु महात्मवान् ॥१०७॥**

**અર્થ**:—હવે નિજાત્મ બ્રહ્મયોગરૂપ બ્રહ્મીભૂત યોગીની જીવન્મુક્ત સ્થિતીનું વર્ણન કરે છે. નિજાત્મા અનુભવવાળા, યોગસ્થિતી ધારણ કરનાર એટલે નિજાત્મ અભેદાત્મિકા સ્થિતી ધારણ કરનાર સર્વના લય સ્વરૂપથી અભેદરૂપ યોગમય નિજાત્મરૂપ જેમાં ચારે બ્રહ્મ સ્થિતીનો લય છે, કે જે આગળ કહેવામાં આવે છે–તે યોગી જાણીને તેમાં નિવાસ કરે છે–તેજ જીવન્મુક્ત કહેવાય છે.

**कर्मयोगं समाश्रित्य देह चेष्टां समाचरेत् ।**
**ज्ञान योगं समाश्रित्य साक्षित्वं चाचरेद्बुधः ॥१०८॥**
**समयोगं समाश्रित्य आनंद आचरेत्परं ।**
**सहजं स समाश्रित्य विपरीते न शोकभाक् ॥१०९॥**
**चंतुर्भिः संयुतो भूत्वा चतुर्भिर्वर्जितस्तथा ।**
**तिष्ठेद्योगमयीं दक्षावस्था माश्रित्य सर्वदा ॥११०॥**

**અર્થ**—હવે પાંચે યોગના સ્વરૂપને વર્ણવે છે. એ પ્રકારે જ્ઞાનવાન્ પંડિત યોગી કર્મને બ્રહ્માર્પણ કરી દેહાદિની ચેષ્ટા ( ક્રિયા ) માત્ર લોક સંગ્રહાર્થ આચરે છે, તેમજ તેવા પંડિતયોગી બુદ્ધિની જ્ઞાન સ્ફૂર્તિરૂપ વિવેકથી પોતાના આત્માને સાક્ષીવત્ જાણી જ્ઞાનયોગથી સર્વકર્મ કર્તા કારયીતા ભાવદર્શનથી નિઃસંગપણે જ્ઞાન સ્થિતીપૂર્વક છે. (૧૦૮) આગળ તે યોગી કર્મજ્ઞાનના અભેદે આનંદને સેવતો સમભાવની સ્થિતીમાં ઊભયના દોષથી રહિત યોગે સદા પોતાના સમબ્રહ્મના આનંદના આશ્રયથી સમ બ્રહ્મભાવમાં સ્થિત થઇ ઊભય

યોગથી પરે પોતાના શુદ્ધ મનથી તે દર્શનના અભાવરૂપ તુર્યબ્રહ્મનું સ્વાધીન આચરણ કરે છે. એવો યોગી તેથી પણ પરે–વિપરીત કર્મ અને જ્ઞાન એવા ઊભયના દોષહીન આનંદમાં વિપરીત આચરણ થાય છતાં તેમાં શોકરૂપ ન રહેતાં તેને માટે પ્રારબ્ધ આધીન આચરણ સેવતો તે પ્રારબ્ધ તુરીયાને આધીન છે એમ સમજે છે. (૧૦૯) એવો મહાન્ યોગી, કર્મ–જ્ઞાન–સમ અને સહજાવસ્થાના સંયુક્તપણાના આચરણને સમજી જાગૃતિ પામેલો જીવશિવના ચારે પાદનો ત્યાગ કરી દેહની ચારે અવસ્થાધારક હું નથી એમ યથાર્થ સમજી પોતે નિજાત્મ સ્વરૂપે બ્રહ્મીભૂત અવસ્થાધારક હું એમ જાણે છે કેમકે ચારે પ્રકાર માયાના મિથ્યાપણાવડે માયામય છે. દેહને વિષે ભક્ષણાદિક મારાથી થાય છે–પણ તે મારે કરવાપણું નથી. દેહ પ્રારબ્ધભોગવશાત્ છે–એટલે મારા જીવન્મુક્ત પણાની બ્રહ્મીભૂતદશામાં તે દેહાદિકનાં કર્મો તેતે અવસ્થાધારક હોવાથી મારે વિષે નથી. હે પ્રજાપતિ!!! યોગમય એવા જગત અને બ્રહ્મ સંયોગરૂપ તે મારી સ્વ અવસ્થા–તેનો આશ્રય કરીને સર્વદા હું રહું છું છતાં તે પણ અહંમમ ભાવહીનપણાથી કંઇપણ કરતો નથી એમ સાચી સમજણથી રહું છું. (૧૧૦)

अवस्था निजरूपेतु कुतोवस्था प्रधारकः ।
तयोर्योगे योगमयी ह्यवस्थाते प्रकीर्तिता ॥१११॥

અર્થ:—હવે મૌનભાવ અવસ્થાનું વર્ણન કરે છે–સર્વના એટલે ચારે પાદ બ્રહ્મના અભેદપણાથી નિજ અવસ્થારૂપે રહેનારા બ્રહ્મીભૂત યોગીઓની અવસ્થાજ કહેવાય નહિં. જ્યાં જગત અને બ્રહ્મનો અભેદ થયો અથવા જગત્ રહ્યુંજ નહિં ત્યાં બ્રહ્મની અવસ્થા ક્યાંથી હોય!!! નજ હોય. અવસ્થાનું અભિમાન ધારણ કરનાર આત્મા સ્વસ્વરૂપ સમાધિ પ્રાપ્તિમાં લયને ગયો છે. અવસ્થાધારક આત્મા અવસ્થા અને આત્મા એવા સંયોગમાં અભેદપણાથી છે ખરો પણ અવસ્થાના ચિંતનથી યોગમયી અવસ્થા ચિંતક આત્મા તેથી ભિન્ન છે–એમ ચિંતન અને ચિંતકનો ભેદ તેને મૌનાવસ્થા કહેવામાં આવે છે. બ્રહ્માનુભવ કરનાર યોગીની કર્તૃત્વપણાના અભાવે એવી રીતે બ્રહ્મીભૂત સ્થિતી સમજવી તે તમને કહી.

चतुर्मयी चतुर्हीना योगावस्था प्रकीर्तिता ।
योगिभिस्तां समाश्रित्य शान्तिहीनो भवेन्नरः ॥११२॥

અર્થ—હવે શાન્તિહીનપણાને વર્ણવે છે એમ પૂર્ણ યોગરૂપ સ્વસ્વાનંદ બ્રહ્મની પ્રાપ્તિનો બ્રહ્મીભૂત યોગી. કર્મયોગ–જ્ઞાનયોગ–સમયોગ–સહજયોગ એમ ચતુર્યોગે સંયોગાત્મક તત્ ભાવ અભેદયોગે પૂર્ણયોગરૂપ તેમના ઉપર બતાવેલા ચારે પાદરહીત વા ચારે પાદના ભાવરહિત એવો જે પંચમ સ્વાનંદ બ્રહ્મ પૂર્ણયોગ તેજ યોગાવસ્થા કહેવાય છે. (જ્યાં ચાર પાદ લય ગયેલા છે તે)

તેમ સર્વ સંયોગના અભેદવડે જે યોગ તે યોગાવસ્થા છે. તે અવસ્થાને પામેલા યોગી કદાપી શાન્તિહીન હોય નહિં કેમકે સર્વત્ર રસહીન ચિત્તવડે તે કેવળ શાન્તિરૂપ છે. એ પ્રમાણે સમજણપૂર્વક તે યોગી મિથ્યાદેહનું પ્રારબ્ધાધીન સુખદુઃખ ભોગવે છે છતાં શાન્તિયુક્ત છે.

**अधुना श्रृणु योगस्थामवस्था द्वितीयां परां ।**
**अयोग धारिकां पूर्णां सदा निवृत्ति दायिकां ॥११३॥**

**અર્થ:**—એ પ્રમાણે સ્વાનંદાવસ્થાના પ્રવૃત્તિ યોગનું વર્ણન કરીને હવે છ શ્લોક વડે **અયોગાવસ્થા** કે જે **નિવૃત્તિ** લક્ષણ રૂપ છે તેનું વર્ણન કરે છે—હે દક્ષ ! ! ! હવે આ સ્વાનંદાવસ્થા પૂર્ણયોગની બીજી અવસ્થા **અપરા** થી પરે **પરા** એવી ઉત્કૃષ્ટ નિવૃત્તિ રૂપ સુખદાયિકા અવસ્થાધારક યોગી અભેદપણાને પામે છે. निर्गतवृत्ति तत् निवृत्ति ।। તાદૃશી અયોગધારક પોતાના આત્માના સંયોગના અભેદને પણ નાશ કરનાર એવો જે **પૂર્ણયોગ** કહીએ છીએ.

**ब्रह्मणि ब्रह्मभूतोयो योगी तां संश्रयेत्परां ।**
**सदा निवृत्ति संयुक्तः शान्तिहीनो भवेन्नसः ॥११४॥**

**અર્થ:**—હવે નિવૃત્તિ યોગ રૂપ અયોગ અવસ્થાની યોગ્યતા વર્ણવે છે. એવો યોગી બ્રહ્મને વિષે બ્રહ્મીભૂતપણા રૂપે પરા એવી સર્વોત્કૃષ્ટ અવસ્થા કે જે સદાએ **પૂર્ણાવસ્થા** છે તેનો આશ્રય ધારણ કરે છે અન્યનો નહીંજ. તે યોગી સદા નિવૃત્તિપરાયણ સર્વ કૃત્યવડે નિવૃત્તિથી સંયુક્ત થઇને શાન્તિને પામે છે તે કદાપી શાન્તિહીન નથી. કેમકે હવે ભેદ અભેદ સંયોગ વિયોગ સર્વનો લય જતાં છેલ્લે તે દ્વંદ્વ રહિત થાય છે. ( છેલ્લામાં છેલ્લો દ્વંદ્વ તે તે ભેદ અભેદનો લય આ પૂર્ણયોગમાં છે.

**ब्रह्मणि ब्रह्म संस्थंतन्नागतं न गतं पुनः ।**
**मायायां ब्रह्मभूतोयोवस्था धारकः कुतः ॥११५॥**

**અર્થ:**—હવે અવસ્થાધારક યોગનું નિરસન કરે છે. જે બ્રહ્મ સ્વરૂપ મહાવાક્યોથી પ્રતિપાદિત છે. તેજ બ્રહ્મ સ્વરૂપમાં બ્રહ્મસ્વરૂપતાને તાદૃશપણાએ પામી સર્વદા યોગી સ્થિત થાય છે. માયા એટલે મિથ્યા ભાનરૂપ જે **વિવર્ત્ત** તે માયાના વિહાર ભિન્ન ભાન દાતાપણાથી બ્રહ્મનું આગમન પણ નથી. પુનઃ યોગી કૃત સમાધિ વડે પોતાના મહિમામાં સ્થિત થવા જતો પણ નથી. આવવાનો ભાવ હોય તો પુનઃ જવાનો પણ ભાવ થાય. તેથી ગતાગત ભેદનો સંભવ જેમાં નથી એમ પૂર્ણ બ્રહ્મ સ્વરૂપની તેમ પૂર્ણયોગની પ્રાપ્તિ છે. એટલાજ માટે માયાના મિથ્યા ભાન નાશથી પ્રવૃત્તિ રૂપની જીવન્મુક્ત બ્રહ્મીભૂત એવી અવસ્થા પણ તે પૂર્ણ બ્રહ્મ સ્વરૂપના નિવૃત્તિયોગ શાન્તિ સ્વરૂપમાં ક્યાંથી હોય ? ? હોયજ નહિં. કેમકે સમાધિધારકપણાથી સમાધિ કરનારજ રહેતો નથી.

य...र्यात्कारयेचच तत्र नैवावलोकयेत् ।
मायामयं विनिश्चित्य पंचकं पंचकेषुग ॥११६॥

**અર્થ**:—હવે, પૂર્ણ યોગીની નિવૃત્તિ યોગ સ્થિતિ સ્વરૂપનું વર્ણન થાય છે–એવા યોગી જે કંઈ કરે છે અગર કરાવે છે. તે સર્વ પંચક એટલે કર્મ યોગ–જ્ઞાન યોગ–સમયોગ, સહજયોગ અને સ્વાનંદ યોગ એ પાંચના અને પાંચમાંજ પ્રપંચાત્મક વિહાર દર્શનથી દેખાય છે. તે સર્વ મિથ્યાભાનાત્મક માયા રૂપ છે એમ નિશ્ચય કરીને તે સર્વ પંચકો માયામય કર્તાપણાથી અને કારયીતાપણાથી મિથ્યા ભાનરૂપ માયાનાજ દર્શનમાં આવતાં અવલોકન થાય છે. આ ભેદાભેદ રહિત નિવૃત્તિ પૂર્ણ બ્રહ્મયોગમાં નિવૃત્તિ રૂપે સ્થિત થનાર યોગીને વિકાર તો બીલકુલ અસંભવિત છે. વિકારમાં વિકારના અભેદે વિકારી બ્રહ્મલય જાય છે. તે અભેદના અનુભવથી મૌન સ્થિતિ થતાં સ્વવિકાર લય જતા હોવાથી સદા માયા વિહારહીન છે. તેથી તે બ્રહ્મ સ્વરૂપમાં મૌન પણ કેમજ હોય ? ? સ્વકીયમાં ભેદનો અભાવ અને અભેદ અનુભવ છે.

नाहं पंचक गश्चे द्वै ततस्तत्कृत मंजसा ।
कुतोमयि मदृश्येता घार्य निर्वृत्ति गो भवेत् ॥११७॥

**અર્થ**:—હવે પોતાને વિષે સ્પર્શનો અભાવ છે તેને વર્ણવે છે. ઉપર બતાવેલા પાંચ બ્રહ્મ વિહારને પૂર્ણપણે પ્રાપ્ત થયેલા સદાએ અયોગ નિર્વૃત્તિ બ્રહ્મના અનુભવના સામર્થ્યથી હવે અહં યુક્ત કદાપી નથી સદાએ સંતત ભાવ ધારણથી ભેદહીન આત્માજ છે. તે હેતુથી તત્કૃત પંચક બ્રહ્મવિહાર મારા કૈવલ્યપણામાં કયાંથી હોય ??? નજ હોય. એ પ્રકારે કૈવલ્ય સમાધિધારક યોગી પાંચ અવસ્થાધારકના અભાવ વડે નિર્વૃત્તિને પામે છે અને કૃતકૃત્યહીન થાય છે.

जीवनं मरणं जन्म योगो योगात्मिका परा ।
अवस्थामे कुतो माया मोहयुक्तं स्मृतं बुधैः ॥११८॥

**અર્થ**:—હવે સર્વના અભાવનું વર્ણન કરે છે–દેહ જન્મ ધારણથી પરે પોતાના દેહના આયુષ્યની મર્યાદાનું પાલન તે **જીવન** છે. તેમજ સર્વ કૃત્ય અભાવાત્મક તે **મરણ** છે. તેમ પોતાના આત્માના પરબ્રહ્મની સાથેના અભેદાત્મક યોગાત્મક જે **પરા અવસ્થા** તે હું મારા કૈવલાત્મક સ્વાનુભવયુક્તપણામાં ક્યાંથી ? ? અર્થાત્ જન્મ મર્ણ મારે વિષે કેમજ હોય ? ? ? સર્વ કૃત્યમાં નિવૃત્તિ ધારણથી કૃત્ય હીન અવસ્થા જાણવાની છે. એ પ્રમાણે પૂર્ણ નિર્વૃત્તિ યોગને જાણવાવાળા પંડિત યોગીજનો પૂર્વોક્ત સર્વ સ્મરણમાં લાવતાં તે નાના પ્રકારના ભાવના જાણવાપણા વડે કરીને માયા મોહયુક્તપણાના તમામ મર્મને જાણે છે. आत्मानंचेद्विजानीयादयमस्मीति पूरुषः ॥ किमर्थंकस्यकामाय शरीर मनुसंचरेदिति श्रुतेः ॥

**अथयोगमयी पूर्णामवस्थां श्रृणु मानद ।**
**संयोगायोगहीनां तां ययाशान्तो भवेन्नसः ॥११९॥**

**અર્થ**:—**એ પ્રમાણેજ અયોગ** સ્થિતિનું વર્ણન કરીને પૂર્ણયોગ સ્થિતિ અધ્યાય સમાપ્તિ પર્યંત વર્ણવાય છે પ્રથણ ફૂલ વર્ણન કરે છે હે દક્ષ ! ! ! નિર્વૃત્તિપરાયણ સ્થિતીના યોગીની અયોગ સ્થિતીનું વર્ણન કર્યો પછી સયોગ અયોગ હીન–પ્રવૃત્તિ અને નિર્વૃત્તિહિન–એટલે કૃત્ય અને અકૃત્યહીન ભેદ અને અભેદહિન–યોગમયી એવી યોગાત્મિકાપૂર્ણા એવી યોગ સ્થિતી જેની પરે **યોગાવસ્થાનો કેવલ અભાવજ છે.** તે અવસ્થાને શ્રવણ કરો. જે શ્રવણ કરવાથી યોગી અશાન્તિવાન કદાપી થતો નથી. કેમકે અંતસ્થ દ્વંદ્વ સમભાવ ધારણથી અન્વય યોગ પરાયણપણાને લીધે કૈવલ્ય શાન્તિ રૂપ છે.

**ब्रह्मणि ब्रह्मभूतोहं मयि मायामयं परं ।**
**पंचकं च कुतो भाति मायाहीनमयोगकं ॥१२०॥**

**અર્થ**:—હવે પ્રવૃતિરૂપ સંયોગ અને નિર્વૃત્તિ રૂપ અયોગના અભાવને વર્ણવે છે–વેદમાં तत्वमस्यादि મહાવાકય પ્રતિપાદિત પરબ્રહ્મ સાક્ષાત્ કે જેનાથી પરે પરબ્રહ્મ સંજ્ઞાનો અભાવ છે–તે જાણનાર બ્રહ્મીભૂત યોગી જે કે સાર્વભૌમ ચિત્ત ધર્માત્મક યોગ સમાધિ સામર્થ્યથી **અયોગ સ્થિતિને પામેલા છે.** તે અહંબ્રહ્મ પાદથી અભિન્નજ છે. એટલાજ માટે આ યોગી સ્વરૂપમાં સ્વત: ઊત્થાન–પરત ઊત્થાન–અભેદ વિહારાત્મક એવી જે પ્રચુર માયા એ માયામય જે પંચક–જેને બ્રહ્મ પંચક કહેવાય છે– કે જે માયાહીન સદા કેવલાત્મકપણાથી છે, તે અયોગ સ્વરૂપ છે. તે બ્રહ્મ છે. એટલે તેમાં માયા કયાંથીજ હોય ? ? માયાયુક્ત કે માયા હીનપણું તેમાં સંભવતું નથી, આ વાત સારસ્વત પ્રલયના અનુભવથી છે. વેદ કહે છે કે–अथात आदेशोनेतिने-तीती नतद्विदितादथो नाविदितादधीति श्रुतेः ॥

**विधि निषेध संयुक्तं चित्तं भवति सर्वदा ।**
**विधि निषेध हीनंतु तदेव जायते मुधा ॥१२१॥**

**અર્થ**:—હવે યોગીના ચિત્ત નાશનું વર્ણન થાય છે–વેદશાસ્ત્ર ગુરૂ આદિના વચનની માન્યતા વડે આચરણ ધારણરૂપ તે विधि અને તેથી ઉલટ ધારણરૂપે તે निषेध તેવા ચિત્ત સ્વરૂપને જાણનાર ભોગવનાર જીવાત્મા છે તે ચિત્તનો નાશ થતાં તે જાણનારનો પણ લય સંભવે છે. નિરોધચિત્ત તદાત્મક સ્થિત ચિત્તવડે આત્માનું સંતત ગમનાત્મક નથીજ–કેમકે સર્જનાદિક ભાવહીન આત્મા છે–ચિત્તવડે આત્માનો સંભવ છે, પુન: વિધિ નિષેધહીન કૃત્યનો અભાવ તેજ ચિત્ત સાક્ષાત્ પરમાત્મામાં નાશને પામે ત્યારે તે ચિત્તના નાશથી પરમ પદજ શેષ છે. આ સારસ્વત પ્રલયના આધારે કરીને ચિત્તની

ગતી છે. સારસ્વત લયમાં સાક્ષાત્ બ્રહ્મમાં તે ચિત્ત કોના આધારથી સ્થિત રહે ? ? તેથી ચિત્ત નાશનો સંભવ છે. અન્ય વાત પહેલાંના અધ્યાયમાં આવી જાય છે.

देहेन कर्म योगश्च ज्ञानगो हृदि जायते ।
उभयत्र सम श्चैव तुर्येषु स्वेच्छया ॥१२२॥
सर्व संयोग भावेषु स्वानंदाख्य प्रवर्त्तते ।
निवृत्तिषु ह्ययोगाख्यो योगेषु शान्ति योगकः ॥१२३॥

**અર્થ**:—હવે વર્ણાશ્રમયુક્ત યોગીની સ્થિતિનું વર્ણન કરે છે—એવા યોગી દેહ વડે કરીને કર્મ કરે છે અને તે બ્રહ્માર્પણ વિધિથી કરેલાં સત્કર્મોનાં ફળ લોક સંગ્રહાર્થજ કરે છે. હૃદયમાં બુદ્ધિયોગ વડે જ્ઞાન વિચારે છે અને તે નિઃસંગ યોગથી કર્ત્તૃત્વના અભિમાનના ત્યાગપૂર્વક છે. આ ઉભય યોગના દોષહીનપણાથી આ ઉભય યોગનો અભેદ તે સમયોગ છે—સ્વસ્વ બુદ્ધિસ્થ સમ સત્તાત્મક યોગે તે તુર્ય સ્વેચ્છા વિહારી એટલે સહજાવસ્થા યોગ છે. (૧૧૨) એ ચારે યોગના સંયોગ ભાવમાં સ્વસ્વ આત્માનો સ્વ સ્વાનંદ યોગ પ્રવર્ત્તે છે. તેમજ સ્વ સ્વ જંતુ માત્રના હૃદયસ્થ નિવૃત્તિ યોગ આત્મામાં પરસ્વાનંદ—અયોગ નામનો યોગ પ્રવર્ત્તે છે, અંતે સંપ્રજ્ઞાત અસંપ્રજ્ઞાત સમાધિ યોગમાં સમાધિના અનુભવ વડે કરીને કૃત્ય અકૃત્ય ભાવહીન પૂર્ણ યોગી સ્થિતિ રૂપ શાન્તિયોગ પ્રવર્ત્તે છે, (૧૨૩)

एवं नाना विधं योगं समास्थाय महामतिः ।
योगी शान्त्या समातिष्ठेत् ब्राह्मीभूतोपि निश्चितं ॥१२४॥

**અર્થ**—હવે જીવન્મુક્ત યોગીને સર્વ યોગ સ્થિતી સાધ્ય છે તેને વર્ણવે છે. લોકનું કલ્યાણ કરનારી મહામતિ જેમને છે એવા બ્રાહ્મીભૂત યોગી પોતાની પૂર્ણ યોગ સ્થિતી ધારણ કરવાપણા વડે યોગી કહેવાય છે. યોગી એટલે પૂર્વોક્ત નાના પ્રકારનાં યોગ કે જે કર્મયોગથી આરંભ કરીને પૂર્ણ શાન્તિ યોગપર્યંત યથા વિધિયોગ ધારણ વર્ત્તન કરવાથી તત્ સ્થિતીરૂપ થએલા છે. કૃત્ય અકૃત્ય ભાવહીન સદાએ શાન્તિમાં વસે છે. સમભાવ ધારણાત્મકપણાથી વર્ણાશ્રમમાં રહેતાં છતાં બ્રાહ્મીભૂતસ્વરૂપે નિવાસ કરે છે.

योग स्थितिः समाख्याता ब्राह्मीभूत सुखप्रदा ।
अनेन विधिना देह निर्वाहो योगिनां भवेत् ॥१२५॥

**અર્થ**:—હવે યોગસ્થિતીનું સંરક્ષણ કરતા દેહનિર્વાહ કર્ત્તવ્ય વર્ણવાય છે. એવી બ્રાહ્મીભૂતપણાની પૂર્ણયોગાત્મક સ્થિતીને શાન્તિધારક યોગીજનો ઉપર કહ્યા પ્રમાણેની વિધિ અને વિચારપૂર્વક યોગસ્થિતીનું સંરક્ષણ કરી વ્યવહાર કરતા કરતા દેહનિર્વાહ માત્ર પ્રારબ્ધથી જાગૃત રહે છે.

**वर्णाश्रम स्थितो योगी चाचरेत्स्थितिमुत्तमां ।**
**लोक संग्रह कार्यार्थमसक्त स्तत्फलादिषु ॥१२६॥**

**અર્થ:**—એવીરીતે વર્ણાશ્રમધર્મમાં રહેનારા બ્રહ્મચારી–ગૃહસ્થ–વાન પ્રસ્થ કે સંન્યાસી, મર્યાદા પાલન કરનારા ભક્તજન યોગીપુરૂષોની સ્થિતીનું સંરક્ષણ વર્ણવે છે. વર્ણાશ્રમમાં રહેતા થકા તે બ્રહ્મીભૂત ભક્તિજ્ઞાન પ્રવાહથી જાગૃત યોગી ઉત્તમ પ્રકારની સ્થિતીનું આચરણ કરે છે અને તે પણ તે તે કર્મો બ્રહ્માર્પણ કરતા થકા તેના ફલમાં આસક્તિ કે માન કિર્તિના ભોગી ન બનતાં અર્થાત્ તે તમામ તરફ પ્રિતી ન ધારતાં માત્ર લોક સંગ્રહરૂપ ધર્મકાર્યાર્થ માટે યત્ન કરતા ચાલે છે.

**यदा वर्णाश्रम त्यक्त्वा पंचमाश्रम धारकः ।**
**न तस्य स्थिति रूपंतु कदाचिन्नात्र संशयः ॥१२७॥**

**અર્થ:**—એવા યોગીજનોની વર્ણાશ્રમહીન સ્થિતીનું વર્ણન કરે છે. એવા બ્રહ્મીભૂત યોગીજનો અંતે વર્ણાશ્રમ ધર્મની વિધિનો ત્યાગ કરી ઘણા ઊત્તમ પ્રકારના આગળ વર્ણવી ગયેલા જ્ઞાનપ્રકાશવડે કૈવલ્ય આત્માનું જ્ઞાન સંપાદન કરી તૂર્યાતીતમાં શાન્તિસ્વરૂપે વિધિનિષેધ રહિત પંચમાશ્રમ ધારણ કરે છે. હવે તે બ્રહ્મીભૂત પણ કહેવાય નહિં તેતો સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ કૈવલ્ય બ્રાહ્મણજ છે. એમ પંચદાશિકાર दर्शनादर्शनोहित्वा આ મંત્રથી નિશ્ચય જણાવે છે, કદાચિત્ પણ વર્ણાશ્રમધર્મની સ્થિતીરૂપે તે બ્રહ્મીભૂત એવા વિશેષણયુક્ત યોગી રહેતા નથી. ત્યારેજ વિધિ નિષેધહીન આચરણપૂર્વક તે બ્રહ્મીભૂતયોગી બ્રહ્મસ્વરૂપમય બ્રહ્મ બ્રાહ્મણ થાય છે બ્રાહ્મણ કહેવાય છે એમાં શંકા નથી.

વર્ણાશ્રમધર્મ મર્યાદામાં સંન્યાસ આશ્રમના ચાર ભાગ બતાવેલા છે. ૧ કુટીચક, ૨ બહુદક, ૩ હંસ, ૪ પરમહંસ એમ ચાર પ્રકાર વર્ણવેલા ધર્મશાસ્ત્રોમાં છે. આ ચાર પ્રકારના સંન્યાસ આશ્રમ પૈકી પરમહંસ–બ્રાહ્મણ દીક્ષા સાધક પૂર્ણ ગણાય છે. એટલે પરમહંસજ બ્રાહ્મણસ્વરૂપ થાય છે. આધુનીક સમયમાં બ્રાહ્મણજાત શિવાયના ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્રાદિકો પણ કાષાય પહેરી પોતાને પરમહંસ કહેવરાવે છે. તે શાસ્ત્ર માન્ય નથી. બ્રાહ્મણ શિવાય હંસ પરમહંસ સંન્યાસી થઈ શકે નહિં અને સંન્યાસી ( કાષ્ટદંડધારી ) શિવાય સંન્યાસીપદની અંતિમદશામાં પણ જઇ શકે નહિં તેથી બ્રાહ્મણ શિવાય અન્ય જાતિવર્ણના જનોને વિધિપૂર્વક હંસ સંન્યાસ કે જ્ઞાનદંડી પરમહંસ કે તેથી આગળ પણ જઈ શકાય નહિં અને તેવું નામ ધારણ કરે તોતે મિથ્યાનામધારક છે એમ નિશ્ચય જાણવું. પરમહંસની બ્રાહ્મણ સ્થિતિ ઊચામાં ઊચી વર્ણાશ્રમધર્મ વિધિમાં ગણાય છે તેથી લોકસમૂહ ઊત્તમોત્તમ સ્થિતીવાળા નામથી અંજવાઇ તેવા બ્રાહ્મણ વર્ણહીન નામધારક પાખંડીજનોના સહવાસમાં આવે છે અને અસ્ત

વ્યસ્ત જ્ઞાન સાથે **પંચીકરણની ગોખણપદ્ધતિએ** શુષ્ક વેદાન્ત વિચારો બોલવા લાગી જાય છે. તેમણે પોતાની અયોગ્યતા તપાસી જોવા માટે ખુલાસો કરેલો જાણવો અને ગુજરાતમાં ઘણાભાગે તેવા નામધારક ગમે તે વર્ણના **પરમહંસ** કહી કહેવરાવી ધૂર્તતાપૂર્વક વિચરતા. ત્રિવર્ણ અને ખાસ બ્રાહ્મણોને પણ ભ્રષ્ટ કરી પોતાનો સ્વાર્થ હેતુ પાર પાડે છે પણ શાસ્ત્ર જ્ઞાનહીન ચાતુર્વર્ણ્ય સજ્જનોએ યાદ રાખવું કે–બ્રાહ્મણ સંતનો સમાગમ શાસ્ત્રકાર વેદ વિધિરૂપે વર્ણવે છે, તેમ બ્રાહ્મણ વર્ણના હંસ કે પરમહંસ સંન્યાસીજ બોધક માનવા અને તેમના બોધથી બ્રહ્મવિદ્યા પ્રકાશ થાય છે. વળી તેથી વિશેષત્વ ઉત્તમોત્તમ બ્રાહ્મણ વર્ણના કાષ્ટદંડ પરીત્યાગી તે પરમહંસમાં પણ શ્રેષ્ટ એવા વિધિ નિષેધહીન શાન્તિયોગના પાછળ બતાવેલા બ્રાહ્મણ યોગી સંત મળે તો તો અવસ્ય ભાગ્ય સમજવું.

**विधि निषेधहीनोयं विनायको भवेत्सदा ।**
**यद्यत्कुर्यात्सतत्सर्वं योगरूपं भवेत्सदा ॥१२८॥**

**અર્થ**:—હવે વર્ણાશ્રમ ધર્મ સ્થિત યોગીજનોની વર્ણાશ્રમ ધર્મથી પરે વિધિ નિષેધહીન સ્થિતિનું વર્ણન થાય છે. ચારે વર્ણાશ્રમ ધર્મથી પરે પંચમાશ્રમ ધારક વિધિ નિષેધહીન યોગી તે સદાએ **બ્રાહ્મણ બ્રહ્મસ્વરૂપ** વિનાયક છે. **विशेषेणवर्णाश्रमस्थानां नायको वर्णाश्रम गुरुत्वात्** અથવા **स्वयं विगतनायक स्तस्मात्पर गुरुत्वाभावात् ॥** વિનાયક શબ્દાર્થ છે. વિધિ નિષેધહીન આચરણથી તેના વર્ણનનો અભાવ છે, તેથી તેવા યોગીની દેહાદિક ક્રિયા કેવીરીતે હોય છે??? તેવા યોગી સ્વેચ્છા વિહારીપણાથી જે કંઈ કરે છે તે સ્વેચ્છાર્થીજ કરે છે—કેમકે વિનાયકને નાયકપણાનો અભાવ છે. પોતાના બ્રહ્મસ્વરૂપમાં સર્વનો લય હોવાથી તે સર્વ યોગરૂપ પરમહંસથી પણ પરે છે. બ્રહ્મીભૂતમય છે. બૃહદારણ્યકમાં ક્રમયોગ સમાધિ ધારકપણાથી યોગીની પાંચ સ્થિતિ વર્ણવેલી છે (અધ્યાય ૩ જો ૫ મો બ્રાહ્મણ) **पंडितः पांडित्यं निर्विद्य बाल्येनतिष्ठासेत् बाल्यं पांडित्यंच निर्विद्या थ मुनिरमौन मौनं च निर्विद्या थ ब्राह्मणः । सब्राह्मणः ॥ केनस्याद्येनस्यातेनेदृश एव भवतीति यएवं वेदेति॥**

તત્વમસ્યાદિ મહાવાક્યના અનુભવ પ્રમાણથી અર્થને જાણવો જોઇએ. ત્યાં त्वं પદના અનુભવના અર્થ પ્રમાણે પંડિતપણાની અવસ્થા જાણવી. સર્વ તદરૂપ દર્શનથી તત્વજ્ઞાનના સાક્ષાત્કાર વડે જગત ઉત્પત્યાદિમાં પ્રત્યગ્ આત્મા મન અનુભવ વડે જગત રૂપ છે અને સગુણ સોપાધિક બ્રહ્મના અનુભવયુક્તપણાથી તેજ પ્રત્યક્ષ અનુભવ વડે પ્રત્યગ્ આત્માને અભેદ રૂપે જોવો. અહિંયાં તત્વરહસ્ય પાંડિત્ય શબ્દનો વિવેક સર્વ જગતના રહસ્યને જાણીને તેના પરે પાંડિત્યપણાનો અભાવ છે—એમ જાણવું. તેથી પરે તત્ પદાત્મક સાક્ષાત્કાર

અનુભવ યુક્તપણાથી પર એવી બાલ્યાવસ્થાને ધારણ કરનારો યોગી સમજવો નિર્ગુણાત્મકપણાથી तत् પદ આત્મા સર્વ પ્રકારથી ક્રિયાહીન છે. સદા ચિદાત્મપણાથી तत् પદ નિઃસંગજ છે–તેથી વર્ણાશ્રમ આચારમાં નિરૂપાધિક નિઃસંગપણાએ તે યોગીની સ્થિર્તા બાલવત્ બાલ્યાત્મિકા જાણવી. જેમ બાળક સદાએ પવિત્ર છે. સ્પર્શાસ્પર્શ દોષહીન બાળકનું આચરણ છે–તેજ પ્રમાણે આ યોગી સદાએ પવિત્રજ છે. તેમજ બાળકવત્ કાર્ય અકાર્યમાં સદાએ દોષહીન છે. કેમકે ચિદાત્મક સ્વરૂપ વિના અન્ય તત્વ જોતા નથી. વળી કાર્ય અકાર્યમાં સદાએ નિઃસંગ એટલે લોક હિતાર્થ કાર્ય કરે છે. વળી તે યોગી પોતાની મુનિ સ્થિતીએ મૌનાવસ્થાધારકપણાથી અસત્ય બોલતા નથી. હવે असि પદાત્મકનો સાક્ષાત્કાર અનુભવ વડે સંગ–નિઃસંગ–(तत्–त्वं ના ત્યાગ રૂપ) ભાવહીન સગુણ નિર્ગુણ અભેદ સમાધિ ધારકપણાથી છે–તે સમજાવે છે. સગુણ બ્રહ્મપણાનો સંગ તે સંગ છે–તેમ સદા સંવેદ્યાત્મકપણાનો સંગત્વહીન અભેદાત્માના યોગે નિર્ગુણ તે નિઃસંગ છે. તે પ્રમાણે સંગ અને નિઃસંગ એ બંન્ને ઉપાધિયુક્ત હોવાથી ભ્રમ રૂપ છે–તે બધાનો ત્યાગ કરીને અવસ્થાધારક આત્મા અવસ્થાધારકના અભેદ દર્શનથી અવસ્થાધારક મૌનાવસ્થા રૂપ છે–એમ त्वं પદ तत् પદ અને असि પદાત્મપણા વડે સ્વસંવેદ્ય આત્મા असि પદાત્મકનો વાચ્યાર્થ જાણવો તેમજ त्वं પદ तत् અને असि પદનો અભેદપણાના યોગથી લક્ષ્યાર્થ असि પદાત્મક કેવલ આત્મા છે–એમ સર્વથી અભેદપણાએ માયા નાશક તે શુદ્ધ આત્મા કૈવલ્ય શાન્તિ સ્વરૂપ છે. એવી રીતે મૌનપરપણાથી કેવળ આત્મા કેવલ અમૌનાત્મક છે–જ્યાં સર્વ અભેદ મૌન નથી ત્યાંજ અમૌન પ્રતિપાદન છે. मौनेन योगोयस्य सएवायोगः કેવલાત્મની મૌન વડે જે યોગ તે અયોગ તેજ કેવલ આત્મા છે–કોઇ પ્રશ્ન કરે કે મૌન એટલે નાના નાના પ્રકારનું ભાષણ ન કરવું તે (નાના પદાર્થનું વર્ણન ન કરવું તે) તો ઠીકજ છે પણ અહીંયાં બ્રહ્મના અનુભવે તાદૃશ અમૌન વેદમાં વર્ણવેલું નથીજ. તે મૌન નથી. મૌનથી પરે અમૌનના પ્રતિપાદનને જાણવું. प्रसज्यप्रतिषेधेन अर्थ संभवाच्च તેજ પ્રમાણે તે અનુભવયુક્ત યોગ્ય મૌનાવસ્થાધારક જાણવા. અવસ્થાધારક અવસ્થા. તેનો જે અભેદ તે સર્વ અભેદાત્મિકા માયા જાણવી. તે માયા મિથ્યા મૌનાવસ્થાધારક યોગી સર્વત્ર સંયોગના અભેદ ભાવના આત્માના અનુભવ યુક્ત છે–તે વડે જે જે કરાય તે મિથ્યા સમજવાનું છે કેમકે અયોગાવસ્થા ધારકપણાથી તે મિથ્યા છે. હવે તેથી પરે ब्राह्मणावस्था ને વર્ણવે છે–અમૌનાવસ્થા અયોગના સ્વરૂપના જ્ઞાનથી જાગૃત થયેલા યોગી તદનંતર પુર્ણ શાન્તિ યોગ વડે સાક્ષાત્ બ્રહ્મને વિષે સાક્ષીભૂતપણાથી પરે તે બ્રાહ્મણ છે. ब्रह्मैवब्राह्मण इतिश्रुतेः ॥ એ પ્રમાણે સાંભળીને કહોલ બ્રાહ્મણ યાજ્ઞવલ્કયને અનુભવ હીનપણાથી પુછતા હતા–स ब्राह्मणः

કીયા કારણથી કીયા અનુભવ વડે તે બ્રાહ્મણ છે—એમ પુછતાં યાજ્ઞવલ્કય બોલ્યા ઉપરના અનુભવ વડેજ બ્રાહ્મણ છે. તે અનુભવ વડે એ પ્રમાણે જાણવું. તેનો અનુભવ વર્ણવવાને અશકય છે. આત્મા બ્રહ્મ સ્વરૂપમાં લય ગયો એ પ્રકારના આત્મ અનુભવ વડે સદાએ અભેદ બ્રહ્મમાં બ્રહ્મીભૂત યોગી સરસ્વતી લય સંભવથી અભિન્નપણાએ છે. જેમ છે તેમ જાણવું ઉપદેષ્ટાના અશકયપણાથી અન્ય નથીજ નથી. એ પ્રમાણે વેદ એટલે જાણવું તેજ બ્રાહ્મણ છે એવો ભાવ છે. અહિંયાં બ્રાહ્મણ સ્થિતીના વર્ણનમાં સ્વેચ્છા વિહારીપણા વડે વિધિ નિષેધ હીનાચરણ યુક્તપણાથી બ્રાહ્મણાત્મિકા બ્રાહ્મણની સ્થિતી છે—સ્વસ્વેચ્છા ચરણની વિચિત્રતા વડે કરીને તે બ્રાહ્મણનું ચરિત્ર વર્ણવવા યોગ્ય ગણાય નાહ. યોગના અનુભવ વડે તે એક છતાં આચરણ અનેક રૂપથી છે. કેમકે વિચિત્ર પ્રારબ્ધાધીન સ્વેચ્છા ચરણથી આચરણ અનેક રૂપે છે. તેથી શ્રુતિનો અર્થ વેદાદિમાં કહેલાં પાપાચરણ સદાચરણના નિયમનો ત્યાં અભાવ જાણવો. આ વનાયીકી દિક્ષા विशेषेण स्वयं सर्वेषांनायकः વિશેષે કરીને પોતે સર્વના નાયક સર્વ વંદ્યપણાથી છે, સર્વના ગુરૂપણાથી છે—વળી પોતાનો કોઈ નાયક નથી કેમકે સ્વેછાચારીપણાથી રહે છે. વળી આચરણ પ્રતિપાદનમાં વિધ નિષેધ-હીન છે—તેજ વિનાયક એજ યોગી એવો અર્થ છે. को विधिः को निषेध इति स्मृतिः ॥

यदि स्थिति समायुक्तो वेदादिषु प्रमाणतः ।
तदा विधि युतः सोपि भवेत्पश्य प्रजापते ॥१२९॥

**અર્થ**:—હવે વિધિ હીનત્વને વર્ણવે છે. આવા પૂર્ણ યોગીનું આચરણ વેદ પ્રમાણથી વર્ણન કરેલું કહેવાય ત્યારે યોગીની સ્થિતીના સમાયુક્તપણાથી તે યોગી ગણાય છે. પણ હે પ્રજાપતી દક્ષ ! ! ! એવો તે યોગી બ્રહ્મતાદશ સ્થિતી ધારકપણાથી તે વિધિયુક્ત છે—એમ જોઇને જેનું વર્ણન થઇ શકતું નથી એવા વિધિ હીનત્વ યોગે તે સ્વેચ્છા વિહારી યોગી છે—તેજ વિનાયક યોગી છે.

यदा स्थिति विहीनोयं तिष्ठेत्संकथितं परं ।
वेदेषु स निषेधन तदा युक्तो भवेत् परः ॥१३०॥

**અર્થ**:—કોઇ કહે કે સત્કર્મના આચરણનો અભાવ તે નિષેધ ત્યારે તે યોગી શું નિષેધ રૂપ છે ? ? તો પણ તેવો અર્થ નથી. જ્યારે વેદાદિકમાં સ્થિતિ વિહીન યોગી વસે છે અને તે સર્વ કર્મ નિષેધ વડે પર એટલે શ્રેષ્ટપણાના સંભવથી કહેવાય તેજ શ્રેષ્ટ વિનાયક યોગી કહેવાય છે. શુભાશુભ આચાર નિષેધયુક્ત હોય ત્યારે તે નિષેધ કહેવાય નહી. ત્યારે સ્વયં બ્રહ્મીભૂત-પણાથી સ્વેચ્છાચારીજ કહેવાય છે.

अतः स्थितियुतो योगी स्थितिहीनो यथारुचि ।
वर्णाश्रमान्परित्यज्य तिष्ठेद्विनायको यथा ॥१३१॥

અર્થ:—હવે વિધિ નિષેધહીન આચરણનું વર્ણન કરે છે. એટલાજ માટે વિધિ નિષેધહીન આચરણી યોગી પોતાની બ્રહ્માત્મિકા સ્થિતી સહ સત્કર્માચરણ પ્રિય અને સ્થિતિહીન દુષ્ટકર્માચરણ પ્રિય—એમ યથારૂચી યોગી રહે છે. કાયક, વાચિક, માનસિક ત્રણ દંડને ધારણ કરનાર તે કર્મકારણરૂપ કુટીચક—દ્વિદંડધારક બહુદક અને એક દંડધારક હંસ નામના સંન્યાસી છે—તેમ પરમહંસ કાષ્ટદંડત્યાગી જ્ઞાનદંડ ધારણ કરે છે પણ આ ચારે દંડથી હીન એવા યોગી અવધૂત સ્થિતી ગ્રહણ કરનાર સ્થિતિ હીનત્વને પ્રાપ્ત કરનાર દંડાત્મક તાદ્દશ સ્વભાવ ધારણથી તેનો પણ ત્યાગ સમજનાર સ્વેચ્છાવિહારી અદંડી એવો યોગી બ્રહ્મીભૂત બ્રાહ્મણ દેહધારી કૈવલ્ય બ્રહ્મસ્વરૂપ બ્રાહ્મણ છે એટલાજ માટે વર્ણાશ્રમનો ત્યાગ કરી સાર્વભૌમ ચિત્તધર્મસાધ્ય સર્વાધિકાર આચરણ યુક્તપણાથી તે વિનાયક છે.

शान्त्यानित्यंचरेत्सर्वं मनसिप्सत मंजसा ।
विधि निषेधहीन श्च ब्रह्मणि रस धारकः ॥१३२॥

અર્થ:—હવે શાન્તનું વર્ણન કરે છે—એવા યોગી કૃતકૃત્યપણાથી પૂર્ણ સુખયુક્તપણાવડે બ્રહ્મરસધારક તે યોગી છે, તેમ કૃત્ય અકૃત્ય વિકહીન પણ પ્રારબ્ધ ક્ષય મર્યાદાને અપેક્ષાપણાવડે બ્રહ્મરસ ચિત્તરસ તાદ્દશ વિધિ નિષેધહીન માત્ર દેહ રક્ષણાર્થ કર્માચરણ પ્રિય કે જેમાં વિધિ નિષેધ ન દેખાય તેમ યાદ્દશ આચરણથી દેહ રક્ષણ કરે એવાં આચરણકૃત યોગી જડભરત જેવાએ ચારે વર્ણનું અન્ન ભક્ષણ દેહ રક્ષણાર્થે કરી માત્ર લોક કલ્યાણ સાધ્યું છે એમ વિધવિધ આચરણયુક્તથી યોગાચરણ વર્ણવી શકાતું નથી, એમ સુખદુઃખ સમભાવાત્મિકા શાન્તિ ધારણ કરી દેહ ધારકપણાથી સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ યોગી મનોપ્સિત વિચરે છે.

एतत्सर्वं समाख्यातं योगनां चेष्टितं महत् ।
ब्रह्मभूतात्परं पूर्णं चरेदेवं निरंतरं ॥१३३॥

અર્થ:—એવાયોગને ધારણ કરનાર શાન્તિ પ્રાપ્તિરૂપ યોગી સર્વોત્કૃષ્ટ સર્વને ચેષ્ટા કરવારૂપ આચરણયુક્ત બ્રહ્મીપણાથી શ્રેષ્ટ પૂર્ણ નિરંતર પ્રારબ્ધ ક્ષયપર્યંત માત્ર દેહ રક્ષણ જીવનરૂપે વિચરે છે.

शृणुयाद्य पठेत्वापि स सर्वं हीप्सितंलभेत् ।
अंते योगमयो भूत्वा तिष्ठेत्सगणपे रतः ॥१३४॥

અર્થ:—હવે યોગીઓની સ્થિતીના પઠનપાઠન ફલને વર્ણવે છે. આ યોગીની સ્થિતીનું ચરિત્ર જે કોઈ ભણે વા સાંભળે તે જનો આ લોકમાં

ઇપ્સિત ફલભોગને ભોગવે છે. શ્રવણથી અને પઠનથી તેમાં રૂચી ઉત્પન્ન થાય તેથી સત્કર્મ આચરણ કરવામાં પ્રેમ ઊત્પન્ન થાય છે. વળી તે વડે પાપ ક્ષયરૂપ ઇપ્સિતફલની પ્રાપ્તિ થાય છે. અંતે એટલે દેહાન્તે યોગની રૂચી ઊત્પન્ન થતાં ચિત્તરસ યુક્તપણાથી યોગી થાય છે અને યોગી થઇ યોગાનુભવ હીનપણારૂપ સર્વોત્કૃષ્ટપણાએ શ્રી મહાગણપતિ કે તેના સ્વરૂપમાં પ્રિતીવાળા થઇ પ્રત્યક્ષ બ્રહ્મ રૂચીયુક્તપણાથી તત્વજ્ઞાનનોજ સંભવ છે. તેથી યોગ વાસના યુક્તપણાથી સ્વાનંદ લોકમાં ગમન કરે છે. વળી યોગ સાધન કરવાથી તે યોગી થઇ કલ્પાંતે શાન્તિ બ્રહ્મૈવ સ્થિતીને પ્રાપ્ત થાય છે.

ॐ तत्सदिति श्रीमद्योगगीता सूपनिषत्सुगमासु योगामृतार्थ शास्त्रे श्रीमन् मौद्गलेय महापुराणे नवमखण्डे योगचरित्रे मुद्गल दक्ष संवादे योगिस्थिति वर्णन योगो नाम सप्तमोऽध्यायः ॥ योगगीतायां तृतीयोऽध्यायः ॥ ॐ ॐ ॐ

---

॥ श्री गणेशाय नमः ॥

# ॥ योगगीतायां चतुर्थोऽध्यायः ॥

दक्षउवाच ॥ योगशान्तिं समाश्रित्य योगमभ्यस्य नित्यदा ।
ब्रह्मणि ब्रह्मभूत. स योगभ्रष्टः कथंभवेत् ॥१॥
मायामयं जगत्सर्वं नानाभ्रम समन्वितं ।
ज्ञात्वा स्वयं पुनर्भ्रष्टः कौतुकं वदमेमुने ॥२॥

**અર્થ**:—તૃતીય.ધ્યાયમાં યોગીની પૂર્ણ યોગમય સ્થિતી સાંભળી છતાં પોતાના ચિત્તની ચંચળતા જતી નથી એમ જાણી દક્ષ પ્રજાપતિ શ્રીમુદ્ગલ માહારાજને પુછે છે કે હે પ્રભો ! ! ! એવા યોગ શાન્તિના સર્વોત્કૃષ્ટતાથી જાગૃત બ્રહ્મપદને પામેલા યોગીજનો પુનઃ યોગભ્રષ્ટ કેવીરીતે થાય છે અને તેમની કેવી ગતી થાય છે ? ? કેમકે તેવા યોગીઓ ઊભય ભ્રષ્ટ થયા છે તેથી લાભનો અભાવજ છે—ત્યારે નિત્યદા નિરંતર યોગ સમાધિના અભ્યાસપૂર્વક ક્રમ ક્રમથી બ્રહ્મીભૂત—યાને બ્રહ્મસ્વરૂપજ અને પૂર્ણયોગ શાન્તિયોગ પર્યંત ગયેલા યોગીજનો કે જ્યાં દ્વંદ્વ સમભાવાત્મક કૃતકૃત્યપણાનો આશ્રય કરી બ્રહ્મને વિષે બ્રહ્મીભૂત પણાથી પણ શ્રેષ્ઠ એવા પૂર્ણયોગ શાન્તિમય યોગધારક યોગી થયા છે તે યોગભ્રષ્ટ કેવીરીતે હોઇ શકે ? ? ? ન હોઇ શકે. કેમકે કૃતકૃત્યતાવડે માયાની

મિથ્યા વાસનાના સંભવનો સંપૂર્ણ અભાવ છે. (૧) હવે કૌતુકને વર્ણવે છે કે–નાના પ્રકારના ભ્રમયુક્ત–નાના પ્રકારની વાસનાયુક્ત–નાના પ્રકારના આચરણ યુક્ત–આ જગત્ માયામય છે એમ જાણનાર એવા નિવૃત્તિપદરૂપ **અયોગમય** યોગીજનો અનાત્માને વિષે આત્મભાવ ધારણ કરવો તે મિથ્યાને સત્યભાનરૂપે સમજવા જેવું છે. આ સર્વ જગત્ પરમાત્મા પરબ્રહ્મના પૂર્ણપણાના અનુભવથી મિથ્યાજ છે તેથી હે મુનેશ્વર ! ! ! આવો **સ્વયં યોગી** માયા વાસના ધારક-પણાથી પુનઃભ્રષ્ટ કેવી રીતે થાય છે ? ? યોગને વિષે મિથ્યાભાન આસક્તપણાથી આ એક કૌતુક છે તે મને સમજાતું નથી.

**मुद्गल उवाच ॥ ब्रह्मणि ब्रह्मभूतस्य योगिनोर्बिंब संस्थितम् ।**
**बुद्धौ तस्यां विमोहेन मोहयुक्तं प्रजायते ॥३॥**

**અર્થઃ**—એમ સાંભળી દક્ષ પ્રજાપતિ પ્રત્યે સંશયનાશાર્થે **શ્રી** યોગીવર્ય મુદ્ગલ મહામુની બોલ્યા હે દક્ષ ! ! ! બ્રહ્મને વિષે બ્રહ્મીભૂતપણાના જાગૃત યોગી પ્રથમ પોતાની બુદ્ધિને વિષે દેહ ધારકપણું સમજે છે તેથી બુદ્ધિને વિષે પડેલા બિંબને બિંબની પેઠે બિંબરૂપે સ્થિત છે એમ સમજતાં અહંમમ ભાવહીનપણાથી છતાં આ બિંબ–બ્રહ્મને વિષે બુદ્ધિના ભેદે ભાસે તેથી બ્રહ્મ તો અભેદપણાથી બિંબ ભેદના અભાવરૂપે સ્થિત છે એમ જાણવું. એટલાજ માટે જ્યારે તે બુદ્ધિને વિષે મોહથી અહંમમ ભાવધારક થાય ત્યારે તેજ મોહવડે–પોતાના સાક્ષાત્ બ્રહ્મમાં બ્રહ્મીભૂતપણાનો અભાવ થતાં સંપ્રજ્ઞાત અસંપ્રજ્ઞાત સમાધી યોગે તે બ્રહ્મમાં બ્રહ્મીભૂતપણાને આદ્ય લઇ સ્વસ્વબ્રહ્મ વિહારયુક્ત તે તે અહંભાવધારક જે ચતુષ્પાદમય નાના નાના પ્રકારના બ્રહ્મને રૂપે ભેદના સંયોગે ભ્રષ્ટપણાને પામે છે એમ પૂર્ણયોગ અનુભવ હીનપણું આવે છે. આવો મોહયુક્ત યોગીબિંબ તેજ બિંબની પેઠે અહંભાવ હીનપણાએ જ્ઞાનસંજ્ઞાને પ્રાપ્ત છતાં તે તે અહંમમ ભાવધારક બને છે. અહંમમ ભાવ ધારણાથી યોગી પોતાના બ્રહ્મ સ્વરૂપથી ભિન્ન થાય છે.

**दृष्ट्वा नाना विधान् भोगान् स्वयंमोहेन मोहितः ।**
**तेषु भूत्वा रस युतो तानच्छंति निरंतरम् ॥४॥**

**અર્થઃ**—હવે ભિન્નત્વનું વર્ણન કરે છે. આ **સ્વયં** યોગી અહં બુદ્ધિ મોહવડે શબ્દાદિ વિષય પ્રિય બુદ્ધિના અનુભવવડે નાના પ્રકારના ભોગોને જોઇ બુદ્ધિથી જાણી તે ભોગોમાં રસયુક્ત થઇને નિરંતર તે ભોગોને ભોગવે છે–કેમકે બુદ્ધિવડે અહંમમ ભાવ ધારણ કરેલોજ છે.

**तत्र तस्य हृदि दक्ष विवेकः संस्थितो भवेत् ।**
**तस्य रूपं प्रवक्ष्यामि शृणु बुद्धि विशारद ॥५॥**

અર્થ:—હવે એવા યોગીજનોના યોગભ્રષ્ટ કરનાર કારણુને પ્રગટ કરે છે અને સાત શ્લોકથી તેનું વર્ણુન કરે છે. યોગ ભ્રષ્ટકારક કારણુમાં તે યોગીએ સ્વસ્વરૂપાત્મમાં સ્થિત રહેવું જોઇએ તેને સાટે હૃદયબુદ્ધિના વિવેકવડે સ્થિત રહે છે. તેથી બુદ્ધિ વિવેકના મોહવડે યોગભ્રષ્ટત્વ ઊત્પન્ન થાય છે. હે બુદ્ધિ વિશારદ દક્ષ પ્રજાપતિ !!! તે વિવેકના રૂપને હવે કહીએ છીએ તે સાંભળો.

अहं ब्रह्मणि योगेन ब्रह्मीभूतो न संशयः ।
पाप पुण्यादिकंमेनं शुभाशुभ कृते भवेत् ॥६॥

અર્થ:—હવે આદિ પુણ્ય પાપ હીનાત્મક વિવેકને કહે છે. તે યોગીના હૃદયમાં બુદ્ધિ વિવેકરૂપે વિચાર થાય કે હું યોગી પૂર્ણયોગવડે શાન્તિયોગને પ્રાપ્ત થયો છું. સંપ્રજ્ઞાત કે અસંપ્રજ્ઞાત આદિ કોઇ પણ સમાધીથી યોગપૂર્ણ સ્થિતી પ્રાપ્ત થઇ છે. તે પૂર્ણયોગ ભાન ધારકપણું અહંરહિત છતાં તે યોગી અહં અભિમાનયુક્ત થાય છે. તે યોગીને ચિત્તલય જવા પણાવડે પૂર્ણયોગવડે યોગભ્રષ્ટ થવાનો જે અભાવજ છે–કેમકે ચિત્તની ભૂમિ સ્થાનનો જ્યાં અભાવ છે. તે અહંરહિત અભેદ બ્રહ્મસ્વરૂપ યોગમાં “ અહં બ્રહ્માસ્મિ ” થીજ યોગ ભ્રષ્ટ થવાનો સંભવ છે. ( બાકી અભેદમાં ભેદનો અભાવજ છે ) એટલાજ માટે એક પાદ ભૂમિ ઊતરી શુભાશુભ કૃતકર્મ કરતો છતાં પણ મને તે કાર્યનું પુણ્યપાપ નથી. એમ માનવા લાગે છે. કેમકે બ્રહ્મીભૂત યોગીને વિધિ નિષેધહીન આચરણના પ્રતિપાદનથી પુણ્યપાપનો અભાવ છે–છતાં આવી રીતે પતિત થાય છે. એમ સાક્ષાત્ બ્રહ્મમાં અભેદપણાને પામેલા यतोवाचो ॥ નો નિશ્ચય કરેલા બ્રહ્મભૂત પૂર્ણયોગની પ્રાપ્તિવાળા યોગીને બ્રહ્મીભૂતપણામાં કોઇક કાળે પણ બ્રહ્મસ્વરૂપના અનુભવ બુદ્ધિભૂતપણાનો અભાવ છે છતાં એવી રીતે ચિત્તના કેવળ એકાગ્ર નિરોધપણાના અભાવવાળાને બ્રહ્મીભૂતપણાનું બુદ્ધિના યોગમાં મિથ્યા અભિમાન થાય છે.

यदा भोग परित्यज्य तिष्ठामि नित्यमादरात् ।
तदा योगस्य वृद्धिर्नै न भविष्यति निश्चितं ॥७॥

અર્થ:—હવે ત્રણ શ્લોકવડે વિષયભોગ કૃતપણાનું વર્ણન કરે છે. એવા યોગીજનો વિચાર કરે છે કે–જ્યારે હું વૈરાગ્યના આદરપૂર્વક સ્થિત છું ત્યારે મારી અને મારા યોગની વૃદ્ધિ થઇ શકશે નહિં છતાં નિત્યભોગનો પારત્યાગ છે. બ્રહ્મીભૂત યોગીને પર વૈરાગ્ય સાધ્ય કરવાના અભાવથી યોગીને વૈરાગ્ય ધારણ પ્રતિપાદનનો પણ અભાવજ જાણવો એમ વેદમાં પણ વર્ણવેલું છે.

यदा नित्यं प्रभुंजाने भोगा नाना विधान् परान् ।
पाप पुण्य मनादृत्य तदा योग क्षयो नच ॥८॥

**અર્થ**:—તેજ પ્રમાણે હું પાપપુણ્યનો નાશ સમજીને સ્વેચ્છા વિહારી પણાથી છું-જ્યારે નાના નાના પ્રકારના ભોગ વિષયવિહાર ભોગવું તો તેનો બાધ નથી, તેમ વિષયવિહાર બાધા હીનપણાથી મારા યોગનો ક્ષય પણ નથી એમ માને છે.

**अतोहं भोग मुत्सृज्य किमर्थं दुःख संयुतः ।**

**तिष्ठामि शान्ति माश्रित्य विधिनिषेध संयुतः ॥९॥**

**અર્થ**:—એ પ્રમાણે વિચાર કરીને દ્વંદ્વ સમભાવાત્મિકા શાન્તિનો આશ્રય લઇને વિધિનિષેધ સંયુક્ત સત્કર્મ પરાયણ રહે છે વળી સત્કર્માચરણ દેહને દુઃખ આપનાર હોવાથી દુઃખ સંયુક્તપણું માન્ય કરે છે અને માને છે કે સત્કર્માચરણવડે સાધ્યનો અભાવ છે ત્યારે ભોગને ત્યાગી શા માટે રહેવું ??

**एवं मनसि संधार्य योगी भोगेषु लालसः ।**

**विविधेष्वेव भवति रसयुक्तः क्रमेणसः ॥१०॥**

**અર્થ**:—હવે એ મંત્રવડે તેના મોહનું વર્ણન થાય છે. એ પ્રમાણે મનથી વિચાર કરીને ભોગ ભોક્તૃત્વના પ્રકારવડે નાના ભોગોમાં લાલસા-પૂર્વક લઘુ ક્રમવડે ચિત્ત ચલનનો અભાવ છતાં ચિત્તથી અકસ્માત ચલાયમાન થાય છે અને રસયુક્તપણાથી ભોગને વિષે લાલસાયુક્ત થાય છે.

**अयं मोह समाख्यातो योगि हृद्भ्रान्ति दायकः ।**

**तेन शान्ति परित्यज्य पाप पुण्य परो भवेत् ॥११॥**

**અર્થ**:—હે દક્ષ !!! એમ બ્રહ્મીભૂત સ્થિતિધારક યોગી પોતાની બુદ્ધિથી ભ્રાન્તિદાયક મોહવડે યુક્ત બની મોહમય પણાથી શાન્તિનો ત્યાગ કરી શરીર વિષય વિહાર ભોગસુખ પ્રિયતાવડે યુક્ત થઇ પાપપુણ્ય યુક્ત થાય છે.

**ततः कामं समाश्रित्य देह सौख्य प्रदायकं ।**

**इच्छेत्स विविधान् भोगान् पुण्य पाप परायणः ॥१२॥**

**અર્થ**:—હવે આગળ કામ વશપણાને કહે છે. શરીરભોગ પ્રિયત્વપણા વડે દેહનાં સુખ પરાયણ બુદ્ધિએ કામનો આશ્રય કરીને પુણ્યપાપ પરાયણતાવડે વિવિધ પ્રકારના ભોગોને ઇચ્છે છે. ભોગપ્રિય પુરૂષને કામોત્પત્તિનો સંભવ છે.

**भोगार्थं यत मानस्य योगिनः क्रमभावतः ।**

**तत्र विघ्नः कृतः केन ततः क्रोध युतो भवेत् ॥१३॥**

**અર્થ**:—હવે ક્રોધની ઊત્પત્તિનું વર્ણન કરે છે. તે ભોગોના સાધનરૂપ પ્રાપ્તિના પ્રયત્ન સમયમાં તે યોગી-ભોગોમાં અંતરાય લાવનાર કોઇએક જીવાત્માના વિઘ્નકૃત ભોગમાં આવી પડે છે અને અંતરાય આવવાવડે લઘુભાવ ક્રમથી ક્રોધયુક્ત થાય છે અને અંતે વિઘ્ન કરનારના ઉપર ક્રોધ કરે છે.

येन विघ्नःकृतस्तेषु भोगेषु तस्य भोगिन्न : ।
तं शत्रुं स हि जानाति भिन्न भावं परायणः ॥१४॥

**અર્થ**:—એવા યોગી ભોગ પ્રિય બુદ્ધિના વિચાર ભોગવડે ભોગના સંબંધે વિઘ્ન કરનાર તરફથી ક્ષોભ પામીને ભિન્નભાવપણાથી આત્મભાવ ત્યાગ થતાં વિઘ્ન કરનારને શત્રુ માની દ્વંદ્વ કે જેમાં શત્રુ મિત્રભાવ પ્રિયતારૂપ છે તેમાં સપડાય છે. એમ ભોગમાં અંતરાય કરનારને શત્રુ માનતાં ક્રોધયુક્ત થાય છે.

ततो ह्यज्ञान संभूतिः क्रमेणोत्पद्यते परा ।
योगिनश्च तया युक्तो हंतु तं यतते सदा ॥१५॥

**અર્થ**:—હવે તેવા યોગીને અજ્ઞાનની ઉત્પત્તિ થાય છે તેને વર્ણવે છે. એમ ક્રોધના આવેશથી લઘુક્રમવડે તે યોગીને સ્વપરભાવ મોહને વશ થવાથી અજ્ઞાનની ઊત્પત્તિ થાય છે. તે અજ્ઞાન (ઊલટ બુદ્ધિ વિચાર) ની ઉત્પત્તિ યુક્ત યોગી તે શત્રુનો સંહાર કરવા માટે પ્રયત્નવાન થાય છે.

शत्रु शिक्षार्थमर्थान्स नाना भाव समन्वितः ।
संपाद्य तं तु निर्जित्य भोगान् भुंक्ते प्रयत्नतः ॥१६॥

**અર્થ**:—એવો યોગી શત્રુને શિક્ષા કરવાના પૂર્ણ અર્થથી નાના પ્રકારયુક્ત અજ્ઞાન મોહ ધારણ કરી શત્રુનો પરાજય અને આધીન કરવા માટે મથી હરાવે છે કેમકે ભોગરસ યુક્ત ચિત્તથી પ્રયત્નવડે ભોગોને ભોગવવામાં રત રહેલો છે.

स्वपर ज्ञान हीनत्वं गतं तस्य प्रजापते ।
तदेवाज्ञान संभूतिः शत्रु मित्र प्रदर्शिनी ॥१७॥

**અર્થ**:—હે દક્ષ!!! એ પ્રમાણે યોગભ્રષ્ટ યોગી સ્વપર જ્ઞાનહીનપણાએ અભેદાત્મક જ્ઞાનનો નાશ કરી પોતે નાશને પામે છે અને શત્રુ મિત્ર પ્રદર્શિની અજ્ઞાન આવરણ યુક્ત અવિદ્યા હૃદયમાં ઉભી કરે છે અને દ્વંદ્વ બુદ્ધિ યુક્ત પણાએ શત્રુ મિત્રરૂપ સર્વ આત્માને જુએ છે.

ततः शान्तेः क्रमेणास्य विस्मृति जायते परा ।
तया युतः स्वयं देह मन्यते सत्य रूपकम् ॥१८॥

**અર્થ**:—હવે શાન્તિ નાશના વિચારને કહે છે. એ પ્રમાણે યોગભ્રષ્ટ યોગી અજ્ઞાન આવરણ વડે દ્વંદ્વ સમભાવ ધારણ શાન્તિનો ત્યાગ કરી પોતાનો સંપૂર્ણ નાશ કરનાર એવી અજ્ઞાનમય વિસ્મૃતિને વશ થાય છે—કેમકે ભોગ રતપણાથી નિરંતર મોહયુક્ત રહે છે. એવી અશાંતિયુક્ત રહેનારો પોતાના સત્યસ્વરૂપ આત્માના સ્વરૂપનો લય કરી તેને બદલે પોતાના દેહદષ્ટિના મિથ્યા ભાસને લઇ દેહ સ્વરૂપને સત્યારૂપ માને છે એમ અનાત્માને વિષે આત્મભાવ અવિદ્યા યુક્તપણાથી ધારણ કરે છે.

**देहे संतोषमापन्नो कृतकृत्यमिवस्थितं ।**

**मन्यते विपरीते स आत्मानं भाग्य वर्जितम् ॥१९॥**

**અર્થ:**—એ પ્રમાણે યોગભ્રષ્ટ યોગી પોતાના દેહને સત્ય માનતાં તેમાંજ સંતોષ ધારણ કરીને દેહને વિષે સંતોષના સંભવરૂપે ભોગ ભોક્તૃત્વથી જોડાય છે અને પોતાના આત્માને દેહના સુખથી કૃતકૃત્ય માને છે અને તેજ પ્રમાણે વિપરીતપણાવડે અપ્રાપ્તિરૂપ ભોગહીન સમયે દેહમાં ભાગ્યહીનત્વ એમ અવિદ્યા જ્ઞાનયુક્તપણાવડે માને છે.

**ततो योगं परित्यज्य स्वयं बिंबी प्रजायते ।**

**बिंबे तन्मय भावेनागमिष्यति न संशयः ॥२०॥**

**અર્થ:**—હવે જીવભાવની કેવળ નીચ ગતીને વર્ણવે છે. એમ દેહની સત્યતા દેહને વિષે સુખ બુદ્ધિ ધારણ કરનાર સ્વયં યોગી પોતાની યોગબુદ્ધમાં અહંમમ ભાવ હીનતા ત્યાગી બિંબને વિષે પ્રારબ્ધ ભોગીના બિંબની પેઠે સમજતાં પોતાના આત્મામાં તન્મયભાવ વડે સ્થિત થાય છે અને બુદ્ધિમાં અહંમમ ભાવ ધારણ કરતાં દેહને વિષે તન્મયભાવ વડે પોતે બિંબી એટલે જીવાત્મારૂપે પોતાને માને છે. બિંબાત્મક બુદ્ધિને વિષે બુદ્ધિતાદાત્મ્યપણાથી બિંબીરૂપ જીવાત્મા કહેવાય છે. અને બુદ્ધિમાંજ તે બિંબ સ્વરૂપે સ્થિત થાય છે— આવે છે. બ્રહ્મનાં અભેદભાવનાશક અજ્ઞાન ધારકપણા વડે આ સ્થિતી થાય છે એમાં શંશય નથી યોગભુમિમાં ઉત્થાન દર્શનથી આ કર્તવ્ય છે.

**एवं क्रमेण योगी स शान्तिहीन स्व भावतः ।**

**सदा तिष्ठति तं योगं नाश्रयते कदाचन ॥२१॥**

**અર્થ:**—હવે અજ્ઞાનની દૃઢ પરિશિમાને કહે છે—એ પ્રમાણે યોગભ્રષ્ટ યોગી ક્રમ વડે ભોગની ઇચ્છા ને આરંભ કરીને અશાન્તિ પર્યંત ક્રમવડે લાંબા કાળે શાન્તિહીન સ્વભાવથી અહંમમ ધારક સ્વભાવ પૂર્વક—માત્ર ભોગપરાયણતા સેવે છે અને બ્રહ્મના અભેદ પણાનો આશ્રય કદાપી ધારણ કરતો નથી. કેમકે નિરંતર અજ્ઞાનયુક્ત રહે છે.

**सुख युक्ते शरीरे स सुख युक्तो भवेत्स्वयम् ।**

**दुःख युक्ते तदा दुःखी नाना भाव परायणः ॥२२॥**

**અર્થ:**—હવે સદાએ યોગહીનત્વ પણાને કહે છે—એવો યોગભ્રષ્ટ યોગી નાના પ્રકારની ભેદ બુદ્ધિભાવ પરાયણ સ્થિતીવડે નાના પ્રકારની ભોગેચ્છાયુક્ત પોતાના શરીરે સુખ દુઃખમય દ્વંદ્વધારક ભાવથી થતાં પોતાને સુખયુક્ત કે દુઃખયુક્ત માને છે.

**लेश मात्र मयं शान्ति लभते न कदाचन ।**

**असंतोष युतो नित्यं भ्रमते भोग लिप्सया ॥२३॥**

**અર્થ**:—જ્યાં ભોગની લીપ્સા અત્યંત હોય ત્યાં સદાએ **અસંતોષ-પણું** રહે છે. કેમકે વિષયસુખ માનનારાઓને વિષયોમાં સદાએ અતૃપ્તિ રહે છે. એવા જનો ભોગ પ્રાપ્તિને માટે સદાએ ભ્રમણ કરતાજ રહે છે તેથી જરા પણ શાંન્તિ ભોગવાતી નથી.

**भोगार्थं विविधान्येत्र नित्यं पापानि चादरात् ।**
**चरते सर्व पुण्यानि विधिनिषेध वर्जितः ॥२४॥**

**અર્થ**:—એ પ્રમાણે ભ્રષ્ટ થયેલો યોગી ભોગની પ્રાપ્તિને અર્થે નિત્યા-નિત્ય વિધવિધ પ્રકારથી વિધિ નિષેધ વર્જીત થઇ પાપોનું આચરણ કરે છે. ત્યાં શ્રુતિ છે કે **नानुपहृत्य भूतान्युप भोगःसंभवतीति श्रुतेः ॥** વિધિ નિષેધયુક્ત રહેતાં સર્વ પ્રકારના પુણ્યમાં પણ ભાગ લે છે. અને દાંભિક રીતે સત્કર્માચરણ કરે છે. પણ હૃદયમાં લોક તરફના મોહ વડે ભોગપ્રાપ્તિ દર્શન ઇચ્છે છે.

**वर्णाश्रम युतो योगी स्वधर्मं त्यज्य नित्यदा ।**
**पापं चरति वा पुण्यं स्वधर्मैः संयुतः कदा ॥२५॥**

**અર્થ**:—હવે વર્ણાશ્રમયુક્ત યોગભ્રષ્ટના આચરણને કહે છે કે—એ પ્રમાણે વર્ણાશ્રમને વિષે રહેવા વાળો યોગભ્રષ્ટ યોગી વર્ણાશ્રમને વિષે રહેતો થકો સ્વ-ધર્મનો ત્યાગ કરી—નિત્યાનિત્ય પાપાચરણ કરે છે. પાપાચરણ કાળમાં સુખદ ભોગોની પ્રાપ્તિ થતાં તે સમજવા લાગે છે કે આ પાપાચરણથી જ્યારે સુખ થાય ત્યારે પાપાચરણજ પ્રિય છે—તેજ પ્રમાણે પુણ્યાચરણને પણ જાણે છે. કેમકે વર્ણાશ્રમ આચાર સાધ્ય હોય તો પુણ્ય થાય છે.

**भोगान् भुंक्ते विशेषेण मोह युक्तो निरंतरम् ।**
**योग भ्रष्ट यमाख्यात स्त्यक्त्वा योगं नरो भवेत् ॥२६॥**

**અર્થ**:—હવે તેનો ઉપસંહાર કરે છે—અહંમમતા રૂપ માયા મોહયુક્ત ભોગપ્રિય બુદ્ધિવડે એ પ્રકારે વિશેષે કરીને ભોગોને ભોગવે છે. અને તાદૃશ બુદ્ધિયુક્ત રહે છે. એ પ્રમાણે વર્તનારો યોગી યોગભ્રષ્ટ કહેવાય છે કેમકે જીવ-ભાવ ધારણ કરી દેહને વિષે સત્યતા અંગીકાર કરવાથી દેહના અભિમાની બની દેહ સુખને માટે પ્રયત્નવાન બની ભોગોને ભોગવે છે એ પ્રમાણે યોગના અધુરા પણાથી યોગને છોડીને ઉપર કહ્યા પ્રમાણે ક્રમ વડે કરીને યોગભ્રષ્ટ થાય છે.

**हृदि तस्य विवेकश्च सदा तिष्ठति मोहदः ।**
**पुण्य पाप विहीनोहं ब्रह्मैव ब्रह्म भावितः ॥२७॥**

**અર્થ**:—અહિં પ્રશ્ન છે કે—બ્રહ્માનુભવયુક્ત યોગીને આવી રીતે પડેલા સંસ્કારોનો અભાવ કેવી રીતે થયો ??? તેના જવાબમાં કહે છે કે, એવા યો-ગીના હૃદયરૂપ બુદ્ધિમાં અહંમમ ભાવ ધારણ સામર્થ્યથી મોહદાતા અવિવેક

ખડો થાય છે. અને તે એવી રીતે ઊત્પન્ન થાય છે કે અહં અનુભવ સામર્થ્યથી બ્રહ્મભાવવાળી સમાધી વડે સાક્ષાત્કાર બ્રહ્મ તાદૃશ પુણ્ય પાપરહિત હું બ્રહ્મ છું એમ તૂર્યપાદમાં આવતાંજ મોહ થાય છે. યોગભ્રષ્ટ યોગીના સંસ્કાર અભેદ છે છતાં અપક્વ સ્થિતીનો યોગીજ યોગભ્રષ્ટ થાય છે. કેમકે પોતાના અનુભવરૂપ બ્રહ્મસ્થિતી ધારકપણાના અભાવથીજ યોગભ્રષ્ટ થાય છે. તેજ પાછો શમદમ સાધન પરાયણપણાથી એવો યોગભ્રષ્ટ પુનઃ ક્રમવડે પૂર્ણયોગીપણાને પામે છે. જે મંદ સ્થિતી ધારક છે તે અન્યજન્મમાં યોગીપણાને પૂર્વ જન્મ સંસ્કાર બળથી પામે છે. આ ચિત્રથી ભૂમિયુક્તપણાવડે સંપ્રજ્ઞાત અસંપ્રજ્ઞાત સમાધી ભેદાનુભવ યુક્ત અપકવયોગીની સ્થિતી પ્રતિપાદન થઈ. જે સાર્વભૌમ ચિત્તના ધર્મથી નિરોધના પણ નિરોધપણાને જે પૂર્ણયોગી થાય તે પરીપકવ યોગી કહેવાય છે. કેમકે તે પૂર્ણયોગીની શાન્તિ સમાધિ વડે ચિત્તભૂમિહીનપણાએ ચિત્તના લયમાં પૂર્ણપણું છે. આવા પૂર્ણયોગીને યોગભ્રષ્ટ થવાનો અભાવ છે. એમ સર્વ શાસ્ત્રસંમત છે. યોગભ્રષ્ટ તે તૂર્યપાદમાં પડી જવાથી અહંમમ ધારક છે અને યોગયુક્ત તે અહંમમ હીન છે અને પૂર્ણયોગી તે બુદ્ધિ ચિતના લય સાથે આત્માના લયયોગમાં તે પુનઃ દેહ જન્મના અભાવથી બ્રહ્મમાં બ્રહ્મરૂપાકાર થાય છે. એટલાજ માટે પુર્ણયોગી આત્માસહ ચિત્ત લય સમાધિ ધારકપણાથી બુદ્ધિ અહંમમ ભાવ ધારકહીન છે. ચિત્ત લય સમાધીથી ચેતના પૂર્વક દેહાદિયુક્ત જીવનમુક્ત પૂર્ણયોગી છે. અને તેને દેહાદિવિકારયુક્ત સમાધીની વિસ્મૃતિ વડે યોગભ્રષ્ટ થવાનો સંભવ છે. એમ જો કહેતા હો તો એવા તે પૂર્ણયોગી ભલે દેહાદિ વિકારયુક્ત છે છતાં ભેદરૂપ વિસ્મૃતિને પામતોજ નથી. પૂર્ણયોગી આત્માસહ ચિત વડે બ્રહ્મમાં લયરૂપ છે. તેથી પુનર્જન્મને પામતો નથી. બ્રહ્મમાં લય જનારની પુનઃ ઉત્પત્તિ નથી, એટલાજ માટે પૂર્ણયોગીને આત્મા ભાવની સમાધીધારક પણાથી સમાધી પછી ચેતનાત્મક ભાવનાનો સંભવ નથી, આત્માભાવ તે બ્રહ્મમાં અભેદ રૂપ સમાધી છે. એટલાજ માટે પૂર્ણયોગી જો સમાધી ધારક હોય તોજ હીનપણા યુક્ત થાય. બ્રહ્મમાં સમાધી અને અસમાધી ધારક દ્વંદ્વનો અભાવ છે—એટલાજ માટે તે સ્વેચ્છા વિહારી પૂર્ણયોગી જાણવો. યોગયુક્ત ભૂમિ પર્યંત હોય તે કદાપી યોગભ્રષ્ટ થાય કેમકે દ્વદ્વના ભાવ અભાવથી પૂર્ણયોગ સમાધી ધારકપણું છે. બ્રહદારણ્યકમાં યાજ્ઞવલ્કયે પકવયોગી અને અપકવયોગી સંબંધે જનકના તારણાર્થે ખુલાસો કરેલો છે પણ ગ્રંથ બાહુલ્યપણાથી અત્રે વર્ણવેલુ નથી. અહંમમ ભાવયુક્ત અને અહંમમ ભાવહીન પણા રૂપી દ્વંદ્વલય સમાધિસ્થપણા વડે યાજ્ઞવલ્કય મુનીને અહંમમ ભાવ ધારક યાજ્ઞવલ્કય ન જાણવા. योगीश्वरं याज्ञवल्क्यमिति स्मृतेः તેથીજ પૂર્ણયોગીને શાન્તિયુક્તપણુ અને શાન્તિહીનપણા રૂપી દ્વંદ્વ નથીજ. કેમકે સ્વેચ્છા વિહારી છે—સમાધી

પૂર્ણતામાં દ્વંદ્વનો લય જાય છે. એ પ્રકારે **દત્તાત્રેય-સંવર્તક-જડભરત** આદિને જાણવા. કેમકે તેઓની સ્વચ્છાવિહારી પૂર્ણયોગીની સ્થિતી છે. એટલાજ માટે શુભાશુભ આચરણ યુક્તપણાથી વેદાદિને વિષે શુભાશુભ કૃતિ ફલહીન યોગીને કહેલા છે. જ્યારે વેદાદિમાં યોગીઓના શુભાચરણને કહેલું નથી. તો તે મિથ્યાજ છે એટલાજ માટે યોગીની પૂર્ણ યોગ સ્થિતીમાં **સ્વેચ્છા વિહારી** જાણવા. બ્રહ્મના અભેદપણા વડે શુભાશુભ આચરણ યુક્ત આત્માના દર્શનનો અભાવ છે.

**अंते स नरकान् गच्छेत् द्वंद्व दुःख प्रदायकान् ।**
**यातना घोर रूपां तु पतेत् भूत्वा धरातले ॥२८॥**

**અર્થ**:—હવે યોગભ્રષ્ટ થયેલા જનની સ્થિતિને કહે છે-એવો યોગભ્રષ્ટ પુરૂષ જીવાત્મા આ દેહના ત્યાગને અંતે દ્વંદ્વભાવ રૂપ હર્ષ શોકાદિ દ્વંદ્વના વિહારપણા વડે-દ્વંદ્વ ભાવનાશક યોગ સાધનથી ભ્રષ્ટ થયેલો પુનઃ દ્વંદ્વભાવ જગત પ્રાપ્તિરૂપ નરકને પ્રાપ્ત થાય છે. સજ્જનોને માટે આ દ્વંદ્વભાવ રૂપ મહાયાતનાના નાશને અર્થે યોગ પ્રિયતા કહેલી છે. એવો નારકી અંતે નરક યાતના ભોગવીને પુનઃ પૃથ્વી તલને વિષે તે પડે છે.

**दक्षउवाच ॥ योगभ्रष्ट गतिं ब्रूहि योगीन्द्र दयया परां ।**
**कथं नरक गो भूत्वा यातनां प्राप्नुयात्परं ॥२९॥**

**અર્થ**:—એમ સાંભળી દક્ષ પ્રજાપતિ મુદગલ માહારાજને પુછતા હવા, કે-હે યોગીન્દ્ર મુદ્ગલ મહારાજ!!! યોગીજનોના શ્રેષ્ટપણાએ શિષ્ય તારકપણાની અમારા ઉપર દયા કરી યોગભ્રષ્ટના દેહ અનંતરની ગતિ અમોને કહો એવા યોગભ્રષ્ટ જનો નરકની યાતના કેવા પ્રકારે ભોગવે છે.

**कर्मफल परि त्यागादिह जन्म धरः कथं ।**
**संभवे द्विस्मयो भाति चेष्टितं योगिनः परं ॥३०॥**

**અર્થ**:—હે માહારાજ!!! મારા સંશયના નાશને અર્થે પુછું છું કે-એવો યોગભ્રષ્ટ યોગી યોગભ્રષ્ટના મોહ પ્રાપ્તિરૂપ અવિવેકથી હું પુણ્ય પાપ વર્જીત યોગી છું એમ કર્મફલ પરિત્યાગ રૂપનો હેતુ સમજ્યો છતાં આ પૃથ્વીમાં જન્મ ધરનાર કેવી રીતે થાય છે?? કેમકે કર્મફલને આધીન જન્મ છે તેનો મને વિસ્મય થાય છે. કર્મફલ ત્યાગને સમજ્યો છતાં જન્મ ધરવો પડે એ મહાન્ વિસ્મય છે. યોગભ્રષ્ટના પરેની યોગીની ચેષ્ટા છે તે જાણવાની છે.

**मुद्गल उवाच ॥ ब्रह्माणि ब्रह्मभूतस्य पुनर्विषय सेवनात् ।**
**ब्रह्मणो भक्तिहीनस्यांते स्थानं न भवेत् किलम् ॥३१॥**

**અર્થ**:—એ પ્રમાણે દક્ષ પ્રજાપતિના સંશય પ્રશ્નને સાંભળી તેના ઉત્તરને કહેતા હવા. કે-પ્રથમજ યોગસામર્થ્યથી અજ બ્રહ્મથી આદ્ય લઇને કોઇક કાળે બ્રહ્મમાં બ્રહ્મીભૂત પણાનો યોગી થાય છે. તે યોગી પુનઃ વિષયવિહારી પણાથી વિષયોમાં દેહાહં મમભાવ ધારણાથી પુનઃ વિષયને સેવે છે તેમજ બ્રહ્મ પરમાત્માની ભક્તિહીનતાએ ભક્તિ બુદ્ધિમાં અહંમમ ભાવથી આત્માપણાની હીનતાએ બ્રહ્મને વિષે અભેદાત્મક સ્થાનની પ્રાપ્તિ દેહાન્તે થતી નથી.

अपार पुण्ययोगेन ब्रह्मणि देहिनः कदा ।
रसोत्पत्ति र्भवे दक्ष सर्व श्रेष्टस्य योगदा ॥२२॥

**અર્થ**:—એવા દેહી પુરૂષને પુનઃ દેહ ધારણ કરવાનું કારણ અધ્યાયની સમાપ્તિ પર્યંત વર્ણવે છે હે દક્ષ પ્રજાપતિ!!! અતિ અપાર પુણ્યયોગે વડે અનેક જીવજંતુ અવતારમાં માત્ર **મનુષ્યાવતાર** અને તેમાં પણ અપાર પુણ્ય યોગે વર્ણાશ્રમ ધર્મ મર્યાદાવાળા ભારત વર્ષમાં **બ્રાહ્મણનો દેહ** અને તેમાં પણ અપાર પુણ્યયોગથી અનેક જન્મ સંચિત યોગ સંસ્કાર વડે **જ્ઞાનયોગમાં પ્રિતી** તેથી પણ શ્રેષ્ટ સંસ્કારયુક્તપણાથી મુક્તિ પરાયણ **સદબુદ્ધિ** અને તેથી પણ શ્રેષ્ટ સંસ્કાર વડે યોગદાતા સમાધિ વડે **બ્રહ્મ રસોત્પત્તિ-પુર્ણ સાધન પ્રાપ્તિ-સંતસમાગમ** અને **પ્રભુમાં ભક્તિ પ્રિતી** એ સર્વ કોઇ એક જન્મમાં મહા પુણ્ય સંચય યોગમાંજ થાય છે, એમ બહુ ગીતામાં પણ કહેલું છે.

देह विषय संयोगाद् द्वंद्व भाव परात्मनः ।
नाना पापादि योगेन पुण्यं स्वल्पं प्रहीयते ॥२३॥

**અર્થ**:—હવે અલ્પ પાપાચરણના અલ્પ ફળને કહે છે-માત્ર દેહ વિષય સંયોગથી દ્વંદ્વભાવ પરાયણ આત્મા (જીવાત્મા) બુદ્ધિમાં અહંમમ ભાવધારક પણાએ નાના પ્રકારના અનેક જન્મ કૃત પાપયોગ વડે તેમજ પૂર્વે જન્મકૃત યોગ સમાધી ત્યાગ અનંતર કૃત પાપ યોગ વડે સ્વલ્પ પુણ્યનો નાશ કરે છે.

मृतोयं शिव लोके वै वैकुंठे सौर शाक्तयोः ।
ब्रह्मणः इन्द्र लोके वा पतेदं तेन संशयः ॥२४॥

**અર્થ**:—હવે તેવા યોગભ્રષ્ટની નરકપ્રાપ્તિને વર્ણવે છે-આ યોગભ્રષ્ટ જીવાત્મા યોગી મરી જાય તો તે શિવ લોકમાં પતન થાય છે-જ્યારે શિવ ભક્તિથી તેના અંતઃકરણની શુદ્ધિ થાય ત્યારે યોગ રત થતાં પુનઃ યોગી થઇને બ્રહ્મ સ્વરૂપને પામે છે. બ્રહ્મ સ્વરૂપમાંથી પડેલો પુરૂષ પ્રથમ શિવલોકને પ્રાપ્ત થાય છે કેમકે બ્રહ્મ લોકના નજીકમાં શિવ લોક છે-એ પ્રમાણે શિવ લોકની નિચે વિષ્ણુનો વૈકુંઠ છે. તેનું પણ એમજ સમજવું ત્યાંથી પણ એમજ શુદ્ધ ચિત્તથી શિવની ઉપાસના કરીને શિવ લોકમાં અને શિવ ભક્તિના

અંતે પૂર્ણ બ્રહ્મ લોકમાં જાય છે. એ પ્રમાણે વૈકુંઠની નીચે સૌર લોક છે ને તેની નીચે શક્તિનો લોક છે ત્યાં ગાયત્રીના જાપથી અને પ્રણવના જાપથી શુદ્ધ થઇને પાછળ બતાવ્યા પ્રમાણે અનુક્રમે બ્રહ્મ લોકમાં જાય છે. સૌથી નીચે બ્રહ્મા આદિ દેવોનાં સ્થાન તેમ સર્વથી નીચે ઇન્દ્રાદિ લોક છે. ત્યાં અશ્વમેધાદિ યજ્ઞ વડે શુદ્ધ ચિત્ત કરી અનુક્રમે અનુક્રમે ઉપર જાય છે.

शोक हर्ष मदं विश्वं नाना द्वंद्व समन्वितम् ।
नरको नात्र संदेहो योगिनां शास्त्र संमतम् ॥३५॥

અર્થ:—હવે નરકના સ્વરૂપને કહે છે–સ્વર્ગમાં દ્વંદ્વ હર્ષ શોકમય છે. સ્ત્રી પુરૂષાત્મક પણ દ્વંદ્વ છે–અલ્પ કે અધિક ઐશ્વર્ય પણ દ્વંદ્વ છે. દૈત્ય અને દ્વિજરૂપ પણ દ્વંદ્વ છે સ્વભોગ પ્રાપ્તિ રૂપ હર્ષ અપ્રાપ્તિ રૂપ શોક એ પણ દ્વંદ્વ છે એમ સર્વત્ર દ્વંદ્વજ છે–આ દ્વંદ્વ સમન્વિત એવું જે વિશ્વ તે યોગીજનો માટે નરક છે. જીવાત્મા દેહ દ્વંદ્વ ભાવ વડે શરીરમય બની જે કુત્સીત કરે છે તે નરકને પ્રાપ્ત થાય છે યોગી દ્વંદ્વ બાજુથી છુટતાં તે મહાન યોગી થાય છે–તેજ શ્રેષ્ટ છે. દ્વંદ્વને પ્રાપ્ત થનાર સ્વર્ગ લોકને પ્રાપ્ત થાય પણ યોગીઓનું નરક છે એમ જાણો. એમ શાસ્ત્ર સંમત યોગીજનોએ વર્ણવેલું છે.

उत्पत्ति नाश संयुक्तं त्यक्त्वा ब्रह्म परायणः ।
ब्रह्मणि ब्रह्मभूतः स पुन द्वंद्व परोयतः ॥३६॥

અર્થ:—હવે નરકના દુઃખનું વર્ણન થાય છે. જે બ્રહ્મપરાયણ યોગીઓ દ્વંદ્વોના દુઃખને સહન ન કરી શકે તેજ ઉત્પત્તિનાશ સંયુત દ્વંદ્વનો પરીત્યાગ કરે છે. એવા બ્રહ્મીભૂત યોગીજનો બ્રહ્મમાંજ રમતા હોવાથી પુનઃ દ્વંદ્વમાં જનારને નિર્લજ્જ જ માને છે. જેમ શ્વાન પોતાનું ઓકરેલું અનાજ પોતે જેમ ખાય. તે બરાબર જાણે છે.

विकुंठादि पदे संस्थो द्वंद्वं भुंक्ते निरंतरं ।
उत्पत्ति नाश संयुक्तं नाना भोग परायणः ॥३७॥

અર્થ:—હવે દ્વંદ્વ માત્રના ભોગોને વર્ણવે છે. આ યોગીજનોનું બ્રહ્મમાં બ્રહ્મીભૂતપણું તે તુર્યાતીત બ્રહ્મ સ્વરૂપ શ્રીમાહાગણપતિની ઉપાસનાનું ફળ છે–તેથી નીચે સ્વાધીન સહજાનંદ યોગની નેતી ઈશ્વર પદની પ્રાપ્તિ તે તુર્યપાદ શિવ બ્રહ્મની ઉપાસનાનું ફળ છે. એમ ઇશ્વરપાદ પર્યંત તો ઠીકજ છે. પણ તેથી નીચેના સમપાદ–સત્‌પાદ અને અસત્ પાદની વિષ્ણુની–સૂર્યની અને શક્તિની ઉપાસના કેવળ માયાના દ્વંદ્વ રૂપ તેમ જીવાત્મા બ્રહ્મની ઉપાસના હોવાથી દ્વંદ્વના ભય ત્રાસ રૂપની છે. માત્ર વૈકુંઠ લોકની પ્રાપ્તિ રૂપ વિષ્ણુ બ્રહ્મ પદની ઉપાસના કરનાર યોગીને નિરંતર સુખમિશ્રિત દ્વંદ્વનાં દુઃખોજ ભોગવવાનાં છે.

હવે તે દ્વંદ્વોને કહે છે—જે ઉત્પત્તિ નાશ સંયુક્ત દ્વંદ્વ છે. તે સ્વર્ગ લોક છે—ત્યાંથી પડનાર દ્વંદ્વ યુક્ત નાના પ્રકારના ભોગ પરાયણપણા વડે તેજ પ્રાપ્તિ રૂપ છે.

**अतो योगी प्रजानाथ स्वर्गाख्या न्नरकान्वरान् ।**
**भुक्त्वा द्वंद्व मयान्पश्चात् इहजन्म धरो भवेत् ॥३८॥**

**અર્થ**:—હે પ્રજાનાથ દક્ષ ! ! ! હવે યોગ ભ્રષ્ટના આચરણને કહે છે. દ્વંદ્વમય સ્થાનના યોગી સ્વર્ગ અને નર્કને ભોગવી પશ્ચાત્ પુનર્જન્મ ધારણ કરે છે સ્મૃતિ કાર કહે છે કે—भुक्त्वायुग सहस्राणि सेंद्रलोकेमहीयते ॥ सच्युतस्तु पुनस्तस्मात् रूद्रलोकान्क्रमेणतु ॥ नित्यंप्रमुदितस्तत्रभुक्त्वा सुखमनामयं ॥ द्विजानां सदनेदिव्ये कुलेमहतिजायते इति વળી પદ્મ પુરાણમાં કહે છે કે—ब्रह्मलोकाच्युतश्चापि विष्णुलोकंसमुत्पतेत् ॥ विष्णुलोकात्परिभ्रष्टो रुद्रलोकंसगच्छति ॥ तस्मादपिच्युतः स्थानात् द्वीपेषुसहिजायते ॥ स्मृतिः વળી અન્ય યોગશાસ્ત્રે પતંજલી કહે છે કે—परिणाम तापसंस्कार दुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः ॥ (પાદ ૨ સુત્ર ૧૫) પરીણામ દુઃખ વડે—તાપ દુઃખ વડે અને સંસ્કાર દુઃખ વડે તથા ગુણોની વૃત્તિના વિરોધથી વિવેકી જનોને સર્વ દુઃખજ છે—આ પતંજલી મહારાજના વચનથી દુઃખ એજ નરક છે વળી નિરાલમ્બોપનિષદમાં પણ संसार विषयी जन संसर्गः नरकः ॥ સંસારના વિષયી જનનો સંસર્ગ એજ નરક છે—એમ સર્વ સ્થાને કહેલ અને તે દુઃખરૂપ નરક આ સર્વ વિશ્વ છે. ભારતના મોક્ષ પર્વમાં स्वर्गात्मकान्नरकान् योगभ्रष्टोगच्छतीति ॥ સ્વર્ગ પદ પછી નરકમાં યોગ ભ્રષ્ટ પુરૂષ જાય છે.

**भवेद्योगी कुले तस्य जन्म वा तापसे कुले ।**
**ऋद्धि मतां सतत्रापि पुनर्योगं चरिष्यति ॥३९॥**

**અર્થ**:—એવો યોગભ્રષ્ટ પુરૂષ પછી વસિષ્ટ—અત્રી આદિ **યોગી**ના કુલમાં અથવા **તપસ્વી** મુનીના કુલમાં અથવા **શ્રીમત**ના કુલમાં જન્મ ધારણ કરે છે—એ પ્રમાણે જન્મ ધારણ કરીને યોગ સંસ્કાર યુક્તપણાથી પુનઃ યોગ માર્ગને વિષે આચરણ કરતાં હવે ભોગ યુક્ત અહંમમ ધારણ કરતો નથી કેમકે ત્રાસ ભોગવ્યાનું ભાન રહે છે અથવા જુએ છે. જોઇને આવ્યો છે. માટે જાગૃત રહે છે.

**पूर्व संस्कार योगेन न भोगे स रमेत् कदा ।**
**चित्तं तस्य महा योगी प्रभवेत्स्वल्प योगतः ॥४०॥**

**અર્થ**:—એવો યોગી પૂર્વ યોગ સંસ્કારના યોગ વડે વૈરાગ્ય યુક્તપણાથી કદાપી પણ ભોગને વિષે અહં મમત યુક્ત રમતો નથી. તેવાઓનું ચિત્ત યોગને વિષેજ પ્રેમવાળું રહે છે. તે સ્વલ્પ યોગ વડે સ્વલ્પકાળ યોગ

સાધનથી તે મહાયોગી થાય છે અને તેથી તે પૂર્વ જન્મના અભિનિવેશ ક્લેશાદિ જન્મ ધારણ કરવાના દુઃખને સહન કરી શકતો નથી.

पुन र्न योग भ्रष्टः स संभवेद् ब्रह्मणः सुत ।
शान्त्यां युक्त स्वभावेन शरीरं पोषयेन्मुदा ॥४१॥

અર્થ:—હે બ્રહ્માના પુત્ર દક્ષ ! ! ! એવો મહાયોગી પુનઃ યોગભ્રષ્ટ કદાપી થતો નથી. તે પોતાના શાન્તિ યોગની પ્રાપ્તિપૂર્વક શાન્તિયુક્ત સ્વભાવથી પોતાના શરીરનું માત્ર પોષણ કરતો પૂર્વ સંસ્કાર માહાત્મ્ય વડે જાગૃતજ રહે છે.

अंते ब्रह्मणि योगी स तदाकारो भवेत्परं ।
योग संस्कार पुण्येन स्थितिं लब्ध्वा महामतिः ॥४२॥

અર્થ:—એવો યોગી યોગ સંસ્કાર પુણ્ય બળ યોગ સ્થિતીને પ્રાપ્ત થઈને આયુષ્યના અંતમાં તદાકાર પરબ્રહ્મ સ્વરૂપને પામે છે, આયુષ્યકાલમાં જ્ઞાન ભક્તિની અભેદતાએ પરબ્રહ્મ રૂપ રહેતો હતો અને આયુષ્યના અંતમાં પણ તેમજ રહે છે.

एतत्ते कथितं पूर्णं योगभ्रष्टस्य चेष्टितं ।
किंपुनः श्रोतु मिच्छाते वद धातर्वदाम्यहम् ॥४३॥

અર્થ:—એમ યોગ ભ્રષ્ટ પુરૂષ યોગીની ચેષ્ટાઓ સર્વ રીતે તમોને કહી સંભળાવી છે હવે તમને શું શંકા છે–તે કહો કે હે દક્ષ ! ! ! હું કહીશ કેમકે સંશય નાશાર્થ આ યોગ ગીતાનું વિવેચન છે.

ॐ तत्सदिति श्रीमद्योगगीता सुपनिषत्सुगमासु योगामृतार्थ शास्त्रे श्रीमदान्त्ये पुराणोपनिषदि मौद्गले महापुराणे नवमखंडे योग चारित्रे मुद्गल दक्ष संवादे योगभ्रष्ट चरित्र निरूपणं नामाष्टमोऽध्यायः ॥ योगगीतायां चतुर्थोऽध्यायः ॥ ॐ ॐ ॐ

---

ॐ श्री सद्गुरु परमात्मने नमः ॥

# ॥ योगगीतायां पंचमोध्यायः ॥

दक्षउवाच ॥ चित्तं चंचलमत्यंतं विषयेषु परायणम् ।
दुर्ग्रहं शान्ति संयुतं न भवेन्मुनि सत्तम ॥१॥
अतो योगस्य प्राप्त्यर्थं सिध्यर्थं सुगमं ततः ।
उपायं वद चित्तस्य जयार्थं वा परंप्रभो ॥२॥

**અર્થઃ**—ઉપર પ્રમાણે અત્યંત ત્રાસ યુક્ત યોગભ્રષ્ઠ યોગીની સ્થિતી સાંભળી દક્ષ વિસ્મીત થઈ બોલ્યા. હે મુનિ સત્તમ મુદ્ગલ માહારાજ!!! પ્રત્યક્ષ વિષય સુખાનુભવ યુક્ત આ ચિત્ત ઘણુંજ ચંચળ છે. બ્રહ્મને વિષે સસક્ત થયેલું ચિત્ત કે જે બ્રહ્મસુખ અનુભવયુક્ત અભેદ હોવાથી કદાપી ચંચળ નથીજ નથી. છતાં વિષયોમાં પરાયણ દેહાદિ સુખદા જે વિષયો તેના સુખમાં અનુભવયુક્ત થયેલું ચિત્ત ચંચળપણાને પામે છે. બ્રહ્મસુખના અનુભવવાળું ચિત્ત દેહાદિકનું પોષક નથી. આવી જે **જીવન્મુક્ત** સ્થિતી માત્ર નિશ્ચયપણાની છે અને તે આયુષ્યના અંતપર્યંત સુખ પ્રાપ્તિના સંભવરૂપ છે. ત્યારે ચિત્તના વેગને મર્દન કરીને જન્માદિ દુઃખનાશક શાન્તિયુક્ત કાર્ય, મહાસુખની પ્રાપ્તિને માટે યત્નપૂર્વક, દેહાદિકના પ્રારબ્ધાધીન પોષકપણાની ભાવનાએ થાય. તેમ શ્રેષ્ટ છે. પણ ચિત્ત અત્યંત દુર્ગ્રહ છે. પ્રત્યક્ષ દેહ વિષયસુખ આસક્ત રહેલા ચિત્તને પ્રયત્નવાનો વિવેકથી મર્દન કરે છે. તોપણ તે ચિત્ત વિષયો તરફ વળી વળીને જાય છે, કેમકે ચિત્ત વશ કરવાનું અસક્ત છે. એટલાજ માટે ચિત્ત દુર્ગ્રહ છે. તે શાન્તિયુક્ત થતું નથી. કેમકે ચંચળ સ્વભાવયુક્ત છે. તેથી વિષયો પરાયણતાની નિચી ગતી સ્હેજે થાય છે. (૧) હે મુદ્ગલ માહારાજ!!! એટલાજ માટે વિષયાસક્ત ચિત્ત સ્વભાવથી યોગપ્રાપ્તિનો વિજય થતો નથી. તેથી યોગપ્રાપ્તિ કરવા માટે અને શાંતિ સ્થિતી પ્રાપ્તને માટે અને ચિત્તના વિજયાર્થે સ્વલ્પ પ્રયત્નપૂર્વક ચિત્ત સ્વાધીન કરવા જે કંઇ ઉપાય હોય તે કહો. આ ચિત્ત દુઃસાધ્ય છે. (૨)

श्रीमुद्गल उवाच ॥ पंच चित्तेषु यद्बिंबं स्थितं भ्रान्त्या समान्वितम् ।
चिंतामणेः समाख्यातं तस्यैव भजनं चरेत् ॥३॥

**અર્થઃ**—એમ દક્ષ પ્રજાપતિના પુછવાથી ચિત્તવિજયના ઉપાયને શ્રી-મુદ્ગલ મહામુની કહેતા હવા. કે પાંચ પ્રકારના ચિત્તને વિષે માયા ભ્રાન્તિ યુક્ત જે બિંબસ્થિત છે તેને ચિંતામણી પરમાત્મા કહેવાય છે. અહિંયાં ભ્રાન્તી

સમજવું કે ચિત્તના અભેદપણાથી ચિત્તનો ચાલક તે ચિંતામણી છે. ત્યારે ચિત્તના અભેદપણાએ ચિત્તનો ચાલક એમ સંભવે નહિં ચાલકથી ચિત્ત ભિન્ન છે. તેમ તમો કહો તો સત્ય છે. તથાપિ સમજવું કે ચિત્તના અભેદવડે જ ચિંતામણી જાણવો. જેમ तत्वमस्यादि મહાવાકય અભેદપણાએ છે તેમ જાણવું. કદાપિ તેના ભેદનો અભાવ છે. તથાપિ ભેદ પ્રાપ્તની પેઠે માયા વિહારયુક્તપણાથી દેખાય છે. ત્યાં માયારૂપ દ્વંદ્વ અભેદબ્રહ્મ છે તેજ માયા વિહારયુક્ત દ્વંદ્વભાવ પ્રાપ્ત હોય તેમ માયાના તાદાત્મ્યપણાથી જણાય છે. તેજ પ્રમાણે ચિત્ત જે બુદ્ધિ તેના તાદાત્મ્યપણાની પ્રાપ્તિરૂપ આ બુદ્ધિમય બ્રહ્મ જણાય છે, તેજ પ્રમાણે વિષયભોગયુક્ત સિદ્ધિભાવ પ્રાપ્તની પેઠે પણ જાણવું. હર્ષશોક યુક્તપણાથી હર્ષ શોકાદિ સિદ્ધિને આધીન છે તે સિદ્ધિના સિદ્ધિ–પુષ્ટિ એવા ભેદો છે. એ પ્રકારે માયારૂપ સિદ્ધિબુદ્ધિને વિષયોના અનુભવપણાથી જાણવી. માયા–વિપરીત જ્ઞાનાત્મિકા હોવાથી તે યુક્ત જે ચિંતા મણી (પરબ્રહ્મ) તે ભેદપ્રાપ્તરૂપ હોય એમ દેખાય છે. માયાના સંભવથી અભેદ બ્રહ્મ ભેદ દર્શનરૂપ વિપરીત જ્ઞાનરૂપી માયાવડે સમજાય છે. માયા સંબંધે પ્રમાણ નથી કેમકે મિથ્યા ભ્રાન્તિરૂપા છે. सर्वं विश्वं ब्रह्म पूर्णमिदं ઇત્યાદિક શ્રુતિથી આ વિશ્વ બ્રહ્મજ છે. અથવા પૂર્ણબ્રહ્મજ છે. એમ પ્રતિપાદન થાય છે એટલા માટે વિપરીત જ્ઞાન સ્વરૂપ માયા છે. પાંચ પ્રકારના ચિત્તમાં પૂર્વોક્ત કહ્યા પ્રમાણે ભ્રાન્તિરૂપ માયાના વિપરીત જ્ઞાનયુક્ત બિંબને સાક્ષાત્ બિંબ જાણવું. આ બિંબમાં વિહારનો અસંભવ છે. બિંબીથી જેમ બિંબ પડે તે બિંબના વિકારયુક્તપણાથી બિંબી વિકારયુક્ત થતો નથી. બ્રહ્મસ્વરૂપમાં ભેદનો અસંભવ હોવાથી માયા વિકારયુક્ત જેવો જણાતો છતાં તે બ્રહ્મ વિકારવત્ થતો નથી. તે પ્રમાણે બિંબ કહેવાય છે. ભલે માયાવિહારી બ્રહ્મ કહેવાય પણ ભેદવિકારના અભાવરૂપ છે. એમ માયાવિહારીપણાથી પાંચે પ્રકારનું ચિત્ત છે એમ યોગીજનો વર્ણવે છે. એવો જે ચિંતામણી બ્રહ્મ તે માયા વિહારી જેવો જણાતો છતાં તે માયાવિહારી નથી તેથી તેનું ભજન કરવાથી ભેદના અસંભવવડે પુરૂષ ભક્તજન અભેદ બ્રહ્મ સ્વરૂપને પામે છે.

तेन चित्तं जयेद्योगी नान्यं पश्यामि भो विधे ।
विना चित्त जयं याग दायकं नात्र संशयः ॥४॥

અર્થઃ—હે બ્રહ્માના પુત્ર દક્ષ!!! તેથી ચિંતામણી બ્રહ્મસ્વરૂપના ભજન વડે ચિત્તનો વિજય થાય છે. ચિંતામણીની સત્યતા અંગીકાર કરવા માટે અન્ય માયામય વસ્તુને અસત્યરૂપે અંગીકાર કરવાની જરૂરથી, વૈરાગ્યાદિક સાધનયુક્ત ચિત્ત કરવાની જરૂર જાણવી. કેમકે તે ચિત્ત એટલે બુદ્ધિ, તે પોતાના પતિ (માહાત્મ્યપતિરૂપ ચિંતામણી) ને આધીન છે.

તેમજ ક્રમયુક્ત પૂર્ણયોગને આપનાર તેમ પૂર્ણયોગ સ્થિતી પ્રાપ્ત કરનાર તે સિદ્ધિ પતિ–સર્વ સિદ્ધિનો દાતા પતિરૂપે છે. કોઈ પ્રશ્ન કરે કે, આ પ્રથમ બુદ્ધિ મુખ્ય છે. કેમકે બુદ્ધિમાં તે બિંબીત બ્રહ્મ છે, પછી સિદ્ધ મુખ્ય છે. બુદ્ધિ બિંબીત બ્રહ્મનો વિહાર છે. અને તે સિદ્ધિને આધીન છે. એમ જો કહેતા હો તો, તેમ નથી. સિદ્ધ અને બુદ્ધ એ સમાનકાળવડે બ્રહ્મને વિહાર દાતા છે. હવે તે કહે છે. જ્યારે બુદ્ધિમાં તે બિંબી બિંબીત થાય છે. તેજ કાળે તત્ક્ષણ તેના વિહારના ભાન ધારણથી વિહારયુક્ત થાય છે. અને તુરતજ દ્વંદ્વભાવ ધારણથી તે દ્વંદ્વમાયા વિહારી બ્રહ્મ કહેવાય છે જેમ અગ્નિ અને અગ્નિની જ્વાલા એ બંન્ને સમાનકાળેજ છે તેમ આ જાણવું, માયા ધારણવડે સમકાળમાં દ્વંદ્વ ધારણાનો સંભવ છે. તેથી તે બુદ્ધિનો વિજય કરવા માટે યોગદાયક ચિંતામણીના ભજન સાધ્ય વિના અન્યમાર્ગ નથીજ નથી.

दक्षउवाच ॥ सुगमं वद मार्गमे सर्वेभ्यो ब्रह्मदायकं ।
संसेव्य जंतवः सर्वे ब्रह्मीभूता भवंति वै ॥५॥

અર્થ:—એમ સાંભળીને દક્ષ પ્રજાપતિ–શાસ્ત્રયુક્ત ચિંતામણી પરમાત્માના ભજનની એક નિષ્ટતાદુ:સાધ્ય છે. કેમકે ચિત્તની એકનિષ્ટતાના અસંભવથી વિષયયુક્ત ચિત્ત અનન્યતા અંગીકાર કરી શકતું નથી, એટલાજ માટે ક્રમવડે સર્વતારક સુગમ્ય માર્ગ પુછું છું. હે મુદ્‌ગલ મહામુની ! ! ! સર્વ મનુષ્યમાત્રને બ્રહ્મ પરમાત્માની પ્રાપ્તિરૂપ ચિંતામણીના ભજનને માટે એકનિષ્ઠ ચિત્તકારક સુગમક્રમ કહો. કેમકે ચિત્ત વિષયનિષ્ટ હોવાથી ગણેશ ચિંતામણી બ્રહ્મસ્વરૂપમાં એકનિષ્ટા ધારણ કરી શકતું નથી. તેથી ચિત્ત એકનિષ્ટાયુક્ત કરવાનો માર્ગ મને કહો. તે માર્ગ સર્વજનોને માટે સેવનારૂપ થાય. અને તેથી ક્રમસાધ્ય બ્રહ્મીભૂતપણાવડે જીવાત્માઓ પોતાના બ્રહ્મીભૂતપણાને પામે.

मुद्गल उवाच ॥ अज्ञानेन समायुक्तो नरो विषय लंपटः ।
शिश्नोदर परो नित्यं योगंनेच्छति कर्हिचित् ॥६॥

અર્થ:—એ પ્રકારે દક્ષના પુછવાથી મુદ્‌ગલ મહામુની કહેત હવા કે હે દક્ષ ! ! માયાપૂર્ણ અહં મોહવડે અવિદ્યામય અજ્ઞાનથી યુક્ત એવા દેહ વિષયલંપટ વિષયેચ્છા યુક્ત શિશ્નોદર પરાયણ ( ગુપ્તેન્દ્રિયવિહારી અને ઉદર પોષણવિહારી ) એમ નાના પ્રકારના ભોગમાં અત્યંત આસક્ત બનેલા, નિત્ય નિત્ય ભોગને ભોગવી રહ્યા છે. તેવા કદાપી કોઈએકકાળે પણ યોગની ઇચ્છા કરતા નથી. એવા અજ્ઞાનીજનો મોક્ષેચ્છા હીન બુદ્ધિવડે સદાએ ભોગપ્રિયતામાં રમણ કરે છે.

तस्य सकामिकं कर्म सुखदं बोधयेत्परम् ।
अलभ्य मापकं चमाचरेल्लोभ संयुतः ॥७॥

**અર્થ**:—એવાઓની મોક્ષરૂચીના ક્રમને કહે છે. એવા અજ્ઞાનયુક્ત જીવાત્મા પોતાની હૃદયબુદ્ધિની ઈપ્સીત રૂચી પ્રમાણુ બોધકારક અલભ્યની પ્રાપ્તિને માટે સિદ્ધિ આપનાર કોઈ દેવની સાધ્યતા મેળવવા, થોડા પ્રયત્નથી સુખ આપનારની પ્રાપ્તિને માટે સકામિક કર્મ કરે છે. અને ભોગ પ્રાપ્તિરૂપ લોભ સંયુક્ત જીવાત્મા તેવાં કર્મોને સત્કર્માચરણુ માને છે સાચી રીતે સત્કર્માચરણુહીન ફક્ત પાપનો નાશ કરનાર કામિક કર્માચરણુ થતું હોય તો ભલે. પણુ સાચી રીતે તો તેમ ગણુાય નહિ.

अलभ्य लभ्य लोभेन त्यक्त्वा पापं महा खलः ।
सत्कर्म निरतो भूत्वा चरेत्पुण्य निरंतरं ॥८॥

**અર્થ**:—એવો મહા ખળ પુરૂષ પૂર્ણ પાપનિષ્ટ-જે વસ્તુ અલભ્ય છે તેની પ્રાપ્તિને માટે લોભવડે મોહીત બની પાપને ત્યાગી સત્કર્મમાં પ્રીતીવાળો થાય સત્કર્મ આચરણુથી પાપ નાશ થાય છે એમ પુણ્યશિલ થઇને નિરંતર વિશ્વાસધારકપણુાથી સુખ પ્રાપ્તિને માટે પુણ્યને માર્ગે જાય છે.

ततस्ते नैकभावेन पापं नश्येत् निरंतरं ।
शुद्धोत्र्यंतं नरं कुर्यात्कर्म कामयुतं परं ॥९॥

**અથઃ**—એમ તે પુણ્ય આચરણુની એક દૃષ્ટિથી નિરંતર પાપનો નાશ કરવાની ઈચ્છા કરે છે, તેથી પાપહીન થતાં પુણ્યની રૂચી ઉત્પન્ન થાય છે. પછી આ પુરૂષ અત્યંત કામયુક્તપણુા પૂર્વક બહુ પ્રયત્નથી કમસાધ્યરૂપ પાપહીન પ્રભાવથી સત્કર્મોનું આચરણુ ધારે છે.

समाप्नुया त्तत्तोऽलभ्यं हृद्यंचेत्पुनरे वसः ।
विश्वासेन समायुक्तः कुर्यात्कर्म विशेषतः ॥१०॥

**અર્થઃ**—એવો અલભ્યની પ્રાપ્તિને માટે યત્ન કરનાર હૃદયથી કર્મ કરતો છતો ફલપ્રાપ્તિ સંભવથી સકર્મ કરે છે, એ પ્રકારે માત્ર વિશ્વાસવડે સમાયુક્ત જીવાત્મા સુખની પ્રાપ્તિને માટે પુણ્યકર્મ આચરતો અને કર્મને સત્ય માનતો વિશેષ વિશેષ સત્કર્મ કરે છે. કેમકે માત્ર સત્કર્મથી સ્વર્ગાદિક સુખપ્રાપ્તિનો સંભવ છે.

अथवा नैव संप्राप्तमलभ्यं तेन तं तदा ।
उपादिशे[illegible]धिकं सत्कर्म चाचर ॥११॥

**અર્થ**:—અથવા એટલે પક્ષાંતરે તે જીવાત્મા, આ કરાતા સત્કર્મથી અલભ્ય વસ્તુની પ્રાપ્તિ ન થાય તો તે નિશ્ચય સમજે કે અલભ્ય વસ્તુની પ્રાપ્તિરૂપ હજુ જોઇએ તેટલું સત્કર્મ થતું નથી એમ માની વિશેષ અધિક સત્કર્મનું આચરણુ કરતો ચાલે છે.

अनंत जन्मभिः पापं [illegible] ।
अपारमन्तरायो [illegible] ॥१२॥

અર્થ:—તેના હૃદયના ઉપદેશને કહે છે તે એવા વિચાર કરે કે અરે!!! હે જીવ!!! તેં પાપીએ અનંત જન્મપર્યંત ઘણાં અપાર પાપો કરેલાં છે, તેમાં શંકા નથી. અને તેથીજ મને પ્રાપ્તિયોગમાં આ અપાર અંતરાય અને વિઘ્નો આવે છે. અને મારાં કરેલાં સત્કર્મનો નાશ થાય છે હવે તેથી પણ વધારે સત્કાર્ય કરૂં તો મારી કાર્યસિદ્ધિ થશે એમ માને છે.

एवं कर्मपरः सोपि दुःखितोत्यंतमाचरेत् ।
पापनाशार्थमानंदात्ते न शुद्धांतरो भवेत् ॥१३॥

અર્થ:—એ પ્રમાણે હૃદયના ઉપદેશને માન્ય કરતો તે પુરૂષ કાર્યસિદ્ધિની અપ્રાપ્તિથી દુઃખીત થતો પાપના નાશને અર્થે કાર્યસિદ્ધિકર કર્માચરણના આનંદથી કર્મથી પણ વધારે સત્કર્મનું આચરણ કરે છે. તે સત્કર્મના અધિકપણાએ અંતઃકરણ જે બુદ્ધિ, મન, ચિત્ત, અહંકાર તે વિશેષ શુદ્ધ થાય છે.

सत्कामिक परस्यास्य कर्मात्यंत प्रभावतः ।
तस्य बुद्धि र्भवेद्दक्ष निःकामिक परायणः ॥१४॥

અર્થ:—ત્યાર પછી સકામ સત્કર્મના પ્રેમથી અર્થાત્ સત્કર્મના પ્રભાવથી તે જીવાત્માની બુદ્ધિ નિષ્કામ સત્કર્માચરણમાં પ્રિતીવાળી થાય છે. કેમકે શુદ્ધાંતઃકરણના બળથી સત્કર્મનું બળ પ્રભુ તરફ લઇ જાય છે.

जन्म मृत्यु प्रदाभोगा भुक्ता विविध जन्मसु ।
अपार सुखदं ब्रह्म न प्राप्तं देह धारिणा ॥१५॥

અર્થ:—હવે શુદ્ધાંતઃકરણના સ્વભાવને કહે છે. નિષ્કામ સત્કર્માચરણથી તે પોતાની બુદ્ધિ વડે વિચાર કરે છે કે–તિર્યક યોનીના અને પશુ આદિકના જન્મથી આરંભીને મનુષ્ય દેહ પર્યંત અનેક જન્મો થયા અને જન્મ મૃત્યુ આપનાર ભોગો ભોગવ્યા. તેમ સદાએ શિશ્નોદર કાર્યમાં પ્રેમ ધારણ કર્યો શિશ્નોદર ક્રિયા તો સુજ્ઞ જનોમાં પણ હોય છે ગૃહસ્થાશ્રમ ધારક અથવા અન્ય જનો પણ ઊદર પોષણાર્થ ભિક્ષાચરણ કરી વ્યવહારમાં રહે છે ત્યારે શિશ્નોદર પરાયણની નિંદા કેમ કરો છો એવો પ્રશ્ન થાય તો તેને માટે કહે કે હે દક્ષ!!! તેવા સુજ્ઞજનો ગૃહસ્થ ધર્મમાં રહેતા થકા ધર્માચરણપૂર્વક શિશ્નોદર કાર્ય રત રહે છે. પણ ધર્માચરણ કર્મ ત્યાગ કરી માત્ર શિશ્નોદર પરાયણતા સેવતા નથી. તેઓએ માત્ર ધર્મ સંતાન પુત્રને અર્થે સ્રીનું ગ્રહણ કર્યું છે એમ જાણવું. અહિંયાં એકનિષ્ટ સ્વભાવના ધારણનો અભાવ છે–એક નિષ્ટ સ્વભાવ તો તેજ છે કે જે સત્કર્મમાં પ્રિતીવાળા છે તે જ્ઞાનમાં પણ પ્રીતીવાળા રહે છે–એજ સુજ્ઞ પુરૂષ કહેવાય છે તેમજ વર્ણાશ્રમ ધર્મમાં રહેનારા યોગીજનો અન્ય બ્રહ્મચારી–વાનપ્રસ્થ અને સંન્યાસીઓ પણ ભિક્ષા માગી ઊદર પોષણ કરે છે. એટલે તેઓ ઊદર પોષણાર્થ કાર્ય કરતાં પણ

ઊદર પોષણુમાં પ્રિતીવાળા નથી. સ્વસ્વધર્માચરણને અર્થે દેહ રક્ષણ પ્રયોજન સ્વભાવથી વર્ત્તે-તે ઊદર પોષણુમાં પ્રતી રાખનાર કહેવાય નહિં. ધર્માચરણ-પૂર્વક ઊદર પોષણુ કરનાર ઊદર પોષણુ પરાયણુ ગણાતા નથી. એટલે એવો પ્રશ્ન કરવો નકામો છે. આગળ આ મનુષ્ય દેહ ધારણુ કર્યો પણુ અપાર અને અખંડ સુખદાતા પરમેશ્વરની પ્રાપ્તિ થઇ નહીં એમ વિચાર કરે છે.

अलभ्यं न मया प्राप्तं प्रारब्धाधीनतोथवा ।
प्रारब्ध चालितुं कोपि न समर्थो भविष्यति ॥१६॥

**અર્થ**:—જેમ અલભ્ય અપ્રાપ્ય વસ્તુની પ્રાપ્તિ સત્કર્માચરણુથી થઈ નહિ. તેમ મોક્ષ પ્રાપ્તિ પણુ સત્કર્માચરણુથી નથી એમ પ્રશ્ન થાય તો તેને માટે કહે છે કે એવો જીવાત્મા વળી વિચાર કરે કે મેં યથાયોગ શાસ્ત્ર વિધિસર સત્કર્મોનું આચરણુ કર્યું પણુ ધારેલા ભોગો અગર અલભ્ય વસ્તુ પ્રાપ્તિ તો મને થઇ નહીં તે પ્રારબ્ધાધીન છે. તેથી શાસ્ત્રોક્ત મિથ્યા છે. એવો ભાવ છે. શાસ્ત્રોક્ત આધાર વડે વિશ્વના વ્યવહારથી જેમ શાસ્ત્રે કહ્યું તેમ આ માતાપિતા ભ્રાતા આદિક વર્ણાશ્રમ વ્યવહાર દેખાય છે. પણુ તેના અભાવથી તે સર્વ નષ્ટપ્રાય થાય છે. તે પણુ શાસ્ત્રાધારપણુાથી છે. અથવા સત્કર્મ વડે પ્રારબ્ધ પણુ નષ્ટ થાય છે એમ માનતા હોય તો કોઇ પણુ દેવ અગર ઇશ્વર કોઇ પણુ જીવાત્માના પ્રારબ્ધને ચલાયમાન કરવા સમર્થ નથી. શાસ્ત્રપૂર્વક વિચારથી જણુાય છે કે પ્રારબ્ધ ભોગને ભોગવવા એ આવશ્યક છે.

अतो निःकामिकं कर्म करोमि नित्य मादरात् ।
जन्म मृत्यु विहीनोहं भविष्यामि न संशयः ॥१७॥

**અર્થ**:—હવે એ પ્રકારે વિરક્ત બુદ્ધિના વિચારથી સત્કર્મ કેમ કરે છે તે કહે છે-તેટલાજ માટે હવે સત્કર્માચરણુ સકામ વાસનાએ કરવાને બદલે વાસનારહિત નિ:કામ કર્મ કરવાં અને તે પણુ અત્યંત આદરથી કરવાં. જે સત્કર્મોથી હું જલદી જન્મમૃત્યુ વિહીન થઈશ. નિષ્કામ કર્મ આનંદને આપનાર છે.

ब्रह्म सुखमपारं य लब्ध्वा ब्रह्म परायणः ।
ब्रह्मीभूतो भविष्यामि यत्नं करोमि तत्परः ॥१७॥

**અર્થ**:—માટે હું બ્રહ્મપરાયણુ સ્થિતીમાં તત્પર રહી અને યત્ન કરૂં છું. જે યત્નથી અપાર સુખને આપનાર પરમાત્માની કૃપાથી તે પ્રાપ્ત કરી અંતે બ્રહ્મીભૂતપણુાને પામીશજ.

एवं धार्य परित्यज्य कामान्सेवेत्स पंचकान् ।
देवान् गणेश मुख्यांश्च मुक्ति मार्ग परायणः ॥१९॥

**અર્થ**:—એ પ્રકારે મનથી નિશ્ચય કરીને ધારેલાં સકામ કર્મોની વાસનાના ત્યાગપૂર્વક મુક્તિ માર્ગ પરાયણુ તે જીવાત્મા ૐકારસ્વરૂપ ગણેશ છે મુખ્ય

તે જેમાં એવા પંચાયતન ( ગણેશ, શિવ, વિષ્ણુ, સૂર્ય, શક્તિ ) દેવની સેવા ભક્તિ કરે છે–કેમકે સનાતન વૈદિક ધર્મની રીતીએ પાંચે દેવ અનુક્રમે મોક્ષપ્રદ છે.

सालोक्यादि भवं सौख्यमिच्छति नित्य मादरात् ।
क्रमेण तपसा युक्तो प्रभवेन्मानवस्ततः ॥२०॥

અર્થ:—તેથી પરપણાનું વર્ણન કરે છે. તે જીવાત્મા નિત્ય એવી સાલોક્યાદિ ચતુર્વિધ ( સાલોક્ય–સામિપ્ય, સારૂપ્ય અને સાયુજ્ય એવી ચાર પ્રકારની છે ) મુક્તિના સુખને ઇચ્છતો શનૈઃ શનૈઃ અંતઃકરણ જે બુદ્ધિ તેની શુદ્ધિ કરે છે. કર્મકાંડના નિષ્કામપણાથી ઊત્તમ એવા તપકાંડમાં તેને પ્રેમ થાય છે–એમ તેની તપ કરવામાં પ્રિતી ઊત્પન્ન થાય છે. ( ऋतेज्ञानमयं तपः ॥)

विभूति ब्रह्मणः प्रोक्ता नानारूपा प्रजापते ।
तत्र तस्य रमेच्चित्त मैश्वर्यै र्युक्त भावतः ॥२१॥

અર્થ:—હે પ્રજાપતિ દક્ષ !!! તે તપ પરાયણ રહેવા વડે તે સમજવા લાગે છે કે તે પૂર્ણયોગ પૂર્ણબ્રહ્મ પરમાત્માની વિભૂતિરૂપ શિવાદી સ્વરૂપ અને તેમનુ ઐશ્વર્ય છે. શિવ–વિષ્ણુ–સૂર્ય શક્તિરૂપ વિભૂતીનાં ઐશ્વર્યયુક્ત ભાવથી તે જીવાત્મા તપ પરાયણતા સેવતા ચિત્તની રમત રમે છે. જે બ્રહ્મ સર્વૈશ્વય સત્તાના દાતા છે–તે આપવા પણ સમર્થ છે.

इमे समर्थ रूपा वै ब्रह्मणः परमात्मनः ।
अंश तेजो धरास्तस्य सर्वाधीशा भवंत्यतः ॥२२॥

અર્થ:—પરમાત્મા પરબ્રહ્મ કે જેના તુર્ય ઇશ્વરાદિ ચતુષ્પાદ વિગેરે તમામ અંશ માત્ર દેવો બ્રહ્મના સ્વયં તેજને ધારણ કરનારા છે બ્રહ્મ પરમાત્માના અંશ એ પ્રકારે બ્રહ્મને વિષે અંશ વિભાગના ભેદનો અભાવ છે તેથી અંશ હોય નહીં–છતાં એમ અંશ છે એટલાજ માટે માયાને વિષે તત્ તત્ વિકારમય તત્ તત્ બિંબ એ પ્રકારે બ્રહ્મના અંશ ઇવઅંશ ગણવા. એ માયા વિહારનું મહાત્મ્ય સ્વતઃ અભેદના અભાવથી છે. ध्यायति लेलायति इव श्रुतेः ॥ એ પ્રકારે અંશદેવો તેજને ધારણ કરનાર છે–એટલાજ માટે સર્વાધિશ જગદીશ પરમેશ્વર ૐકારસ્વરૂપ–સમર્થરૂપ સત્ય સંકલ્પરૂપ–એમ સર્વપ્રકારે સેવ્યભાવથી પરમાત્મા છે.

एवं सर्वत्र संचित्य तेषां पूजापरो भवेत् ।
लभेतत्कृपया दक्ष चित्त शुद्धिं नरोत्तमः ॥२३॥

અર્થ:—ઉપર પ્રમાણે પાદક્રમમાં પણ તૂર્યાતીત તે શ્રીગણેશ બ્રહ્મસ્વરૂપ–તુર્ય તે શિવબ્રહ્મ–સમપાદ તે વિષ્ણુબ્રહ્મ–સત્પાદ તે સૂર્યબ્રહ્મ–અને અસત્પાદ તે શક્તિબ્રહ્મ–એમ તૂર્યાતીત અધિષ્ઠાન જે સ્વસંવેદ્ય બ્રહ્મ જેને પૂર્ણયોગ પૂર્ણબ્રહ્મ પરમાત્મા કહે છે તેના અંશ હોય નહિં જેમ એમ-અંશમાત્ર વિભૂતિ સ્વરૂપ કે જે सोयमात्मा चतुष्पाद ॥ એમ શ્રુતિથી સિદ્ધ છે, તે આ આત્મા ચારપાદરૂપ છે

અને તે પાદ પાદવાર વિભૂતિ વાચક ભાવરૂપે સ્વરૂપના અંધારણપૂર્વક તત્ તત બ્રહ્મસત્તાધારક નામના અર્થસૂચક ભાવથી સિદ્ધ છે. એવી ગુરૂમુખ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિના યોગે નિશ્ચય સમજાવનાર તેજ પરમાત્મા સર્વત્ર સર્વદેવાદિ નરાદિ નાગાદિ ભેદમય જગત્માં પૂર્ણરૂપે ભરેલા છે તેથી શિવાદિ ચાર બ્રહ્મપાદમાં તેજ પરબ્રહ્મ પરમેશ્વરના અભેદે પૂજાની યોગ્યતા ધારે છે તે બ્રહ્મ પરમાત્માના વિભૂતી બ્રહ્મની સેવા ભાવના જેવા પ્રકારથી થાય તેવીજ તાદૃશી પૂજા પણ થાય છે. આ પ્રમાણે જેને મોક્ષ રૂચી ઊત્પન્ન થાય છે તે માણસ ઊત્તમ છે. એમ જાણવું. કર્મકાંડ અને તપકાંડની યોગ્યતાએ જ્ઞાનકાંડની યોગ્યતા પ્રાપ્ત થતાં બ્રહ્મ પરમાત્માની વિભૂતિરૂપ શિવ વિષ્ણુવાદિકને સેવતાં તેમની કૃપાથી સાચીરીતે ચિત્તની શુદ્ધિ થાય છે.

विचारेण गणेशानां ज्ञात्वा संपूर्ण मंजसा ।
सर्वं पूज्यादि चिन्हैस्तं श्रेष्ठं तत्र रतो भवेत् ॥२४॥

અર્થ:—એમ વિચારવડે વેદાદિ શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે કર્મકાંડના બળથી તપકાંડનો અધિકારી—અને ક્રમ તથા તપકાંડના અભેદ બળવડે તે જ્ઞાનકાંડનો વિચારવાન અધિકારી થાય છે. સર્વ પૂજ્યાદિ ચિન્હવડે સાક્ષાત્ પૂર્ણયોગ બ્રહ્મ કે જે નાના પ્રકારના શબ્દ અને અર્થના વિચારવડે પૂર્ણ તત્વ મસ્યાત્મક શ્રેષ્ટસ્વરૂપ જે પરમાત્મા કે જે સર્વ કારણોના પણ કારણપણાના અભાવથી જેને વેદમાં ज्येष्ठराजं इति શ્રુતિથી પ્રતિપાદન કરવામાં આવે છે. વળી देवानांयः पितरमाविवासतीति श्रुतेः ॥ એવા જે પરબ્રહ્મ પરમાત્મા પરમેશ્વર ગણેશ ભૂમિસ્થ નરાદિ ગણસમૂહ—પાતાલસ્થ નાગાદિ ગણસમૂહ—સ્વર્ગસ્થ દેવેશ્વર ગણસમૂહ—મહત્તત્વાદિ તત્વ ગણસમૂહ—પ્રકૃતિ પુરૂષાદિ બ્રહ્મ ગણોના ઇશાન નિયંતાના પણ ઈશ્વર તે પરમેશ્વર ગણેશ છે ત્યારે કોઇ પ્રશ્ન કરે કે વ્યાપ્યવ્યાપક અભેદાત્મક એવા ગણેશ તે સાવયવ કેવી રીતે બ્રહ્મ આદિ ગણસમૂહના નિયંતા થાય ??? તો તેને માટે સમજવું કે—તત્વમસ્યાદિ આકૃતિ ધારક નર ગજ અભેદ આકૃતિપણાથી તે ગણેશજ બ્રહ્મ છે એમ જાણવાનું છે, त्वमेवप्रत्यक्षं तत्त्वमसि આ શ્રુતિથી તેમનો દેહ પંચભુતાત્મક નથી. આ શ્રુતિવડે વેદ જેને વર્ણવે છે તે બ્રહ્મની બાહ્યદર્શન આકૃતિ ગણેશની છે એવો ભાવ છે. હવે નરગજનો અભેદ કહેવાય છે. નર શબ્દથી સોપાધિક સગુણબ્રહ્મ તે જીવાત્માપણાથી છે. आपो नाराइति प्रोक्ता आपो वै नर सूनवः ॥ ता एव अयनं यस्य तेन नारायणः स्मृत इति श्रुतेः ॥ આ શ્રુતિમાં વિર્યાત્મકપણાથી અપાં શબ્દને જાણવો. અપાંને ગ્રહણ કરીને બ્રહ્મ સત્તાત્મક જે વિર્ય તેનાથી વિશ્વની ઊત્પત્તિ છે. પાણી ઉપલક્ષીત પંચભૂતને ગ્રહણ કરવા એમ ભૂતોમાં તદાત્મક તેનેવિષે સ્થિત થઇને રહેલો નારાયણ શબ્દવાળો બ્રહ્મ જાણવો અને તેજ નિયંતા છે.

नराज्ञातानि तत्वानि इति स्मृतेः ॥ તે સોપાધિક બ્રહ્મ છે અને તેનાથીજ આકાશાદિ તત્વો ઊત્પત્તિ થાય છે તેમાં સર્વ શાસ્ત્ર સંમત છે તે સોપાધિક બ્રહ્મ સર્વોપાધિ કારણથી વિશ્વમાં અભેદરૂપ છે. सोपाधिक स्यात्सर्वत्र इतिस्मृतेः ॥ જે બ્રહ્મ સર્વત્ર સર્વ અભેદાત્મક છે તેજ સોપાધિક બ્રહ્મ છે એમ વેદ સ્મૃતિ પ્રમાણથી સિદ્ધ છે. એ પ્રમાણે પ્રથમ વર્ણવેલો સોપાધિક સગુણ બ્રહ્મ જાણવો કે જે नर શબ્દથી છે, હવે गज શબ્દને વર્ણવે છે. નર શબ્દથી સોપાધિક બ્રહ્મ છે ત્યારે ગજ શબ્દથી નિરૂપાધિક બ્રહ્મનું પ્રતિપાદન થાય છે. હવે ગજ શબ્દના गकारनो અર્થ કરે છે ભોગ ભોક્તાપણાથી જડાત્મક અથવા અચેતનાત્મક એવી જે પ્રકૃતિમાં—જે બ્રહ્મ તે ગકાર અક્ષર છે એમ જાણવું. સર્વત્ર ગમનાત્મકપણાથી આત્મા સર્વોપાધિયુક્ત પ્રકૃતિનો ભોક્તા છે. હવે તેજ ज છે—કેમકે ज એટલે जायते નિમિત્ત માત્રથી જે ઊત્પન્ન થાય છે તે जકાર અક્ષરથી છે. તે નિમિત્ત કારણ પરમાત્મા છે. સદાએ ચિદાત્માપણાથી તે નિર્ગુણ છે. તે અભેદ આદિ અભાવરૂપ છે. સદા ચિદાત્માનું નિમિત્ત કારણપણું પરિણામીપણાના અભાવરૂપ છે—કેમકે પરિણામવાળી પ્રકૃતિ છે અને તે સર્વ આકૃતિ અભેદાત્મકપણાથી છે. પ્રકૃતિનો ચાલક માત્ર નિર્ગુણ છે, તેના તાદાત્મ્યપણાવડે ભોગજ્ઞપણાથી છે. તાદાત્મ્ય પ્રાપ્ત પણ તદ્રુપ તો નહીંજ. તે ભોગને જાણવાપણારૂપ માત્ર સ્વરૂપ છે એટલાજ માટે નિમિત્તકારણ સર્વ આકૃતિ હીનપણ તે ન આકૃતિ ચાલક માત્ર સ્વરૂપ છે એમ પૂર્વે કહી ગયા પ્રમાણે જાણવું. गश्चासौजश्च गजः ॥ સદા ચિન્માત્ર પણાથી તે પરમાત્માજ છે—એમ ગણેશ તાપિની ઉપનિષદમાં પણ છે કે— अप्राप्यं अप्राप्यंच अज्ञेयंचाज्ञेयंच विकल्पा सहिष्णु तत्सशक्तिकं गजवक्रं गजाकार जगदेवावरुंधे ॥ इति એનોજ આ અર્થ છે. यथा ताडयत् ताडयत् એજ પ્રમાણે આગ્રહવાચક ભાવથી અપ્રાપ્ય શબ્દ બે વખત લીધો છે. પ્રકૃતિથી પર હોવા પણાવડે મનોગતી હીન મનવડે જોકે તે પ્રાપ્ત થાય છે તેતે નથી. વળી જ્ઞાતા જ્ઞાનના અભાવથી જેને વાણી વર્ણન કરવાને અશક્ય છે. તે અજ્ઞેય ચાજ્ઞેય છે. विज्ञाता रमरेके विजानीयादिति श्रुतेः ॥ સદા એક ચિદાત્મપણાથી વિકલ્પ અસહિષ્ણુરૂપ નિર્વિકલ્પ છે. તે બ્રહ્મ ભોક્તૃત્વ શક્તિ ( બુદ્ધિ ) યુક્ત—गजवक्रं गजाख्यं બ્રહ્મજ છે. વક્રતુંડ માત્રપણાથી તે वक्र છે तुण्ड તે જેનું એવા તે બ્રહ્મ છે. તેમ गजाकारं प्रणवात्मकं जगदेवावरुंधे ચિદાત્મકપણાથી તે જગદાધાર માત્ર છે. અહીંયાં ગજ શબ્દથી નિર્ગુણ અને ગજાકાર એવા સગુણબ્રહ્મ તે સગુણબ્રહ્મ આ પ્રણવ ૐકાર છે તેથી ततश्चोमिति ध्वनिर्भूत सवै गजाकारः ॥ इति श्रुतेः ॥ ગજનો જે આકાર તેજ તેનો આકાર કે એવો ગજાકાર જે પ્રણવ તે ચિદાત્મક ભોક્તા છે—તે સદશના જેવો જાણવો. તેને આકૃતિમાં તાદાત્મ્ય ભોક્તાપણાથી તે સોપાધિકબ્રહ્મ છે. અહીંયાં तत्वमसि મહાવાક્ય સ્વરૂપ ગણેશ છે તેને વર્ણવે છે. त्वं પદસ્વરૂપ સોપાધિક બ્રહ્મ તે નરાકૃતિ છે—કે જે ગણેશના અધમ અંગરૂપ કંઠની

અધોભાગરૂપની આકૃતિ છે તેમ तत् પદસ્વરૂપ બ્રહ્મ તે ગણેશજીના ઉત્તમ અંગ સ્વરૂપ નિરૂપાધિક ગજવદન પણાથી મુખ તે ઉત્તમ અંગ છે—એ એના અભેદમાં असि પદના અર્થરૂપે બ્રહ્મગણેશ સંપૂર્ણ દેહ જાણવો એમ નરગજના અભેદ રૂપે ગણેશની આકૃાત ૐકાર પ્રણવ સ્વરૂપજ છે—આ અસિપદના અર્થરૂપ જે બ્રહ્મ તે પૂર્ણબ્રહ્મ યોગરૂપ છે—કોઇ પ્રશ્ન કરે કે—असिપદ રૂપબ્રહ્મ જેના બે ભેદ વાચ્યાર્થ લક્ષ્યાર્થરૂપ છે—ત્યાં ખુલાસો છે કે असिપદનો વાચ્યાર્થ તે આકૃતિ ધારક નરગજ અભેદાત્મક ગણેશ છે—હવે લક્ષ્યાર્થ જાણવો કે સ્વસંવેદ્ય કે જે આ અનંત બ્રહ્માંડનો સ્રષ્ટા—તેતે ભાવથી હીન એવો જે સાપેક્ષપણાથી પર-સંવેદ્ય એવો અયોગ સ્વરૂપ બ્રહ્મ તે છે—અહીંયાં વિવેક છે કે, બ્રહ્મ અને જગતનો અભેદ તે ગજવદનાદિ ચિન્હયુક્ત છે—તે જુદો હોવાથી અયોગ પરસંવેદ્ય રૂપ જાણવો—કે જે સર્વત્ર સંયોગના અભેદ અભાવથી છે—તે ગણેશ અથર્વશિર્ષના પ્રથમખંડમાં વર્ણવેલું છે (એમ મુદ્દગલ મહારાજ કહે છે) त्वं साक्षादात्मासि नित्यम् ॥ એમ આસપદરૂપબ્રહ્મ પર આ સાક્ષાત પ્રત્યક્ષ બ્રહ્મરૂપ तत्वमसि રૂપને વેદે વર્ણવેલું છે. ત્વં પદ—તત પદ—અને અસિપદના અભેદમાં અધિદૈવત રૂપ માત્ર ગણેશજ છે જેમ આદિ ત્વં પદ તત પદ અને અસિપદના ક્રમવડે યોગ સાધન છે તેમ આદિમાં સોપાધિકબ્રહ્મ નિરૂપાધિકબ્રહ્મ નરગજના અભેદાત્મક જ્ઞાનવડે ૐ ગણેશને જાણીને ક્રમે ક્રમે ભક્તિ સાધ્ય કરવી. તે પછી લક્ષ્યાર્થરૂપ આસિપદબ્રહ્મના સાધનપૂર્વક. જેમ तत्वमस्यात्मक સાધે તેમ પૂર્ણ યોગ સમાધી સામર્થ્યથી સાધ્ય કરવું. तत्वमसि આકૃત્તિધારક પણારૂપ ાવવેક વડે પોતાના આત્મારૂપ ગણેશને જાણવું. એ પ્રકારે સર્વથી શ્રેષ્ટ એવ ગણેશને જાણીને તે પ્રેમમાં મસ્ત થવું. એ અંતઃકરણરૂપ જે બુદ્ધિ તેના શુદ્ધ સ્વરૂપનું મહાત્મ્ય છે.

**ज्ञात्वा स्वानंदनाथं तं स्वानंदार्थे विशेषतः ।**
**प्रभजेद्गणराजं स निष्काम भक्ति संयुतः ॥२५॥**

**અર્થ:**—એવો ભક્તિમાન ઉત્તમ પુરૂષ સ્વાનંદાત્મક નગરના અધિપતિરૂપે સ્થિત એવા સ્વાનંદનાથ અધિદૈવત ભાવ ધારણાર્થ જ્યારે બ્રહ્મ પ્રત્યક્ષ થાય ત્યારે સ્વસંવેદ્યબ્રહ્મ તેમના સ્થાનના નિવાસનો અર્થ નગરાકારે વિહાર સંભવથી કહેવાય છે—સર્વ બ્રહ્મઅભેદ એવો જે સ્વસંવેદ્ય બ્રહ્મ અભિન્ન નિમિતોપાદન કારણ વડે છે તટલાજ માટે સર્વવિહારની ઉત્પત્તિ દર્શનથી સર્વ ઉપાધી અભેદસ્થ ગણેશ થાય છે. તેજ સ્વાનંદવાસી છે—તેજ સકામ નિષ્કામ યોગસાધકપણા વડે સાધકને તે તે સિદ્ધિદાતા છે એજ દેવ—યોગવડે સ્વાનંદસ્થાને ન સંભવે તેમ સર્વ ઉપાયથી અયોગવડે પણ ન સંભવે તેજ અર્થથી. સ્વાનંદવાસી ગણેશ એવો ભાવ છે—તેજ પ્રમાણે બ્રહ્મ બે પ્રકારની પ્રકૃતિના વિહારીપણાથી.

તેની પ્રકૃતિ સિદ્ધિ અને બુદ્ધિ છે–તે પહેલાં કહી ગયા છીએ–તેમનું વાહન જે મુષક છે તે સર્વવ્યાપક બ્રહ્મ છે–તેના ઉપર આવાહન કરી બેઠેલા. તે નેતિસ્વરૂપતુર્ય નિર્ગુણ બ્રહ્મ છે–એક ભોગ અને એક ભોક્તા તે સગુણ નિર્ગુણ હોવાથી તેને તાદાત્મ્ય પણાથી ધારણ કરી સર્વ ભોગોને ભોગવે તેમ છતાં માણસો જાણતા નથી. કેમકે માયા મોહધારક પણાથી. હું ભોગવું છું એમ મનાયું હોય છે–એટલે मुषस्तेनः ॥ મૂષક એટલે ચોરવત્ ભોગભોક્તા આ નિર્ગુણ પરમાત્મા અને સગુણ જીવાત્મા સ્વરૂપે ભોગભોક્તા પણાથી અજ્ઞાતપણે છે–તેમજ બ્રહ્મના વિહારીપણાથી તે ચારે પાદરૂપ ચાર વિભૂતિરૂપ નાના બ્રહ્મના પતિરૂપે ઋગ્વેદમાં ब्रह्मणस्पति નામથી સુક્ત છે–ચારે બ્રહ્મમાં વિહાર કરનાર તે બ્રહ્મણસ્પતિ છે–તે બ્રહ્મ મોદ અને આમોદ આદિ ગણો કે જે બ્રહ્મના અંગરૂપ પ્રકૃતિ અને પુરૂષ રૂપ અભેદપણા વડે છે તે જાણવા. તે વિહારીપણા વડે બ્રહ્મના અંગગણ છે એમ જાણવું. मोदो दक्षिणःपक्षः प्रमोद उत्तरःपक्षः आनंद आत्मेति श्रुतेः ॥ તે બ્રહ્મણસ્પતિ બ્રહ્મના દક્ષિણ અંગમાં દક્ષિણપક્ષે મોદરૂપ પુરૂષ છે–અને વામ અંગમાં વામપક્ષે પ્રકૃતિરૂપ આમોદ અથવા પ્રમોદ છે–ઊભયના આનંદમાં અભેદપણાએ તે બ્રહ્મણસ્પતિ આત્મા પરમાત્મા છે–જેમ સાક્ષાત્ બ્રહ્મ સદા સર્વત્ર અભેદપણાએ સ્થિત છે. તેમ અભાવરૂપે વર્જીત પણ છે–તેમ ગણેશ પણ છે. શુભાશુભ કર્મમાં જેમ આદિ પુજ્યત્વ છે. તેમ કર્મ નિષ્ફલતાએ તે વર્જીત પણ છે–સાક્ષાત્ બ્રહ્મ જેમ સર્વપૂજ્ય છે. તેમ આ ગણેશ સર્વપુજ્ય છે- કેમકે સર્વના આદિપણાથી છે-એમ પુજાનો ભાવ છે-એમ ગણેશ પુરાણમાં શિવ વચન છે કે– शुभाशुभे लौकिक वैदिकच त्वमर्चनीयः प्रथमं प्रयत्नात् इति ॥ તેમજ પદ્મપુરાણમાં પણ देवानामपि सर्वेषां पितृणां च समेततः ॥ तोषो भवति सर्वत्र पुजिते ग्रे गणेश्वरे ॥ इति પીતૃ કર્મને વિષે ગયાજીમાં ગણેશ પાદમાં પિતૃ મુક્તિ થવાપણું છે. એ પ્રકારે સ્વાનંદનાથને જાણી પોતાના આનંદ રૂપ સ્વાનંદ લોક પ્રાપ્તિને અર્થે દ્વંદ્વના અભાવ રૂપે સુખ છે એમ સ્વાનંદ લોકને જાણે છે–કેમકે સ્ત્રી પુરૂષાકૃતિહીન સ્વરૂપ થઇને ગણેશની ૐકારમય આકૃતિ ધારક તે જીવાત્મા થાય છે–यंप्राप्य द्वंद्व दुःखंन प्रामु यात्स्त्रीपुमानपीति स्मृतेः ॥ તેનો આનંદાત્મક ભોગ છે તેને કહે છે–પોતે આ સ્વયમેવ. સગુણ નિર્ગુણ અભેદ ભોકતા તે જીવાત્મા છે–न क्षुधा न तृषा तत्रक्लमः स्वेदोथतंद्यपि ॥ आनंदहृदमग्नास्तेये तत्रासत् सुपुण्यत ॥ इति स्मृतेः ॥ એ પ્રમાણે છેજ સ્વાનંદાત્મકપણાથી પોતાન આધારે સ્થિત છે–તેજ નિર્વાસન ગણેશ ભક્તિ વડે પ્રાપ્ત છે–જેમ यथानिर्वासने भूपः स्वानंद भूवने स्थित इति स्मृतेः ॥ વાસના રહિત રૂપે સ્વાનંદનાથ સ્વાનંદ ભુવનમાં સ્થિત છે. અહીંયાં કૈલાસાદિક છોડીને તેના પરે અંધકાર આવે છે. તેથી ઊર્ધ્વ જન્માદિ ભ્રમણકારિકા પોતાના આધારે સ્થિત રહેલી એવી

ભ્રમરી શક્તિ છે—भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानिमायया ॥ इति स्मृतेः ॥ તેવા મસ્તક ઉપર આધાર નામાશક્તિ છે કે જે અચેતન આધારાત્મિકા (જડાધારાત્મિકા) અતિ શક્તિ નામે કહેવાય છે. તેના માથા ઉપર અન્વય વ્યતિરેકાત્મીકા માયા કહેવાતી જડ અચેતન અને ચૈતન્યના પરસ્પર સંયોગ રૂપ કામ કરવાપણાથી તે કામદાયીની શક્તિ છે. તેના મસ્તક ઉપર અન્વય વ્યતિરેકના અભેદપૂર્વક પોતાના મહિમામાં સ્થિત સ્વસંવેદ્યાત્મક સ્વાનંદભૂવન સ્થિત છે. ત્યાં इक्षुसागर છે તે પોતે પોતાના આધારભૂત છે. તે મધુની ધારાના સર્જનથી પ્રકૃતિ પુરૂષાદિ સર્વને જીવનામૃત આપે છે. अश्मास्यमवतं ब्रह्मणस्पतिर्मधुधारयभिमोजसा तृणत् । तमेव विश्वेपपिरेस्वर्दृशो बहुसाकं सिसिचुरुत्समुद्रिण मिति श्रुतेः ॥ આ નામ વેદમાં મધુ ધારાત્મક છે. પુરાણોમાં ઇક્ષુસાગર એવું મિષ્ટતા ભરેલું અભેદાત્મક જળ આ સાત સાગરથી અન્ય છે કેમકે સ્વાનંદ લોકસ્થપણાથી સર્વને અગમ્ય છે. यदगम्यंसदा देवैर्ब्रह्माद्यैर्मुनिपुंगवै रिति स्मृतेः ॥ આ જળપાન કરવાથી દ્વંદ્વનો નાશ થાય છે કેમકે તે જ્યોતિર્મય સ્વરૂપનું ઉત્પત્તિકારક છે ज्योतिरूपं समाप्यच इति स्मृतेः ॥ સ્વાનંદ લોક ગામી ભક્તોના વિમાનને સ્વાનંદ ચક્ષુહીન એવા બ્રહ્માદિક પણ જોઇ શકતા નથી, સ્વાનંદમાં જનારૂં કાશી રાજાનું વિમાન શિવાદિ જોઇ શકયા નહોતા એમ સ્મૃતિઓમાં પણ વર્ણવેલું છે. આ સ્વાનંદ લોક બ્રહ્મ અભેદ પ્રાપ્તિ કારણપણાથી બ્રહ્મકલ્પે પણ પુનરાવૃત્તિ હીન છે. એટલાજ માટે સ્વાનંદ લોકની પ્રાપ્તિને અર્થે શ્રી ગણરાજની નિષ્કામ ભક્તિ વિશેષત્વે કરવાની આજ્ઞા છે—તેથી દેહાન્તે સ્વાનંદ લોકમાં વાસ કરીને બ્રહ્મકલ્પના અંતે બ્રહ્મમાં અભેદપણાને પામે છે.

ततो हर्निश मत्यर्थं भजेत तपसायुतः ।
मोक्षार्थं सर्व भावेन विरक्तो विषयादिषु ॥२६॥

અર્થ:—એમ સ્વાનંદ લોક પ્રાપ્તિને માટે શ્રી ગણેશજીની નિષ્કામ ભક્તિ કરવી. તે પછી તે ઉત્તમ પુરૂષ શ્રી ગણેશ ભક્તિ માહાત્મ્યપણાથી વિષયોને વિષે અત્યંત વૈરાગ્યવાન થાય છે અને નાના પ્રકારના જ્ઞાનમય તપ વડે કરીને મોક્ષના અર્થે સર્વ ભાવો વડે સર્વ ભાવોનો નાશ કરી ગણેશના અભેદપણાને પામે છે. गणसमूहे इति धात्वर्थात् ॥ ગણેશમાં એકનિષ્ઠાવાન થાય છે માટે ગણેશને અત્યંત પ્રેમથી હરનીશ ભજવાને વર્ણવે છે.

गणेश कृपया तस्य चित्त शुद्धिर्भवेत्परा ।
तया सर्व स्वभावेन भजेत्त गणनायकं ॥२७॥

અર્થ:—તે પછી ગણેશજીની કૃપા વડે કરીને તે ભક્તની પરા ત્ર્વો

ત્કૃષ્ટા મોક્ષને આપનારી ચિત્તશુદ્ધિ થાય છે. તેથી સર્વસ્વ ભાવ વડે ગણેશની પ્રાપ્તિ છે. જેનું સર્વસ્વ છે તે ભાવથી સર્વત્ર આત્મા ગણેશ છે—એમ માન્ય કરતો ભજે છે.

**विश्वं चराचरं सर्वं जानीया त्तत्स्वरूपकं ।**
**सर्वेषां हीत भावेन भजेत्तं द्विरदाननं ॥२८॥**

**અર્થ**:—તે પછી એવો સર્વ પૂર્ણ સ્વભાવના અર્થરૂપ આ ચરાચર વિશ્વસમૂહ તે ગણેશજી છે. એમ શ્રેષ્ટ રીતે જાણે છે. ધ્યાન ઊદય યુક્તપણાથી તેજ પ્રસંખ્યાન સમાધિ છે. વેદોમાં પણ પ્રસંખ્યાન ધ્યાનમહિમા વર્ણવેલો છે તેથી વિશ્વાત્મક ગણેશજ છે. ત્યાં તે ભાવથી ઉત્પત્તિ છે. યોગશાસ્રમાં વ્યાસ મહારાજે प्रसंख्यानं ध्यानं ॥ આ સૂત્ર કૈવલ્યપાદના ૨૯ મા સુત્રમાં प्रसंख्यानेऽप्य कुसीदस्य सर्वथा विवेकख्याते धर्ममेघः समाधिः ॥ વિવેકજ્ઞાનમાં પણ ક્લેચ્છા રહિત સર્વથા વિવેક જ્ઞાનથી ધર્મમેઘ સમાધી છે. આ સમાધીજ **સંપ્રજ્ઞાત યોગની** પરાકાષ્ટા છે–તે શુકલ ધર્મ વૃષ્ટિ સર્જનથી છે. અહિંયાં વિશ્વને વિષે સર્વ અભેદાત્મક ગણેશ બ્રહ્મસ્વરૂપનું ચિંતન વા તેનો ઉદ્ભવ તે સર્વ વિવેકથી પણ વિવેકખ્યાતિ સ્વરૂપ ધ્યાન પ્રિયપણાથી છે. અહીંયાં યોગસૂત્ર છે કે विवेकख्याति रविप्लवाहानोपायः ॥ સાધનપાદ સુત્ર ૨૬ અથ:–મિથ્યા જ્ઞાનથી રહિત (એટલે અવિપ્લવ) **સત્વબુદ્ધિ** અને પુરૂષના અન્યપણાનું જે જ્ઞાન તે **વિવેકખ્યાતિ** કહેવાય છે. અને તેજ હાન રૂપ કૈવલ્યપદના સાધન રૂપ છે સાક્ષાત્કાર સાધનરૂપ નથી. એ પ્રકારે ધન મેઘ સ્વરૂપ આગળ કહેવાશે. એમ પ્રસંખ્યાન ધ્યાનની ઊત્કૃષ્ટતાથી સર્વ જીવાત્માઓના હીતભાવ વડે સર્વ જીવાત્માના પીડાહીન આચરણવડે જાગૃત થઇ **દ્વિરદાનન** એટલે બે છે મુખમાં દાંત તે જેને એવા ગણેશને ભજે છે.

**कस्यापि संभवे दुःखं तादृशं प्रचरेन्नसः ।**
**सहन्स द्वंद्व जं भावमार्जवेन समन्वितः ॥२९॥**

**અર્થ**:—ત્યાર પછી તેવો ભક્ત સર્વત્ર જીવાત્મામાં પરમાત્માને જાણતો છતાં તે પરમાત્માનું ધ્યાન કરતો છતો કોઇપણ જીવાત્માને પીડા દુ:ખ ન થાય તે પ્રમાણે વર્ત્તવા લાગે છે અને વિંશ્વાત્મન એવા ગણેશને ભજે છે. સરળતાયુક્ત થયેલો ભક્ત જનઃ ત્રીગુણ પ્રકૃતિધારકપણું છતાં હરકોઈ માણસોના નિંદા સ્તુતિકારક–હર્ષવિષાદ મિત્ર શત્રુભાવ વર્જીત થઈને ભક્તિ કરે છે—કેમકે પોતપોતાના પ્રારબ્ધ પ્રમાણુથી સર્વ જીવાત્મા છે. બીજી રીતે સર્વમાં આર્જવતા (સરળતા) માણસ વડે સંભવતી નથી એક આર્જવથી બીજો કોપરૂપ થાય છે. પ્રકૃતિભેદ સ્વભાવયુક્તપણાથી તેમ બને છે. એટલાજ માટે આ દ્વંદ્વથી ઊત્પન્ન થતા સ્વભાવને સહન કરવું એ શ્રેષ્ટ છે. ગજવદનાદિ ચિન્હયુક્ત

ગણેશનું ભજન કરવું–પણ વિશ્વાત્મક ગણેશ ભજનનો અસંભવ જાણવો. વિશ્વાત્મક ગણેશનું વ્યાપકજ્ઞાન માત્ર જાણવા સમજવા માટે છે ધ્યાનને માટે નથી. એટલાજ માટે વિશ્વાત્મક ગણેશ છે એમ સમજી ગજવદન ૐકારમય મૂર્તિધર ગણેશનું ભજન કરવાથી સિદ્ધિ પ્રાપ્ત છે.

देव कार्यं विना साधुर्नच्छिन्द्यात्स कदाचन ।
पत्रादिकं विशेषेण विश्वरूप परायणः ॥३०॥

**અર્થ**—ત્યાર પછી તે ભક્તરાજ વિશ્વભાવનાયુક્ત વિશ્વરૂપ પરાયણતાએ ગણેશજીને જાણીને ગણેશ પૂજા ઉત્સવાદિ કાર્ય અને તેને માટે વૃક્ષનાં પાંદડાં વિગેરે છેદવાં પડે તો છેદવાં–ગણેશજીના અર્થે છેદેલાં હોવાથી દોષરૂપ નથી. વિશ્વપરાયણપણાથી તે શિવાય વૃક્ષપત્રાદિ છેદવાં નહિં.

एकान्ते निर्जने स्थाने स्थित्वा ध्यात्वा गजाननं ।
पूजयेद्भक्ति संयुक्तो ध्यानं कुर्याद्विशेषतः ॥३१॥

**અર્થ**:—ત્યાર પછી તે ભક્તરાજે જ્યાં પોતાનું ચિત્ત વ્યગ્ર ન થાય એવા એકાંતવાસમાં જનપ્રચાર વર્જીત નિર્જન સ્થાનમાં ( જનપ્રચારથી ચિત્તની ચંચળતા થતાં સ્થિરતાનો ભંગ થાય છે ) સ્થિત થઈને શ્રીગજાનનનું ધ્યાન કરવું. એકરસયુક્ત રહી ભક્તિસંયુત માનસોપચાર વિધિથી પૂજન કરવું. ત્યાર પછી બાહ્ય ઉપચાર વડે પણ પૂજન કરવું. તે ત્રણ પ્રકારની પૂજા છે–પોતાના સામર્થ્યયુક્ત **રાજોપચાર** ધારણ કરવા. તેમ સામર્થ્ય ન હોય તો દુર્વાદિ પત્ર ફળ મૂળકંદ જલાંતર્ગત સર્વોપચાર કલ્પના કરતાં રાજોપચાર તૂલ્ય ફળ આપનાર થાય છે–ભક્તિની પ્રાબલ્યતાનું એ સ્વરૂપ છે. કદાચિત્ દુર્વાનો અભાવ હોય તો શમીમંદાર પુષ્પ અર્પણ કરવાં કેમકે શ્રીગણેશને દુર્વાકુર–શમી અને મંદારમાં શ્વેતમંદાર. એ ત્રણ પ્રભુને બહુજ પ્રિયતમ છે. તેથી નિત્ય તેનું આવશ્યકત્વપણું જાણવું. ચારે પ્રકારનાં પુષ્પોમાં સર્વ પત્રપુષ્પ–શમીપત્ર–મંદાર પુષ્પ અને દુર્વાકુર એમ અનક્રમે એકએકથી અધિક ફલદાતા છે અન્ય રીતે દક્ષિણાના અંતમાં પણ દુર્વાકુરો સમર્પણ કરવા સર્વોપચાર રૂપ પણ દુર્વાકુર અર્પણ કરવા એમ સામર્થ્યહીણ પુરૂષોએ કરવું પણ પૂજાનો ત્યાગ કરવો નહીં. પૂજા સમાપ્તિમાં પણ દુર્વાકુર સમર્પણ કરવાં અન્ય ઉપચારોનાં પણ માત્ર દુર્વાકુર હોય તો પણ ઉપચારની કલ્પના કરી પૂજા કરવી જોઇએ–એ પ્રમાણે દુર્વાર્પણ ચાર પ્રકારથી અર્પણ થાય છે. ત્રીજી માનસી પૂજા એકચિત્તપણાથી સર્વોત્તમજ છે. પૂજામાં અંતરાયના અભાવથી ત્યાં સ્થિર ચિત્ત મુખ્ય છે–તેથી **માનસી** પૂજામાં **સર્વજનનો અધિકાર** છે એમ જાણવું. ગણેશગીતામાં अथवा मानसीं पूजां कुर्वीत स्थिरचेतसेति । તેમ त्रिविधा स्वपिपूजासु श्रेयसी मानसी मतेति स्मृतेः ॥ તેમજ ब्रह्मचारी गृहस्थो वा वानप्रस्थोयति श्रयः ॥ एतां पूजां

प्रकुर्वाणोप्यन्यो वा सिद्धि मृच्छतीति स्मृतेः ।। ત્યાર પછી ગણેશ મૂર્તિસ્વરૂપનું ચિંતન કરવું એટલે ધ્યાન કરવું. તુરતજ ચિત્તશુદ્ધિ થાય છે. जपात्ध्यानं विशेषतः। स्मृतेः ।।

अनन्य मनसादेवं भजेत्तं भाव धारक : ।
शमदम परो भूत्वा चित्त निग्रह माचरेत् ।।२२।।

અર્થ:—એવો તે જાગૃત ભક્તરાજ સર્વ સત્તા ભેદના અભેદપણા વડે એક ભાવધારક બની અનન્યપણારૂપ એક વાસનાયુક્ત મનવડે ભિન્નભિન્ન વાસનાયુક્ત સંકલ્પ ભરેલા મનનો ત્યાગ કરીને ( મનના હીનપણાથી ) તુરત ગણેશ પ્રિયરૂપ થાય છે. કોઇ કહે કે ચિત્તની ચંચળ સ્થિતીથી તેમ થવું મુશ્કેલ છે. તો **શમ** એટલે મનોનિગ્રહ અને **દમ** એટલે ઇન્દ્રિયનિગ્રહ થઇને પ્રારબ્ધાધીન ભોગ સંભવથી વૈરાગ્ય વડે અહંસ્થિત એટલે યાદૃશ ભોગપ્રાપ્તિ તાદૃશ અવસ્થાધારક થઇ પ્રારબ્ધપ્રેરીત ભોગ આવનાર છે એવા નિશ્ચયથી ચિત્તનો નિગ્રહ કરે છે–અને ચિત્તને કહે છે કે હે ચિત્ત !!! તું ક્યાં જઇશ ?? ગણેશ ચિંતન કર. આ પ્રમાણે ચિત્તની ચંચળ વાસનાથી તે નિર્વાસનાયુક્ત થતાં સુલભ રીતે શુદ્ધ અંતઃકરણ થાય છે.

दुर्जयं चित्त मत्यंतं ज्ञात्वा वायु निबंधतः ।
प्राणायाम परो भूत्वा जयेतन्नात्र संशयः ।।२३।।

અર્થ:—આ ચંચળ ચિત્ત સાધ્ય થઈ શકતું નથી. ગૃહસ્થોને નિર્વાસના રૂપ થવું વ્યર્થ છે–કેમકે દરેક જીવાત્મા વિષય ધ્યાનપ્રિય થઈ પડયા છે–માટે ચિત્ત દુર્જય છે. માટે અત્યંત દુર્જય ચિત્તને વાયુ નિબંધ યોગે પ્રાણાયામથી વશ કરવું. તેથી ચિત્તનો વિજય થાય છે. इन्द्रियाणां मनोनाथो मनोनाथश्च मारुतः ।। स्मृतेः ।। ઇન્દ્રીયોનો પતિ મન છે અને મનનો પતિ વાયુ છે–માટે વાયુને વશ કરવાથી ચિત્તનો વિજય થાય છે.

अथ वायु निरोधस्य वदामि मार्ग मुत्तमं ।
येन पापं परित्यज्य शुद्ध चितो नरो भवेत् ।।२४।।

અર્થ:—હવે વાયુની સાધના કેવી રીતે કરવી તે જણાવે છે–ઉપર પ્રમાણે બાહ્યક્રિયા અનંતર વાયુ નિરોધનો ઉત્તમ માર્ગ કહું છું. બાહ્ય કર્મ કરતાં અંતર કર્મ શ્રેષ્ટ છે–કે જે શિઘ્રતાએ સિદ્ધિ પ્રાપ્ત કરાવનાર છે. આ માર્ગ વડે માણસ પાપવાસનાનો પરિત્યાગ કરીને શુદ્ધ ચિત્તથી નિર્વાસન મોક્ષપ્રિય થાય છે.

पूरयेद्वामनासायां वायुं तस्मा चतुर्गुणम् ।
धारणं तस्य कुर्यात्स स्वोदरे नियतो भवेत् ।।२५।।

અર્થ:—સાધક પુરૂષે વામનાસાથી ચાર ગણો વાયુ પોતાના ઉદરમાં પુરવો અને કુંભક કરી વાયુને રોકવો. પણ એને [illegible] નિયમીત રીતે લઘુ

ભોજનાદિ આહાર અને વિષય વિહારની શુદ્ધિરૂપ હોવો જોઇએ. બધી વાતે નિયમી નિયત રહેવાવાળો જોઈએ અને તે અન્ય ગ્રંથોથી જોવું તેમ સદ્‌ગુરૂ પાસેથી શીખવું.

पूरकाद्विगुणं कुर्या द्रेचकं च प्रजापते ।
पुन र्नासा दक्षिणया पूरयेत्कुंभकं चरेत् ॥३६॥

અર્થ:—પછી હે પ્રજાપતિ દક્ષ ! !! પુરકથી બેગણા રેચક કરવાને દક્ષિણ નાસાએ શનૈઃ શનૈઃ કાઢવો. તેવીજ રીતે પુનઃ દક્ષિણ નાસાથી પુરક કરીને કુંભક કરી વામનાસાથી રેચક કરવો. ( સદ્‌ગુરૂ પાસેથી શિખવું. )

वामया रेचकं चैव पुनः पुनर्निरंतरं ।
प्राणायामं चरेद्धीमान् पापहीनो नरो भवेत् ॥३७॥

અર્થ:—અને વામ નાસાથી રેચક કરી એ પ્રમાણે હરનિશ એમ વામથી પુરી દક્ષિણનાસાએ રેચક અને દક્ષિણથી પુરક કરી વામનાસાએ રેચક એમ કરવું–આ પ્રાણમય વાયુ ગતિસ્થાન ઇડા–પિંગલા–સુષુમ્ણાના શોધનાર્થે છે–જે પ્રમાણે વાયુ ધારણ સામર્થ્ય હોય. તેજ પ્રમાણે ક્રમથી સાધ્યકર થાય છે–તેથી ભોગવાસના રહિત પાપહીન થાય છે–કેમકે આ નિરંતર અભ્યાસ હોય છે.

एवं त्रैकालिकं कुर्यात्प्राणायामं विशेषतः ।
नातिनिरोधसंयुतं वायुं हठ समन्वितः ॥३८॥

અર્થ:—એ પ્રમાણે ત્રણેકાલમાં પ્રાણાયામ કરવો. અતિ નિરોધપૂર્વક વાયુનો રોધ કરવો નહિં. હઠયુક્ત કરવાથી રોગાદિનો સંભવ છે.

अति हठेन संरुद्धो वायु रोमभ्य एवच ।
निःसृत्य कुष्ठ संयुक्तं तं करोति न संशयः ॥३९॥

અર્થ:—હવે વાયુના વિરોધના દોષને કહે છે–અત્યંત હઠવડે સંરોધ કરવાથી એટલે વાયુને વ્યાકુલ કરવાથી અંતે વાયુ રોમદ્વારાએ નીકળી કોઢ નામનો રોગ કરે છે. એમાં શંકા નથી.

नाभि मूल स्थिता नाडी इडा च पिंगला परा ।
सुषुम्णा तत्र रोधेन मार्गो भवति निर्मलः ॥४०॥

અર્થ:—હવે વાયુ સાધ્યક્રમને વર્ણવે છે. નાભીમૂલમાં સ્થિત એવી ત્રણે નાડી ઈડા–પીંગલા અને સુષુમ્ણા છે. ઇડા એ વામનાસિકા માર્ગે વહે છે. પીંગલા દક્ષિણ નાસિકા માર્ગે વહે છે, સુષુમ્ણા. એ એના મધ્યમાં એ બંનેના રોધન વડે કેવળ નિર્મલવાયુ બાધહીન પણાએ વહે છે.

अपानो नाभि मूलस्थो ह्यधोगच्छति सर्वदा ।
प्राण ऊर्ध्वं तथा जंतो नाडीभिः प्रेरितः सदा ॥४१॥

અથ :—હવે પ્રાણુ અપાનના સ્થાનને કહે છે. નાભીના મુળમાં અપાન છે અને તેની ગતિ નીચે જવાની છે. તેમ નાભીના મૂળમાંજ પ્રાણુ રહે છે—તે નાડીમાર્ગ પ્રચારી હોવાથી તેની ગતિ ઊર્ધ્વ જવાની છે.

मार्गरोधेन भावेन नाड्यां मार्गो भविष्यते ।

वायु मूलं समाश्रित्य तिष्ठति क्रमत स्ततः ॥४२॥

અર્થ:—જ્યારે પ્રાણુમય વડે વાયુ રોધીત થાય છે તેથી માર્ગરોધન ભાવ વડે તે વાયુ ઇડાદિ નાડીના માર્ગમાંજ જાય છે. એમ પ્રાણુાયામનો ક્રમ છે. એમ વાયુનું સ્થાન નાભીના મૂળમાંજ આશ્રય કરીને રહે છે.

तत्र लघ्वक्षराण्येव द्वादशापि प्रतिष्ठति ।

वायुश्चेत्स लघुः प्रोक्तः प्राणायामश्च योगिभिः ॥४३॥

અર્થ:—હવે વાયુનું સ્થિરપણું કરી પ્રાણુાયામના વિધિને કહે છે—તે નાભીમૂળમાં બાર લઘુઅક્ષર ઊચ્ચાર પર્યંત વાયુ રહે છે. ત્યારે લઘુ પ્રાણુાયામ કહેવાય છે.

ततो द्विगुण तस्तिष्टे यदा वायुः सुरोधितः ।

मध्यमः स सदाख्याता त्रि गुणादुत्तमोत्तमः ॥४४॥

અર્થ:—તે લઘુ પ્રાણુામામથી બે ગણો કાળમાન સુધી વાયુરોધીત થાય ત્યારે મધ્યમ પ્રાણુાયામ અને ત્રણુગણો કાળમાન વાયુરોધીત થાય ત્તારે ઉત્તમોત્તમ પ્રાણુાયામ કહેવાય છે.

एवं प्राणमपानं च स्वमूले संनयेद्बुधः ।

तयो रोधन भावेन मूल गौ तौ भविष्यतः ॥४५॥

અર્થ:—હવે નાડી ભેદક પ્રાણુાયામની વિધિને કહે છે, એવા ક્રમવડે પ્રાણુ અને અપાન સ્વમૂલમાં લઇ જઇને રોધનભાવ ક્રમવડે તે પ્રાણુ અને અપાન બંન્ને મૂળ શોધન થાય છે.

एवं क्रमेण मूलेऽयं वायु र्मुहुर्त्त संस्थितः ।

तदा समान गानाडी भिद्यते तत्र संस्थिता ॥४६॥

અર્થ:—એ ક્રમવડે ઉત્તમ પ્રાણુાયામથી પરે વાયુરોધન ક્રમથી તે વાયુ નાભીના મૂળમાં બેઘડી કાળપર્યંત સ્થિર થાય ત્યારે નાભિના મૂળમાં સ્થિત એવી સમાનગા ( સુષુમ્ણા ) સમાન વાયુ ગમનાત્મિકા નાડીનો ભેદ થાય છે. ત્યારે પ્રાણુ અપાન થાય છે.

सा सुषुम्णा समाख्याता तत्र संमिलितौ क्रमात् ।

प्राणापानौ समौ भूत्वा तद्रूपौ तौ भविष्यति ॥४७॥

અર્થ:—તેનેજ સુષુમ્ણા કહેવાય છે. તે નાડી પ્રાણુ અને અપાનના અભેદ એકરૂપ થતાં પ્રાણુ અપાનના તદરૂપે ઉર્ધ્વ અને અધોગતિ છોડી. યોગીને સાધ્યરૂપ છે.

त्रिकालज्ञः स्वयं सिद्धो भविष्यति नरोत्तमः ।
वायु साधन पात्रत्वं प्राप्य तेजः समन्वितः ॥४८॥

અર્થ:—હવે તેના ફળને કહે છે–એવો તે ઉત્તમ પુરૂષ વાયુ સાધન બળથી તેજયુક્ત તેજોમય થઇ વાયુ સાધન પાત્રપણાથી સ્વયંત્રિકાલજ્ઞ સિદ્ધ પુરૂષ થાય છે તે પોતાના ભુત ભવિષ્ય અને વર્ત્તમાન ત્રીકાળના જન્મને જાણવાવાળો સામર્થ્ય યુક્ત થાય છે.

ततः स्वाधीनतां यातौ प्राणापानौ विशेषतः ।
सनयिष्यति तौ यत्र क्रमात्तत्र गमिष्यतिः ॥४९॥

અર્થ:—હવે વાયુ ચાલન સાધ્યપણાને કહે છે–તે તે પ્રકારની સાધના દ્વારા તે. તે પ્રાણ અપાનની સ્વાધીનતા થતાં તે પુરૂષ વિશેષત્વે પોતાના શરીરમાં રહેલાં ષટ ચક્રોમાં પોતાના પ્રાણ અપાનને એકરૂપે લઈ જવાને બળવાન બને છે. તે તેને ચક્રોમાં ગમન કરવાથી ચિત્તવૃત્તિ આધીન થાય છે.

ततो ध्यान परो भूत्वा षट् चक्रे भेदने रतः ।
चक्रस्थं स्व स्वरूपं स पश्ये तद्वायुनागतः ॥५०॥

અર્થ:—એમ ષટ ચક્રોમાં વાયુ ભ્રમણ હીન હોય તો પણ ભ્રમણ યુક્તતા વડે જાણે ભ્રમણ થતું હોય એમ જાણવું. તે તે ચક્રમાં રહેલા દેવોના સમીપના માર્ગના આવરણથી તે ચક્રોમાં (ભેદન) માર્ગનો રોધ થતાં ત્યાં રત થતા વાયુ વેગ વડે ભેદન કરીને ત્યાં દેવ ધ્યાન પર સ્થિતિ થતાં અંતે તે ચક્રમાં સ્વસ્વરૂપમય પોતાના દેહ અવસ્થા યુક્તજીવાત્મા રૂપ ચેતનને વાયુ યોગ વડે જુએ છે.

एवं क्रमेण योगिन्द्रो गच्छेद्रेद्य प्रजापते ।
सहस्रा रेस चक्राणि तत्र पश्येत् गजाननं ॥५१॥

અર્થ—હવે ચક્ર ભેદન મર્યાદા કહેવાય છે–હે પ્રજાપતે દક્ષ !!! એવો તે યોગીન્દ્ર–વાયુ સાધક યોગીઓમાં શ્રેષ્ઠપણાથી ઉપર કહ્યા પ્રમાણે ચક્રોના ભેદનને વર્ણવી ક્રમને કહે છે કે પેહેલોજ હૃદયમાં સ્વપ્ન સ્થિત એવા વિશ્વ નામા જીવાત્માનું ધ્યાન કરીને જાગૃત અવસ્થાના મોહને જીતે છે–વિજય મેળવે છે અને પ્રથા કાળ પ્રમાણ વડે વાસના હીનપણાએ તે સ્વમહિમામાં સ્થિત થાય છે–આગળ તે શ્રેષ્ઠ નાભી ચક્રમાં સ્થિત એવા તૈજસ આત્માને સર્વત્ર જાણે છે તે તે સ્થાનના મોહ નાશ કરવાથી તેને તે જ્ઞાતૃત્વ છે–તેથી પરે લિંગ ચક્રને વિષે પ્રાજ્ઞ આત્માને જાણે છે–તેથી મૂપરે લાધાર ચક્રમાં સ્થિત એવા ત્રણ ગુણોના અભેદ અને ત્રણ અવસ્થાના અભિમાની (ગુણેશ) આત્માને જાણે છે. તેથી પરે પાછલા (વાંસાનો) બારડાના માર્ગે કંઠમાં રહેલા જીવાત્માને ત્રિગુણના ભેદમાં તેના અભેદ વડે તુરીય આત્માને તે તે

મોહ યુક્ત ભેદ અભેદના ભોગને વિષે પ્રિતીપૂર્વક ગુણુમાં જોડાયેલા જીવાત્મા રૂપથી જાણે છે. તેથી પરે કંઠનાલથી ઉર્ધ્વ જીંહ્વાના મૂળમાં મુખ નાસિકા કર્ણ ચક્ષુ દ્વારને જીંહ્વાવડે રોકીને પોતાની ભ્રકુટીમાં સ્થિત એવા પરમાત્માનું ધ્યાન કરે છે ત્યાં પાપ પુણ્યથી રહીત સ્થિતીએ પરમાત્મા વ્યતિરેક ભાવથી સાક્ષીવત્ સ્થિત્ રહેલા છે. તેથી પરે સહસ્રદલ ચક્રમાં સ્વમહીમામાં સ્થિત એવા અન્વય વ્યતિરેક ભાવહીન સાક્ષાત્ પ્રત્યક્ આત્મા સર્વ ઉપાધિથી રહિત એવા શ્રી ગજાનન કે જે સાક્ષાત્ પ્રણવ સ્વરૂપ ( ૐકાર સ્વરૂપ ) છે અને જે સર્વ ગુણોના અભેદાત્મકપણાથી પોતે સગુણ બ્રહ્મ કહેવાય છે. ત્યાં સહસ્ર દલ કમલમાં જોવા એમ જાણવું. ત્યાં ચક્ર નથી. સહસ્ર દલ પદ્મ તે ષટ ચક્રથી પરે ચક્રના અભાવ રૂપ છે ત્યાં કોઇ પ્રશ્ન કરે કે મૂળાધાર ચક્રમાં રહેલા તે ગણેશ કેવી રીતે છે ? ? અને તે કેવી રીતે સહસ્રદલ પદ્મમાં કહેવાય છે ? ? ? સર્વ શાસ્ત્રોમાં તેને તે સ્થાનમાં પ્રતિપાદન કહેલા છે—તો તેનો પ્રત્યુત્તર છે કે મૂળાધાર ચક્રમાં આ સગુણ બ્રહ્મ પરમાત્મા ગણેશજીના અંશ રૂપ ગુણેશને જાણવા. કેમકે તે ત્રીગુણના વિહારી આત્મા છે. તે સાક્ષાત્ ગુણેશનું બુદ્ધિસ્થાન છે. તેજ પોતે ગુણના ભેદરૂપ શિવાદ—દેવમુની ક્ષત્રિયના ગાદિના પુત્રરૂપના અનુભવથી પુરાણોમાં છે, સાક્ષાત તત્વમસ્યાત્મક ગણેશની અન્ય આકૃતિ ધારણ અભાવથી અભેદવડે ભેદ આકૃતિના અસંભવથી તે બ્રહ્મજ—ઇશ્વર દેવ મુનિ આદી ભક્તોના આરાધન કરવાપણાવડે તે સમગ્ર ગણેશ વરદાનને અર્થે આવે છે. તે તો **તત્વમસ્યાત્મક** ગણેશ જાણવા. તે એકજ ગણેશ ૐકાર આકૃતિ ઘેર ઘેર આવે છે. તેને તે દેશમાં આવિર્ભાવ દર્શનથી ગણેશ ક્ષેત્ર જાણવું. તેજ પ્રમાણે શિવાદિના પુત્રરૂપને ગણેશ જાણવા. તે દૈત્યના વધને માટે ચરિત્ર પૂર્વક અંતરમાં આવિર્ભૂત થયા. તે તે દેશમાં અંતર્ધ્યાન મહાત્મ્યથી ગણેશક્ષેત્ર જાણવાનું છે. તેજ પ્રમાણે ક્ષેત્રોને વિષે પણ તત્વમસ્યાત્મક ગણેશને જાણવું. गणानांत्वादि મંત્રથી આવાહન એવા ગણેશ તે મંત્રના આધીનપણાથી તેના મૂળમંત્રમાં સંપૂર્ણ રહસ્યવર્ણન કરેલું છે. એમ આ સહસ્રદલ પદ્મ તે અંતીમપદ છે તે ગણેશબ્રહ્મ છે તે અંશાંશ અંશરૂપથી ગુણ ઊપાધિહીન સ્વ મહિમામાં સ્થિત એવા તે સોપાધિક બ્રહ્મ કે સગુણ બ્રહ્મ છે. તે બ્રહ્મસ્વરૂપ સહસ્રદલપદ્મમાં રહેલા સોપાધિક સગુણબ્રહ્મ ચાર પાદ રૂપે શિવ વિષ્ણુ સૂર્ય અને શક્તિરૂપ એ ચારો અન્વય વ્યતિરેકવડે માયાવિહારીસ્થ છે એમ જાણવા. સત્વ—રજ—તમ અને ત્રીગુણ અભેદ—એમ ચાર ગુણસ્થ. પ્રતિપાદનરૂપ માયાવિહારી શિવ, વિષ્ણુ, સૂર્ય, શક્તિ એમ ચાર બ્રહ્મપાદને જાણવા. એમ વેદાન્ત શાસ્ત્ર પણ સંમત છે. ત્યાં નામરૂપાત્મીકા એવી જે શક્તિ તેના અભિમાનાત્મક એવા જે સૂર્ય એવા બે પ્રકારના દેષહીનપણાથી અભેદ આનંદરૂપ તે વિષ્ણુ એમ ત્રણના પ્રેરક ભાવથી ચતુર્થ,

તૂર્ય, નતી, સ્વાધીન, સાક્ષીરૂપ, સહજાવસ્થારૂપ એવા શિવ બ્રહ્મને જાણવા એમ જેના ચાર પાદ તે અંશરૂપ છે. અને જે ચાર પાદમાં અભેદ સ્વરૂપ છે. કે જેના તે ચાર પાદ છે, એવા અભેદ સ્વરૂપે ચાર બ્રહ્મગણના ઇશ સ્વરૂપ તે ગણેશ સર્વોપાધી લયપણાથી તે બ્રહ્મસ્વરૂપ છે.

**तत्र क्रमेण वायुं सं स्थापयेत्तु समाधिना ।**
**वायुना संयुत स्तिष्ठेत्पश्यन्विघ्नेश्वरं परं ॥५२॥**

અર્થ—તે પછી તેવો ઉત્તમ યોગી ઉપર બતાવ્યા પ્રમાણે ક્રમપૂર્વક સમાધિવડે ધ્યાન કરતો બે ઘડી પર્યંત કે તેથી વધારે વાયુના રોધપૂર્વક વાયુને સ્થાપન કરતો વાયુ સહવર્ત્તમાન શ્રીવિઘ્નેશ્વર ગજાનનનાં દર્શન કરે છે. અને ત્યાં સ્થિત થાય છે. આ મર્યાદા પછી વાયુ સાધ્યબ્રહ્મના અભાવથી તેથી પરે વાયુ સાધ્ય અન્ય ભાવ નથી.

**क्रमाद्वायु बलेनैवं शुद्ध चित्तो भविष्यति ।**
**पश्येत्सर्वत्र भावेषु स्थितं ब्रह्म सनातनं ॥५३॥**

અર્થ:—તે પછી તે યોગી વાયુ સાધ્યબલવડે ક્રમક્રમપૂર્વક સમાધીની વૃધ્ધિક્રમથી તે બાર દીવસ પર્યંત વાયુને સાધ્ય સ્થિર કરવાની સમાધી કરે છે. એમ કાશીખંડમાં વર્ણવેલું છે એમ ચિત્ત વાયુસમાધિ સામર્થ્યથી વાસનાહીન શુદ્ધ ચિત્ત થાય છે. તેથી ચિત્તરોધવડે સર્વભાવમાં સનાતન એવા માયા વિકારહીન સગુણબ્રહ્મ ગણેશનાં દર્શન કરે છે.

**ततः स्वाधीनता युक्तः प्रभवेत्स्वेन तेजसा ।**
**यंयं मिच्छेत्सततंतु सद्यो वै सफलं भवेत् ॥५४॥**

અર્થ:—હવે તેના ફલને કહે છે. તે સમાધિ સામર્થ્યથી પોતાના સ્વયં તેજવડે એટલે વાયુ સાધ્ય તેજ (જ્યોતિદર્શન) વડે સ્વાધીનતા યુક્ત સર્વૈશ્વર્ય સત્તાથી પોતાના સ્વાધીનપણાવડે આ યોગી જે જે ઇચ્છાઓ કરે છે તે પુનઃ તે તે તતક્ષણ સદા સફળ કરે છે.

**किंचिदिच्छेन्नयो योगी तदायोगमवाप्नुयात् ।**
**नोचेच्छंदरतो भूत्वा भोगयुक्तः पुनः पतेत् ॥५५॥**

અર્થ:—છતાં આવો યોગી કંઇ પણ ઇચ્છા કરતો નથી, કેમકે આ યોગ બ્રહ્મના અભેદાત્મકપણાથી છે. એ પ્રમાણે પોતાની જાગૃતી ન રાખે તો સ્વૈશ્વર્ય વિહારીથી નીચે સ્વચ્છંદપણાને પામી. તેમાં યોગૈશ્વર્યપણાના મોહથી વશ થતાં પુનઃ ભોગયુક્તપણાવડે જન્મ મરણાદિક સંસારમાં પતીત થાય છે.

**साधनं द्विविधं प्रोक्तं क्रियारूपं प्रजापते ।**
**[illegible] कर्म स्वरू[illegible] तपो युक्तं स्वधर्मजं ॥५६॥**

અર્થ:—હવે તેનો ઉપસંહાર કરે છે. હે પ્રજાપતિ દક્ષ ! ! ! તેથી બાહ્ય સાધન પૈકી ક્રીયારૂપ કર્મ જે સત્કર્મ અને તપ રૂપ સ્વધર્મપાલન એ બાહ્ય સાધન છે એમ જાણવું.

आंतरं वायुरोधाख्यं सर्वं सिद्धि प्रदायकं ।
ताभ्यां चित्तं विनिगृह्य स्ववशं कारयेन्नरः ॥५७॥

અર્થ:—અને આંતર સાધનમાં આ વાયુરોધન કરવો એ કર્મ છે. કે જે સર્વ પ્રકારની સિદ્ધને આપનાર છે. તપવડે સર્વૈશ્વર્ય સાધન તે વાયુસાધન છે, એટલાજ માટે બાહ્યાંતર કર્માચરણથીજ ચિત્તને પકડીને વશ કરવુંજ જોઈએ. કે જેમ કરવાથી સ્વાધીન ચિત્તવડે સાક્ષાત્ યોગપ્રાપ્તિનો સંભવ છે.

बाह्य कर्म रताज्जंतोरांतरं शीघ्र सिद्धिदं ।
सहस्राधिक भावाख्यं प्रोक्तं योगिन्द्र मुख्यकैः ॥५८॥

અર્થ:—આંતરકર્મ શ્રેષ્ટ છે તેને કહે છે. બાહ્યકર્મમાં પ્રિતીવાળાજનો કરતાં સહસ્રાધક ગુણ શુદ્ધ અંતઃકરણ કરવાપણાથી છે. માટે શિઘ્રસિદ્ધ આપનાર વાયુરોધન કરવાને યોગીન્દ્ર પુરૂષો કહે છે.

अतःपरं तृतीयं ते साधनं कथयाम्यहं ।
येन योगीन्द्र सेव्यःस ध्रुवं भवति मानवः ॥५९॥

અર્થ:—હવે ત્રીજુસાધન વર્ણવે છે. વાયુસાધનથી શ્રેષ્ટ એવું ત્રીજું સાધન તેને કહું છું કે જે સાધનવડે મનુષ્ય યોગીન્દ્ર એટલે બ્રહ્મીભૂતને સેવે છે.

चित्त शुद्धेश्च कार्यार्थि कर्म द्विविध मुच्यते ।
शुद्ध चित्तो नरः पश्चात् संपश्येत्ब्रह्म शाश्वतं ॥६०॥

અર્થ:—હવે તેના અનુક્રમને કહે છે. બાહ્ય અને આંતરનાં કર્મથી ચિત્તશુદ્ધિ કાર્ય થાય છે. તે કર્મોથી સંપૂર્ણ વિષયવાસનાહીન ચિત્તની શુદ્ધ થાય છે. ચિત્તશુદ્ધ થયા પછી સર્વ જગતના અભેદરૂપ એવા અખંડ બ્રહ્મને જુએ છે, પોતે વેદાન્તશાસ્ત્રના વિચારપૂર્વક પોતાના ચિત્તના વશ થવાના સામર્થ્યથી સર્વત્ર જગત અભેદ સ્વરૂપ પરમાત્માને જુએ છે.

सर्वत्र पूर्ण भावेन संस्थितं परमव्ययं ।
अ[illegible]र्हीनं तत्र लीनो भवेत्स्वयं ॥६१॥

અર્થ:—હવે તેના અનુભવ લક્ષણને કહે છે. સર્વત્ર એવા જગતને વિષે અથવા તેના અવયવ એવા જે સ્થૂલ શરીર, ઈન્દ્રીયો અને મનબુદ્ધિથી રહિત એમ પૂર્ણભાવથી દેહેન્દ્રિય આદી સર્વત્ર જગતમાં તે આત્મા પરમાત્મા પરીપૂર્ણ તે સર્વનાથી પરે છે, છતાં તે ઘણો સૂક્ષ્મમાં સૂક્ષ્મ હોવાથી જણાતો નથી. દેહેન્દ્રિયાદિ ભિન્ન છતાં આત્મા અવ્યય છે તેથી મનબુદ્ધિની બાધા

હીનપણાથી બ્રહ્મસ્વરૂપને જોવા શીખે છે. અને તેમાંજ તે પોતે લીન થાય છે, તેજ અનુભવવડે તે આત્માને જાણે છે.

एतावान् फलदातायं क्रियायोगः प्रकीर्त्तितं ।
बाह्यांतरात्मकः पूर्ण स्[illegible] चरेत् ॥६२॥

અર્થ:—હવે ક્રિયાયોગનું નિરર્થકપણું કહેવાય છે. બાહ્ય અને અંતરમાં તે આત્મા પરીપૂર્ણરૂપે પરમાણુથી લગાયત પૂર્ણબ્રહ્મના અનુભવપર્યંત તે ફલદાતા છે. તે પરે ચિત્તરોધાત્મક યોગ એવો અનુક્રમ બ્રહ્મ અનુભવકારક છે. એમ જાણવું. આજ ક્રિયાયોગ છે આથી અન્ય સાધનનો અભાવ છે.

चित्तं रसयुतं कुत्र जायते योगिनः परं ।
तज्जयेद्ब्रह्म भावेन शमदम परायणः ॥६३॥

અર્થ:—તે સાધનને વર્ણવે છે, એવા યોગીનું ચિત્ત કયાં અને કયા વિષયમાં ધર્મ કે અધર્મવડે વર્ણાશ્રમના આચારમાં રસયુક્ત ઉત્પન્ન થાય છે. કેમકે શમદમ પરાયણ દેહેન્દ્રિય મનબુદ્ધિનિગ્રહ પરાયણ–બ્રહ્મને વિષે અસ્ખલિતભાવ ઉત્પન્ન થતાં ધર્મ અધર્મ ક્રિયાહીનપણાથી તે એકભાવવડેજ ચિત્તનો વિજય કરે છે પાપપુણ્ય વાસનાહીન વેદાન્ત વિચારવડે બ્રહ્મપરમાત્માનો અનુભવ પ્રેમપૂર્વક કરવો જોઇએ.

स्वधर्म संयुतो भूत्वा देह निर्वाहकं चरेत् ।
देहस्य शमनं तच्च जायते स दमः स्मृतः ॥६४॥

અર્થ:—હવે શમદમના સ્વરૂપને વર્ણવે છે, પ્રથમતઃ એવા યોગી વર્ણાશ્રમ ધર્મ મર્યાદાથી પોતે જે વર્ણના હોય તે તે વર્ણના ધર્મનું યથાર્થ પાલન કરે છે અને તેમાં વર્ણવેલાં વૈદિક સત્કર્મો આવશ્યક્તાથી કરે છે. અને તે વડે પોતાના દેહનો નિર્વાહ કરે છે. સ્વધર્મનું સંરક્ષણ થવાથી દેહનો નિર્વાહ સંતોષયુકત થાય છે સંતોષથી ત્રણ પ્રકારના તાપોનો લય થાય છે કેમકે પ્રારબ્ધ મુખ્ય છે અને તેને આધારે દેહનિર્વાહનો સંભવ છે. आयुरन्नं प्रयच्छतीति ।स्मृतः॥ पंचमे ह्यन्हिषष्ठेवा शाकं पचति स्वे गृहे ॥ अनृणी चा प्रवासीयः सवारीचरमोदत ॥ इति ॥ જેમ પ્રારબ્ધ પૂર્ણભોગયુકત છે તેમ વૈરાગ્યયુકત થવું જોઇએ. વૈરાગ્ય થવાથી જગત દેહનું મિથ્યાપણું સિદ્ધ થતાં બ્રહ્મની પ્રાપ્તિ છે. તેથી દેહનું દમન કરવું જો બ્રહ્મમાં પ્રેમ ઉત્પન્ન કરવો હોય તો દેહને વિષે નિર્વાસનાયુક્ત રહેવું તેનું નામ દમ છે એમ શાસ્ત્ર કહે છે.

विषयार्थं मनस्तस्य संकल्पं यत्समाचरेत् ।
[illegible] मायूस कुर्यात् ब्रह्म परायणम् ॥६५॥

અર્થ:—હવે શમનું વર્ણન કરે છે. તે યોગીજન દેહભોગાદિકને વિષે નાનાપ્રકારના જે જે સંકલ્પો મનથી કરે તે મનથી થતા સંકલ્પોની ઇચ્છા

યોગી કદાપી કરતો નથી. પોતાના ચિત્તને આગ્રહથી તે સંકલ્પના ભોગોમાં જવા દેતો નથી. તેથી કરીને ઘણે કાળે તે ચિત્ત વિષયવાસના રહિત અને ભોગના સંકલ્પથી રહિત થાય છે. બ્રહ્મ પરમાત્માના અનુભવવડે હૃદયને સંતોષ જેમ જેમ મળતો જાય છે તેમ તેમ તે મનના સંકલ્પોથી રહિત વાસનાએ મુક્ત થતો ચાલે છે એમ મનોનિગ્રહ છે.

**अयं शमः समाख्यात स्तेन चित्तं भवेत्परं ।**

**स्वाधीनं सर्वं भावंच त्यक्त्वा ब्रह्मपरं भवेत् ॥६६॥**

**અર્થ**:—એટલાજ માટે સંકલ્પના નાશ કરવાપણાથી અને ચિત્તના શમન કરવાપણાથી તે **શમ** કહેવાય છે. તે શમ પાલન કરવાથી સર્વ વાસનાનો અભાવ થતાં સર્વના ત્યાગરૂપ **વૈરાગ્યની** પ્રાપ્તિ થાય છે એ પ્રમાણે પોતાના મનને અને પોતાની ઇન્દ્રીઓને સ્વધર્મ મર્યાદાપાલન કરાવી સંકલ્પ ઉચ્છેદપૂર્વક પોતાના પૂર્ણ સ્વાધીનપણાથી યોગપ્રાપ્તિને માટે શુદ્ધ સંકલ્પ ધારણ કરી પરબ્રહ્મના અનુભવવડે સંતોષ પામતો સ્વાનુભવ આપનાર સંશય નાશક એવા વેદાન્તજ્ઞાનના વિચારથી યુક્ત થાય છે.

**शनैः शनैः रूपरमे विषयेभ्यो महात्मवान् ।**

**धृतिं योगमयीं धृत्वा भवेद्योगी समानवः ॥६७॥**

**અર્થ**:—હવે **વૈરાગ્યનું** વર્ણન કરે છે. એવો બ્રહ્મના અનુભવને મેળવવા ઇચ્છતો યોગ પ્રાપ્તિરૂપ ધીરજને ધારણ કરી મહા વૈરાગ્યવડે સર્વ વાસનાહીન રહેતાં દેહાદિને વિષે દુઃખની સહનશીલતા ધારણ કરી વિષયચિંતનમાં જતા દુર્ગ્રાહ્ય ચિત્તને ધીમે ધીમે ખસેડે છે. તોપણ વખતે વિષયચિંતનના બળથી નિરર્થક થઈ પડે છે છતાં વારંવાર સંકલ્પહીન થવાનો અતિ પ્રયત્ન આદરતો ધીમે ધીમે ઉપરામને પામે છે. આ વૈરાગ્યના બળથી તે પુરૂષ આગળ **યોગી** થાય છે આદીમાં વશીકાર સંજ્ઞારૂપ વૈરાગ્યની ઉત્પત્તિ છે. અહિંયાં યોગસૂત્ર છે કે- **दृष्टानुश्रविकविषय वितृष्णस्य** વ**शीकार संज्ञा वैराग्यमिति ॥** આ લોકમાં અને સ્વર્ગાદિક પરલોકમાં અથવા સ્વર્ગથી આરંભ કરીને વિદેહ પ્રકૃતિલય સુખ પર્યંત વિષયાત્મકપણાથી જે વિષય છે તે દૃષ્ટાદૃષ્ટ વિષયાત્મકપણાથી છે. તે સ્વર્ગસુખ દૃષ્ટ વિષય છે. કેમકે તે દેહધારણપણાથી છે. અને બીજુ સહસ્રશિર્ષ વાળા વ્યાપકવિરાટ પુરૂષપર્યંતનું સુખ તે અદૃષ્ટ છે. તે સર્વ **સમષ્ટિ વ્યષ્ટિ ભોગપ્રિય છે.** તેજ વિદેહ પ્રકૃતિલયાત્મક સુખ વર્ણવાય છે. તે માયાવિહારી સાક્ષાત્ વિદેહ પ્રકૃતિલયવડે કૈવલ્ય સમાધીને આપનાર મોક્ષપક્ષને ધારણ કરે છે. એ વશીકાર સંજ્ઞા છે કે જે વસ્તુ અવશ છે તેને વશ કરી શકે છે. તેથી તેને વશીકાર કહે છે આ વશીકાર સંજ્ઞારૂપ વૈરાગ્ય તે સંપ્રજ્ઞાત સમાધિને આપનાર છે. અત્રે વ્યાસનું ભાષ્ય છે કે સ્ત્રી-અન્નપાન ઐશ્વર્ય ઈત્યાદિ દૃષ્ટ

વિષયથી વિરક્ત (ઇચ્છા રહીત) અને સ્વર્ગાદિથી વિદેહ પ્રકૃતિલયપર્યંત અનુશ્રાવિક વિષયે વિતૃષ્ણ (તૃષ્ણા રહિત) અર્થાત્ દૃષ્ટને લૌકીક અને અનુશ્રાવિક તે વૈદિક અદૃષ્ટ છે. એમ દિવ્યાદિવ્ય સંયોગમાં ચિત્તનું વિષયદર્શિપણું છે. प्रसंख्यान बला दशना भोगात्मिका हेयोपादेय शून्या वशीकार संज्ञा ॥ અહીંયાં અને અન્યત્ર વ્યાસ ભાષ્ય છે કે વિદેહ પ્રકૃતિલય એ મોક્ષપક્ષમાં છે આ લોક મધ્યે સંન્યાસથી નહીં–આજ જ્ઞાનકાંડ જ્ઞાનથી સાધ્ય છે અને કર્મના વિરૂદ્ધપણાથી છે. જ્ઞાનવડે પોતાના હૃદયબુદ્ધિમાં રહેલા પરમાત્માને જાણે છે. વેદાન્ત વિચારમાત્રથી તથા તેના અનુભવથી બ્રહ્મ વિદ્યાજ્ઞાન સ્વયમેવ સર્વત્ર થાય છે.

कर्म मार्ग परित्यज्य द्विविधं योगिसत्तम ।
ध्यान योगपरो भूत्वा तिष्ठेन्नित्यं वदामितं ॥६८॥

અર્થ:—એ પ્રમાણે વિચાર કરનાર મુમુક્ષુ યોગી બેપ્રકારના એટલે બાહ્યાંતર કર્મમાર્ગનો ત્યાગ કરી નિત્ય ધ્યાન પરાયણ થાય છે. તે ધ્યાનથી યોગની પ્રાપ્તિ છે તે કહું છું.

मनोवाणी विहीनं यत् ब्रह्म तत्र समाचरेत् ।
ध्यानं संकल्प त्यागाख्यं विषयेषु निरंतरं ॥६९ ॥

અર્થ:—તેવા યોગી મુમુક્ષુને જાગૃત અવસ્થા અને અવયવાદિ ભેદોમય મનથી–મનવાણી વિહીન એવા બ્રહ્મ પરમાત્માનો અનુભવ થવો અશક્ય છે. તેમ વાણી વિહીનપણાએ જપ થવો અશક્ય છે કેમકે મનવાણીરૂપ જગત બ્રહ્મથી અભેદાત્મકપણાએ છે. જે બ્રહ્મ સ્વરૂપ સંકલ્પોના ત્યાગપૂર્વક વિષયોના ત્યાગથી અનુભવ કરવા યોગ્ય છે. તે બ્રહ્મ સ્વરૂપનું નિરંતર ધ્યાન તેજ પરીપૂર્ણ ધ્યાન છે. પણ તે વાસનાહીન ચિત્તપણાથી આચરવું જોઈએ.

यो यश्चित्ते न संकल्पः क्रियते विषयेषुच ।
तत्तत्संकल्प हीनं स कारयेद्योग तत्परः ॥७०॥

અર્થ:—એવો યોગ તત્પર મુમુક્ષુ યોગી પરબ્રહ્મના અનુભવવડે તે અહં રહીતપણાએ અહંમમ ભાવહીનપણાથી આ યોગવડે બ્રહ્મમાં અભેદપણાએ સમાધીધારક થાય છે. એટલાજ માટે સ્વદેહાદિને વિષે અહંમમભાવનો નાશ કરવા માટે વિષયોને વિષે જે ચિત્તવડે સંકલ્પ કરાય છે. તે ચિત્તને તેને સંકલ્પહીન કરવું જોઇએ. અને તેને માટે વૈરાગ્ય ધારણ કરવો. એમ ધીમે ધીમે સંકલ્પહીન ચિત્તવડે અનુક્રમપૂર્વક નાના પ્રકારના બ્રહ્મ સ્વરૂપનો અનુભવ વિષયવૈરાગ્યના સામર્થ્યથીજ થાય છે.

एवं चित्तं नरस्यैव स्वाधीनं जायते सदा ।
यदा धर्तुसनो सततमुदा चरेद्बुधः ॥७१॥

**અર્થ**:—અત્યંત સાધ્યચિત્ત કરવાને અન્ય સાધનને કહે છે એ પ્રમાણે મુમુક્ષુ જીવાત્મા સંકલ્પના ત્યાગપૂર્વક સદા સ્વાધીનપણાથી વરાગ્યને ધારણ કરી વૈરાગ્ય પ્રિતીવડે બ્રહ્મનો નિશ્ચય કરે છે. જ્યારે તે યોગી ધારણ કરવાને શક્તિમાન નથી, કેમકે ચિત્તનો ધર્મ ચંચળતા યુક્ત છે અથવા વ્યર્થ વિષય સંયુક્ત છે. ત્યારે તો વૈરાગ્ય ધારણ કરે છે જેથી દેહવડે વિષય રત ન થવાય. તથાપી ચિત્તનો સ્વભાવ દુર્ગૃહ છે તેથી વિદ્વાનો અન્ય સાધન આચરે છે.

**देहेन्द्रियाणि संगृह्य तिष्ठेद्भूमौ महायशाः ।**

**न चलेत्स्थाणु वत्सोपि क्रियां नैव समाचरेत् ॥७२॥**

**અર્થ**:—તે સાધનના પ્રકટપણાને કહે છે. એવો મહાન યશવાન મુમુક્ષુ–બ્રહ્મની ઐક્યતા સાધવાના ભાવનો પ્રેમી–દેહ અને ઈન્દ્રીયોનો સંગ્રહ કરી અર્થાત્ કબજામાં રાખી પૃથ્વી ઉપર વસે છે અથવા ઠુંઠાની પેઠે જડાવસ્થા ધારણ કરીને તે યોગી ચલાયમાન થતો નથી. વળી સ્વધર્મયુક્ત ક્રિયા પણ કરતો નથી. બ્રહ્મના અનુભવયુક્તની ક્રિયાના ત્યાગથી દોષના અભાવે કરીને જ્ઞાનમાત્ર પ્રાધાન્ય છે એમ સમજી જ્ઞાનકાંડમાં સ્થિત રહે છે. કોઈ પ્રશ્ન કરે કે–વર્ણાશ્રમમાં રહેતો આવો યોગી મુમુક્ષુ ક્રિયાત્યાગ કરે એ યુક્ત નથી. માત્ર લોકસંગ્રહાર્થ ક્રિયાનું આચરણ વેદોથી પ્રતિપાદિત છે. તો તે સત્ય છે, તથાપિ કહે છે કે–પૂર્ણયોગીનું તો તાદૃશપણું જાણવું, કેમકે તે કૃતકૃત્ય સ્વભાવયુક્ત છે. જે સંપ્રજ્ઞાત અસંપ્રજ્ઞાત સમાધી સાધક છે તે જ્ઞાનસાહિત્ય પ્રિતીવાળો હોય તો તે યોગ્ય નથી. જ્ઞાન સાદ્ય નિષ્ક્રિયપણાવડે કરીને બ્રહ્મનો અનુભવ છે. પૂર્ણયોગી જ્ઞાનસાહિત્ય પરે સ્વેચ્છાવિહારીપણાવડે વર્ણાશ્રમ યુક્ત હોય તો પણ સ્વધર્મ ક્રિયા તો લોકસંગ્રહને અર્થે કરવીજ કરવી. ગણેશગીતામાં કહ્યું છે કે–ज्ञाननिष्ठा तपोनिष्ठात् कर्मनिष्ठान्नराधिप ॥ श्रेष्ठो योगी श्रेष्ठतमो भक्तिमान्मयितेषुयः ॥ ઈત્યાદી.

**तत्र [illegible] पानादिकं चरेत् ।**

**परेच्छया समायुक्तः सदातिष्ठेन्महायशाः ॥७३॥**

**અર્થ**:—હવે દેહ પોષણાર્થ પરાધીનત્વને કહે છે. એવો મહા યશવાન યોગી–અહીંતહીં ગમે ત્યાં ભુમિને વિષે જડાવસ્થા યુક્ત સ્થિત થતો શરીર રક્ષણને માટે અન્નજળ પાનાદિક જે મળે તે બીજાનું આપેલુંજ ગ્રહણ કરે છે. બીજાએ આપેલુ ત્યાગ કરતો નથી અને તેથીજ દેહરક્ષણ કરે છે. કેમકે તે દેહયુક્તનું યોગસાધન આચરણ છે. તે માને છે કે પ્રારબ્ધ પ્રેરીત લોકો મને અન્નાદિ આપે છે એ પ્રકારે દેહધારક સદા સ્થિર રહે છે.

**केनापि जलपानादि न दत्तं तादृशो वसेत् ।**

**न तदर्थं श्रमेत्सोपि नेच्छेत्प्रारब्ध धारकः ॥७४॥**

**અર્થઃ**—કોઈ અન્નાદિક ન આપે તો તે પછી શું કરે ? ? તેને કહે છે કે–જે દીવસે એવા માત્ર પ્રક્ષેકયતા સાધક યોગીને પ્રારબ્ધયોગે કોઇ અન્ન-પાનાદિક આપવાવાળો ના મળે તે દીવસે અન્નપાણીહીન પ્રારબ્ધ આવે છે. એટલે કોઇ મળતો નથી. ત્યારે ઉપોષણ યુક્ત રહે છે. જેણે સ્વ પ્રારબ્ધ નિશ્ચયથી ધારણ કરેલું છે. તે કોઇએ કદાપી અન્નજળ ન આપ્યું. તો તેજ પ્રમાણે રહે છે તો પણ યોગી તે અન્નના અર્થે ઉદ્યોગી બનતો નથી સદાએ પરેચ્છાયુક્ત દેહપોષણ કરે છે, કોઇ કહે કે અન્ન ન મળે તો મરી જાય તો તે યુક્ત નથી. યોગસાધનને માટે દેહરક્ષણને આધીન રહેવું જોઇએ, કેમકે પુનર્જન્મ સંસ્કારથી દેહ આવેલો છે. ત્યારે તેણે નિશ્ચય કરેલો છે કે–आयुरन्नंप्रयच्छति ॥ આયુષ્ય છે તેજ અન્નની ઇચ્છા કરી લાવે છે.

सर्प वृश्चिक व्याघ्राद्यैः पीडितो यदि मानवः ।
नाना प्रहार योगैश्च मानवादिभिरेववा ॥७५॥

**અર્થઃ**—સર્પ–વીંછી વાઘ આદિ જાનવરોવડે કદાપી પીડા થાય. કદાપી માણસોથી પીડા થાય. વળી કદાપી નાના પ્રકારના પ્રહારોવડે કરીને પીડા થાય તો તેથી પણ તેવા પુરૂષો પ્રારબ્ધયોગથી ચલાયમાન થતા નથી.

तथापि न चलेत्सोपि स्वस्थानाज्जडवत्परः ।
देह प्रारब्ध माश्रित्य न तेषु क्रोध माचरेत् ॥७६॥

**અર્થ**:—એવો તે યોગી એમ અનેક રીતે પીડાતો છતાં પણ યોગના સ્થાનથી તે કદાપી ચલાયમાન થતો નથી. જડ તુલ્ય રહે છે એ સમયનું પ્રારબ્ધ એવા પ્રકારનું છે. એમ માન્ય કરી તેનો આશ્રય લે છે પણ પીડા કરનાર તરફ કદાપી ક્રોધ કરતાજ નથી.

पूर्व जन्म कृतं कर्म मया तेन प्रबोधिताः ।
इमे संपीडयंत्येव मेषां दोषो न विद्यते ॥७७॥

**અર્થ**:—તેવા યોગીએ પોતાની બુદ્ધિથી સમાધાન કરેલું હોય છે કે–મેં પૂર્વ જન્મકૃત એટલે પાછલા અનેક જન્મોમાં તેવાં કર્મો કરેલાં છે તેજ પ્રમાણે કર્મોએ પ્રબોધ કરેલું જે પ્રારબ્ધ ફલ તે મને આજ પીડા કરે છે. તેમાં અન્ય માણસોનો દોષ નથી. કેમકે તે ભોગવનાર પ્રારબ્ધ તેજ પ્રમાણે છે,

अथवा सात्विकै स्तत्र पूजितः सर्व भावतः ।
नित्यं नाना जनैः सोपि सेवितो न चलेत्कदा ॥७८॥

**અર્થ**:—હવ દેહસુખનું વર્ણન કરે છે, અથવા નાના પ્રકારના સાત્વિક ધર્મપરાયણ પોતાના સર્વ પ્રેમભાવથી અન્નજળ વસ્ત્રાદિકથી પૂજીત થાય છે. સાત્વિક પુરૂષો સમજે છે કે–આ યોગી યોગસાધન રત છે તેથી તેમની સેવા

કરવાથી મને મહા પુણ્ય થશે તેમ છતાં તે યોગી વસ્ત્રાદિકનું રક્ષણ કરતો નથી. કોઇ દુષ્ટ માણસ તે વસ્ત્ર લઈ જાય તો તેને કિંચિત્ કહેતો નથી કેમકે પરેચ્છાવશ છે. એમ જડાવસ્થા ધારકપણાથી ( સેવન કરવાથી ) પણ ચલાયમાન થતો નથી. અને તેમજ પ્રારબ્ધ છે એમ માન્ય કરે છે.

**पूर्वं जन्म कृतं कर्म प्रेरिता स्तेन मानवाः ।**
**मया मां पूजयंत्येव गुण एषां न विद्यते ॥७९॥**

**અર્થ**:—તેવા યોગીએ નિશ્ચય કરેલો છે કે-મારા પૂર્વજન્મકૃત કર્મે પ્રેરણા કરેલા જનો પૂજા કરે છે. એમાં મારા ઉપર ગુણ ઉપકાર નથી. મારા પ્રારબ્ધયોગેજ તેમ થાય છે.

**एवं मनसि संधार्य तेषां नेच्छेच्छुभं कदा ।**
**द्वंद्वमेवं परिगृह्य तिष्ठे न्नित्यं महायशाः ॥८०॥**

**અર્થ**:—એવો મહાયશવાન યોગી એ પ્રમાણે વિચાર કરીને તેની સેવા કરનારનું કદાપી શુભ પણ ઇચ્છિતો નથી. તે પોતપોતાના કર્મફલને આધીન પણાએ છે એ પ્રકારે દ્વંદ્વ સુખ દુઃખ ઇત્યાદિ પ્રારબ્ધને આધીન છે એમ માને છે. એ પ્રકારે વાસનાહીન અવસ્થાની પ્રબલતાએ નિત્ય સ્વયં સ્વાધીનપણાએ ચિત્ત રાખી સ્થિત થાય છે.

**अनेन विधिना सोपि स्वल्प कालेन भो विधे ।**
**चित्तं जयेन्न संदेहः शान्ति पूर्णा मवाप्नुयात् ॥८१॥**

**અર્થ**:—હે વિધીના પુત્ર !!! એવી વિધિવડે થોડાકાળે ચિત્તનો વિજય થાય છે. અવસ્ય ચિત્તની ચંચળતા વ્યર્થ થાય છે, એમ ક્રમવડે નિઃસંકલ્પ ચિત્તનો સંભવ છે. એમાં સંદેહ નથી આમ થતાં બુદ્ધિના અહંમમ ભાવનો નાશ થવાથી સંપૂર્ણ શાન્તિને પામે છે. એવો યોગનો ક્રમ છે.

**नान्यत्किंचिच्चरेत्कर्म न ध्यानादिक मादरात् ।**
**एवं शमदमौ धृत्वा भवेद्योगी समानवः ॥८२॥**

**અર્થ**:—એવા યોગી કર્મ અને ઇશ્વર ધ્યાનાદિક સંબંધે અન્ય કંઈ પણ આચરણ કરતો નથી કેમકે ધ્યાનયોગ પરાવણ છે-એમ જડાવસ્થામાં શમદમનું પાલન ધારણ કરી રહે છે, એ શિવાય શમદમ સાધનનો અભાવ છે. તે ક્રમ વડે યોગ સમધીની પ્રાપ્તિથી યોગી થાય છે

**विचारं ब्रह्मण स्तत्र कुर्या न्नित्यं विशेषतः ।**
**कीदृशं ब्रह्म द्दृश्यं मे वेदाद्यैः प्रतिपादितं ॥८३॥**

**અર્થ**:—એવી અવસ્થામાં બ્રહ્મ મનન કરે છે તેને કહે છે. તે જડાવસ્થામાં વિશેષે કરીને નિત્ય બ્રહ્મનો વિચાર કરે છે-ત્યારે કોઇ કહે કે તેવા યોગી મન

વાણી હીનદશાએ વિચાર પણ કરી શકે નહિં. કેમકે વિચાર કરવો તે મનબુદ્ધિને આધીન છે–તેને માટે કહે છે કે–એવો યોગી હું મારા હૃદય બુદ્ધિમાં વેદાદિથી પ્રતિપાદીત सत्यंज्ञानमनंतं ब्रह्म योवेदनिहितंगुहायां परमे व्योमन् इति श्रुतेः ॥ છે. તેમ अणोरणीयान्महतोमहीया नात्मा गुहायां निहितस्य जंतोः ॥ તે આત્મા બુદ્ધિમાંજ છે. તે કેવા પ્રકારે કેવી રીતે તે બુદ્ધિ વિહારી છે. તે બ્રહ્મ–તે સમાન માયા ત્યાગ થાય છે. તે વારે પોતાના મહિમામાં સ્થિત થાય છે કેમકે ત્યાં બુદ્ધિ આત્માને વિષે લય જાય છે. એ પ્રકારે બ્રહ્મનું ધ્યાન સંભવે છે–કેમકે સર્વ કારણપણાથી સદા આત્મસ્વરૂપજ છે.

पंच भूमिमतिक्रम्य तिष्ठेत् क्रमेण मानवः ।
नाना ब्रह्मणि पश्यन्सन्नंते शान्ति मवाप्नुयात् ॥८४॥

**અર્થ:**—હવે ક્રમપૂર્વક પૂર્ણયોગ પર્યંત બ્રહ્મના ધ્યાનને વર્ણવે છે. એવા યોગીને અનુક્રમવડે એટલે સંપ્રજ્ઞાત અસંપ્રજ્ઞાત સમાધીની પ્રાપ્તિમાં નાના પ્રકારના નવા નવા સંસ્કાર ઊત્પન્ન થાય છે. ઊન્મત્ત–પીશાચ–બાલ્યાદિ અવસ્થાના ભેદો થાય છે કેમકે વૈરાગ્યાદિનું સામર્થ્ય છે. અત્રે જડાવસ્થા માત્રથી સર્વ સાધ્ય વર્ણવેલ છે. તેમાં મુખ્ય દત્તાત્રેય છે. અહીંયાં યોગસૂત્ર છે કે—तज्जः संस्कारो न्य संस्कार प्रतिबंधीति ॥ નિર્વિચાર બ્રહ્મ સમાધીવડે ઉપજેલા સંસ્કારો વ્યુત્થાનના સંસ્કારોના પ્રતિબંધી થાય છે એટલે બાધક થાય છે. બ્રહ્મ પરમાત્માની સમાધીથી ઉપજેલા સંસ્કારો અન્ય સંસ્કારરૂપ માયાવિહાર સંસ્કારના નાશક છે. તે ઉપર વ્યાસભાષ્ય પ્રમાણે સમાધીથી ઊત્પન્ન થયેલી બુદ્ધિ પ્રજ્ઞાએ કરેલા સંસ્કાર નવા નવા થાય છે. આ સંસ્કારો અનુભવાત્મક છે એમ જાણવું. અન્ય સંસ્કારો પ્રતિબંધી પણાથી છે. અસંપ્રજ્ઞાત સમાધિમાં વૈરાગ્ય ઉપાય છે. તે પૂર્વાધ્યાયમાં વર્ણવ્યું છે. પાંડિત્યાવસ્થા અસંપ્રજ્ઞાતમાં તે બુદ્ધિની નિશ્ચયાત્મીકા અવસ્થા છે. બ્રાહ્મણ અવસ્થા તે સાક્ષાત બ્રહ્મીભૂતની છે એમ જુદા જુદા પ્રકારની બ્રહ્મની અવસ્થા જોઈ લેવી.

शान्ति युक्तो नरः पश्चात् संत्यजेत्तां महाद्भूतां ।
जडावस्थां पुनः सोपि यथेच्छाचार गो भवेत् ॥८५॥

**અર્થ:**—પાછળ કહી પ્રમાણે પાંચ ભૂમીના પ્રકારો પણ પાંચ છે તે અનુક્રમ પૂર્વક જાણીને ત્યાગીને તે સાક્ષાત બ્રહ્મભૂતપણાએ તે જડાવસ્થાનો પણ ત્યાગ કરવો જોઇએ તેથી તે યથેચ્છાચરણી થાય-કે જે વિધિનિષેધરહીત યોગીનું આચરણ છે.

हृदि चिंतामणिं दृष्ट्वा पंचभूमि प्रचालकं ।
शान्त्या युक्तो भवेन्नित्यं स्वाधीन हृदयः परः ॥८६॥

**અર્થ:**—હવે સ્વાધીન ચિત્તનું વર્ણન કરે છે. એવા યોગી પોતાની બુદ્ધિમાં પાંચ ચિત્ત પ્રચાલક એવા બુદ્ધિ આદિના અભેદવડે ચાલક ચિંતામણી કે જે

તત્વમસ્યાત્મક માહાવાક્ય સ્વરૂપ શ્રીમહાગણુપતિ છે. તે ચિત્તના સ્વાધીનપણાથી સર્વોત્કૃષ્ટ પરમાત્મા છે. એ પ્રમાણે જાણીને કૃતકૃત્યપણાથી શાન્તિયુક્ત વસે છે.

दृष्ट्वा ब्रह्म स्वयं योगी रसहीनो भवेन्मुदा ।
सर्वत्र नात्र संदेहः शान्त्या सर्वं समाचरेत् ॥८७॥

**અર્થ**:—હવે રસહીનતાનો અનુક્રમ કહે છે. એવો સ્વયં યોગી બ્રહ્મના અનુક્રમ યોગવડે બ્રહ્મ પરમાત્મા ચિંતામણી વિનાયકને જોઇને આનંદ પામતો સર્વત્ર ધર્મ, અર્થ, કામ અને મોક્ષ અને બ્રહ્મીભૂતતામાં ક્રમપૂર્વક રસહીનતા મેળવે છે, તે પોતે બ્રહ્મના સ્વાનુભવથી તેતે માયામોહ વિવેકહીન થાય છે એમાં સંદેહ નથી ત્યારપછી સર્વદેહ વેષાત્મકપણાથી શાન્તિરૂપે વિચરે છે. ગણેશ ગીતામાં લખ્યું છે કે–रसहीनं रसोप्यस्य दृष्टवा ब्रह्म विनस्यति ॥ ઇત્યાદિ.

अनेन विधिना दक्ष ज्ञानी पाप परायणः ।
क्रमेण साधयेत् योगं सयोगी संभवेत्परः ॥८८॥

**અર્થ**:—હવે પ્રકરણનો ઉપસંહાર કરે છે–હે દક્ષ પ્રજાપતિ ! ! ! એ પ્રકારે પાપ પરાયણ થયેલો જ્ઞાની ઉપર કહી તે વિધિ પ્રમાણે ક્રમક્રમથી યોગનું સાધન કરીને મહાન્ શ્રેષ્ટ યોગીપણાને પામે છે–કે જે સ્થાન દુઃસાધ્યત્વ છે.

एवं कर्त्तुमशक्यश्चेत्तदा श्रुत्वा महामतिः ।
इमं योगं स्वयं तत्र निष्ठायुक्तो भवेत्सदा ॥८९॥

**અર્થ**:—હવે દક્ષના મનને જોઇને મોક્ષની રૂચીવાળાને યોગની પ્રાપ્તિને માટે કહે છે. એવો યોગી માત્ર મોક્ષનીજ રૂચીથી એટલી બધી સ્થિતી (બ્રહ્મીભૂત સ્વરૂપ પરે સ્થિતી ) પાલન કરવાને પોતાને અશક્ય જાણે ત્યારે તે યોગી આ યોગ સાંભળી તે બ્રહ્મીભૂતને આપનાર મોક્ષ યોગમાં સદા નિષ્ઠા રાખી રહે.

स्वधर्म निरतो भूत्वा योगि मिच्छेन्निरंतरं ।
निंद्य भोगानभुंजन्स न्नंते स्वानंद गो भवेत् ॥९०॥

**અર્થ**:—એવો માત્ર મોક્ષની રૂચીવાળો યોગી મનવડે તમામ ભોગોની નિંદ્યા કરતો ભોગોથી વિરક્ત રહીને સદાએ પોતાના વર્ણાશ્રમ ધર્મના શુદ્ધ વ્યવહારથી વર્તે–એમ ભોગોને ભોગવી મોક્ષ યોગને ઇચ્છે છે તેવા યોગી અંતે સ્વાનંદલોકની પ્રાપ્તિને પામે છે–કેમકે ભોગ વાસનાહીન મોક્ષ યોગ રૂચીયુક્ત છે

गणेश्वरं तत्र दृष्ट्वा योग युक्तो भविष्यति ।
ज्योतिर्देह धरो भूत्वा प्रभजेद्गणनायकं ॥९१॥

**અર્થ**:—એમ સ્વાનંદ લોકને પામી તે સ્વાનંદલોકમાં જ્યોતિ દેહ ધરીને ગણેશ્વરનાં દર્શન કરી યોગસાધન યુક્ત થાય છે એવા અનુક્રમે પૂર્ણયોગી થાય છે. એમ સ્વાનંદ લોક પ્રાપ્તિના માહાત્મ્યથી ગણનાયકનું ભજન કરે છે કેમકે યોગીનું સેવ્ય ગણેશ છે.

ब्रह्म कल्पमयं स्थित्वा कालं तत्र महामतिः ।
तद्देहे लीनतां प्राप्य ब्रह्मभूतो भविष्यति ॥९२॥

**અર્થ**:—એવો મહામતી યોગી તે પછી પ્રકૃતિ પુરૂષ બ્રહ્મના કલ્પને અંતે સ્વાનંદ લોકમાંજ રહી બ્રહ્મીભૂતપણાને પામે છે ત્યાંથી પતીત થતો નથી.

एवं कर्त्तु मशक्तश्चे त्सदा स धर्मसंयुतः ।
कर्माचरे त्प्रजानाथ ब्रह्मार्पण विधानतः ॥९३॥

**અર્થ**:—એમ પણ કરવાને કોઇ અશક્ત હોય તો તેને માટે કહે છે કે એવો યોગી જો અશક્ત હોય તો ભોગ રસહીન ચિત્તવડે ભોગ ભોક્તાપણાના કર્ત્તાપણાની વાસના ત્યાગ કરી તેનાથી ત્રાસયુક્ત રહે. હે પ્રજાનાથ દક્ષ!!! અને ધર્મની મર્યાદા પાલન કરતો બ્રહ્માર્પણની વિધિપૂર્વક કર્મોનું આચરણ કરે.

तेनैव शुक्लगत्या स ब्रह्मीभूतो नरो भवेत् ।
निःकाम योग मार्गेण सदा ब्रह्मणि तत्परः ॥९४॥

**અર્થ**:—એમ બ્રહ્માર્પણ કર્મ કરનારો પુરૂષ નિ:કામ યોગમાર્ગ વડે નિષ્કામ કર્માર્પણથી બ્રહ્મના યોગ સંયોગાત્મકપણાએ સદાએ મોક્ષ રૂચી યુક્ત પણાથી શુક્લગતિના અનુક્રમપૂર્વક કોઇકાળે પણ બ્રહ્મીભૂતપણાને પામે છે. તુરીય બ્રહ્મના બ્રહ્મીભૂતપણાએ શુકલાગતીનો પ્રભાવ છે. ત્યારપછી ત્યાંથી ઘણા કાળે પડીને આગળ યોગરતપણાએ પૂર્વજન્મ સંસ્કારથી બ્રહ્મીભૂતપણું છે.

एवं कर्त्तु मशक्त श्चेत्तदाहं ब्रह्म भावनः ।
त्रिविधं फलमुत्सृज्य कर्मजं योगमाप्नुयात् ॥९५॥

**અર્થ**:—એમ પણ શરીરના દુ:ખરૂપ સત્કર્મનું આચરણ કરવામાં પણ અશક્ત હોય ત્યારે તેવાઓએ સદાએ બ્રહ્મ ભાવવડે પોતે હું—અન્ય કંઇ પણ નથી એમ સર્વ બ્રહ્મના પ્રતિપાદનથી સ્વકૃત કર્મથી ઉત્પન્ન થતાં ત્રિવિધ–કર્મ અકર્મ અને વિકર્મની પરીપાક દશાએ ફળનો ત્યાગ કરી પોતાના મનથી સદાએ હું કરતા નથી કરાવનાર નથી. એવા દ્રઢ નિશ્ચયપૂર્વક કર્મફલ ત્યાગાત્મક યોગવડે યોગમાર્ગે ચઢે છે.

कर्म त्याग बलेनैवाहं ब्रह्म निश्चये नसः ।
क्रमेण कर्म संयुक्तो भविष्यत्यन्य जन्मनि ॥९६॥

**અર્થ**:—એમ કર્મના ફલના ત્યાગ બળવડે અને પોતાના અહં બ્રહ્મના નિશ્ચયથી અન્યજન્મમાં કર્મ સંયુક્ત થાય છે–કે જે સત્કર્માચરણથી શરીર પીડા સહન કરવાને સમર્થ થાય. એમ સહન કરવાને પૂર્વજન્મ સંસ્કાર ખડા કરે છે.

निःकाम कर्म कर्त्ता स पुनरन्य भवेन्नरः ।
योग रस समायुक्तो भवे द्विषय निंदकः ॥९७॥

**અર્થ**:—પછી તે નિઃકામ કરતા (બ્રહ્માર્પણ કર્મ કરતા) બ્રહ્મની રૂચી યુક્તપણાથી અન્યજન્મમાં વિષય નિંદક થાય છે. તે અન્યજન્મને વિષે યોગરસ સમાયુક્ત થઇને એકરસ સંયુક્તપણાથી યોગ સાધનશીલ પુરૂષ બને છે.

**एवं क्रमेण शान्ति स लभेत्पूर्णां न संशयः ।**
**क्रमार्थं रचितं सर्वं नाना मत समन्वितं ॥९८॥**

**અર્થ**:—એ પ્રમાણે નાના પ્રકારના વાકયોના પ્રમાણપૂર્વક વેદશાસ્ત્ર પુરાણાદિના મતથી–બ્રહ્મૈકયભાવ પ્રતિપાદનથી–અને તેતે સર્વ મુનિનાં વચન સત્ય છે એમ જાણી મુનિઓએ બતાવેલા ક્રમને સત્ય જાણી તે ક્રમથી તત્વ મસ્યાદિ મહાવાકયના પ્રતિપાદનપૂર્વક પૂર્ણયોગ બ્રહ્મીભૂત સ્થિતી પ્રાપ્ત થાય છે ।શિષ્યની રૂચીના દાતા મુનીઓએ વર્ણવેલા અપકવ શિષ્યને એવીરીતે ક્રમયોગ યોગ્ય ઉપદેશ આપ્યો છે.

**सुगमं सर्वं भावेषु गणेश भजनं परं ।**
**तेन योगी भवेन्नूनं सर्वं शास्त्रेषु संमतं ॥९९॥**

**અર્થ**:—હવે અધ્યાય સમાપ્તિ પર્યંત સર્વોદ્ધારક તત્વને કહે છે. એ પ્રકારે નાના પ્રકારના બ્રહ્મીભૂતપણાના પ્રાપ્ત થવાના માર્ગથી માણસોને માટે શ્રેષ્ટમાં શ્રેષ્ટ માર્ગ માત્ર ગણેશ ભજન છે–કેમકે તે અત્યંત સુગમ સ્વલ્પ પ્રયાસથી પ્રાપ્ત થતો ગણેશ એકરસ યુક્ત ચિત્તની સ્થિર્તાનો માર્ગ છે. તેથી દેહાન્તે **સ્વાનંદલોકની** પ્રાપ્તિ છે. આ ભજનમાર્ગ સાધ્ય કરવાથી અદશ્ય યોગી થાય છે અને કલ્પાંતે બ્રહ્મસ્વરૂપતાને પામે છે. એ પ્રમાણે સર્વશાસ્ત્ર સંમત તત્વ મસ્યાદિ મહાવાકયોથી પ્રતિપાદીત બ્રહ્મ ગણેશ–પ્રત્યક્ષ બ્રહ્મ છે કે જે સર્વ સિદ્ધિને આપનાર છે એટલાજ માટે સર્વશાસ્ત્ર સંમત ગણેશ ભજન જાણવું.

**यत्किंचिद्गणराजस्य व्रत पूजादिकं प्रभो ।**
**कीत्तन श्रवणाद्यंतु ब्रह्मीभूत प्रदायकं ॥१००॥**

**અર્થ**:—હે દક્ષ પ્રજાપતિ ! ! ! એમ ગણેશનું ભજન તેજ સર્વ સત્તા ધારક છે તેથી શ્રીગણરાજનું વ્રત, પૂજા, ક્ષેત્ર, તીર્થ, આદિક કીર્ત્તન સ્મરણ વિગેરે નવ પ્રકારની ભજનભક્તિ શ્રીગણેશ કૃપા પ્રાપ્ત કરવાને માટેજ કરવી. જેથી સુબુદ્ધિ યોગ પ્રાપ્ત થતાં બ્રહ્મભૂત પ્રદાયક રસયુક્તપણાથી બ્રહ્મ અભેદતાને પામેછે.

**नाना विषय संयुक्तो नरः स्मरे द्गणाधिपं ।**
**अहर्निशं तदास्यांते गणेश स्मरणं भवेत् ॥१०१॥**

**અર્થ**:—કદાપી માણસો નાના પ્રકારના વિષયોથી પણ સંયુક્ત હોય તો પણ ગણેશનું અહર્નિશ સ્મર્ણ કરવાથી તે છંદયુક્ત વાણીધારક થાય છે. અને દેહાંતે ગણેશ સ્મરણના યોગે પ્રાણપ્રયાણ સમયે (નામસ્મર્ણના યોગથી) ગણેશના સ્વાનંદલોકને પામે છે. એવો સ્મર્ણનો મહિમા ઉત્તમોત્તમ છે.

तेन स्वानंद गो भूत्वा योगमभ्यस्य तन्मयः ।
ब्रह्म कल्पान्त भावे स भविष्यति न संशयः ॥१०२॥

**અર્થ**:—એવા સ્મર્ણના મહિમાથી અંતે સ્વાનંદ લોકને પામી ત્યાંથી યોગના અભ્યાસ વડે અન્ય જન્મમાં યોગી થઇ બ્રહ્મ કલ્પાંતભાવે તન્મય ગણેશના અભેદસ્વરૂપને પામે છે–એમાં શંકા નથી ગણેશગીતામાં કહ્યું છે કે–यः स्मृत्वात्यजति प्राणमंतेमां श्रद्धयान्वितः ॥ सयात्य पुनरावृत्तिं प्रसादान्ममभू भुजेति ॥ ઇત્યાદિ.

स्मरणं गणराजस्य प्रकुर्यान्नित्य मादरात् ।
तस्यांते गणराजस्य स्मृतिं दद्यान्नरायसः ॥१०३॥

**અર્થ**:—માટે ગણરાજનું નિત્ય સ્મરણ કરવું. તેથી ગણેશ પોતાના ભક્તને તે દેહત્યાગ સમયે પોતાના ગણનાથ સ્વરૂપની સ્મૃતિ આપે છે.

अतोऽहर्निशमेकंतं संस्मरेन्मानवः परं ।
नाना योगादिकं सर्वं साध्य योगी समो भवेत् ॥१०४॥

**અર્થ**:—એ પ્રમાણે માણસ હરનીશ ગણેશજીનું સ્મરણ કરે છે. તે નાના પ્રકારના યોગને સાધ્ય કરી પૂર્ણયોગીપણાને પામે છે. તેના સમાન બીજો યોગી નથી કે જેને સ્વાનંદ લોકની પ્રાપ્તિ થયે પછી પુનરાવૃત્તિ નથી.

आयासेन विहीनोपि सदा विषय लंपटः ।
गणेश स्मरणे सक्तः सः शुक समतां व्रजेत् ॥१०५॥

**અર્થ**:—જો કોઈ માણસ આ સ્મરણાદિ ભજનમાં પ્રયાસ વિનાનો હોય–અને પૂજા વ્રત તીર્થ ક્ષેત્રાદિને વિષે પણ ન ગયો હોય. વળી વિષયલંપટ હોય તોપણ ગણેશ નામ સ્મર્ણ અને તેના ભજન ભક્તિના માહાત્મ્ય ભરેલા પ્રભાવથી તે શુક સમાન મહાન યોગી થાય છે અને પુનરાવૃત્તિ રહીત થાય છે.

शिव विष्णु मुखादीनां नरो यःस्मरणं चरेत् ।
अंते तेषां स्मृतिं तस्मै सदद्याश्चित्तगः प्रभुः ॥१०६॥

**અર્થ**:—જો કોઇ પુરૂષ શિવ વિષ્ણુ આદિ ઇશ્વર રૂપનું પણ ભાક્તયુક્ત અહરનીશ સ્મર્ણ કરે તો ભક્તિયુક્તપણાથી દેહાન્તકાળે તે ભક્તના ચિત્તમાં તે તે શિવાદિ દેવો સ્મરણની સ્મૃતિ આપે છે. કેમકે ચિત્તનો ચાલક ગણેશજ છે.

तेषां लोक समासाद्य भुक्त्वा भोगान् मनोहरान् ।
प्रपते न्नात्र संदेहो मृत्यु लोके विशेषतः ॥१०७॥

**અર્થ**:—ત્યાર પછી તે માણસ દેહત્યાગ કરી તે તે શિવવિષ્ણુ આદિ

લોક કે સ્વેષ્ટ દેવલોકને પામી મહાકાલપર્યંત ત્યાં મનોહર એવા ભોગો ભોગવી અંતે મૃત્યુલોકમાં શ્રેષ્ટ ભાવથી-કુલજાતી ભાગ્યની ઉત્તમતાપૂર્વક અવતાર ધારણ કરે છે. એમ ગુણાત્મક દેવોની ભક્તિ પણ નિષ્ફલ નથી—એમાં શંશય નથી.

पुराणेषु प्रपठ्यंते त्रिगुणानां लयाः सदा ।
अतः स जन्म मृत्युभ्यां युक्तो भवति तद्गतः ॥१०८॥

**અર્થ**:—હવે પતન કારણને કહે છે-પુરાણોમાં મુની લોકોએ સદાએ ત્રિગુણોનો લય કહેલો છે-તેથી શિવ વિષ્ણુવાદિક લોકની પ્રાપ્તિ તે લય સ્વરૂપ છે. તેથી તે લોકને પ્રાપ્ત થનાર જીવાત્મા જન્મ મૃત્યુયુક્ત થાય છે. કેમકે ગુણવિહારી શિવાદિ લોકની પ્રાપ્તિ અભય અને અભેદને પ્રાપ્ત કરનાર નથી.

अतः सारं समाख्यातं गणेश भजनं परं ।
तेनाज्ञान समायुक्तो नरो ब्रह्ममयो भवेत् ॥१०९॥

**અર્થ**:—હવે પુનરાવૃત્તિ હીનપણાને કહે છે. તેથીજ મુની જનોએ પરબ્રહ્મ એવા ૐ ગણેશના ભજનનો યોગ સર્વ યોગથી સર્વોત્તમ છે—સારમાં સાર રૂપ છે. તેથી નિ:કામ ભજનના પ્રભાવથી સ્વાનંદ લોકની પ્રાપ્તિપૂર્વક બ્રહ્મના અનુભવહીન અજ્ઞાની જનોને પણ બ્રહ્મમય બ્રહ્મીભૂતતાની પ્રાપ્તિ થાય છે.

एतत्ते कथितं दक्ष योग प्राप्त्यर्थ मादरात् ।
अज्ञान संयुत स्यापि ब्रह्मीभूत प्रदायकं ॥११०॥

**અર્થ**:—હવે પ્રકરણના ઉપસંહારને કહે છે—અજ્ઞાન સંયુક્ત જન હોય તો પણ યોગની પ્રાપ્તિને માટે શ્રીપરબ્રહ્મ પરમાત્મા ૐકારસ્વરૂપ ગણેશજીની ભક્તિ સર્વોત્તમ બ્રહ્મીભૂતપણાનેજ આપનારી છે-એ નિશ્ચય છે.

ॐ तत्सदिति श्रीमद्योगगीता सुपनिषद्सुगमासु योगामृतार्थ शास्त्रे श्रीमदान्त्ये पुराणोपनिषदि मौद्गले महापुराणे नवम खंडे—योग चरित्रे मुद्गल दक्ष संवादे अज्ञानिनां क्रमयोग वर्णनं नाम नवमोऽध्यायः ॥ योगगीतायां पंचमोध्यायः ॥५॥ ॐ ॐ ॐ ॥

॥ श्री गणेशाय नमः ॥

# ॥ श्रीयोगगीतायां षष्ठोऽध्यायः ॥

दक्षउवाच ॥ विभूति वंद योगीश गणेशस्य महात्मनः ।
यो ज्ञात्वा ताः समाराध्य गणेशज्ञो भवेन्नरः ॥१॥

અર્થ:—ઉપર પ્રમાણે અજ્ઞાનીને માટેના ક્રમ સાંભળી વિસ્મિત થઇને દક્ષ વિચારવા લાગ્યા કે સાચામાં સાચી ગણેશ ભજનભક્તિ છે પણ તેમાં એક રસ સ્વરૂપે ચિત્ત થતું નથી. તેથી અનુક્રમથી ગણેશજીની વિભૂતિ સેવન કરવાથી ગણેશ એક રસતા ઊત્પન્ન થાય. એમાં શંકા નથી. વિભુતીને માટે પુછે છે—હે મહારાજ !!! હે યોગીશ્વર !!! તે ગણેશના શ્રેષ્ટ અંશરૂપ ઐશ્વર્યપણાથી વિભૂતિરૂપ આ જગતમાં ક્રીયા દેહો છે. ગણેશજીની વિભૂતિ ભિન્ન ભિન્ન ઐશ્વર્યાત્મીકા છે. તે તે સર્વના અભેદમાં ગણેશજીનું ઐશ્વર્ય રહેલું છે. એમ હોય તો તે ગણેશજીની વિભૂતિ જાણીને તેમાં ગણેશજ છે એમ સમજી—તેમાંથી વિષયવાસનાહીન ચિત્ત કરવા વડે તે નર શ્રીગણેશજીના જ્ઞાન પ્રકાશ વડે જ્ઞાનયુક્તી પ્રકાશ ભક્તિ સ્વરૂપમાં નિર્વાસના સ્વરૂપે વસી સર્વત્ર પ્રભુ સાનિધ્યતા સાધ્ય કરે છે. અને તેથી પૂર્ણ યોગરૂપ ગણેશ સાધ્ય થાય છે—માટે શ્રીગણેશજીની વિભૂતિ સ્વરૂપને કહો.

मुद्गल उवाच ॥ अपारा गणनाथस्य विभूतयो न संशयः ।
तानसक्ताः कथयितुं भवंति शंकरादयः ॥२॥
क्षणे क्षणे गणेशानो नाना खेल परायणः ।
विभूतिभिर्जगत्सर्वं भावयति परात्परः ॥३॥

અર્થ:—એ પ્રમાણે દક્ષનો પ્રશ્ન સાંભળીને મુદ્ગલ મહામુની વિભૂતિ ધારણ પ્રયોજનનું વર્ણન કહે છે. હે દક્ષ !!! પૂર્વ સબંધને આદ્ય લઇને ગણનાથની વિભૂતિ ધારકપણાથી તે અપારજ છે. "सत्यंज्ञानमनंतंब्रह्म" આ અનંત શ્રુતિ પ્રમાણ શબ્દથી વિભૂતિ સ્વરૂપ અનંત અને અભેદ છે. તેને કથવાને માટે શંકરાદિક પણ સમર્થ નથી. તથાપિ તમારા સંતોષને અર્થે હું કહું છું. (૨) આ ચાર પાદ રૂપ નાના નાના પ્રકારના ખેલ કરનારો—વિહાર સુખદપણાથી તેમ યોગના પૂર્ણ અભેદપણાથી સર્વ બ્રહ્મથી પરાત્પર કેવળ શ્રેષ્ટમાં શ્રેષ્ટ જ્યેષ્ટરાજ એવા પરબ્રહ્મ પરમાત્મા ગણેશજ છે. તેમની વિભૂતિ તે આ અનંત કોટી બ્રહ્માંડરૂપ જગત છે તે ક્ષણે પ્રતિક્ષણે ભોગ મોક્ષને આપવાપણાથી જગત ભાવના કરે છે—તે જગતની ઉત્પાત્ત સ્થિતી અને પ્રલયમાં

ક્ષણે ક્ષણે બ્રહ્માને આદ્ય લઇને તમામ દેવો તે તે ક્ષણે સર્વ જનના સર્જનથી જગતની અત્રે ભાવના કરે છે—ક્ષણ એટલે પરમાણુ પૂર્વ સ્થાનનો ત્યાગ કરીને ઊત્તરસ્થાનને જાણવાનું છે તે કાલ એટલે ક્ષણ એવા ક્ષણના માનથી આત્મા ક્રમ વડે એક ક્ષણ ક્રમ રૂપારૂઢથી જગત સમજે છે. તે ક્ષણ એવા કાલમાનમાં આત્મા વસ્તુ વસ્તુરૂપે નહીં પણ બુદ્ધિ દીનરાત્રીની કલ્પના કરે છે. એટલાજ માટે યોગી પુરૂષો એ ક્ષણમાં ક્રમાત્મક કાલનો સાક્ષાત્કાર કરે છે. કેમકે વસ્તુનું અદર્શન છે—પરમાણુ સમાધિ તેથી પર છે. કેમકે સુક્ષ્મ બ્રહ્માત્મક વસ્તુદર્શન છે. અત્રે ક્ષણીક વાદીઓથી વાદનો સંભવ છે. તે લખવાની અત્રે જરૂર નથી. આ ગ્રંથનું તાત્પર્ય રહસ્ય માત્ર યોગપ્રાપ્તિને માટે છે. અહીંયાં ક્ષણ ક્રમ ધર્મ વડે અધર્મ લક્ષણાવસ્થા પરીણામને પામે છે. માટે તે પણ લખતા નથી કેમકે આ ગ્રંથમાં તે કાર્યનો પણ અભાવ છે.

लोकेषु तत्र मुख्येषु जगत्सु ब्रह्मसु प्रभोः ।

येश्रेष्टा स्तस्यते सर्वे विभूति पद धारकाः ॥४॥

અથ :—હે દક્ષ પ્રજાપતિ !!! તે પરમાત્મા પરબ્રહ્મ ગણેશજીના લોકમાં અને ત્રૈલોક્યમાં તેમ મુખ્ય તત્વોમાં ( મહત્તત્વાદિ ) એમ નાના નાના પ્રકારના અનંત જગત રૂપ અંડોમાં વિ. સર્વમાં શ્રેષ્ટમાં શ્રેષ્ટ તે વિભૂતિ પદ ધારક તે સર્વેને જાણવું.

कल्पे कल्पे विभूति नामवतारा असंख्यकाः ।

गणेशस्य तथा दक्ष तान्वक्तुं कः क्षमो भवेत् ॥५॥

અર્થ:—હવે અનંત સ્વરૂપે વિભૂતિ છે તેને કહે છે. શ્રીપરબ્રહ્મ ગણેશજીના દરેક કલ્પ કલ્પમાં એવા અનંત કલ્પોમાં વિભૂતિ સ્વરૂપે અસંખ્ય અવતાર થયા છે તે ગણેશાવતારમાં મયૂરેશ્વર આદિ અવતારો મુખ્ય વિભૂતિ સ્વરૂપ છે. વિભૂતિનો બીજો પ્રકાર નામ અવતાર રૂપ વિભૂતિ છે. તેમાં શિવ વિષ્ણુઆદિક અવતારો પૈકી એકાદશ રૂદ્ર ભૈરવ—શુક—નંદી—જમદગ્નિ આદિ શિવના અવતાર છે—અને મત્સ્ય કુર્માદિ વિષ્ણુના અવતાર છે. આ દિવ્યાદિ બાર અવતાર સૂર્યના છે—દુર્ગાના નવ અવતાર રૂપ શક્તિના અવતારો છે. તેમ ભૃગુ આદિ બ્રહ્માના અવતારો છે. તે સર્વે પરબ્રહ્મ ગણેશજીની વિભૂતિ સ્વરૂપ છે એમ જાણવું. હે દક્ષ !!! એટલાજ માટે ગણેશજીની વિભૂતિનું વર્ણન કરવાને કોણ સમર્થ છે ?? કોણ શક્તિમાન છે ?? કોઇપણ નથી. આ આ સર્વ જુદા જુદા કલ્પમાં અવતાર રૂપ વિભૂતિ જાણવી.

अतः संक्षेप तस्तुभ्यं कथयिष्यामि ताःशृणु ।

विभूति र्गणनाथस्य नानासिद्धि प्रदायिनीः ॥६॥

અર્થ:—એમ ગણેશજીની વિભૂતિનું વર્ણન કર્યું અશક્ય છે તે

ગણેશ–કર્મ સિદ્ધિ ફલદાતા હોવાથી–તે ગણેશજીનું માત્ર આરાધન કરવું. તેથી કર્મ સિદ્ધિ આપનાર છે અને મુમુક્ષુ પુરૂષોને પણ તે તે અનુક્રમથી ભક્તિદાતા છે. એવી જે વિભૂતિ તેને સંક્ષેપથી કહું છું. તે મન ભાવપૂર્વક શ્રવણ કરો.

**जगत्सु ब्रह्मसु प्राज्ञ योगरूपो गजाननः ।**

**कथं न भिन्न भावाख्यं वर्त्तते वर्णयाम्यहं ॥७॥**

**અર્થ**:—હે પ્રાજ્ઞ દક્ષ ! ! ગણેશ શબ્દમાં બ્રહ્મ ગણ આદિ અનેક ગણના ઇશ્વર સ્વરૂપનો અર્થ અને માહાત્મ્ય રહેલું છે. જગત બ્રહ્મમાં યોગ રૂપ વડે તે તે અભેદાત્મક યોગ છે. એવા સદા યોગરૂપ આ ગજાનન तत्वमसि શ્રુતિ પ્રમાણ આકૃતિધારક છે. તેથી એટલાજ માટે તે કદાપી ભિન્નભાવ રૂપ સંભવેજ નહિં. તે તમને હું કહું છું.

**मायाभ्यां संयुतः सोपि नाना वेष प्रधारकः ।**

**अयोगिनामिदं हृद्यं सत्यं संभाषते सदा ॥८॥**

**અર્થ**:—હવે વેદાદિમાં કેવી રીતે તે કહેલું છે તેને કહે છે. તેજ ગણેશ પોતાની સિદ્ધિ બુદ્ધિ રૂપ માયા વડે જોડાયેલા તેજ સર્વ બુદ્ધિ ચાલકપણાથી–અને સર્વ સિદ્ધ દાતાપણાથી નાના પ્રકારના બ્રહ્મરૂપના અને જગત રૂપના ઇત્યાદિ સર્વ રૂપના વેષધારકપણાથી–તે તે બુદ્ધિ વિહારીપણા રૂપે તેમ તે તદાત્મક ઐશ્વર્ય ભોગવનાર રૂપે માયા વિહારી રૂપ છે. તે કેવળ પૂર્ણયોગ શાન્તિ સમાધીહીન અયોગી ( નિવૃત્તિ પરાયણ–અસંપ્રજ્ઞાત સ્થાનના) ને સત્યરૂપ ભાસે છે. કેમકે એવા અયોગીને ત પ્રમાણમાં માયા હીનત્વરૂપ આવરણયુક્તપણું છે–એટલાજ માટે તેવા અયોગીના હૃદયમાં પૂર્ણ સુખરૂપ નથી. કેમકે પૂર્ણયોગ સુખની પ્રાપ્તિની ખામી છે.

**माया युक्त प्रभावेन किं किं गजाननस्यच ।**

**न संभवेदहं मायां समाश्रित्य वदामिता ॥९॥**

**અર્થ**:—માયા યુક્ત વિહારથી સર્વ સંભવરૂપ છે. તેને કહે છે. કેમકે માયાયુક્ત પ્રભાવજ સંભવ બતાવે છે. તેથી શ્રીગજાનનમાં માયા યુક્ત પ્રભાવ વડે શું શું ન સંભવે ? ? ? કેમકે સર્વાત્મિકા માયાના વિહારીપણાથી તેનો સંભવ છે તેથી તે માયાનો આશ્રય થતાં હું તે વિભૂતિ રૂપને કહું છું.

**कलांशाः कलयायुक्ताः कलांशांशाः कलात्मकाः ।**

**तेषां अंश धरायेते सर्वे विभूति धारकाः ॥१०॥**

**અર્થ**:—હવે અલ્પાધિક વિભૂતિ સ્વરૂપને કહે છે કે–કલાભોગ વિહારી આત્મા બ્રહ્મ કલા વડે કલાયુક્તપણાથી તત્વ આત્મા સ્વરૂપ કલાંશાધીશ્વર છે એમ કલાંશા ઇશ્વર અને કલાંશાંશા તે ઇશ્વરના અંશો–તે ઇશ્વરના અંશાત્મન અંશ ધરનાર જીવાત્મા ( ઇન્દ્ર આદિ અનેક જીવાત્માઓ ) પોતપોતાની જાતીમાં

શ્રેષ્ટપણાથી છે. એ સર્વ વિભૂતિધારક છે અને તે પોતપોતાના ઐશ્વર્યને ધારણ કરે છે એમ જાણવું.

एव मेव गणेशानः प्रष्टश्च नारदेन सः ।
जगादताः श्रृणुष्वत्वं विभूतिः परमाद्भुताः ॥११॥

અર્થ:—હવે વિભુતિના વર્ણનમાં શ્રી ગણેશ અને નારદનો સંવાદ કહેવામાં આવે છે. તે હે દક્ષ !!? તમે સાંભળો.

श्री गणेश उवाच । पूर्ण योगेषु सर्वेषु चित्तरोधमयः परः ।
मायाहीन प्रभावाणा मयोगोहं महामुने ॥१२॥
स्वानंदो निज भूतेषु तुर्येष्व व्यक्त संज्ञितः ।
आनंदः सम भावेषु जीवेष्वात्माह मंजसा ॥१३॥
नाना भेवेषु ब्रह्माहमसद्रूपं प्रधारकं ।
सत्येषु सांख्य रूपोहं बोधः खेलकरेषुच ॥१४॥
देहाभिमान युक्तेषु सदैकोहं महामते ।
देहेषु विंदु रूपोहं चेतनासु गुणेश्वरः ॥१५॥

અર્થ:—નારદજીના પુછવાથી શ્રીગણેશજી પોતેજ કહેતા હવા. સર્વ યોગોમાં સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત સમાધીને પ્રાપ્ત કરીને—નાના પ્રકારના બ્રહ્માત્મક યોગોમાં તે તે બ્રહ્મના અનુભવ વડે કેવલ બ્રહ્મીભૂતમાં શાન્તિયુક્ત અહંની પૂર્ણતા તેને પૂર્ણાત્મક યોગ કહે છે. તે સાર્વભૌમ ચિત્ત ધર્મ છે. તે ગણેશજી કહે છે કે તે મારૂં સ્વરૂપ છે. સર્વ પ્રકારની યોગની સમાધીમાં જે ચિત્તની કેવલ નિરોધમય સમાધી તે ચિત્તના નિરોધપણાથી પ્રાપ્ત છે. તેથી પરે ચિત્ત વડે સાંખ્ય બ્રહ્મનો અભાવ છે. તે પૂર્ણયોગ મારૂં સ્વરૂપ છે. (૧૨) હવે કલાત્મકા વિભૂતિનું વર્ણન થાય છે. માયાહીન પ્રભાવથી માયાની બાધાહીનપણુ રૂપ સર્વ બ્રહ્મ વિહારી યુક્તપણાએ પોતાના મહિમામાં જે સ્થિત બ્રહ્મ છે—તેજ અન્વય વ્યતિરેક માયા વિહાર બાધાયુક્ત સકલ આત્મપણાથી તેમ સર્વ ભાવહીનપણાથી તેના મધ્યમાં જે પરસ્વાનંદ અયોગ આત્મા તે મારા કલાત્મકપણાથી સર્વ બાધાહીનપણાએ છે તે મારૂં સ્વરૂપ છે. નિજયોગમાં સર્વબ્રહ્મ સ્વસ્વ—ત્રિવિધ માયા વિહારીણી અન્વય વ્યતિરેકના સ્થિત વિહારીપણાથી છે, તેજ સ્વસ્વ વિહારાત્મામાં નિજાત્મક તેમાં હું સ્વાનંદ સ્વરૂપ છું તે મારી કલાત્મક સ્વસંવેદ્યપણાથી છે. સ્વાનંદ તેજ નિજાત્મ સ્વરૂપ છે—તેમજ તુર્યમાં સર્વ બ્રહ્મ સ્વ વિહારમાં તુર્યાત્મક છે. કેમકે બાહ્યાંતર અભેદ પ્રેરકપણાથી છે—તેમાં અવ્યક્ત સંજ્ઞા તે મારૂં સ્વરૂપ છે. તેજ સહજાત્મા કહેવાય છે. તે પણ મારા કલાત્મકપણાથી છે. પરબ્રહ્મના પ્રેરકપણાનો અભાવ છે તેમજ સમભાવમાં સર્વબ્રહ્મ સ્વ સ્વાનંદયુક્તપણાએ સ્વસ્વ અસત્ અને સત્‌ના સમ-

ભાવવિહારયુક્તપણાથી જે સમ અથવા આનંદ તેજ આનંદમાં આનંદનામ બ્રહ્મ જેથીપરે આનંદનો અભાવ છે તેથી તે મારૂં સ્વરૂપ છે. તેમજ જીવાત્મા તે સર્વાત્મા બ્રહ્મ કે જે સ્વસ્વ માયાના જીવનપણાએ માયાવિહારીપણાથી છે. તે જીવાત્માઓમાં આત્મા અનાત્મા અથવા સત અસત્ જીવાત્મા બ્રહ્મ તેથી પરે માયા જીવન બ્રહ્મનો અભાવ હોવાથી તે જીવાત્મા મારૂં સ્વરૂપ છે. (૧૩) નાના પ્રકારના ભેદોમાં પ્રકૃતિ પુરૂષાદિ બ્રહ્મ કે જે સત્યરૂપપણાનો બોધક કે તેથી પરે સત્ય બ્રહ્મનો અભાવ છે તે સત્ય બ્રહ્મ મારૂં સ્વરૂપ છે. આ સત્ય સ્વરૂપ સાક્ષીવત્ સ્થિતપણાએ સત્યના નાશહીનપણામાં સ્વસ્વ બ્રહ્મમાં વ્યતિરેક વિહારાત્મા તેમાં સાંખ્ય બ્રહ્મ તે મારૂં સ્વરૂપ છે તેથી પરે અન્વય બ્રહ્મનો અભાવજ છે—તેમજ ખેલ કરનાર સ્વસ્વ બ્રહ્મમાં જે અન્વયાત્મક તેજ ખેલ કરનાર સર્વ અન્વયાત્મ છે—તાદૃશમાં તેનો બોધ તે બોધ બ્રહ્મ કે જેની પરે અન્વય બ્રહ્મનો અભાવ છે તે મારૂં સ્વરૂપ છે. (૧૪) હવે કલાયુક્ત સ્વરૂપનું વર્ણન કરે છે—હે મહામતે યોગી નારદ ! ! ! દેહાભિમાનયુક્તપણામાં જે સદા એકરૂપ પુરૂષ છે—તે નિર્ગુણપણાથી છે—તે નિર્ગુણ પુરૂષ બ્રહ્મ કલાયુક્ત તે માયા વિહારાત્મકપણાએ છે—તે દેહાભિમાનયુક્ત તે મારૂં સ્વરૂપ છે—તેમજ (તુરીય કારણ સૂક્ષ્મ અને સ્થૂલ) એવા ચાર દેહને વિષે પ્રકૃતિ નામાત્મક બિંદુ બ્રહ્મ કે જેનાપરે ગુણ અભેદનો અભાવ છે—તે બિંદુદેહબ્રહ્મ મારૂં સ્વરૂપ છે—તેમ ચેતનને વિષે પ્રાજ્ઞ-તૈજસ અને વિશ્વ આદિમાં ગુણેશ્વર નામનો તુર્યદેહાત્મક બ્રહ્મ કે જેના પરે ગુણનામાત્મકનો અભાવ છે તે ગુણેશ અથવા ઇશ્વર—તે મારૂં સ્વરૂપ છે.

कोशेष्वानंद कोशोहं विज्ञानं सूक्ष्म जातिषु ।
विवेकेषु मनश्च हं चालकेषु समीरणः ॥१६॥
स्थूलेष्वन्न स्वरूपोहं समाष्टिषु तथेश्वरः ।
व्याष्टिषु प्राज्ञ रूपोह मणुषुच महा विराट् ॥१७॥

**અર્થઃ**—કોશોના અન્નમય પ્રાણમય મનોમય વિજ્ઞાનમય અને આનંદમય કોશથી પરે કોશનો અભાવ હોવાથી આનંદમયકોશ તે મારૂં સ્વરૂપ છે—તેમ સૂક્ષ્મજાતીઓને વિષે વિજ્ઞાન કોશ શિવાય અન્ય કોશનો અભાવ હોવાથી વિજ્ઞાનમય કોશ બ્રહ્મવિહારી તે મારૂં સ્વરૂપ છે. તેમજ વિવેકને વિષે માનાપમાન હિતાહિતાદી દ્વંદ્વ વિવેકાત્મ સ્વરૂપને વિષે જેની પરે દ્વંદ્વનો અભાવ છે એવું જે મન તે મારૂં સ્વરૂપ છે—તેમ ચાલકને વિષે પ્રાણમય કોશસ્થ જે વાયુ—તે દેહેન્દ્રિયના ચાલકપણાથી પ્રાણ દેવાદિગમન કરવાને સમર્થ હોવાથી તે પ્રાણ ચાલક છે તેથી પ્રાણ એ મારૂં સ્વરૂપ છે. (૧૬) તેમજ સ્થૂલને વિષે અન્ન બ્રહ્માત્મકપણાથી જાગૃત બ્રહ્મથી પરે સ્થૂલ બ્રહ્મનો અભાવ છે—તેથી અન્ન

બ્રહ્મ મારૂં સ્વરૂપ છે. તેમજ સમષ્ટિને વિષે સર્વાત્મક પુરૂષમાં હું ઇશ્વર સુષુપ્તિ વિરાડાત્મક છે જેથી પરે વિરાડનો અભાવ છે—તેથી વિરાડ ઇશ્વર તે મારૂં સ્વરૂપ છે. તેમજ વ્યષ્ટિને વિષે જાગ્રદાદિ ભેદ વિહારમાં સુષુપ્તિ દેવતાપણાથી પ્રાજ્ઞ તે મારૂં સ્વરૂપ છે. એ પરમાણુને વિષે સૂક્ષ્મ પુરૂષ કે જેનાથી પરે સૂક્ષ્મ પુરૂષનો અભાવ છે એવો અહં મહાવિરાટ્ પુરૂષ તે મારૂં સ્વરૂપ છે.

इन्द्रियेषु मनश्चाहं भूतेष्वाकाश संज्ञितः ।
तन्मात्राणामहं शब्दो ज्ञाताहं देवतासु च ॥१८॥
तत्वेषु विविधेष्वेव महत्तत्व महं परं ।
गुणेषु गुणपोहंतु पालकेषु जनार्दनः ॥१९॥

**અર્થ**:—મનને આધીન સર્વ ઇન્દ્રિય સમૂહ છે—તેથી ઇન્દ્રિઓમાં મન એ મારૂં સ્વરૂપ છે—તેમ આકાશની પરે ભૂતોનો અભાવ છે તેથી આકાશ ભૂત તે મારૂં સ્વરૂપ છે—તન્માત્રારૂપ શબ્દ—સ્પર્શ—રૂપ—રસ અને ગંધમાં શબ્દ એ મુખ્ય હોવાથી મારૂં સ્વરૂપ છે—અને દેવતાઓને વિષે વિશ્વ તૈજસ અને પ્રાજ્ઞમાં ત્રિગુણ વિહારના જ્ઞાતા ચેતન તે મુખ્ય હોવાથી મારૂં સ્વરૂપ છે. (૧૮) વિવિધ પ્રકારનાં તત્વોમાં અનંત અને ભેદપણાને લીધે સર્વમાં અભેદાત્મક એવું જે મહતત્વ કે જેના પરે તત્વ નથી તે મારૂં સ્વરૂપ છે. તેમ ત્રણે ગુણોમાં ગુણોના પતિરૂપથી તુરીય ઇશ્વર સાક્ષાત્ ગુણ વસ્તુના અભેદે તે તુર્ય મારૂં સ્વરૂપ છે—અત્રે પુનઃ આવૃત્તિરૂપ હોવાથી તે દોષરૂપ નથી. તે તે પદાર્થના અભેદમાં તત્ શ્રેષ્ટપણાએ છે—એ પ્રમાણે કલાયુક્ત વિભૂતિ વર્ણવી હવે કલાંસા વિભૂતિનું વર્ણન થાય છે—શિવાદિ ઇશ્વર તે બ્રહ્મના કલાંશરૂપ છે—તેમાં પાલકપણાથી જનાર્દન એટલે જે વિષ્ણુ તે પાલકપણામાં શ્રેષ્ટ છે માટે તે મારૂં સ્વરૂપ છે. (૧૯)

हरः संहार कर्तॄणां सृष्टाणां प्रपितामहः ।
कर्मणा मर्यमात्माहं मोहकानां च शक्तिका ॥२०॥
देवानां मघवाहंतु आदित्यानां त्रिनायकः ।
तेजसा भानुरूपोहं ममृतेषु त्रिधुः परः ॥२१॥

**અર્થ**:—સંહાર કરનારાઓમાં મારા કલાંશપણાવડે શિવ—હર તે મારૂં સ્વરૂપ છે. સૃષ્ટિ રચવામાં પ્રપિતામહ એવા જે બ્રહ્મા તે મારૂં સ્વરૂપ છે—કર્મ પ્રકાશકોમાં તે સૂર્ય મારૂં સ્વરૂપ છે. મોહકને વિષે શક્તિ તે મારૂં સ્વરૂપ છે. કેમકે એ સર્વ મારા ભાવને આપનારપણાથીજ મારૂં સ્વરૂપ છે.

अग्निः प्रताप देष्वेव धर्मः सम महतिषु ।
यमो यमवतां चाहं रक्षसां निर्ऋतिः स्वयं ॥२२॥

जलेषु वरुणोहंतुं बलवत्सु समीरणः ।
निधीनां धनदाताहं रूद्राणां शंकरः प्रभुः ॥२३॥

અર્થ:—પ્રતાપ દાતામાં હું અગ્નિ સ્વરૂપ છું. તેમજ શત્રુ મિત્રાદિ ભાવહીન સમ પ્રવૃત્તિને વિષે ધર્મ યથાર્થ ફુલદાતા છે માટે ધર્મ મારૂં સ્વરૂપ છે. તેમ યમ એટલે નિયમાત્મક જેના તરફ જંતુમાત્રને શાશન કર્ત્તારૂપથી લવાય છે–તેથી યમ શાશન કર્ત્તારૂપે મારૂં સ્વરૂપ છે. (૨૨) જળમાત્ર સમુદ્રોમાં વરૂણ તે મારૂં સ્વરૂપ છે. તેમજ બળવાનમાં બળવાન પ્રાણ વાયુ છે પ્રાણ નીકળી જાય તો સર્વ બળહીન થાય છે. માટે બળવાનમાં બળવાન વાયુ છે–તેમ ભંડારોમાં એટલે નિધીઓમાં ધનદાતા કુબેર તે મારૂં સ્વરૂપ છે–તેમ એકાદશ રૂદ્રમાં શંકર નામનો રૂદ્ર તે મારૂં સ્વરૂપ છે.

कामो धनुर्धराणां च रतिर्भोगेषु भोगदा ।
नागेशाना महं शेषः सर्पाणां तक्षकः स्वयं ॥२४॥
नागानां वासुकीर्नाम जंबुद्विपेषु सर्वदः ।
स्वादुदकः समुद्राणां पर्वतेषुहि मेरुकः ॥२५॥
पितृणां यमरूपोहं वृक्षेषु शमिका मता ।
देव वृक्षेषु मंदार स्तरुणां कामदायकः ॥२६॥
धेनुनां काम धेनुर्या दुर्वा चौषधिषु प्रभुः ।
पक्षिषु मयूरोहंतु मृगाणां सिंहरूप धृक् ॥२७॥

અર્થ:—ધનુષ્ય ધારણ કરનારાઓમાં કામદેવ એ મારૂં સ્વરૂપ છે–અને ભોગને વિષે ભોગદાતા રતી એ મારૂં સ્વરૂપ છે. નાગેશમાં શેષનાગ તે મારૂં સ્વરૂપ છે–અને સર્પ માત્રમાં તક્ષક સર્પ તે મારૂં સ્વરૂપ છે. નાગમાં વાસુકી નામનો નાગ તે મારૂં સ્વરૂપ છે. સાત દ્વિપોમાં જંબુદ્વિપ તે મારૂં સ્વરૂપ છે. સમુદ્રોમાં સ્વાદુદક સમુદ્ર તે મારૂં સ્વરૂપ છે. પર્વતોને વિષે મેરૂ તે મારૂં સ્વરૂપ છે, પિતૃઓમાં યમરૂપ તે મારૂં સ્વરૂપ છે. વૃક્ષજાતીમાં શમી તે મારૂં સ્વરૂપ છે. દેવવૃક્ષમાં શ્વેતમંદાર તે મારૂં સ્વરૂપ છે. તરૂ જાતીમાં કલ્પતરૂ તે મારૂં સ્વરૂપ છે. ધેનુઓમાં કામધેનુ તે મારૂં સ્વરૂપ છે. ઔષધીઓમાં દુર્વા તે મારૂં સ્વરૂપ છે. પક્ષી જાતીમાં મયૂર તે મારૂં સ્વરૂપ છે. મૃગોમાં સિંહ તે મારૂં રૂપ છે.

मासानां श्रावणश्चाहं चौराणां मूषकाधिपः ।
वाहनेष्वश्ववाहोहं सिद्धि रैश्वर्यदेषु च ॥२८॥
विद्या सुबुद्धि रूपोहं चित्त प्रकाश कारिणां ।
अहं मनश्च वेगानां मोहदेष्वभिमानकः ॥२९॥

नराधिपो नराणांतु वर्णेषु ब्राह्मणो ह्यहं ।
आश्रमेषु तुरीयोहं पोषकेषु गृहस्थकः ॥२०॥
त्यागिनामवधूतोहं तिथीनां च चतुर्थिका ।
प्रजापतिषु दक्षोहं ब्रह्मर्षिषु भृगु स्तथा ॥२१॥

અર્થઃ—બાર માસમાં શ્રાવણ માસ તે મારૂં સ્વરૂપ છે. ચોરોમાં મૂષક તે મારૂં સ્વરૂપ છે. વાહનમાં ઘોડો તે મારૂં સ્વરૂપ છે. ઐશ્વર્યમાં સિદ્ધિ તે મારૂં સ્વરૂપ છે. સર્વ વિદ્યાઓમાં સુબુદ્ધિ તે મારૂં સ્વરૂપ છે. પ્રકાશકારક વસ્તુઓમાં ચિત્ત તે મારૂં સ્વરૂપ છે. મનઆદિ વેગવાળાઓમાં અહં તે મારૂં સ્વરૂપ છે. મોહ કરનાર વસ્તુઓમાં અભિમાન તે મારૂં સ્વરૂપ છે. મનુષ્યોમાં રાજા તે મારૂં સ્વરૂપ છે. વર્ણમાત્રમાં બ્રાહ્મણ તે મારૂં સ્વરૂપ છે. આશ્રમ ધર્મમાં સન્યાસી તે મારૂં સ્વરૂપ છે. પોષણ કરનારાઓમાં ગૃહસ્થ તે મારૂં સ્વરૂપ છે. ત્યાગી જનોમાં અવધુત તે મારૂં સ્વરૂપ છે. તિથીઓમાં ચતુર્થિ તે મારૂં સ્વરૂપ છે. પ્રજાપતિઓમાં દક્ષ તે મારૂં સ્વરૂપ છે અને બ્રહ્મર્ષિઓમાં ભૃગુ તે મારૂં સ્વરૂપ છે.

नारदो देवतर्षीणां दत्तोवधूत रूपिणां ।
कपिल स्तत्वविज्ञानां योगिनां शुक एवयः ॥३२॥
जनकोहं विदेहानां निःसंगेषु महामुने ।
सनकादय एवाहं ज्ञानिनां बादरायणः ॥३३॥
वसिष्ठः कर्म कर्तृणां गाणपत्येषु मुद्गलः ।
भूशुंडी चैकनिष्ठेषु ब्रह्मिष्ठानां बृहस्पतिः ॥३४॥
अन्नानां तिल रूपाहं गव्यानां घृत मंजसा ।
मधु सर्व रसानां च मकरो जलजात्मना ॥३५॥

અર્થઃ—હૃદયમાં રહેલા આત્માના અન્વયકાર પણાથી તેના અનુભવવડે આત્મ વર્ણન પ્રકટ કરનાર આચાર્યપણાથી જે તેના મધ્યમાં નારદ એ મારૂં સ્વરૂપ છે. અવધુતોમાં દત્ત તે મારૂં સ્વરૂપ છે. તત્વવિજ્ઞાનીઓમાં કપિલ તે મારૂં સ્વરૂપ છે. યોગીઓમાં શુક તે મારૂં સ્વરૂપ છે. વિદેહીઓમાં જનક તે મારૂં સ્વરૂપ છે. નિઃસંગોમાં સનકાદય મહામુનીઓ તે મારૂં સ્વરૂપ છે. જ્ઞાનીજનોમાં બાદરાયણ વ્યાસ તે મારૂં સ્વરૂપ છે. કર્મ કરનારાઓમાં વસિષ્ટ તે મારૂં સ્વરૂપ છે. ગાણપત્યોમાં મુદ્‌ગલ તે મારૂં સ્વરૂપ છે. એકનિષ્ટાવાળાઓમાં ભ્રશુંડી તે મારૂં સ્વરૂપ છે. બ્રહ્મીષ્ઠ પુરૂષોમાં બ્રહસ્પતિ તે મારૂં સ્વરૂપ છે. અન્નોમાં તલ તે મારૂં સ્વરૂપ છે. ગવ્ય પદાર્થોમાં ઘ્રત તે મારૂં સ્વરૂપ છે. સર્વ પ્રકારના રસોમાં મધ તે મારૂં સ્વરૂપ છે. જળમાં ઊત્પન્ન થતા જીવોમાં મગર તે મારૂં સ્વરૂપ છે.

कौमंडली नदीनांच तीर्थेषु गाणपं करं ।
क्षेत्राणां मयूरक्षेत्रं काशीराजः सुबुद्धिषु ॥३६॥
मयूरेशोवताराणां गार्ग्य उपासकात्मनां ।
ध्यान निष्ठेषु सर्वेषु गृत्समदोहमेवच ॥३७॥
सुबोधो दैत्य जातीनां ज्ञानारि द्वेष कारिणां ।
दुर्जयेषु मनश्चाहं वर्णेष्वोंकार एवसः ॥३८॥

**અર્થ**:—નદીઓમાં કુ એટલે પ્રથ્વી અને મ'ડલ એટલે **તત્સબંધીની** અર્થાત્ પૃથ્વી સાથે સંબંધ રાખનારી જેમ પૃથ્વીમાં આ જંબુદ્વિપવાળો **કર્મક્ષેત્ર ભારત** શ્રેષ્ટ છે તેની સાથે શ્રેષ્ટતારૂપે સંબંધ રાખનારી તે **કૌમંડલી** તે શ્રેષ્ટ હોવાથી મારૂં સ્વરૂપ છે. કેમકે અભેદ જલાશયપણાથી સર્વ તીર્થમાં તે શ્રેષ્ટ તીર્થ છે-स्कांदे. सर्वे तीर्थमयी गंगा पूर्वगासुर दुर्लभेति ॥ તેમજ મયૂરક્ષેત્રમાં ગણેશ તીર્થ કે જેનું **કૈવલ્યપદ** આપનારૂં જળ છે તેમાં શ્રેષ્ટ જે **ગણેશતીર્થ** તે મારૂં સ્વરૂપ છે. ક્ષેત્ર ભૂમીમાં **મયૂરક્ષેત્ર** તે કૈવલ્યપ્રદ હોવાથી તે મારૂં સ્વરૂપ છે. સુબુદ્ધિવાનોમાં **કાશીરાજ** તે મારૂં સ્વરૂપ છે. ગણેશાવતાર પૈકીમાં **મયૂરેશ્વર અવતાર** બ્રહ્મ ઐશ્વર્યના પ્રકાશકપણાથી શ્રેષ્ટ છે તેથી મારૂં સ્વરૂપ છે. ઉપાસના કરનાર જનોના મધ્યમાં નિરહં ઉપાસના કરનાર **ગાર્ગ્ય મુનીએ** ગણેશજીનો સાક્ષાત્કાર કીધો તેથી તે મારૂં સ્વરૂપ છે. સર્વે ધ્યાન નિષ્ઠોમાં નિર્વિષય મન ધારણ કરનાર ध्यानं निर्विषयं मनः ॥ स्मृतेः ॥ તેમાં **ગૃત્સમદ** એ મારૂં સ્વરૂપ છે. દૈત્ય જાતીમાં **સુબોધ** દૈત્ય તે મારૂં સ્વરૂપ છે. તેમજ દ્વેષ કરનારાઓમાં **જ્ઞાનારિ** દૈત્ય તે મારૂં સ્વરૂપ છે. દુર્જયમાં દુર્જય **મન** છે તેથી તે મારૂં સ્વરૂપ છે. વર્ણ અક્ષરમાં ॐકાર તે મારૂં સ્વરૂપ છે.

शुक्रोहं भाविकेष्वेव त्रिशिरा शुद्ध चेतसां ।
उपदेश प्रदातृणां याज्ञवल्क्य प्रतापवान् ॥३९॥
पौराणिकेषु सूतोहं श्रोतृणां शौनको मुनिः ।
सेनानिनामहं स्कंदो विष्णु यंशस्विनामहं ॥४०॥
पापेष्वनृतरूपोहं कलहो भेद धारिणां ।
प्राप्तिषु लोभ रूपोहं मणीनां चिंतितार्थदः ॥४१॥
ज्ञानं पवित्र भावानां साम गायक धर्मिणां ।
वेदेष्वथर्व संज्ञोहं शस्त्रेषु परशुः परः ॥४२॥
निर्लेपानामहंसाक्षी राजश्रीषु गजस्तथा ।
विषयोभ्रान्तिदानांच रंभाप्सरसामहं ॥४३ ॥

**અર્થ**:—ભાવિકજનોમાં શુક્ર તે મારૂં સ્વરૂપ છે. શુદ્ધ ચિત્તવાળાઓમાં ત્રિશિરા તે મારૂં સ્વરૂપ છે. ઉપદેશ કરનારાઓમાં પ્રતાપવાન **યાજ્ઞવલ્ક્ય** તે

મારૂં સ્વરૂપ છે. કે જેમના ઉપદેશથી જનક આદિ બ્રહ્મનિષ્ઠાવાન થયેલા છે. પૌરાણીઓમાં સુતપુરાણી તે મારૂં સ્વરૂપ છે. સાંભળનારાઓમાં શૌનકાદિક તે મારૂં સ્વરૂપ છે. સેનાનીઓમાં સ્કંદ તે મારૂં સ્વરૂપ છે. યશસ્વિઓમાં વિષ્ણુ તે મારૂં સ્વરૂપ છે. પાપને વિષે અનૃત એ મહાપાપ છે. કેમકે સર્વ સર્વ પાપો અનૃતથીજ ઉત્પન્ન થાય છે. અનૃત પુરૂષ–હિંસાપ્રકૃતિથી ઉત્પન્ન થાય છે. માટે સર્વ પાપોમાં અનૃત એ મારૂં સ્વરૂપ છે. ભેદધારીઓમાં એટલે સ્નેહભંગ જેવો ભેદ નથી. તે સ્નેહભંગ કરનાર કલહ છે તે મારૂં સ્વરૂપ છે. (કલહ એટલે પરસ્પર વિવાદ કરવો તે) પ્રાપ્તિને વિષે લોભ તે મારૂં સ્વરૂપ છે. મણીઓમાં ચિંતામણી (ચિંતાર્થને આપનાર) કે જે ગણેશજીના વક્ષસ્થલમાં છે. તે મારૂં સ્વરૂપ છે. પવિત્ર ભાવોમાં જ્ઞાન એ મારૂં સ્વરૂપ છે. ગાન, રાગ, તાલ વિગેરેમાં સામવેદ તે મારૂં સ્વરૂપ છે. વેદોમાં અથર્વવેદ કે જે વેદત્રયીમાં તુર્ય શિરોમણી સ્વરૂપ બ્રહ્મ અથર્વવેદ છે. માટે તે મારૂં સ્વરૂપ છે. શસ્ત્રોમાં પરશુ જે ગણેશજીના હાથમાંજ રહે છે–કે જે શસ્ત્રરાજ છે. "परान् शूयति" તે કદાપી નિષ્ફલ તો જતુંજ નથી. માટે તે મારૂં સ્વરૂપ છે. નિર્લેપતત્વમાં સાક્ષી કે જે ઇશ્વર શિવ તે મારૂં સ્વરૂપ છે. ગજાંતરાજલક્ષ્મી એમ હોવાથી રાજશ્રીમાં ગજ એ મારૂં સ્વરૂપ છે. સ્વસ્વરૂપમાં ભ્રાન્તિ કરનાર ભ્રાન્તિદા તત્વમાં વિષય કે જે માયા સુખાત્મક છે. તે મારૂં સ્વરૂપ છે. અને અપ્સરાઓમાં રંભા એ મારૂં સ્વરૂપ છે.

गंधर्वाणां चित्ररथो वैद्यानां वैद्य नायकः ।
धन्वंतरिस्तुभिषजां समुद्रः सरसात्मनां ॥४४॥
स्रोतसां जान्हवी विप्र मंत्राणामेक वर्णजः ।
मुक्तेषु ब्राह्मणस्पत्यं यज्ञेषु ज्ञान रूपधृक् ॥४५॥
प्राणेषु तु समानोहं शक्तिः शक्तिमतामहं ।
बृहदराण्यकं विद्धि नानोपनिषदां परं ॥४६॥
शास्त्रेषु योग शास्त्रंच पुराणेषु च मौद्गलं ।
अरण्यानां महारण्यं दंडकाख्यमहं परं ॥४७॥
नियंतृणामहं दंडो मायाहं भाव कारिणां ।
स्मृतिनां याज्ञवल्कयस्य स्मृति रेव परामता ॥४८॥

અર્થઃ—ગંધર્વોમાં ચિત્રરથ તે મારૂં સ્વરૂપ છે. વૈદ્યોમા વૈદ્યનાથ એવા જે સદાશિવ કે જેના ઉપદેશથી ભવરોગ નાશ પામે છે માટે સદાશિવ તે મારૂં સ્વરૂપ છે. ઔષધી દાતાઓમાં ધન્વંતરી તે મારૂં સ્વરૂપ છે. સરસ એટલે સરોવરોમાં સમુદ્ર તે મારૂં સ્વરૂપ છે. પ્રવાહવાળી નદીઓમાં ગંગા મારૂં સ્વરૂપ છે. મંત્રોમાં એકવર્ણ એટલે ૐકારમંત્ર તે મારૂં સ્વરૂપ છે.

સુક્તમાં બ્રહ્મણસ્પતિ સુક્ત તે મારૂં સ્વરૂપ છે. યજ્ઞમાં જ્ઞાનરૂપ ધારણ કરનાર તે મારૂં સ્વરૂપ છે. પ્રાણના દશ સ્વરૂપમાં સમાનવાયુ તે મારૂં સ્વરૂપ છે. અન્નરસાદિનાં સમવિભાગવડે જેના આધારે સાત ધાતુઓ છે. ત્યારે કોઈ કહે કે જે પ્રાણના આધારે દેહ છે તે પ્રાણ શ્રેષ્ટ કેમ ન કહ્યો ? ? કેમકે પ્રાણ જતાં દેહ મરી જાય છે—પણ તેમાં સમજવાની જરૂર છે કે—પ્રાણ પ્રવેશથી દેહક્રિયાનો સંભવ છે. તેટલાજ પુરતો પ્રાણ સામર્થ્યવાન છે પણ સમાનવાયુ વડે દેહની પુષ્ટિ છે—જેના આધારે દેહસ્થિતી દર્શન છે માટે સમાનવાયુ તે મારૂં સ્વરૂપ છે. સામર્થ્યવાનમાં આદિશક્તિ અંબા તે મારૂં સ્વરૂપ છે. નાના પ્રકારનાં ઉપનિષદોમાં બૃહદ્દારણ્યક શ્રેષ્ટ છે. શાસ્ત્રોમાં યોગશાસ્ત્ર શ્રેષ્ઠ છે. કેમકે યોગવડે સર્વ અભેદ થાય છે—સર્વના અભેદ સંભવથી એથી પરે વેદાન્તનો અભાવ છે. પુરાણોમાં સર્વ પુરાણના અંત્યનું ઉપનિષદ્ સ્વરૂપ અભેદ મુદ્ગલ શ્રેષ્ટ હોવાથી તે મારૂં સ્વરૂપ છે. અરણ્યોમાં ધર્માધર્મના દંડનામા અરણ્ય કે જેને દંડકારણ્ય કહેવાય છે તે શ્રેષ્ટ હોવાથી મારૂં સ્વરૂપ છે. નૈમિષારણ્ય મુખ્ય છે ખરૂં વા દેવારણ્ય શ્રેષ્ટ છે ખરૂં પણ દેવારણ્યમાં ધર્માધર્મનો દંડ પ્રાપ્તિ દર્શન નથી માટે દંડકારણ્ય શ્રેષ્ટ છે—નિયંતૃ એટલે નિયામકપણામાં અહંભાવ કારણ કે જે માયાવડે અહંભાવથીજ નિયામક કહેવાય છે એટલે અહંભાવ શ્રેષ્ટ હોવાથી તે મારૂં સ્વરૂપ છે. તેમ સ્મૃતિશાસ્ત્રોમાં યાજ્ઞવલ્ક્ય નામની સ્મૃતિ અગાડે સ્મૃતિઓમાં શ્રેષ્ટ હોવાથી તે મારૂં સ્વરૂપ છે.

गायत्री छंदसां विप्र स्वानंदो नगरात्मनां ।
व्याकरणमंगभूतेषु कलासु योगदाह्यहं ॥४९॥
नीतिज्ञेषु तथा काव्यो वृषभो भूमि धारिणां ।
नंदिकेशो गवां चाहं नग्नो भैरव भाविनां ॥५०॥
एवं नाना विधाकारा विभूति र्गणपस्यया ।
कथितुं नैव शक्या सा सारा संकथितामया ॥५१॥
यद्यच्छ्रेष्ट तमं विप्र सा विभूतिर्न संशयः ।
लोकेषु गणराजस्य तां भावय विशेषतः ॥५२॥

અર્થ:—છંદોમાં ગાયત્રી છંદ શ્રેષ્ઠ હોવાથી તે મારૂં સ્વરૂપ છે. નગરોમાં સ્વાનંદનગર શ્રેષ્ટ હોવાથી તે મારૂં સ્વરૂપ છે. વેદાંગોમાં વ્યાકરણ શાસ્ત્ર શ્રેષ્ઠ હોવાથી તે મારૂં સ્વરૂપ છે. કલાઓમાં યોગને આપનાર કલા શ્રેષ્ઠ હોવાથી તે મારૂં સ્વરૂપ છે. નિતિજ્ઞ પુરૂષોમાં શુક્ર શ્રેષ્ઠ હોવાથી તે મારૂં સ્વરૂપ છે. શુક્ર અસુરાચાર્ય હોવાથી દેવને નડતર કર્ત્તા છે—કેમકે અધર્મનો પક્ષ કરે છે. તેને માટે સમજવાનું છે કે તપના ફલ પ્રમાણે અસુરનો પક્ષ ધરનાર શુક્ર

છે. દેવો તે તપ કરવામાં અને તેના ફૂલને સહન કરી શકતા ન હોવાથી અસુરોને બાધ કરે છે—તેટલાજ માટે ધર્મયુક્ત દેવો પરાજય પામે એવો સંભવ છે—પણ શુક્રની નીતી શ્રેષ્ટ છે. ભુમિ ધારણમાં એટલે યોગભૂમિ ધારણ કરવામાં વૃષભ સૌથી શ્રેષ્ટ હોવાથી તે મારૂં સ્વરૂપ છે. वृषभो विष्णुः ॥ ગાયોમાં નંદિશ્વર શ્રેષ્ટ હોવાથી તે મારૂં સ્વરૂપ છે. ભેરવોમાં નગ્ન ભૈરવ શ્રેષ્ટ હોવાથી તે મારૂં સ્વરૂપ છે. એ પ્રમાણે નાનાનાના પ્રકારની વિભુતિઓ શ્રી ગણેશજીની શ્રેષ્ટ છે. જેનું વર્ણન કરવાને કોઇ શક્તિમાન નથી મેં તે વિભુતિ જાણી હતી તે કહી સંભળાવી છે. કેમકે ગણેશજીની વિભૂતિ અનંત છે તેથી વાણીથી કહેવાય તેમ નથી.

मुद्गल उवाच ॥ एव मुक्त्वा गणेशानो विरराम प्रजापते ।
नारद स्तं प्रणम्यैव जगाम तादृशो भवेत् ॥५३॥

અર્થ:—એ પ્રમાણે નારદના પુછવાથી કહી ગણેશ વિરામને પામ્યા પછી નારદ પ્રણામ કરીને તાદૃશ સ્વરૂપે જોતા ચાલતા હવા.

यइमां श्रावयेद्दक्ष शृणुयाद्वा प्रयत्नतः ।
न मोहं स लभेत्कापि ज्ञात्वा सामर्थ्यजं महः ॥५४॥
अपार महिमा युक्ता जीवाश्च परमेश्वराः ।
ते सर्वे विघ्नराजस्य विभूति पद धारकाः ॥५५॥

અર્થ:—હવે ઐશ્વર્યના મોહના નાશને અર્થે કહે છે—જે માણસ આ વિભૂતિ સ્વરૂપ સાંભળી અગર સંભળાવી. કદાપી પણ તે નર પરમેશ્વરના મહા સામર્થ્ય રૂપ મોહના માહાત્મ્યથી મોહ પામતો નથી—આ અપાર મહિમાવાળા પરમેશ્વરજ આ અનંત જીવાત્મા સ્વરૂપે હોવાથી તે પોતાના સ્વરૂપે પોતાની વિભૂતિને ધારણ કરી રહ્યા છે તે સર્વ વિભૂતિ વિઘ્નેશ્વરરૂપ વિઘ્નેશ્વરનીજ જાણવી.

एवं ज्ञात्वा गणेशानं ये भजंति मनीषिणः ।
ते सर्वे ब्रह्मभूताश्च भविष्यन्ति प्रजापते ॥५६॥

અર્થ:—એમ યથાર્થ જાણીને એટલે આ અનંત જીવો પણ પરમેશ્વરજ છે અને તે જીવાત્મારૂપે પોતે પોતાની એટલે વિઘ્નરાજની વિભૂતિધારક દેખાય છે એમ જાણીને જે પુરૂષ ગણેશનું ભજન કરે છે હે દક્ષ પ્રજાપતિ ! ! ! તે સર્વે અંતે બ્રહ્મભૂતપણાને પામે છે.

ॐ तत्सदिति श्रीमद्योगगीता सुपनिषत्सुगमासु योगामृतार्थ शास्त्रे श्रीमदान्त्ये पुराणोपानिषदि मौद्गले महापुराणे नवमखंडे योग चरित्रे मुद्गल दक्ष संवादे विभूति योगो नामदशमोऽध्यायः ॥ योगगीतायां षष्ठोऽध्यायः ॥ ॐ ॐ ॐ

ॐ श्री सद्गुरु परमात्मने नमः ॥

# ॥ श्रीयोगगीतायां सप्तमोध्यायः ॥

[illegible] ॥ त्वयाप्रोक्तः पुराविप्र विचारो ब्रह्मणःपरः ॥
त्वं कृत्वा योगमाप्नोति तद्वदस्वाद्य[illegible] ॥१॥
क्रियया शुद्धचित्तो यो नरो ब्रह्म परायणः ॥
सर्वत्र ब्रह्मरूपं य द्विधिना केन पश्यति ॥२॥

**અથ**:—એ પ્રમાણે વિભૂતિનું વર્ણન સાંભળી દક્ષ પ્રજાપતિ હર્ષિત થયા શ્રી ગણેશ પરમેશ્વરની વિભૂતિના બોધથી ગણેશ સ્વરૂપ જોઇ જાણી જાગૃત થયા—કે જે શ્રવણ કરવા માત્રથી ગણેશ ભક્તિ કરનાર ભક્તજન થાય છે અને તેના અંતઃકરણની શુદ્ધ થાય છે. હવે તત્વજ્ઞાન અધિકારી જનને અનુભવ જન્ય ભૂમિના જ્ઞાનાર્થે કહે છે. હે મુદ્ગલ મહામુની ! ! ! તમોએ પહેલાં બ્રહ્મના સાક્ષાત્કારના વિચારો બ્રહ્મ સાધ્ય અનુભવના કહ્યા તે કરવાથી શુદ્ધચિત્ત વિચારની એકાગ્રતાએ તે આત્મચિત્તપ્રકાશક સમજી પોતાના આત્માનો અભેદ સાક્ષાત્કાર યોગ પ્રાપ્ત કરી શકે છે તેથી તે હિતાવહ અને જન્મમરણાદિ દુઃખનાશક છે. વળી બાહ્ય અને અંતર ક્રિયાવડે શુદ્ધ ચિત્ત કે જેનાથી ભોગવાસના હીન થવાય છે—તેથી તેવા ચિત્તવડે બ્રહ્મપરાયણ યોગથી તે જીવાત્મા સર્વત્ર બ્રહ્મને કીયા વિધિ વડે જાણે છે તે હવે કહો.

मुद्गल उवाच ॥ बाह्यांतरां क्रियां कृत्वा शुद्धचित्तो नरोत्तमः ॥
तत्व विचार मार्गेण पश्यति ब्रह्मशाश्वतं ॥३॥
ततेहं कथयिष्यामि तत्वज्ञानं प्रजापते ॥
आदौ योगिजनानां यत्साधनं योगदायकं ॥४॥

**અર્થ**:—હે દક્ષ ! ! ! એ પ્રમાણે દક્ષના પ્રશ્નથી બ્રહ્મના અભેદપણાની પ્રાપ્તિને અર્થે આદિમાં તત્વાનુભવ વર્ણવે છે કે—બાહ્ય અને અંતરની આગળ બતાવેલી ક્રિયાવડે પારંગત થયેલા તત્વજ્ઞાનના અધિકારી. હવે તત્વજ્ઞાન વડે વેદાન્તમાં વર્ણવેલા તત્વજ્ઞાનરૂપ બ્રહ્મ શાશ્વત કે જે વિકાર અવિકાર ભેદહીન એવા પ્રકારે માન્ય કરેલું છે કે તેના અનુભવવડે તેવાજ પ્રકારપૂર્વક બ્રહ્મસ્વરૂપતાની સ્થિતી પ્રાપ્ત કરે—તે તમને હવે કહીએ છીએ. હું તે તત્વજ્ઞાન કહું છું કે તે યોગીજનોને પૂર્ણ યોગદાયક સાધન જાણવું.

पृथ्वीजलं तथा तेजो वायुराकाशमेवयत् ॥
पचभूतमयोदेहः प्रकृतिः सा च पंचधा ॥५॥

અર્થ:—હવે તત્વનું વર્ણન કરે છે. પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, અને આકાશ એ પાંચ ભૂતોમય દેહ છે એમ જાણવું. તેમ સર્વ જંતુઓના પણ તેમજ પંચભૂત પ્રચુર દેહો છે—તે સપ્ત ધાતુનો બનેલો છે. તે સાત ધાતુરૂપ પૃથ્વી તત્વ જાણવું. તે સર્વ ભૂતવિકારરૂપ છે. એ પૃથ્વીથી ઔષધી થાય છે. ઔષધીઓમાંથી અન્ન થાય છે. એ અન્નથી રેત થાય છે—તે રેત તેજ પુરૂષ છે. સપ્ત ધાતુમાં આર્દ્રભાવ તે જળ તત્વ છે. તેમાં અન્નરસનું શોષણ છે—તે અગ્નિ તત્વ છે—તેથી દેહવૃદ્ધિ આદિ પંચભૂતમય દેહ છે. આ પંચધા તે બ્રહ્મની પ્રકૃતિ—માયા તેના અન્વયવડે તે વિહારી બ્રહ્મ (જીવાત્મા) છે એમ જાણવું.

क्रिया रूपा महाभागा नानाभेद परायणा ॥
विभज्यात्मानमेवं सा क्रीडति विविधैरता ॥६॥

અર્થ:—તે દેહના સ્વરૂપને કહે છે. તે પોતાનો આત્મા દેહ સાથે પંચ ભૂતાત્મિકા દેખાય છે. નાના પ્રકારના ભેદો પરાયણપણાથી તેમાં સ્થાવરજંગમ જીવાત્માઓના દેહો છે. વળી તે સર્વાત્મક પણાથી છે. તે પોતે પોતાનો ક્રિયારૂપ વ્યવહાર વિવિધપ્રકારમાં પ્રિતીવાળા થઇને બ્રહ્મસહ ક્રીડા કરે છે—કેમકે આ નાના ભાવવડે મોહને આપવાપણાથી તે બ્રહ્મ છે.

भूतानामेक भावाख्या पंचानां ज्ञानरूपिणी ॥
प्रकृति र्हृदि संस्था सा जीवभावधरापरा ॥७॥

અર્થ:—હવે જ્ઞાનાત્મિકા પ્રકૃતિનું વર્ણન થાય છે. પાંચે ભૂતોમાં એક ભાવપણારૂપે જેમ મૃદ્વિકારમાં મૃદજ છે તેમ પ્રકૃતિના વિકારમાં પ્રકૃતિજ છે. उततमदिशमप्रोक्षो येनाश्रुतंश्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातमिति कथंनु नवाव: सआदेशो भवतीति यथा सौम्यै केन मृत्पिंडेन सर्वे मृन्मयं विज्ञातंस्याद्वाचारंमणं विकारो नामधेयं मृतिकेत्येव सत्यं एवं सौम्ये स आदेशो भवतीति ॥ श्रुतेः ॥ જ્ઞાનરૂપીણી એટલે ક્રિયાત્મકમાં તે તે ક્રીયાવિહારને અર્થે જે બોધ છે તે પોત-પોતાના વિહારાનુકુલ છે. એમ ક્રિયાના અનુભવકારકપણાથી જાણવાનું છે. નિર્ગુણ બ્રહ્મ ક્રિયા વિહારકારક છે. તે ગુણ વિહારી કેમ થાય?? તેનો ઉત્તર કે—નિર્ગુણાત્મા ક્રિયાવિહારી અને ગુણ વિહારી એવી બે પ્રકારની પ્રકૃતિથી પરે છે. અન્વયી તે પ્રત્યયરૂપ છે તેમાં તાદાત્મ્યપણાથી સ્થિત થઇ સર્વજ્ઞ થાય ત્યારે ક્રિયા પ્રવર્ત્ત થાય છે અને ભોગ ભોગવે છે. તે બુદ્ધિથી પર છે. મન પ્રેરકપણાથી તે બુદ્ધિરૂપા છે. એટલાજ માટે જીવ ભાવધરા ક્રિયામાં જીવ નાત્મકા પ્રકૃતિ તે તે ભોગરત પણાથી છે—તેજ ઉત્કૃષ્ટ પ્રકૃતિ બુદ્ધિ તેનો વિહારીબ્રહ્મ છે એથી અન્ય જુદી—સ્વરૂપના અનુભવને આપનારી છે—તે આગળ વર્ણનમાં આવે છે.

तया ज्ञाने भवेत्सर्वं नाना विवेकदायकं ॥
तदाधार जगत्सर्व मेकरूपा प्रकीर्तिता ॥८॥

અર્થ:—તે જીવભાવ ધારણનાર પ્રકૃતિ નાના વિવેકને આપનારી સર્વ ક્રીયાકારક જ્ઞાન ક્રીયા ભોગ અનુભવાત્મક થાય છે. ભોક્તૃત્વભાવરૂપે સર્વ જગતના આધારભૂત તે જગત્ ચાલકપણાથી ક્રિયાત્મક છે. એટલાજ માટે તે એકરૂપા નાના પ્રકારની ક્રિયામાં જીવનાત્મિકા પ્રકૃતિબુદ્ધિ જ્ઞાનાત્મકપણાથી ભેદ હીન છે.

तयोर्योगे प्रजानाथ ब्रह्मैवमभिधीयते ॥

क्रिया ज्ञान स्वरूपाख्यं द्वंद्वहीनं परात्परं ॥९॥

અર્થ:—હે પ્રજાનાથ!!! તે ક્રિયારૂપ અને જ્ઞાનરૂપ બન્ને પ્રકારની પ્રકૃતિ બુદ્ધિના સંયોગે એટલે અભેદયોગથી તે છે. આત્મપણાથી ક્રિયારૂપમાં તેજ ક્રિયાત્મક હોવા છતાં પણ ક્રિયારૂપ પ્રકૃતિમાં તે આત્માત્મક એમ ભિન્ન રૂપ નથી. તેજ પ્રમાણે જ્ઞાનવડે જ્ઞાનાત્મક છતાં જ્ઞાનવડે જ્ઞાનાત્મક ભિન્ન નથી એમ આત્માપણાથી જાણવું તેથી તેનું ક્રિયાજ્ઞાન સ્વરૂપ અભેદજ છે. એટલાજ માટે ક્રિયાજ્ઞાન હીન એટલે દ્વંદ્વહીન સર્વાત્મા બ્રહ્મમાં દ્વંદ્વનો લય થાય છે—તેજ સર્વોત્કૃષ્ટ સોપાધિક બ્રહ્મ છે તેથી પરે સોપાધિકનો અભાવ છે—તેને બ્રહ્મ જાણવું કે તે યોગ સમાધિ સામર્થ્યથી સમજાય છે.

तदेव पंचधाजातं शृणुतद्योग दायकं ॥

स्थूल सूक्ष्मं समंचात्म प्रतीतं विंदुसंज्ञितं ॥१०॥

અર્થ:—એ પ્રમાણે બ્રહ્મસ્વરૂપનું વર્ણન કરીને હવે તત્વજ્ઞાનાર્થ કહે છે—તેજ બ્રહ્મ પરમાત્મા કેવળ માયા રહિત હોવા છતાં માયા વિહારપણાથી પાંચ પ્રકારે છે. તે પાંચે પ્રકાર યોગદાયકજ છે. બ્રહ્મ અને આત્મા (જીવાત્મા) નો અભેદાત્મક યોગ તેનું નામ યોગ છે. તેને આપનાર છે અને તે ચિત્તવૃત્તિ નિરોધ સમાધી સામર્થ્યથીજ પ્રાપ્ત થાય છે. હવે સાંભળો. સ્થૂલ તે જાગ્રત અવસ્થાત્મક છે. સૂક્ષ્મ તે સ્વપ્નાવસ્થાત્મક છે. સમ તે સુષુપ્તિ અવસ્થાત્મક છે. આત્મપ્રતિતી તે તુર્યાત્મક છે. અને બિંદુ સંજ્ઞા તે સર્વના અભેદસ્વરૂપથી છે. તે સોપાધિક બ્રહ્મ છે. એમ પાંચપ્રકારે સોપાધિક બ્રહ્મનો માયા વિહાર જાણવો.

समष्टि व्यष्टि भावेन द्विविधं ब्रह्म कथ्यते ॥

पृथक्त्वेन स्वयंभाति पंचसु पंचभेदतः ॥११॥

અર્થ:—હવે પાંચ ભેદોમાં ત્રણ પ્રકારનો વિહાર છે તેને કહે છે. આ પાંચ ભેદો તે સમષ્ટિ અને વ્યષ્ટિમાં સરખાજ છે. તે પોતપોતાના ભેદ વિહારમાં છે. સમષ્ટિ એટલે સર્વાત્મભાવ—સર્વજ્ઞાત્મિકભાવ—અને વ્યષ્ટિ એટલે અલ્પજ્ઞાત્મિક ભાવ (અલ્પજ્ઞ ભાવ) છે. તેને આત્મભાવ ધારણથી દ્વિવિધપ્રકારે તે માયા વ્વહારીપણાથી અન્વય અને વ્યતિરેક છે. એમ પાંચમાં પાંચ ભેદો એ પ્ર ારથી વર્ણવાય છે. હવે પ્રથક્ પણાના અન્વય વ્યતિરેક ભાવહીનપણાએ સ્વયં

**स्वमहिम्निस्थिते** પોતે પોતાના મહિમામાં સ્થિત હોવાથી છે–કેમકે તે આત્મા આત્મામાં સ્થિત છે.

**स्थूलं जागृन्मयं ब्रह्म तदेव द्विविधंमतं ॥**
**विश्वाख्यं व्यष्टिरूपेण वैश्वानर समष्टिगं ॥१२॥**

**અર્થ:**—હવે સ્થૂલવિહારને કહેવાય છે. હવે જાગૃત અવસ્થા (પરચુરણ) બ્રહ્મ તે પ્રત્યક્ષ દેહ સ્થૂલપણાથી છે. તેથી પરે ભૂતોનો અન્વય પરીણામ વડે અભાવ છે. તે બે પ્રકારથી છે એમ યોગીજનો પોતાના અનુભવના સામર્થ્યથી કહે છે. વ્યષ્ટિરૂપ કહો કે વ્યક્તિરૂપ કહો પણ વ્યષ્ટિના જાગૃત અવસ્થાના સ્થૂલાભિમાની બ્રહ્મને વિશ્વ ના નામથી કહેવાય છે ત્યારે સમષ્ટિના જાગૃત અવસ્થાના સ્થુલાભિમાની બ્રહ્મને વૈશ્વાનર નામથી કહેવાય છે. એમ વેદનું પ્રમાણ છે. **परस्यां देवतायामिति श्रुतेः ॥** વ્યષ્ટિ એટલે વ્યક્તિરૂપથી એક એક પ્રથક્ કહેવાય છે ત્યારે **સમષ્ટિ** એટલે એક એક પણાના સમપણાથી સર્વ જીવાત્માઓના વ્યાપક પણા રૂપે છે. કે જે સર્વાત્મક અભેદપણાએ છે. કણ રૂપે એક એટલે **વ્યષ્ટિ** અને ઢગલો તે **સમષ્ટિ** છે. તેના અંગમાં શરીરોના ભોક્તાપણાથી અર્થગત તે વૈશ્વાનર અને વિશ્વ એ બંને પુરૂષરૂપે એક છે. અહિંયાં તેજ બ્રહ્મ એમ સર્વત્ર અભેદ ભાવજ જાણવો.

**अंडेषु विविधारूपा जंतवो दृष्टिगोचराः ॥**
**जागृद्भावधराः सर्वे विश्वात्मका उदाहृताः ॥१३॥**

**અર્થ:**—હવે વિશ્વ નામા બ્રહ્મરૂપ દેવતાના વિહારને કહે છે. ત્યાં તે બ્રહ્મરૂપ અંડમાં પચાસ કોટી યોજનના વિસ્તારવાળી પૃથ્વી તે પરમાણુ રૂપથી વિશ્વને વિંટળાઇ રહી છે. તેના દશ ગુણાધિક જળ તે પોતાના પરમાણુ રૂપે જળને વિંટાઈ રહે છે. તેના દશ ગુણા અધિકઅગ્નિ તે પોતાના પરમાણુ રૂપે જળને વિંટાઈ રહે છે. તેના દશ ગુણા અધિક વાયુ તે પોતાના પરમાણુ રૂપે અગ્નિને વિંટાઈ રહે છે. તેના દશ ગુણા અધિક આકાશ તે પોતાના પરમાણુ વડે વાયુને વિંટાઈ રહે છે. તેના દશ ગુણ અધિક **અહંકાર** તે આકાશને પોતાના પરમાણુ વડે વિંટાઇ રહે છે. તેના દશ ગુણા અધિક મહત્તત્વ તેના દશ ગુણા અધિક પ્રકૃતિ (બુદ્ધિ) વિવર્ત–માયા એ પોતાના પરમાણુઓ વડે પોતાથી નીચેનાને આવરણ કરી રહે છે. તેથી પરે આવરણ નથી. કેમકે અંતની પ્રકૃતિજ આ વિશ્વને વિંટાઇ રહી છે. આ પ્રકૃતિથી પરે પુરૂષ છે તે તુર્યબ્રહ્મ કહેવાય છે અને તે સમષ્ટિ વ્યષ્ટિની ત્રણે ત્રણે અવસ્થા (જાગૃત) સ્વપ્ન અન સુષુપ્તિ)ના ભોક્તા તરીકેના નામોથી છે તેનું એટલે તુર્યબ્રહ્મનું સ્વરૂપ નાના પ્રકારના અનંત બ્રહ્માંડોને ધારણ કરવા પણાથી અનંત અને અપાર છે. એમ આ આઠ પ્રકારના આવરણયુક્તપણાથી આ અંડ કહેવાય છે. એક

શરીરને અંડ અને એવા અનેક પણાને બ્રહ્માંડ કહેવાય છે એટલે આ બ્રહ્માંડરૂપી વિશ્વ જગત ત્રી અવસ્થામય અંડ છે. એમ વિધ વિધ રૂપથી પ્રકૃતિએ ધારણ કરેલા અનેક પ્રકારના જીવામાંઓ જુદા જુદા પ્રકારની યોનીદ્વારા ઊદ્‌ભવ પામેલા દૃષ્ટિગોચર છે. અને તે જુદા જુદા લોકોમાં પરસ્પર જીવાત્માઓ રૂપ છે. તેનું પ્રત્યક્ષ દર્શન છે. તે જાગૃત ભાવ ધારણ કરનાર આ સર્વ જીવાત્માઓ વિશ્વ નામથી આત્મા ભોક્તારૂપ તાદૃશ છે.

तस्य बोधं प्रवक्ष्यामि सुगमार्थं प्रकाशकं ॥

क्रियात्मके देहेषु क्रियारूपा भवति ते ।१४॥

**અર્થ:**—હવે જાગૃત અવસ્થામય વ્યષ્ટિના દેહાભિમાની વિશ્વ નામા જીવાત્માના બોધરૂપ તત્વજ્ઞાનને કહે છે—હવે અનુભવયુક્ત જનોને સુગમ માર્ગ વિચારવા યોગ્ય પણાએ તે વિશ્વના બોધને માટે કહે છે. તે વિશ્વ નામવાળા આત્મા ભિન્ન ભિન્ન સમજાય છે. ક્રિયાત્મક તે દેહોમાં ક્રિયા એજ આત્મા સ્વરૂપે તાદૃશ દેહોમાં પોત પોતાની યોનીદ્વારા જન્મ ધારણ કરીને સંકલ્પ વિકલ્પરૂપ મનની ક્રિયાવડે મન સંભવ રૂપે દેહને જાણે છે અને ઇન્દ્રિઓ સ્વસ્વ વ્યવહાર પણાથી દેહાત્મક પણામાં ક્રિયાકારક પણાથી છે, એમ પ્રત્યક્ષ પંચભૂતાત્મક દેહો તે આત્મ સ્વરૂપ આત્મા સહ નર સંજ્ઞાથી કહેવાય છે. એવો ત્રણ પ્રકારના દેહોમાં ક્રિયારૂપ છે. આત્માના ધારણ પણાથી તે ક્રિયામાત્ર ભોગાર્થ છે, પોતાના આત્માના અભેદ વડે સ્થિત એવી ક્રિયા ભિન્ન રચીને તે તાદાત્મ્યભાવ વડે તેનો ભોક્તા તે વિશ્વબ્રહ્મ છે.

ज्ञानात्मकेषु देहेषु ज्ञानरूप धरामताः ॥

उभयोर्योगभावेन विश्वाख्या स्ते प्रकीर्तिता ॥१५॥

**અર્થ:**—એમ ક્રિયારૂપ પ્રકૃતિના લક્ષણ કહી હવે જ્ઞાનરૂપ પ્રકૃતિનાં લક્ષણ કહે છે. હવે જ્ઞાન એટલે જાણવા યોગ્ય વસ્તુને જાણવું એટલે આત્મા અર્થાત્ આ દેખાતા દેહમાં જાણવા યોગ્ય જે સત્ય તત્વ ચૈતન્ય તે આત્મા છે. તે આત્મા બુદ્ધિની ભિન્નતાએ ભિન્ન ભિન્ન દેખાય છે. તે વિષયજ્ઞ માત્ર પણાથી જ્ઞાનાત્મિકા બુદ્ધિ અને મન તથા ઇન્દ્રિય રૂપ દેહમાં જ્ઞાનરૂપ ધારણ કરનારો પોતાનો આત્મા અભેદ સ્વરૂપે સ્થિત છે. અને જ્ઞાનને ભિન્ન રૂપે સરજીને તેના તાદાત્મ્યપણાથી જ્ઞાનરૂપ બુદ્ધિ પોતાના આત્માના ભાન ધારક અભાવથી તાદાત્મ્યપણાએ છે. એટલાજ માટે ભિન્ન ભિન્ન જીવાત્માઓ બુદ્ધિ જ્ઞાન રૂપે ભિન્ન ભિન્ન ભાન ધારક સ્થિત છે. એમ ક્રિયા અને જ્ઞાન આ બેના યોગે એટલે સંયોગે તે વિશ્વ કહેવાય છે. તે વિશ્વની સ્થાવર જંગમાત્મક વસ્તુના ધારકપણાથી તેનું નામ પણ વિશ્વ છે. વ્યક્તિમાં સ્થિત પણાથી વિશ્વનામા જીવાત્મા છે. તે જ્ઞાનાત્મિકા બુદ્ધિ તે સર્વાત્મિકા તાદાત્મ્યપણાથી ક્રિયા—ભોગ કરે છે. ક્રિયા અને જ્ઞાનના તાદાત્મ્યપણા વડે

સર્વાત્મિકા તે અહંમમ ભાવ યુક્ત પણાથી છે.

**बाह्य देहस्य मो दक्ष वितस्ति र्यादशी भवेत् ॥**
**तावन्मानेन सर्वेषां ज्ञानदेहा हृदिस्थितः ॥१६॥**

**અર્થ**:—હવે જ્ઞાન દેહના સ્વરૂપને કહે છે, જેટલા પ્રમાણુથી બાહ્ય દેહ છે તેટલા પ્રમાણુના બાર આંગલ રૂપ વેંતના પ્રમાણુથી સર્વે જીવાત્માઓના પોતપોતાના હૃદયમાં જ્ઞાનાત્મક દેહ રહેલો છે એમ જાણો. અગ્નિની શિખાના અગ્ર ભાગમાં બાર આંગલ પ્રમાણુથી સુક્ષ્મતનું છે. शिखाग्रे द्वादशांगुल्ये स्थितं सुक्ष्मतनुं विभुमिति स्मृतेः ॥ અગ્નિની શિખાના અગ્રમાં જ્યોતિ તેના અગ્રમાં જ્યોતિષ તે સર્વત્ર પુર્ણ ભાગમાં બાર આંગળ પ્રમાણુ વડે જ્ઞાન દેહમાં સ્થિત એમ સુક્ષ્મ દેહનું જ્ઞાન છે તેના તાદાત્મ્યપણાથી સુક્ષ્મ છે તનું તે જેનું એવા વિભુને હું નમસ્કાર કરૂં છું એવો સ્મૃતિનો અર્થ છે. એ વિશ્વાત્મન તત્વને જાણવું. એ પ્રમાણે નાના પ્રકારના દેહાત્મિકાપણાથી તે ક્રિયા ત્વં પદાત્મક છે. અને જ્ઞાન તે તત્ પદાત્મક છે. એમ સર્વત્ર જીવાત્માઓમાં એક રૂપથી છે. તેના અભેદમાં વિશ્વનામક બ્રહ્મ છે.

**विराट् जागृत्स्वरूपस्थो वैश्वानर इतिस्मृतः ॥**
**व्यापकात्मक देहेन तिष्ठति विश्वभाविषु ॥१७॥**

**અર્થ**:—એમ વ્યષ્ટિગત આત્માને વર્ણવીને હવે સમષ્ટિગત આત્માને વર્ણવે છે. જાગૃત અવસ્થાને વિષે જે વ્યષ્ટિનો આત્મા તેના અભેદ ભાવ વડે જે સ્થિત છે. એટલે દરેક દેહના ભિન્ન ભિન્ન એવા વ્યષ્ટિગત વિશ્વનામા જીવાત્માનો જે અભેદ–તેજ વૈશ્વાનર એટલે વિરાટ છે. સ્થાવર જંગમાત્મક રૂપ વિશ્વ તેના અભેદમાં તેને વિષે નર રૂપ વડે કરીને રહેલો તે વૈશ્વાનર છે–એમ સ્મૃતિઓ કહે છે. હવે તેની વિશ્વસ્થિતી કહે છે. ક્રિયા જ્ઞાનાત્મક તે વિશ્વ છે, તેના ભાવવિહારીપણાએ તે વિશ્વભાવી કહેવાય છે. એટલે તેનું સ્વરૂપ વ્યાપકાત્મક દેહ વડે વિશ્વરૂપપણાથી છે. તે વિશ્વનામક ભાવથી હીનપણાએ તે વ્યાપક કહેવાય છે.

**तस्यापिद्विविधो देहः क्रियाज्ञान प्रभेदतः ॥**
**तयो र्योगे समाख्याता वैश्वानरश्च तन्मयः ॥१८॥**

**અર્થ**:—હવે તેના તત્વને કહે છે–તે વ્યાપક રૂપ વૈશ્વાનર ક્રિયાજ્ઞાન ભેદરૂપથી છે. સર્વત્ર વ્યાપકાત્મિકા તે ક્રિયા છે. અને માણસે કરેલાં પાપપુણ્યથી હીન સર્વત્ર તે ભોગ અને ભોક્તાનું જ્ઞાન તે જ્ઞાન છે એમ ભેદથી તે બે પ્રકારના દેહવાળો છે–તેને વિષે રહેલો આત્મા વૈશ્વાનર બ્રહ્મ સંયોગ વડે તાદાત્મ્યપણાથી ક્રિયા જ્ઞાનના અભેદાત્મક વૈશ્વાનર નામધારક છે. તે જાગૃત અવસ્થામાં ભ્રાન્તિધારકપણાએ વ્યાપક અથવા વિરાટ કહેવાય છે.

विश्व वैश्वानर योश्च योगे ब्रह्म प्रकीर्तितं ॥
जागृद्भाव धरं पूर्णं स्थूलभूत प्रकाशकं ॥१९॥

અર્થ:—એમ વિશ્વ અને વૈશ્વાનર નામાત્મક તેના સંયોગના અભેદ યોગે જાગૃત અવસ્થામાં બે ભાવ અન્વયરૂપ અને વ્યતિરેક રૂપ છે—તેમાં અન્વય રૂપથી વિશ્વદેવ ભાવ ત્રીદેહ અવસ્થાના વિહારયુક્તપણાથી છે-તેમ વ્યતીરેક રૂપ વડે વશ્વાનર તે ત્રણે દેહ અવસ્થાના સાક્ષી વિહારયુક્તપણાથી છે. ત્યાં આત્મ ભાવધારકપણાથી તે બંન્નેનો અભેદ છે. द्वासुपर्णा स युजा सखा या इति—श्रुतेः ॥ અત્રે વિશ્વ તે જીવાત્મા અને વૈશ્વાનર તે પરમાત્મા છે. તેના અભેદમાં બ્રહ્મ છે—તે જાગૃત ભાવધારકપણાથી છે—એમ સર્વત્ર સ્વપ્ન આદિ બ્રહ્મમાં જીવાત્મા પરમાત્માનો અભેદ જાણવો તેમ તત્વજ્ઞાન પણ જાણવું. તે તે ભાવ ધરનાર તે બ્રહ્મ છે—સ્થૂલ પંચભૂતોના પ્રકાશક જીવાત્મા—પરમાત્માના વિહારયુક્તપણાએ તત ભાવ પ્રકાશ પૂર્ણ છે. તે પંચભૂતોમાં એ બંન્ને જીવાત્મા—પરમાત્મા ભૂત તાદાત્મ્યતા ધારણથી અભેદજ છે પરમાત્મા વ્યતિરેક રૂપ છે—અને તે તે ભાવધારણપણાથી છે એમ અનુક્રમે ચઢતાં ચઢતાં આત્મા પરમાત્મા અન્વય વ્યતિરેક ભાવ લય જતાં તે બ્રહ્મીભુત છે—એમ સ્વપ્નાદિને વિષે પણ જાણવું. ત્યાં સ્થૂલ ભાવ મોહીત બ્રહ્મ સ્વપ્નાદિ જ્ઞાનહીન છે. ત્યાં સુધી તે માયા મોહ આવરણયુક્ત છે- એમ સર્વત્ર જાણવું. તે માયા મોહ આવરણયુક્ત બ્રહ્મ તત્વજ્ઞાનના સાધ્યપણાથી છે. તે યોગશાસ્ત્રમાં વિતર્કાનુગત સમાધીથી સમજાય છે. શ્રી વ્યાસ મહારાજ वितर्कः स्थूल आ भोग इति ॥ એમ વિતર્કને સ્થૂલના ભોગ તરીકે કહે છે. યોગશાસ્ત્રના ૧ લા પાદના ૪૨ મા સૂત્રના અર્થને સૂચવે છે કે શબ્દાર્થ જ્ઞાન વિકલ્પ વડે સંયુક્ત તે સવિતર્ક છે. સમાધિના સામર્થ્યથી તેજ વિતર્કાનુગત બ્રહ્મજ છે. કે જ્યાં દુઃખની શાન્તિ છે. એમાં જોડાયેલા—યોગીજનો યોગ બાહ્યબથ બુદ્ધિની સમાધિને કહે છે.

एतत्स्थूलस्य तत्वं ते कथितं तु समासतः ॥
तत्रतत्व विर्विभिन्नं श्रृणु योग समाधिदं ॥२०॥

અર્થ:—હવે સ્થૂલ તત્વને સંક્ષેપથી કહે છે. હે દક્ષ !!! સ્થૂલ વિહારનું એ પ્રમાણે તત્વ કહ્યું. તે વિહારમાં યોગ સમાધીને આપનાર બ્રહ્મનો અભેદ યોગ તેજ સમાધી છે—सर्वे भेदा आसमंताद्धियंते સર્વ ભેદોનો સમભાવ તેનું ધ્યાન તે સમાધી છે જ્યાં તાદશને આપનાર એવા શુદ્ધ અંતઃકરણ—બુદ્ધિના પ્રભાવથી શમદમ આચરણપૂર્વક જીવાત્માને જે તાદશ્યત્વ આપે તે સમાધી છે. ભિન્ન ભેદ રૂપ त्वं પદ તથા तत् પદ છે. તેના અભિન્ન અભેદની વિધિ સાંભળો.

जन्ममृत्यु युत यच्च नाना भाव परायणं ॥
त्वं पदाख्य मज्ञानाथ विद्धि तत्सं भावगं ॥२१॥

અર્થ:—હવે त्वं પદના ભેદ સ્વરૂપને કહે છે. નાના નાના પ્રકારના જીવોના ભાવ અને તેના વિહારાત્મક પરાયણપણાથી દેહ કે જે જન્મ મૃત્યુયુક્ત ક્ષણુ ક્રમકાલ આરૂઢ એવા જન્મ મૃત્યુયુક્ત સ્વસ્વદેહાદિમાં તેમ સર્વ ભાવમાં તાદાત્મ્ય-પણાથી એટલે દેહ તાદૃશપણાએ રહે છે તેને હે દક્ષ !!! त्वं પદાર્થ જાણો.

जन्म मृत्यु विहिनं यदेकरूपं प्रकीर्तितं ॥

तत्पदाख्यं च तद्विद्धि परं सर्वात्मधारकं ॥२२॥

અર્થ:—હવે तत् પદના ભેદ સ્વરૂપને કહે છે. જે સર્વાત્મભાવધારક દેહાદિમાં સર્વત્ર જન્મમૃત્યુહીન આત્મ સ્વરૂપે સ્થિત—દેહાદિકથી ભિન્ન સ્વરૂપે અહંમમ ધારક એક રૂપ જ્ઞાનાત્મક અને ક્રિયાયોગથી પરે ઉત્કૃષ્ટ ચૈતન્ય આત્મા તેને तत् પદના નામથી સર્વ મુનીયો અને યોગીઓ કહે છે.

तयोर्योगे भवेत्तत्वं तदेवासि पदंपरं ॥

द्वंद्वभाव विहीनं य द्वंद्व रूप प्रकाशकं ॥२३॥

અર્થ:—હવે તેના અભેદાત્મક असि પદને કહે છે. તે त्वं પદ અને तत् પદના યોગ સંયોગના અભેદે—ક્રિયારૂપ અને જ્ઞાનરૂપ જે દ્વંદ્વ તેનો પ્રકાશ રૂપે અથવા દ્વંદ્વ જે સ્વસ્વ આત્મસ્વરૂપ તેનો પ્રકાશ; તથા તે દ્વંદ્વ રૂપ માયાના વિહાર રૂપ માયાનો પ્રકાશ અથવા દ્વંદ્વ ભાવહીન સદાએ નિર્મળ સ્વાત્માત્મક ક્રિયાને વિષે મમભાવધારક અને જ્ઞાનને વિષે અહં ભાવધારક તેનાથી પરે સ્વરૂપ—એટલે ઉત્કૃષ્ટ સ્વરૂપ તેજ આ તે ઉભય त्वं અને तत् પદમાં તત્વ રૂપે असि પદ છે. વિશ્વ દેવતાના અનુભવમાં વિશ્વાત્મક વિહારયુક્ત તે असि પદ માયા આવરણયુક્ત છે.

त्वं पदं क्रियया युक्तं ज्ञानाख्यं तत्पदं भवेत् ॥

तयो र्योगे भवेद्विश्वं तत्वरूपं न संशयः ॥२४॥

અર્થ:—માટેજ ક્રિયાયુક્ત એવા દેહમાં આત્મ સ્વરૂપે त्वं પદ છે એમ જાણો. તેમજ જ્ઞાનયુક્ત એવી બુદ્ધિમાં પણ આત્મા રૂપે तत् પદ છે એમ જાણો. એમ સાક્ષાત અનુભવ યોગ છે. એમ તે યોગમાં તત્વરૂપ એવા विश्व विश्वाख्य નામ બ્રહ્મ છે. એ સમાધી સામર્થ્યથી સમજાય છે—એમાં શંકા નથી.

एवं वैश्वानराख्यं त्वं जानो हि तत्वसंज्ञितं ॥

क्रियाज्ञान समायोगे तयोः प्रकाशकारकं ॥२५॥

અર્થ:—એવી રીતે હવે સમષ્ટિના વૈશ્વાનરની વ્યાખ્યા કરે છે પહેલાં કહી ગયા તે ક્રિયાજ્ઞાન પ્રકારના સમાયોગથી વૈશ્વાનર બ્રહ્મ સદા એક અને વિશ્વવ્યાપકપણાથી છે તે ક્રિયાજ્ઞાનના ભેદો દુર્ગ્રાહ્ય છે અને સૂક્ષ્મ બુદ્ધિના અનુભવથી તે સમજાય છે. આ સ્થાને સદ્ગુરૂ આચાર્યના સદ્બોધ સમા-ગમની અવસ્ય જરૂર છે. વૈશ્વાનરની ક્રિયા તે આ વિશ્વ છે—અને સવ

ભોગમાં વ્યાપકપણાથી છે. તેથી ભોગ અને ભોક્તાપણું તે ક્રિયારૂપ જાણવું. તેમજ સ્થૂલ ભોગના ભોક્તા તે વ્યષ્ટિગત **વિશ્વાત્મા** તે ભોગોમાં સુક્ષ્મમાં સુક્ષ્મ જે અમૃત આત્મા તે ભોક્તા. તેને સમષ્ટિમાં વૈશ્વાનર જાણવો. તે સર્વ અન્નમાં ભોગ ભોક્તાપણાથી વ્યાપક પોતપોતાના અન્નનો ભોક્તા જીવાત્મા વ્યાપકપણા વડે ત્યાં સહધર્મિપણાથી ભોગભોક્તા જાણવો તે ભોગને વિષે ભોગના અનુભવવાળું જ્ઞાન તેને અત્રે જ્ઞાન જાણવું. અભોગ રૂચીથી જ્ઞાન સાધ્ય છે એમ ક્રિયારૂપ त्वं પદ તથા જ્ઞાનરૂપ तत् પદના સમાયોગે असि તત્વ સંજ્ઞાવાળો વૈશ્વાનર જાણવો. પણ તે માયા આવરણયુક્ત છે.

**अथान्यच्छृणु दक्षत्वं तत्वरूपं पुरातनं ॥**

**विश्वाख्या जंतवः सर्वे नाना भावात्मका बुधैः ॥२६॥**

**અર્થ:**—હવે સંપૂર્ણ સ્થૂલ બ્રહ્મતત્વને કહે છે. હવે તત્વજ્ઞાનથી ક્રમ ભૂમિની સાધ્યતા કહેવાય છે. હે દક્ષ !!! આ શિવાય પુરાતન એટલે તેથી પરે સ્થૂલ બ્રહ્મ તત્વનો અભાવ છે તે તત્વજ્ઞાન સાંભળો નાના પ્રકારના ભાવ વડે સર્વ પ્રાણીઓ રૂપ વિશ્વ નામાત્મક વ્યક્તિગત આત્મા છે. તેને વિદ્વાનો જાણે છે.

**जन्म मृत्यु युताःभोक्ता स्त्वं पद धारका मताः ॥**

**वैश्वानर स्त्वं पदश्चैकरूपात्व्यापकोमतः ॥२७॥**

**અર્થ**:—એ પ્રમાણે જાગૃત અવસ્થાના વ્યષ્ટિગતપણા વડે તે જન્મ મૃત્યુ યુક્ત જેમ વિશ્વ નામાત્મક આત્મા છે—અને તે જેમ નાનાત્મકપણાથી त्वं પદ કહેવાય છે તેમજ એકપણાના સ્વરૂપના તાદૃશરૂપપણા વડે તે **વૈશ્વાનર** એક લક્ષણ સમારૂઢ થયેલો વ્યાપક રૂપ આત્મા त्वं પદરૂપ છે.

**तयोरभेद भावेय ब्रह्मतत्वं प्रकीर्त्यते ॥**

**जागृद्भाव धरं पूर्णं स्थूलभाव परायणं ॥२८॥**

**અર્થ**:—તે બંન્ને વિશ્વ અને વૈશ્વાનર-વ્યષ્ટિ સમષ્ટિના ઉભય પદરૂપ આત્મા અભેદ એક ભાવે પૂર્ણ માત્ર છે. સ્થૂલભાવ પરાયણ એટલે જાગૃત અવસ્થા ભાવધારક પૂર્ણરૂપ આત્માજ છે તેજ બ્રહ્મતત્વને જાણવું. યોગીઓવડે એ પ્રકારના ક્રમથી સ્વપ્ન આદિમાં પણ તેજ તત્વજ્ઞાન જાણવાનું છે એમ સામાન્યપણાથી તત્વવિહાર છે.

**एवं नाना विभागेषु ज्ञातव्यं तत्वरूपकं ॥**

**सूक्ष्मादिषु प्रजानाथ ब्रह्म सौख्य प्रदायकं ॥२९॥**

**અર્થ**:—હે પ્રજાનાથ !!! એવા સૂક્ષ્માદિ પંચ ભુતોના વિભાગોમાં સુખ પ્રદાયક એટલે સત્વ-તત્વ-સુખ સમાધિ સામર્થ્યથી સાક્ષાત્કારવડે સુખરૂપ બ્રહ્મ પરમાત્માજ છે. કૃતકૃત્યપણાનું સુખ અને તે સુખ આપનાર તત્વરૂપ તેને જાણવું અને તે પણ સામાન્યપણાથી સર્વત્ર તેજ બ્રહ્મ છે—એમ બ્રહ્મનો વિહાર જાણવો.

**अथ सूक्ष्मं प्रवक्ष्यामि योग मार्ग प्रसिद्धये ॥**
**शुद्ध ।चत्त प्रभावेण तज्ज्ञानं तन्मयं भवेत् ॥३०॥**

**અર્થ**—હવે સૂક્ષ્મ પંચભૂત તત્વના જ્ઞાનને કહે છે હે દક્ષ ! ! ! અનુક્રમ વડે યોગ પ્રાપ્ત માર્ગની સિદ્ધ મેળવવા માટે સૂક્ષ્મ બ્રહ્મના સ્વરૂપને કહું છુ. શુદ્ધ ચિતના પ્રભાવ વડે મનુષ્યોને તે જ્ઞાન સૂક્ષ્મ બ્રહ્મના અનુભવે એટલે આત્મના અભેદે તન્મય પ્રકટ થાય છે.

**बाह्य स्थूलं विशेषेण जागदन्नमयंपरं ॥**
**आंतरं स्वप्न भावाख्यं सूक्ष्मं जानीहि मानद ॥३१.**

**અર્થ**:—હવે સૂક્ષ્મ બ્રહ્મના અધિષ્ટાનને વર્ણવે છે. બ્રાહ્ય અન્નમય કોષા ત્મકપણાથી બાહ્ય જાગૃત અવસ્થા અન્નમય છે પરંતુ તે બાહ્ય વિહારને અભાવ છે–સ્થુલ વર્ણન પછી અંતરમાં સ્થિત **સ્વપ્નાવસ્થા** છે. તે તેના ભાવના વિહારી પણાથી તાદશ તે વિહારી છે. એટલે તેને સૂક્ષ્મ નામને સ્થુલ દેહના અંતરમાં છે. તેને હે દક્ષ ! ! ! તું બ્રહ્મ જાણ.

**प्राणो दश।बधः प्रोक्तः सूक्ष्मरूपोंतरे स्थितः ॥**
**तस्मात्सूक्ष्मं मनःप्रोक्तं प्राणान्तः सं व्यवस्थितम् ॥३२॥**

**અથ**:—હવે તેના કોશોના સ્વરૂપને કહે છે કે–દશ પ્રકારના પ્રાણ દેહોના અંતરમાં સ્થિત છે. તેને પ્રાણમય કોશ જાણવો. તે પ્રાણોથી સૂક્ષ્મ એવું મન રહેલું છે. જેને અંતઃકરણપણાથી **મન** કહેવાય છે. તે પ્રાણોના આધાર પણાથીજ છે. તેને **મનોમય** કોશ જાણવો.

**तस्मात्सूक्ष्मं च विज्ञानं देह द्वंद्वज्ञ मुत्तमं ॥**
**मनोंतरे स्थितं पूर्ण तदंतर्न च विद्यते ॥३३॥**

**અર્થ**:—તે મનથી સૂક્ષ્મ એવો બુદ્ધિનો **વિજ્ઞાનમય** કોશ છે અને તે અંતઃકરણરૂપ બુદ્ધિના દ્વંદ્વ ભાવને જાણનારો હોઈ તે મનના અંતરમાં બુદ્ધિરૂપે સ્થિત છે. એટલાજ માટે સ્થૂલ દેહેન્દ્રિય–મનમાં–સુખદુઃખાદિ જે બુદ્ધિરૂપ દ્વંદ્વો તેને જાણનારો તેનાથી પરે છે. દ્વંદ્વજ્ઞનો અભાવ છે. એવો ઊત્તમ તે **વિજ્ઞાનમય કોશ** છે. આ દ્વંદ્વજ્ઞથી પરે અંતઃકરણનો અભાવ છે. અને તે દ્વંદ્વ ભાવવડે દર્શનરૂપ છે.

**त्रिविधं कोश संयुक्तं स्वप्नं सूक्ष्म स्वरूपकं ॥**
**सर्वांतरे स्थितं ब्रह्म द्वंद्व माया प्रचालकं ॥३४॥**

એ પ્રકારે સૂક્ષ્મ દેહમાં ત્રણ કોશનું વર્ણન કરી હવે સૂક્ષ્મ દેહની સ્વપ્નાવસ્થાનું વર્ણન કરે છે એવા ત્રણે કોશ સંયુક્ત ( પ્રાણ–મન અને બુદ્ધિ રૂપ વિજ્ઞાન ) એટલે તેના અભેદ વડે જે છે–તે સૂક્ષ્મ દેહ છે–પ્રાણમય કોશ વાયુતત્વ સ્વરૂપ હોવાથી બાહ્ય સ્થૂલની સાથે સમતા ધરાવી શકે નહિં. ત્યાં સૂક્ષ્મ

પંચભૂતનું સ્વરૂપ તાદશ છે. અહિંયાં મિમાંસાકાર કહે છે—વિશ્વાત્મા (સ્થુલાત્મા) મરણ અવસ્થામાં યમના દુત સાથે ગમન કરે છે. ત્યારે પૃથ્વી પાણી અને અગ્નિ તત્વોમય દેહનો ત્યાગ કરી વાયુ તત્વાત્મક જે પ્રાણ તેનો આશ્રય કરીને ગમન કરે છે—વાયુનું ગમન માત્ર યમદુતોને દૃષ્ટિગોચર છે. તે વાયુ હૃદયાકાશમાં વાયુના કારણપણાથી સ્થિત થાય છે-તે વાયુ હૃદયાકાશમાં જાય છે ત્યારે યમોને દેખાતો નથી. કેમકે વાયુ મૂર્તિહીન સ્વરૂપ છે. તેથી ચક્ષુથી દેખાય નહીં તે હૃદયાકાશમાં વેંત માત્રના પ્રમાણથી જ્ઞાનદેહાત્મીકા બુદ્ધિ મરણાનુભવને જાણનારી છે–તે સ્થિત છે–તેનું સ્વરૂપ જ્ઞાનાત્મિકા છે અને તે દેખાતી નથી કેમકે બુદ્ધિ જ્ઞાન અજ્ઞાનના અભાવવાળી છે. તેના અંતમાં વિશ્વાત્મા સ્વયંજ્યોતિ જેવો (વીના ખીલેલી કળીના જેવો) અથવા દીપની પેઠે બુદ્ધિ ધર્મના પ્રકાશ રૂપે છે—એ પ્રમાણે તે વિશ્વાત્મા જાણે સ્વયંજ્યોતિ હોય નહિં એવી રીતે જ્યોતિ સ્વરૂપે સ્વપ્રકૃતિ (બુદ્ધિ) વિહારીપણાથી છે–" अंगुष्ठ मात्रं पुरुषं " ઇત્યાદિ શ્રુતિ અને સ્મૃતિમાં વર્ણન છે–તે પુરૂષ રૂપ–સ્વયજ્યોતિતત્વ નથી છતાં માયાના સબંધથી તે પુરૂષાકૃતિ રૂપ છે–તેનેજ શાસ્ત્રમાં જીવાત્મા કહેવાય છે–તેજ પોતાના કર્મફ્લનો ભોક્તા–સ્વર્ગ નરકમાં ભોગરત છે—જ્યારે નિમિત્તિક લય થાય છે ત્યારે વિશ્વાત્મા વાયુ તત્વહીન વાયુના લય જવા પણાથી હાર્દાકાશમાં રહે છે. કેમકે સ્વકૃતકર્મ ભોગાદિનો લય છે—પુનઃ બ્રહ્માના ઉદય દિવસમાં પોતપોતાના કૃતકર્મ ફળના ભોગ પ્રમાણુ વડે જાગૃદાદિ ત્રણે અવસ્થાના અથવા અવયવ અવયવીના અભેદ રૂપે વિશ્વાત્મા (જીવાત્મા) નિત્ય લય વ્યાપાર સંભવથી કરે છે—એ પ્રકારે સ્થૂલ પંચભૂત વિહાર જાણવો. તે દ્વિવિધ શરીરો પ્રત્યક્ષ પરમાણુરૂપ અન્વય અન્વયી ભેદાત્મકપણાથી જાણવા. એમ વિશ્વાત્મા બે પ્રકૃતિના ભોક્તા છે એમ પહેલાં કહી ગયા છીએ. વિચાર (જ્ઞાન) રૂપ બુદ્ધિ પ્રકૃતિ તે સૂક્ષ્મ છે અને ક્રિયા પ્રકૃતિ સ્થૂલ છે—એમ વ્યાસકૃત ભાષ્યમાં તે. વિચારાત્મક પંચભૂત તે સૂક્ષ્મ છે—હવે મન એ સંકલ્પ વિકલ્પ ધર્મવાળું છે—તથાપી તે મન સ્થૂલ દેહના અંતરમાં બુદ્ધિને આધિન—જાગૃત દેહેન્દ્રિય વિહારયુક્તપણાથી એક દેશાત્મક છે. વિચારનું સૂક્ષ્મ ભૂતાત્મકપણું હોવાથી સ્વપ્નને વિષે સર્વકોશ રૂપ વિચારો છે. જાગૃત અવસ્થામાં મન સૂક્ષ્મ હોવાથી હાર્દાકાશાત્મકપણા વડે આકાશ પરે સૂક્ષ્મનો અભાવ હોવાથી વિચારો ત્યાં ઊત્પન્ન થાય છે. તેથી બુદ્ધિના જ્ઞાનમય દેહપણા વડે ત્યાં પંચભૂત પરમાણુવત્ છે—તેથીજ આ સ્વપ્નાવસ્થા સૂક્ષ્મ પંચભૂતના વિહારાત્મકપણાથી છે. એમ એકંદર ક્રીયાજ્ઞાનાત્મકયોગ બે પ્રકારની પ્રકૃતિના પ્રચાલક રૂપે જે બ્રહ્મ છે તે તૈજસ આત્મા કહેવાય છે—અને તે સ્વપ્નાવસ્થાનો ભોક્તા છે.

**क्रियारूपस्तथा देहः सूक्ष्म भूतमयः स्मृतः ॥**
**सर्वांतरे समास्थाय कल्पिता भोगकारकः ॥३५॥**

**અર્થ**:—હવે બંન્ને પ્રકારની પ્રકૃતિના સ્વરૂપને વર્ણવે છે–સૂક્ષ્મ ભૂતમય એટલે જ્ઞાન વિચારાત્મક પંચભૂતમય અને ક્રિયારૂપે સ્વપ્નાવસ્થામાં બાહ્ય ક્રિયા સાધનાત્મકપણાથી સ્થૂલ દેહેન્દ્રિય છે તે વ્યવહારાત્મક છે–તેથી સર્વ જાગૃદાદિ ભૂતાન્તરમાં સ્થિર થઇ જાગૃત અવસ્થામાં સ્થૂલ ભોગને જોઇ તે વાસનામાં વસે છે–અને કાલ્પત ભોગકારક થાય છે. સ્વપ્નાવસ્થામાં તે વાસનાત્મક ભોગોની કલ્પનાનો સંભવ છે–ત્યાં તે તૈજસ આત્મા બુદ્ધિ માયાના સાદૃશ્યપણાની કલ્પના કરી તેજ ક્ષણે ભોગકારકપણાથી તાદશ ભોગ ઉત્પન્ન કરે છે. અહીંયાં કલ્પનાત્મક ભોગો ઉત્પન્ન છે–જે પ્રમાણે ઉત્પન્ન થાય તે પ્રમાણે કલ્પનાના ત્યાગે અન્ય કલ્પનાનો સંભવ છે. તેજ ક્ષણે પૂર્વ કલ્પનાના નાશમાં અન્ય કલ્પનાનો સંભવ છે. જેમ સ્વપ્નાવસ્થાનો હાથી દેખાય તેમ તેજ સ્થાને અન્ય અશ્વાદિની પણ કલ્પનાનો સંભવ છે–તેથી તે વાસનાત્મક વિહાર છે–વિચાર વડે કરીને તત્ક્ષણે તેનો સંભવ છે–न तत्र रथारथकारा ઇત્યાદી શ્રુતિ પ્રમાણે તેનો અર્થ છે–એમ આ તૈજસ આત્મા સ્વકલ્પિત ભોગમાં સુખ દુઃખને ભોગવી માયા આવરણયુક્તપણાએ જાગૃત વાસનામાં વિશ્વરૂપ થઇ વસે છે. મીમાંસામાં વ્યાસ મહારાજે સ્વપ્નાવસ્થાને માયાવિહાર એટલે માયામય વર્ણવેલી છે–તે સત્ય છે. કલ્પિત ભોગને વિષે ચિરસ્થાયીપણું કલ્પિત છે–કેમકે ઉત્પત્તિ નાશ એ કલ્પના છે સ્વપ્ન માત્ર મિથ્યા છે. તેથી તેના સર્વ ભોગનો ભોક્તા અને ભોગ પણ કલ્પીત એમ જાણવો સ્વપ્નાધ્યાયમાં સ્વપ્ન ફલ વર્ણન છે. સ્વપ્નાવસ્થામાં ભોગ અને ભોક્તા તે તૈજસ છે–અને તે તેને ગ્રહણ કરે છે–
अथ हैतत्पुरुषः स्वपितीत्यादि श्रुतेः ॥

ज्ञान देहः समाख्यातः सदैक भाव धारकः ।
पूर्ववत्सर्वं विज्ञेयं सूक्ष्म माया प्रकाशकं ॥२६॥

**અર્થ**:—હવે જ્ઞાનદેહનું વર્ણન થાય છે. વિચારાત્મક એવા સૂક્ષ્મ પંચભૂતોનો અભેદાત્મક સદા એક રૂપે–તેજ રૂપને ધારણ કરવાવાળો જે તૈજસ આત્મા તે પોતાની સ્વપ્નાવસ્થામાં જ્ઞાનાત્મિકાની ક્રીયાને વિષે તેજ જ્ઞાનદાતા બુદ્ધિમયપણાથી તેજ ભોગ જ્ઞાનાર્થે જ્ઞાનદેહ છે–અને તે ક્રિયા–જ્ઞાન વિહાર એવી જે માયા તેનો પ્રકાશ છે–પહેલાં વર્ણવેલી જાગૃદાવસ્થાપૂર્વક બાકીનું વર્ણન સમજવું. જેમ સ્થૂલ ભોગ છે તેમજ સૂક્ષ્મ ભોગ છે.

भिन्न भाव धराः सर्वे जंतवः स्वप्नगाः परा ।
तैजसास्ते मताः शास्त्रे क्रियाज्ञान प्रकाशकाः ॥२७॥

**અર્થ**:—સ્વપ્નાવસ્થાના વ્યષ્ટિના ભોક્તાને કહે છે–સ્વપ્નાવસ્થામાં નાના નાના પ્રકારના અનેક દેહોને ધારણ કરનારો–તે દેહીન્ અનેક જંતુઓમાં સ્વપ્નાવસ્થા ભોગવતો સ્વપ્નમાં પ્રવેશ કરે છે. તે તે સર્વથી પરે એટલે શ્રેષ્ઠ

છે-કેમકે બ્રહ્માંશપણાથી સ્વપ્નવિહારી છતાં શ્રેષ્ઠ છે. ક્રિયા પ્રકૃતિ અને જ્ઞાન પ્રકૃતિ બંન્નેનો ભોક્તા હોવાથી ક્રિયા અને જ્ઞાનનો પ્રકાશક છે તે મહાન્ જ્યોતિ જેવો આત્મા હોવાથી તેને तैजस કહેવામાં આવે છે એમ વેદશાસ્ત્રાદિ સંમત છે. તેજ (જ્યોતિ) ભાવને પ્રાપ્ત થયેલો માટે તૈજસ છે. તે તૈજસ આત્મા માયાવરણયુક્તપણાથી સાધ્યજ છે.

**विराट् तत्र समाख्यातो हिरण्यगर्भ संज्ञितः ।**

**व्यापकः स्वप्न भावेषु नाना जंतु प्रचालकः ॥२८॥**

**અર્થ**:—હવે સમષ્ટિના સ્વપ્નાભિમાની હિરણ્યગર્ભ વ્યાપક આત્માને કહે છે કે-આ સ્વપ્નાવસ્થામાં ભિન્ન ભિન્ન સ્વપ્નાવસ્થાના ભાવમાં નાના પ્રકારના જીવાત્મા રૂપ તમામ જુદા જુદા તૈજસ નામાત્મક દેહાભિમાનીનો પ્રચાલક જે વ્યાપકના આધારે વ્યાપ્યરૂપ છે. એટલાજ માટે એ વ્યાપક સ્વપ્નાવસ્થામાં સર્વવ્યાપક છે. સ્થૂલ વિરાટ કે જે સર્વ પ્રાણીઓમાં સર્વાત્મકપણાથી જેમ વિરાજે છે (શોભે છે) તેમ તેજ તાદૃશપણા રૂપે આ હિરણ્યગર્ભ સંજ્ઞાવાળો અવિનાશાત્મક વ્યાપક શરીરના ગર્ભ રૂપ જેમ હોય તેમ તેના અંતસ્થ આત્માપણા રૂપે જાણવો. વ્યાપકની પણ ક્રિયા અને જ્ઞાનરૂપ પ્રકૃતિ હોવાથી તે પ્રકૃતિનો વિહારી જાગૃત-વિરાટ્ના જેવોજ જાણવો.

**तयोरभेद भावेयद् ब्रह्म स्वप्नात्मकं परं ।**

**सूक्ष्म माया प्रकाशत्वात्सूक्ष्मं तत्कथ्यते बुधैः ॥२९॥**

**અર્થ**:—હવે સાક્ષાત્ સૂક્ષ્મ બ્રહ્મનું વર્ણન કરે છે-તે તૈજસ (વ્યષ્ટિ સ્વપ્નનો અભિમાની આત્મા બ્રહ્મ) તથા હિરણ્યગર્ભ (સમષ્ટિ સ્વપ્નાવસ્થાનો અભિમાની આત્મા બ્રહ્મ) એ બેના અભેદભાવે વ્યાપ્ય અને વ્યાપકપણાના સંયોગ અભેદે જે બ્રહ્મસ્વરૂપ-તે વ્યાપ્ય વ્યાપકહીનપણાએ પોતાના મહિમામાં સ્થિત છે કેમકે તે શ્રેષ્ઠ છે. સ્વપ્નાવસ્થાના માયાત્મકપણાએ હોવાથી તે બંન્નેના અભેદનો બ્રહ્મ છે. કેમકે તેથી પરે સૂક્ષ્મ બ્રહ્મનો અભાવ છે-યોગીજનોએ તે માયાવરણયુક્તપણા વડે સ્વપ્નરૂપ માયાના પ્રકાશપણાથી તેને સૂક્ષ્મ કહેલો છે. જેટલો તે સૂક્ષ્મ કહેવાય તેટલો તે માયા વિહારરૂપ મોહધારણથી જાણવો એજ અનુભવ વડે સંપ્રજ્ઞાત યોગમાં વિચારાનુગત સમાધી છે-તેનું વર્ણન યોગશાસ્ત્રમાં કહેલું છે. ત્યાં વ્યાસભાષ્ય પણ છે કે-ત્યાં સર્વભૂતના અભિવ્યક્ત ધર્મમાં દેશકાલ નિમિત્ત-અનુભવના અવિછિન્નપણામાં જેની સમાપ્તિ છે-તે સવિચારાનુગત સમાધિ કહેવાય છે-ત્યાં પણ એક બુદ્ધિ નિર્ગ્રાહ્ય હોવાથી ઉદિતધર્મ વિશિષ્ટ ભૂત સૂક્ષ્મ આલંબનરૂપ પ્રજ્ઞા બુદ્ધિની સમાધિ છે. એમ વ્યાસ વચન છે.

पूर्ववत्तस्व भावश्च विज्ञेयः सूक्ष्मगः परः ।
शुद्ध चित्त प्रभावेण साक्षात्कारं करोतिसः ॥४०॥

અર્થ:—હવે તત્વજ્ઞાનના અર્થને કહે છે. શુદ્ધ ચિત્તના પ્રભાવે જે નર બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે. તેજ બ્રહ્મને જાણે છે–કેમકે તેમાં સમાધિનું સામર્થ્ય છે. સૂક્ષ્મ તત્વજ્ઞાન વડે પૂર્વે કહી ગયા પ્રમાણે જાગૃત અવસ્થાના બ્રહ્મના પ્રમાણે તે સમજવું. તેથી પરે સૂક્ષ્મ બ્રહ્મના અનુભવનો અભાવ છે. વિજ્ઞેય સ્વરૂપ તે તૈજસ આત્મા ક્રીયાત્મક રૂપે त्वं પદ છે અને જ્ઞાનાત્મકરૂપે હિરણ્યગર્ભ વ્યાપક તે तत् પદરૂપ છે. તેના અભેદમાં સૂક્ષ્મ બ્રહ્મસ્વરૂપ જાણવું.

अतः परं समाख्यं यद्ब्रह्म सुषुप्ति संज्ञितं ।
कथयामि महा प्रित्या लोकानामुपकारकं ॥४१॥

અર્થ:—એ પ્રમાણે સ્થૂલ સૂક્ષ્મ બ્રહ્મનું વર્ણન કરી હવે સમાત્મક બ્રહ્મના સ્વરૂપને વર્ણવે છે. એનાથી પરે એટલે સૂક્ષ્મ જ્ઞાનથી પરે સુષુપ્તિ સંજ્ઞારૂપ સ્વપ્નભાવ હીન ગાઢ નિદ્રારૂપ જે તાદૃશ સ્વરૂપ કેવળ માયા આવરણ યુક્ત સુષુપ્તિ અવસ્થાત્મક બ્રહ્મ કે જે બાહ્ય અને અંતરના અભેદમાં તેમ સ્થૂલ અને સૂક્ષ્મભૂતોના સમપણામાં છે. તે હે દક્ષ!!! તે મહા પ્રીતિવડે લોકોના અનુગ્રહને માટે કહું છું. જેના આધારથી સાક્ષાત્કાર થવાનો સંભવ છે તે સાંભળો.

बाह्य जागृन्मयं दक्ष वपुः सर्वत्र पठ्यते ॥
आंतरं स्वप्नमित्युक्तं तयोर्योगे समात्मकं ॥४२॥

અર્થ:—હવે ઉભય સાથે સમાત્મકને વર્ણવે છે. હે દક્ષ!!! જાગૃત અવસ્થામય બ્રહ્મ બાહ્ય સ્થૂલશરીરમય તે દેહવિકારી પણાથી છે. એમ સર્વ કોઈ જાણે છે અંતરમાં સ્વપ્નાવસ્થાત્મક બ્રહ્મ સૂક્ષ્મ શરીરમય છે. એ બેઉના યોગના અભેદમાં સમાત્મક બ્રહ્મ તે કારણ શરીરમય સુષુપ્તિ અવસ્થાત્મક બ્રહ્મ છે

बाह्यांतरैक भावाख्यं बाह्यांतर विवर्जितम ॥
आनंद कोशगं साम्यं कृतं भूतै गुणात्मकंः ॥४३॥

અર્થ:—બાહ્ય જે જાગૃત અવસ્થાત્મક બ્રહ્મ અને અંતરનો સ્વપ્નાવસ્થાત્મક બ્રહ્મ તે ઉભયના એકભાવરૂપ તાદૃશ–તેજ બાહ્યાંતર વિવર્જીત બાહ્યાંતર વિકારહીન પણાથી સમતાને પ્રાપ્ત થયેલો સ્થૂલ સૂક્ષ્મના અભેદપણાએ ગુણાત્મક સ્વરૂપના ભેદમાં (શબ્દસ્પર્શ રૂપ રસ ગંધ ગુણની સમાનતા તે ગુણાત્મક) સ્થૂલ સૂક્ષ્મ ભાવપર્યંત તેથીપણ પર એવા ગુણાંતર્ગત પંચભૂતપણાએ કરેલાં એવાં શબ્દાદિ ગુણવડે સુષુપ્તિ અવસ્થાએ કરેલા અવિશેષ ભોગયુક્ત તે આનંદનામના કોશથી છે.

जागृत्यक्त्वा नरो यस्तु स्वप्नं गच्छति तत्रसः ॥
तयोःसंधिं समाश्रित्य सुषुप्ति र्जायते परा ॥४४॥

અર્થઃ—હવે સુષુપ્તિના સ્વરૂપને કહે છે. જાગૃત અવસ્થા છોડી જે મનુષ્ય સ્વપ્નાવસ્થામાં જાય છે તે સમયે તે જાગૃત અને સ્વપ્નની સંધીનો આશ્રય કરીને પ્રથમ પલમાત્ર કાળ સુષુપ્તિ ઊત્પન્ન થાય છે. કે જ્યાં જાગૃત સ્વપ્નનો અભાવજ છે–તેથી સ્વપ્નાવસ્થાથી પર જવું તે પરા અવસ્થા જે સુષુપ્તિ તેનેજ શ્રેષ્ટ જાણવું

तथा स्वप्नं परित्यज्य जागृतिं गच्छति स्वयं ॥
तयोः संधिं समास्थाय तिष्ठति सा सुषुप्तिका ॥४५॥

અર્થઃ—તેજ પ્રમાણે સ્વપ્નનો ત્યાગ કરી સ્વપ્નાવસ્થા ભોગવીને તે પછી તે જીવાત્મા જાગૃતીને પામે છે–તેથી આદિમાં પ્રથમ તે સ્વપ્ન અને જાગૃતીની સંધિમાં સ્થીત થતાં સ્વપ્નજાગૃત હીનપણાએ સુષુપ્તિ સ્થિત છે. એક પલમાત્ર એ પ્રમાણે સુષુપ્તિનો આશ્રય છે પછી તરતજ જાગૃતઅવસ્થા યુક્ત થાય છે.

यत्र सुप्तो नरो दक्ष ज्ञानयुक्तो भवत्यसौ ॥
न जानाति स्वकं चान्यं स्वप्नं नैव मपश्यति ॥४६॥

અર્થઃ—હે દક્ષ !!! હવે બીજી રીતે કહે છે. જ્યારે મનુષ્ય સુષુપ્તિમાં સુતેલો અજ્ઞાન યુક્ત થાય છે–કેમકે તે અવસ્થા વિશેષે કરીને ભોગ હીનપણારૂપ છે. ત્યારે તે માણુ સ્વપ્નને કદાપી જોતો નથી–કેમકે નિદ્રા છે એટલે પોતાને વિશેષપણાએ જાણતો નથી. પોતાના આત્માને ન જાણવાથી પરમ આત્માને પણ જાણતો નથી.

सा सुषुप्तिः समाख्याता निद्रां संश्रित्यतिष्ठति ॥
जागृति स्वप्न बोधंया करोति सा सुषुप्तिका ॥४७॥

અર્થઃ—નિદ્રાનો આશ્રય હોવાથી તે અવસ્થાને સુષુપ્તિ અવસ્થા કહેવામાં આવે છે. જાગૃત અવસ્થાનેવિષે સ્વપ્નનો બોધ છે તેજ પ્રમાણે સ્વપ્નાવસ્થામાં જાગૃતનો બોધ છે તેજ સુષુપ્તિ જાગૃત સ્વપ્નના મધ્યમાં સમભાવ ધારણરૂપ જાણવી. અહિંયાં જે આનંદમય કોશ છે તે ઊભયપદના આનંદરૂપે છે. અને અવિશેષ ભોગાત્મકપણાથી શબ્દાદિ પંચભૂતવિષય ગુણાત્મકરૂપ છે. તે પોતાના આત્માના આલ્હાદક શબ્દાદિ ગુણ વિહારથી સર્વભૂતોનો ભેદ પોતાના આત્મામાં લય જાય છે અહિંયાં વ્યાસ ભાષ્ય છે કે–આનંદ એટલે આલ્હાદ–એટલાજ માટે આ આનંદમય કોશ આલ્હાદકપણાથી છે. શબ્દાદિ ગુણનું અવિશેષપણું સ્થૂલ સૂક્ષ્મ વિહાર વિશેષનું લય જવાપણાથી જાણવું. અહીંયાં આકાશ, વાયુ, અગ્નિ. જળ અને પૃથ્વી ભૂતો તે વિશેષ અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ તે તન્માત્રા અવિશેષરૂપ હોવાથી તે તન્માત્રા કહેવાય છે. અવિશેષ શબ્દાદિ ગુણાત્મક પણાવડે આનંદમય કોશનો વિહાર જણાતો નથી તે જાગૃત સ્થૂલ ભૂતમાં શબ્દાદિ ગુણાત્મક કોશવડે સ્થૂલવિહાર યુક્ત છે–તેમજ

સ્વપ્નાવસ્થામાં સૂક્ષ્મ ભૂતરૂપે જાણવું. ઉભય શરીરોવડે ઉભયમાં જવાપણું ન તન્માત્રાનું છે.

सा द्विधा मायया युक्ता प्राज्ञेश्वर स्वभावतः ॥
भिन्नदेह धराणांतु प्रज्ञाख्या सा प्रकीर्तिता ॥४८॥

**અર્થ**:—હવે તેના વિહારને કહે છે. આ સુષુપ્તિ અવસ્થા માયા વડે કરીને યુક્ત છે. માયાના બે પ્રકારના વિધવિધ વિહારવડે તે આનંદબ્રહ્મ છે. વ્યષ્ટિમાં તે સુષુપ્તિના અભિમાનીને પ્રાજ્ઞ કહેવાય છે તેમ સમષ્ટિમાં સુષુપ્તિના અભિમાનીને અવ્યાકૃત અથવા ઇશ્વર કહેવાય છે વ્યષ્ટિગત ભિન્નભિન્ન દેહ ધારણ કરવાથી સુષુપ્તિ અવસ્થામાં તે ભિન્ન દેહ ધારણ કરનારા જીવાત્માઓ તેના વિહારરૂપ પ્રજ્ઞા (બુદ્ધિ) ને વિષે આનંદરૂપે તે પ્રાજ્ઞ કહેવાય છે—કે જે ઉત્તમ આકર્ષણવડે ઉભય અવસ્થામાં પોતાની અવસ્થાને જાણે છે. તે વ્યષ્ટિભાવ ધારણ કરવાથી પ્રજ્ઞાનો પ્રાજ્ઞ છે, તેની ક્રિયા અને જ્ઞાન વિહાર પ્રકૃતિ બુદ્ધિના વિહારરૂપે જાગૃતવત્ જાણનારો છે. તત્વજ્ઞાનથી સર્વત્ર સમાન કહેવાય છે.

विराट्रूप धरानित्या सेश्वराख्या प्रकथ्यते ॥
ब्रह्मरूपा तयोर्योगे तत्व संज्ञा यथा पुरा ॥४९॥

**અર્થ**:—સમષ્ટિની જાગૃત અવસ્થાને વિષે વિરાટરૂપ ધારણ કરનાર તેજ આ સમષ્ટિભાવની સુષુપ્તિમાં ઇશ્વર છે. તેની પ્રકૃતિ સ્વરૂપે વ્યષ્ટિમાં અનિત્યા અને સમષ્ટિમાં નિત્યા વ્યાપક દેહાત્મિકા ઇશ્વરીનામથી છે. તે પ્રજ્ઞાનો પ્રાજ્ઞ અને ઇશ્વર એ ઉભય ( સુષુપ્તિમાં ) ના સંયોગના અભેદમાં બ્રહ્મરૂપાવસ્થા તે સુષુપ્તિ માયા આવરણ યુક્ત છે. આગળ જણાવ્યા પ્રમાણે આ અવસ્થાત્મક બ્રહ્મ પ્રાજ્ઞ અને ઇશ્વર ત્રણ પ્રકારના વિહારયુક્ત તત્વરૂપ છે. અહિંયાં આનંદાનુગત સંપ્રજ્ઞાત સમાધિ છે. અત્ર યોગસૂત્ર છે કે—निर्विचारवैशारद्यमध्यात्मप्रसाद इति ॥ તેના ઉપર વ્યાસભાષ્ય છે કે—અશુદ્ધ આવરણ મલનો લય થતાં અથવા નિર્વિચાર સમાપત્તિનું પુનઃ પુનઃ અનુષ્ઠાન કરવાથી તે પ્રકાશને ઝીલનારી જે બુદ્ધિ રજોગુણના અને તમોગુણના ત્યાગપૂર્વક સ્વસ્વ સ્થિતિરૂપ જે યોગીજનોનો પ્રવાહ એકાગ્રની ધારા—તે બુદ્ધ સત્વનું વૈશારદ્ય કહેવાય છે. જ્યારે નિર્વિચાર સમાધિનું વૈશારદ્ય ઉત્પન્ન થાય છે ત્યારે તેને યોગીજનો અધ્યાત્મ પ્રસાદ કહે છે તે શુદ્ધ બુદ્ધિનો પ્રકાશ છે. જેમ પર્વત ઉપર રહેલો મનુષ્ય ભૂમિ ઉપર રહેલા મનુષ્યોને જુએ છે તેમ આ ઋતંભરા પ્રજ્ઞા (શુદ્ધ બુદ્ધિનો પ્રકાશ) શોકરહિત થતાં પ્રજ્ઞાના પ્રકાશની ઉત્તમતા વડે જોતો એવો પ્રાજ્ઞ ઇશ્વર અભેદ પુરૂષ સર્વથી પોતાને ઉત્તમ જાણતો થકો સર્વ દુઃખથી રહીત પોતાને જોઇ અને બીજાઓ નીચેનાને શોકરૂપ અને દુઃખરૂપ જુએ છે.

**अथ तुरीयरूपंते कथयामि समासतः ॥**
**नादरूप धरं भूत तन्मात्रा भेद मंजसा ॥९०॥**

**અર્થ**:—એ પ્રમાણે સુષુપ્તિના બ્રહ્મસ્વરૂપને વર્ણવી. હવે આ ત્રણે અવસ્થાથી પરે તુરીયા અવસ્થાના અર્થને કહે છે–હે દક્ષ!!! હવે તુરીય સ્વરૂપને સંક્ષેપમાં કહું છું તે સાંભળો. ભૂતોરૂપ સ્થૂલ અને સૂક્ષ્માની તન્માત્રા સાથેનો જે અભેદ સંયોગ તે તુર્ય છે તેને શાસ્ત્રમાં "अस्मिता" કહેવાય છે છું પણાના અર્થથી તૂર્ય છે. જે ત્રિગુણાત્મકારૂપ ત્રણ અવસ્થાનો અભેદ તે સર્વ હું છું તે મારાથી કિંચીત્ ભિન્ન નથી એમ કહેનારો તે અસ્મિતાખ્ય નામથી તુર્યસ્વરૂપ બ્રહ્મ છે. તે ત્રિગુણથી તેમ ત્રી સંજ્ઞારૂપ સર્વભેદથી પરે છે. ત્રિગુણના અભેદપણાથી છે. વળી પ્રણવાત્મક (ॐ) જેના અકાર–ઊકાર અને મકારના અભેદ પ્રકારથી તે नाद કહેવાય છે. ततश्चोमिति ध्वनीरभूत श्रुतेः ॥ તેજ ॐ પ્રણવજ ધ્વની એટલે નાદરૂપ હોતો હવો તે તુર્ય છે–તેમજ શિવ મહિમ્નમાં પણ तुरीयंते धाम ध्वनिभिरवरुंधानमणुभिरिति ॥ તે તુર્ય ધામ છે કે જે પૂર્ણ બ્રહ્મસ્વરૂપ ૐકાર તેના ધ્વની તે અણુ સ્વરૂપે અવરોધન કરી રહે છે. તે જાગૃત બ્રહ્મ અણું સૂક્ષ્મ તેથી અણું અને વિશેષ અણુસ્વરૂપ સુષુપ્તિ છે તેના કેવલ અણુરૂપ આ તુર્ય ધામ છે. તે ત્રીગુણ માયા હીનપણાથી તે સ્થાન તરંગ રહીત મંહોદધીકલ્પ છે–તેજ ધારણા ધ્યાન મહિમા હીનમાત્ર એક ધ્યાતૃ હીનપણાથી છે. नान्तः प्रज्ञं न बहिः प्रज्ञं न प्रज्ञं ना प्रज्ञंमित्यादि ॥ અહિંયાં નાદસ્વરૂપમાં શબ્દ ગુણાત્મક પંચતન્માત્રાના લયનું સ્થાન તે તુરીય છે. શબ્દ બ્રહ્માત્મક જે નાદ તે પ્રણવનું સ્વરૂપ અને તેથીજ અક્ષરની ઊત્પત્તિ છે. તેનો ભોગ ત્રિગુણ–વિશેષ હીનપણાથી અવિશેષ સ્વરૂપે સદાએ તે અસ્મિતા છે.

**त्र्यवस्था संश्रितं पूर्णं त्रिषु साक्षिवदुच्यते ॥**
**तस्यानुभव माहात्म्यं कथयामि हितायते ॥९१॥**

**અર્થ**:—હવે તે તુર્યબ્રહ્મના અનુભવને કહે છે. ત્રી અવસ્થાથી સંશ્રિત સ્થૂલ પંચભૂતાત્મક–સૂક્ષ્મ પંચભૂતાત્મક–તેમ પંચતન્માત્રાત્મક એટલે ઇન્દ્રિયાત્મક અને બુધ્યાત્મક તે સર્વથી યુક્ત અને પરે તુર્યસ્વરૂપ–કે જે પૂર્ણથી ભિન્ન છે કે જે ત્રણે અવસ્થા જેની માયાવડે સૃજાય છે. તે ત્રણે અવસ્થાનો કેવળ સાક્ષીવત્ ત્રીઅવસ્થામાં પોતાની માયાવડે રચી વિકારરહિત પણાથી તે તુર્ય કહેવાય છે એને ત્રીઅવસ્થાના સાક્ષી તરીકે યોગીજનો સાક્ષી કહે છે તે સાક્ષાત્કાર માહાત્મ્યના અનુભવને તમારા હિતને માટે કહું છું.

**मया जागृन्मयं भुक्तं मया स्वप्नं विलोकितं ॥**
**निद्रायां न मया किंचिज्ज्ञातं वदतियः स वै ॥९२॥**

**અર્થ**:—હવે તેના અનુભવને કહે છે—જે ચિત્તમાં સ્થિત છે એમ કહેવાય છે. તે તુરીયાત્મા છે—તે જાગૃત અવસ્થા વિશ્વનામા દેવના સાક્ષી રૂપે જાગૃત અવસ્થાના વિહાર સાક્ષીત્વથી જાગૃતમય ભોગને ભોગવે છે. ત્યારે પ્રશ્ન છે કે જાગૃત અવસ્થાનો ભોક્તા તો વિશ્વબ્રહ્મ છે—ત્યારે તુરીયાત્મા શી રીતે કહો છો. આતો ઉત્ક્રમ દર્શન છે. તે કહો ત્યારે કહે છે કે જાગૃત અવસ્થાનો ભોગ ભોક્તા તે વિશ્વ છે તે તૂર્યના અહંમમભાવ ધારણથી છે—તેને સ્વપ્નનો અનુભવ નથી. સ્થૂલનો સૂક્ષ્મને વિષે પ્રવેશ કરવાનો અભાવ છે. તેથી તેને વિશ્વાત્માજ કહે છે—મેં સ્વપ્ન જોયું તે મિથ્યા છે તેમાં સ્થિત અભેદપણાએ તુર્ય સાક્ષીપણાથી છે—તુરીય અને વિશ્વાત્મા ચૈતન્યરૂપે ભિન્ન નથી. કેમકે ત્રિગુણોનું અભેદપણું છે—तुरीयं त्रिषु संततम् ॥ स्मृतेः ॥ એટલાજ માટે વિશ્વાત્મા જાગૃત અવસ્થાનો જાણવાવાળો તે તુરીયાત્મા તે ત્રણે અવસ્થાને જાણવાવાળોજ છે એ સિદ્ધ છે. તેના એટલે તુર્યના અભેદને લઈને તુરીયાત્માપણા વડે વિશ્વ આદી કહેવાય છે—તે તુર્યજ છે એમ જાણવું. તે મેં સ્વપ્ન મિથ્યા જોયું. અને મેં નિંદ્રામાં કંઇ પણ જાણ્યું નહિ એ પ્રમાણે જે અહં આ વાત કરે છે તેજ તુરીય આત્મા છે તેથીજ તે ત્રણે નીચલી અવસ્થાનું વર્ણન કરે છે તેનેજ તુર્યાત્મા જાણવો.

यदा जागर्ति विश्वस्थ तदा द्वाभ्यां विवर्जितः ॥
यदा स्वपिति सद्वाभ्यां हीनस्तिष्ठति निश्चितं ॥५३॥

**અર્થ**:—હવે તેના વિહારને કહે છે—એજ તુર્યાત્મા જ્યારે વિશ્વને વિષે વિશ્વાત્મા સ્વરૂપે સ્થિત છે—ત્યારે સ્વપ્ન અને સુષુપ્તિ રહીત થઇ જાગૃત બ્રહ્માત્મિકા ક્રિયા પ્રકૃતિને ભોગવે છે. અહિંયાં ચૈતન્યાત્મા તૂર્ય સ્વરૂપ છે. તે ચૈતન્યાત્મા અવસ્થાના ભોગને અર્થે જાય છે—તે અવસ્થા સચેતન થાય છે. એમ જાણવું. એમ તે અવસ્થાનો ભોક્તા વિશ્વ તૈજસ પ્રાજ્ઞને વિષે તુર્યાત્માને જાણવો. જ્યારે તુર્યાત્મા સ્વપ્નાવસ્થાના બ્રહ્મ ભોક્તા તરીકે થાય ત્યારે સ્વપ્નાવસ્થા ભોગવાય છે. ત્યારે વિશ્વાત્મા ઊંઘે છે. તૈજસ ક્રિડા કરે છે તે તુર્યાત્માજ છે. એમ તે વખતે જાગૃત સુષુપ્તિ વર્જીત સ્થિતી છે.

यदा सुषुप्ति संस्थोयं तदाद्वाभ्यां विवर्जितः ॥
एवं भेद प्रकारैः स त्र्यवस्था संयुतो मतः ॥५४॥

**અર્થ**:—જ્યારે તુર્યાત્મા સુષુપ્તિ અવસ્થામાં સ્થિત થાય છે—ત્યારે પ્રાજ્ઞ ચેતનાત્મકપણાથી ક્રિડા કરે છે—તુરીયાત્માની સહાયતાથીજ સુષુપ્તિનો ભોક્તા તે પ્રાજ્ઞ બને છે ત્યારે જાગૃત અને સ્વપ્નાવસ્થામાં તે તુરીયાત્મા નથી એમ જાણવું એ પ્રકારના ભેદવડે તુરીયાત્મા ત્રણે અવસ્થાસંયુક્ત છે એમ ચૈતન્ય તુરીયા

-ત્માના જવાપણાથી તે તે અવસ્થાઓ ભોગવાય છે-અહંસ્વરૂપ ચેતન જે તુર્ય-તેનાથીજ તે રૂપ છે-ત્યાં યોગ સૂત્ર છે કે. ततः प्रत्यक चेतमाधिगमोऽप्यंतराया भावश्च इति ॥ વ્યાસ ભાષ્યમાં જોવું તેમ પ્રથમાધ્યાયમાં વર્ણન આવી ગયું છે.

तस्य तत्वं प्रवक्ष्यामि वैश्व तैजस प्राज्ञगः ॥
त्वं पदाख्यः समाख्यातो नादरूप धरः प्रभुः ॥५५॥

અર્થઃ—હવે તુર્યબ્રહ્મ તત્વને કહે છે-નાદ દેહધર એટલે ચૈતન્યાત્મક તુર્ય એવો જેનો દેહ છે એવો-તદ્રુપ ધરનાર આત્મા પ્રભુ ત્રણે અવસ્થાના ભોક્તા વિશ્વતૈજસ અને પ્રાજ્ઞ આદિ ત્રણેમાં તે તે સ્વરૂપે સ્થિત થનાર તેના આધારાત્મકપણા રૂપે તે તુર્યાત્મા છે-તે ત્રણે त्वं પદરૂપ અન્વયમાયા આવરણ યુક્ત છે. પણ ત્રણે અવસ્થા છોડવા શક્તિમાન નથી. કેમકે સ્વાત્માના જ્ઞાનથી હીન છે એમ કહેવાય છે.

त्रिविराण्मय एवासौ तत्पदाख्य प्रकीर्त्यते ॥
तयोरभेदभावे स तत्वरूपोस्मितामयः ॥५६॥

અર્થઃ—એ પ્રમાણે સમષ્ટિના ત્રણ-વિરાટ (વૈશ્વાનર) હિરણ્યગર્ભ અને અવ્યાકૃત અથવા ઇશ્વર તેના આધારપણાથી તે તુર્યાત્મા તત્ પદ છે-તે સમષ્ટિની ત્રણે અવસ્થાનો સાક્ષી ત્રી અવસ્થા અવ્યક્તપણાથી વ્યતિરેક રૂપ આત્મા તે त्वं પદ तत् પદના અભેદ ભાવ વડે વ્યાપ્યવ્યાપકના અભેદે ત્રી અવસ્થા મય બ્રહ્મોના તદાધાર ભાવથી છે. તેના અનુભવ વડે તત્વરૂપ આત્મ દર્શનનો સંભવ છે-આ તૃર્યા તે अस्मिता વસ્થા છે अस्मितामयोऽहमिवैकोनान्यः અસ્મિતામય હુંજ છું એક છું અન્ય નથી. કેમકે તેમાં ત્રણે અવસ્થાનો લય થાય છે.

अवस्थानां समायोगो नादस्तुरीय धारकः ॥
सदैक भाव संयुक्तः सर्वत्रासौ विराजति ॥५७॥

અર્થઃ—અવસ્થાના સમાયોગમાં એટલે સંયોગના અભેદમાં તુર્યધારક તે તુર્યાત્મા સર્વત્ર એટલે ત્રણે દેવોમાં (વ્યષ્ટિના અભેદે સમજવું) એક રૂપે સંયુક્તજ છે. જેના અનુભવથી ત્રી ગુણનો લય થાય છે એ પ્રમાણે નાદ તુર્ય બ્રહ્મ વિરાજે છે એમ જાણવું.

न बाह्यो नांतरस्थो यं नोभयात्मक उच्यते ॥
अहमित्येव कोशात्मा स्मिताख्यः परमेश्वरः ॥५८॥

અર્થઃ—હવે તુર્યાત્માના માયાહીનત્વને કહે છે-અહિંયા આ તુર્યાત્મા આનંદાદિ પંચકોશાત્મા (પાંચેના અભેદ સ્વરૂપે કોશાત્મા) ત્રિગુણ માયાના આવરણ યુક્ત છે. તેજ પોતાના માત્ર આત્મા અનુભવ વડે બાહ્ય જાગૃત અવસ્થાનો વિશ્વબ્રહ્મ સમાધિમાં લય સંભવથી છે. તે પ્રમાણે અંતરનો સ્વપ્ન અવ

સ્થાનો તૈજસ આત્મા તેપણ લયરૂપ છે તેમ સુષુપ્તિનો પ્રાજ્ઞ નામક આત્મા પણ તે તૂર્યમાં લયરૂપ છે. તેમજ વ્યષ્ટિ સાથે સમષ્ટિનો યોગ સમજી લેવો જોઇએ—તે તુર્યાત્મા અહં એ પ્રમાણે અનુભવ ગમ્ય છે—તેજ આ અસ્મિતાખ્ય છે—એકાત્માનું સંવિત્ એટલે અહં—અસ્મિતા છે. જે પરમેશ્વર છે તે જાગ્રદાદિ બ્રહ્મના ઇશ્વરોનો પણ ઇશ્વર છે, આ ગુણાત્મક તુર્યસ્વરૂપ દેહાત્મા ત્રિગુણના અભેદે ગુણ વસ્તુ માત્રપણાથી છે. એટલે ત્રણે ગુણોમાં જેવું ચૈતન્યનું ચૈતન્યપણું છે. તેમ આ સંપ્રજ્ઞાત **અસ્મિતાનુગત સમાધિ** તે ચોથી છે. અત્ર યોગ સૂત્ર છે કે—" ऋतंभरातत्रप्रज्ञेति " અત્રે વ્યાસ ભાષ્ય છે કે નિર્વિચાર સમાપત્તિનું વારંવાર અનુષ્ઠાન કરવાથી શુદ્ધ ચિત્તના વૈશારદ્યવડે પ્રાપ્ત થયેલા અધ્યાત્મ પ્રસાદમાં સમાહિત ચિતવાળા યોગીની જે બુદ્ધિ છે. તેનું યોગીજનોમાં **ઋતંભરા** પ્રજ્ઞા એવું નામ છે. ઋત એટલે સત્યનું સત્ય અને બિભર્તિ એટલે પ્રકાશ કરે છે. જે સત્યનો પ્રકાશ કરે છે. અને જેમાં વિપર્યયનો ગંધ પણ હોય નહીં તે ઋતંભરા પ્રજ્ઞા છે. વિપર્યાસ એટલે અજ્ઞાન અવિદ્યાત્મક જ્ઞાનનો ગંધ માત્ર પણ ન હોય એવું એક ક્ષણ સમારૂઢપણાથી કેવળ તૂર્ય ચૈતન્યજ છે નામ પ્રમાણે ધર્મવાળી તે પ્રજ્ઞાબુદ્ધિ અન્વર્થા છે. તેથીજ આત્મા તે સત્ય કે જે ત્રિગુણોદ્ભવમાં ત્રિકાલહીન પણાએ છે. એમ વ્યાસે વર્ણવેલું છે—એમ અહં ચૈતન્ય સ્વરૂપે તુર્યઆત્મા સાક્ષી સ્વરૂપ છે.

अतः परं प्रवक्ष्यामि बिंदु तत्वं सु सौख्यदं ॥
पंचमं ब्रह्म संज्ञंत देहानां देहगं परं ॥५९॥

**અર્થ**:—હવે તુરીય સ્વરૂપથી પરે બિંદુતત્વનું વર્ણન કરે છે. હે દક્ષ ! ! ! હવે તુરીયથી પરે ચારે પ્રકારના દેહોનો જે મૂળ દેહ કે જે વડે બ્રહ્મ અભેદથી છે. જ્યાં તાદ્રૂપ્યત્વ છે તેથી પરે દેહ બ્રહ્મનો અભાવ છે. તે પંચમ બ્રહ્મ સંજ્ઞા સર્વ પ્રકારે સુખદ કે જ્યાં જન્મમરણાદિ ભાવ નાશકપણાથી છે. જેમ સંખ્યાના અંક વડે એક એવી સંખ્યા સંખ્યાત્મક છે. તેમ એક સંખ્યાના અંક વિહિનપણાને બિંદુતત્વ કહે છે—જેનું વર્ણન કરવાને પણ અશકયતા છે તેજ પ્રમાણે ચાર દેહયુક્ત પંચમ બ્રહ્મનું વર્ણન છે. ચાર દેહ હીન વર્ણન અશકય છે—કેમકે તે બિંદુ બ્રહ્માત્મકપણાથી છે—તેનું વર્ણન પ્રથમાધ્યાયમાં છે.

त्र्यवस्थामय संस्थं यत्त्वं पदस्थं प्रकथ्यते ॥
तुरीय संज्ञितं देहं तत्पदाख्य प्रकीर्तितं ॥६०॥

**અર્થ**:—હવે તત્વના વિવેકને કહે છે—જે બ્રહ્મ ત્રણ અવસ્થામય તે તે ભાવથી પૂર્ણપણાએ વ્યવસ્થા પૂર્વક નામધારી છે. તે પ્રમાણે સ્થિત બ્રહ્મને ત્વં પદાર્થ રૂપ જાણો. જુદા જુદા ભાવથી તે ત્રણ ગુણની વ્યવસ્થા તે તે

સ્થાન પુરતી પૂર્ણજ છે–એમ યોગીજનોએ વર્ણવેલું છે. ત્રીગુણના વ્યતિરેકથી સદાએ એકપણારૂપે દેહગુણ વસ્તુના આત્મ સ્વરૂપથી તે તુર્ય સંજ્ઞાવાળો તત્ પદાર્થ છે એમ જાણો.

तयोरभेद भावेयत्तत्वं योगमयंपरं ॥
चतुर्षु संस्थितं पूर्णं चतुर्भिर्वर्जितं सदा ॥६१॥

**અર્થ**:—તેના અભેદ ભાવ વડે અન્વય વ્યતિરેક માયાવિહાર લય જતાં સંયોગના અભેદભાવ વડે જે તત્વસ્વરૂપ છે તે પંચમબ્રહ્મ યોગમય છે. તેથી અભેદાત્મક છે. તેનાથી પરે ગુણોના ભેદોનો અભાવ છે–આ ચારે પાદમાં સ્થિત તે પૂર્ણ તુરીય છે તે અન્વયકારક છે. કેમકે તુર્યમાંથી ગુણની ઊત્પતિનો સંભવ છે–તેજ દૃશ્યપણાથી અસત્ છે. તેના વિષે અંતર્યામી પણાથી સ્થિત એવો તેજ સત્ય સ્વરૂપે સત્તામાત્ર મહત્તત્વ છે. તેનેજ સર્વાંતર્યામી લિંગ વડે જાણવો. તેનું સ્વરૂપ અનુભવથી રહિત છે–તેના અભેદમાં જે પૂર્ણ તે પંચમ છે. કેમકે તે અસત અને સતના અભેદમાં પૂર્ણ છે–તેમ તે ચારે પ્રકારના બ્રહ્મથી રહીત છે–કેમકે પોતાના મહિમામાં સ્થિત છે તેથી તે ઊપાદાનકારણ રૂપ માયામયપણાથી સર્વત્ર અન્વય રૂપ છે ઘટમાં જેમ મૃતિકા તે પ્રમાણે જાણવું. તેથી પરે અન્વય બ્રહ્મનો અભાવ છે. અહીંયાં યોગસુત્ર છે કે विशेषाविशेषलिंगमात्रालिंगानिगुण पर्वाणीति ॥ ત્યાં વ્યાસ ભાષ્ય છે. તે પાંતજલ યોગદર્શનના સાધનપાદના સુત્ર ૧૯માં છે. તેમાં જોવાથી વિશેષ જ્ઞાન પ્રકાશ થશે.

एवं तत्व विचारेण शमदम परायणः ॥
संकल्पजान्सदा कामांस्त्यक्त्वा योगमयो भवेत् ॥६२॥

**અર્થ**:—હવે તેને માટે સમાધિદાતા સાધનને કહે છે. જે મનુષ્ય શુદ્ધ અંતઃકરણ એટલે શુદ્ધ બુદ્ધિપૂર્વક શમ દમ પરાયણતા ધારણ કરી પૃથ્વી લગાયત આ પૂર્ણબ્રહ્મ સ્વરૂપના જ્ઞાનથી જાગૃત થઇ સંકલ્પથી ઊત્પન્ન થતી ઇચ્છાઓની વાસનાનો ત્યાગ કરે છે. તે તત્વ વિચાર વડે યોગમય સ્થિતીએ યોગવડે બ્રહ્મને વિષે અભેદપણાને પામે છે.

सर्वत्र ब्रह्म संस्थं यत्पश्येचन्नात्र संशयः ॥
तत्वरूप धरं पूर्णं तत्व विचारतः सदा ॥६३॥

**અર્થ**:—હવે ચાર પાદના અન્વય તરીકે માયાવિહારના લયના યોગના અભેદવડે જે તત્વ સ્વરૂપ પંચમ પૂર્ણબ્રહ્મ છે તે પૂર્ણ સ્વરૂપે સગુણ બ્રહ્મ છે. તેના સાક્ષાત્કારના અનુભવને હવે કહે છે–એવો માણસ તત્વવિચાર વડે શુદ્ધ અંતઃકરણથી પાછળ બતાવેલા અનુક્રમ યોગના જ્ઞાનથી જાગૃત થતા પંચમ.

પૂર્ણબ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે. એમ એકાગ્ર ચિત્તના સામર્થ્ય વડે સ્વમેવ પોતે પોતાના પૂર્ણ સ્વરૂપ આત્માનો અનુભવ મેળવે છે–તે બ્રહ્મતત્વ પૂર્ણ છે અર્થાત સર્વતત્વોને ધારણ કરનાર તે બ્રહ્મ પૂર્ણ છે. અને તે પૂર્વોક્ત રીતથી સર્વત્ર સ્થિત છે. તેને જાણે છે. એમાં સંશય નથી.

**अथान्य तत्वमार्गं ते कथयिष्यामि सर्वदं ॥**
**बिंदुस्त्वं पद संज्ञस्थः सोहं तत्पदगं मतं ॥६४॥**

**અર્થઃ**—હવે સંક્ષેપથી પૂર્ણયોગ (શાંતિયોગ) પર્યંત તત્વજ્ઞાન વડે પ્રાપ્ત થતા. નિશ્ચયને વર્ણવે છે–તે પહેલાં પ્રકૃતિ પુરૂષના અભેદના તત્વને કહે છે–કે દક્ષ!!! એમ અથથી તે ઇતિ પર્યંત પૂર્ણયોગ પર્યંત સર્વ સમજણને આપનાર તત્વજ્ઞાનનો માર્ગ તે તમને કહું છું. તે શ્રવણ કરો बिंदु કે જે પ્રાકૃત એટલે પ્રકૃતિ જન્ય બ્રહ્મ છે. તે त्वं પદ સંજ્ઞાથી છે. એટલે નાના પ્રકારના ગુણોના અભેદ રૂપપણાથી તે છે સગુણ તે त्वं પદમાં સ્થિત છે હવે सोहं નિર્ગુણ પુરૂષ બ્રહ્મ છે–તે तत् પદ સ્વરૂપ અહં ચૈતન્યની ચિદાત્મ પ્રકૃતિમાં સ્થિત થઇને ભોકતાપણાથી છે–તેજ तत् પદમાં સમાધિ વડે પોતાના આત્માને વિષે જાય છે. તેજ બ્રહ્મચિદાત્મ સદાએ એકપણાથી तत् પદ સ્વરૂપ છે. હવે એ ઉભયના અભેદ રૂપે સમાધિનો વિવેક કરે છે. સગુણ બ્રહ્મ ઉપાદાન કારણ છે અને નિર્ગુણ બ્રહ્મ ચિદાત્મ તે નિમિત્ત કારણ છે. ત્યાં સગુણના અન્વયપણાનો અભાવ છે. ભ્રાન્તિને ધારણ કરવાપણાથી તે રજ્જુ સર્પવત્ છે ભ્રાન્તિ માત્ર ધારણથી પ્રકૃતિમાં અહં એ પ્રકારે માનવાપણાનો યોગ છતાં પણ તે નિમિત્ત કારણ ચિદાત્મના સ્વરૂપને જરા પણ હાની નથી. તે ભ્રાન્તિના નાશ માટે સમાધી ધારણ કરવી.ત્યાં સંપ્રજ્ઞાત સમાધિયોગના ચાર પ્રકારમાં પ્રથમ सवितर्क સમાધિ છે. પહેલાં વર્ણવી ગયા પ્રમાણે તે વિહારાત્મન સોપાધિક બ્રહ્મ પ્રાપ્ત છતાં બ્રહ્મીભૂતતાની પ્રાપ્ત નથી. કેમકે ચૈતન્યપણાના જ્ઞાનનો અભાવ છે. (જડ) અચેતન ગુણાત્મકપણાથી તે સોપાધિક અથવા સગુણ બ્રહ્મ છે. તેજ ચિદાત્મા વડે ભોકતાપણાથી પ્રકાશિત છે. તેજ ચિદાત્મા પુનઃ તુર્ય અસ્મિતાને આદ્ય લઇને ક્રિયા–જ્ઞાન અને સમ રૂપ દેહોને સૃજે છે. તેથી તેના અનુભવવાળા યોગીઓનો જન્મ કાયમ છે. તેથીજ ચિદાત્મા સાક્ષાત્કર્ત્તવ્યપણામાં છે. કેમકે ગુણોના સર્જનમાં અને નાશમાં તેજ તુર્ય બળવાન છે તેથી પ્રથમ सवित्तर्क સમાપત્તિનું વર્ણન થાય છે. પ્રથમ સ્થૂલભૂત આત્મ સાક્ષાત્કાર રૂપ જે પ્રકૃતિ તેમાં સ્થિત ચિદાત્મા તે તાદાત્મ્યપણાથી તેમ ભોકતાપણાથી છે. તેના સાક્ષાત્કારથી વિતર્કનો લય છે. તે ઉત્પન્ન કરનાર ચિદાત્મા સ્વાત્મ દર્શન વડે તેનો ત્યાગ કરવાથી તેજ નિર્વિતર્ક સમાપત્તિ વિતર્ક ભાવ નિમિત્તના ત્યાગે વિતર્કનો લય છે. તે ઉપાદાન કારણથી તે સોપાધિક બ્રહ્મમાં તે લય રૂપ છે. ચિદાત્માના ત્યાગ

કરવાપણા વડે તે લય થતાં પુનઃ ઊત્પત્તિને પામતો નથી તેનો અનુભવ નિર્ગુણ બ્રહ્મના સદાએ એકાત્મપણાથી છે–કેમકે નાના નાના પ્રકારના ભેદભાવ હીનપણાથી છે–अत्र योगसूत्र ॥ स्मृति परिशुद्धौ स्वरुपशून्ये वार्थमात्र निर्भासा निर्वितर्का इति ॥ (સમાધિપાદ–સૂત્ર ૪૩) અત્રે વ્યાસ ભાષ્ય છે કે–તે એક છે. તે મહત્ કે અણુ–વા સ્પર્શ રૂપ છે. વા ક્રિયા ધર્મ રૂપ છે–વા અનિત્ય છે. એમ તે અવયવી વડે વ્યવહારો કરાય છે. બીજા પ્રકારે તે અવયવીપણા વડે કરી તે નામ છે. તેથી તે અવયવી મહત્તત્વાદિ વ્યવહાર રૂપ જોડાયેલો છે તેથી નિર્વિતર્ક વિષયી થાય છે. અહીંયાં બીજી રીતે પ્રજ્ઞા (બુદ્ધિ) ના સ્વરૂપના ગ્રહણના ત્યાગથી અર્થ માત્ર સ્વરૂપે ગ્રાહ્યતા છે. તે નિર્વિતર્કા સમાપત્તિ છે એમ વ્યાસ વચન છે. અહિંયાં શબ્દ અર્થ અને જ્ઞાનનો વિકલ્પ દુર થવો તેજ સ્મૃતિની પ્રજ્ઞા–નિર્વિતર્કા સમાપત્તિ કહેવાય છે–અહીંયાં પુરાણોમાં સવિતર્ક સમાધિ નિર્વિતર્કતાના પરિત્યાગથી ચિદાત્મપણા રૂપે છે. ત્યાં સૂત્ર છે કે–विवेकख्याति रविप्लवाहानोपाय इति (સાધનપાદ સૂત્ર–૨૬) ત્યાં વ્યાસ ભાષ્ય છે કે વિપ્લવ એટલે મિથ્યા જ્ઞાન તેમજ સત્વબુદ્ધિ અને પુરૂષના અન્યપણાનું જે જ્ઞાન તે વિવેકખ્યાતિ કહેવાય છે મિથ્યા જ્ઞાન રૂપ અવિદ્યા દગ્ધ બીજ ભાવને પામી સજાતીય સંસ્કારોને ઉપજાવવાના સામર્થ્યનો ત્યાગ કરે છે ત્યારે ત્યાગવા જેવા ક્લેશ રૂપ મલનો ત્યાગ કરી બુદ્ધિ પોતાના સત્વના ઊત્કૃષ્ટ સ્વચ્છ સ્થિતિ પ્રવાહ રૂપ પરમવશીકારમાં વર્ત્તમાન વિવેક જ્ઞાનથી સંતત વહેતા પ્રવાહે નિર્મલ થાય છે તે વિવેક ખ્યાતિ અવિદ્યાની નિવૃત્તિ કરે છે. તેમ અવિદ્યા સંયોગની પણ નિવૃત્તિ કરે છે. તે સંયોગની નિવૃત્તિ થવાથી પુરૂષને કૈવલ્ય પદની પ્રાપ્તિ થાય છે. તેથી તે વિવેક ખ્યાતિ પરંપરા વડે હાનના સાધન રૂપ છે. (હાન એટલે કૈવલ્ય પદ) હવે ત્રીજી સાનંદાનુગત સમાધી છે. તે અસ્મિતાના બંધન યુક્તપણાથી છે. એ સાસ્મિતાનુગત પહેલાં વર્ણવી ગયા છીએ જ્યાં અસ્મિતા નિમિત્ત ત્યાગથી છે તે સાસ્મિત ચિતશક્તિ માત્રપણાથી છે. આ ચતુર્થ સંપ્રજ્ઞાત છે તેના પ્રધાન વિહારના અનુભવથી તે ચાર પુરૂષ વિહારના અનુભવ વડે મળી આઠ પ્રકારની સંપ્રજ્ઞાત સમાધિ થઈ છે. આ સમાધિ સાલંબન રૂપ દૃશ્ય દર્શિન્ વિહાર સાક્ષાત્કારને આપવાવાળી છે એજ આનંદ સંપ્રજ્ઞાત સમાધી છે તેથી એક એકના સંયોગના અભેદે આનંદાનુગત વર્ણવેલું છે. વિચારાદિ માયા આવરણને છોડવાને તે સમર્થ નથી. કેમકે પૂર્ણ સમાધી હીનપણાથી છે. આ સવિતર્કનું વર્ણન છે. એ પ્રકારે સવિચારાદિમાં જાણવું. તે માયા આવરણના ત્યાગપણાએ તે સવિચાર સમાધી ત્યાં વિચારાનુગત સમાધી પહેલાં વર્ણવેલી છે ત્યાં ભૂતસૂક્ષ્મના નિમિત્તપણાના ત્યાગથી સમાપત્તિ વિચાર તેજ આનંદના આવરણ મુક્તપણા વડે ચિદાત્મ સહિતપણાથી છે–ત્યાં યોગ સૂત્ર છે કે–

एतयैव सविचारानिर्विचारा सूक्ष्म विषयाख्यातेति ( સમાધિ પાદ સૂત્ર ૪૪ ) વ્યાસ ભાષ્ય છે કે-પ્રજ્ઞા ( બુદ્ધિ ) પોતાના સ્વરૂપની શૂન્યતાથી માત્ર અર્થ માત્રા રૂપે થાય છે ત્યારે નિર્વિચાર કહેવાય છે-વિચારાત્મક ભૂતના ત્યાગથી નિર્વિચાર સમાધી છે-ત્યાં આનંદ ક્રમને વિષે નિમિત્તના ત્યાગે સાસ્મિતા સ્થિત છે-આનંદના ભોક્તાપણાથી હીન તે ચિદાત્મા છે-અહીંયાં યોગ સૂત્ર છે કે तद्वैराग्यादपि दोष बीजक्षये कैवल्यम् ॥ ( વિભુતિ પાદ સૂત્ર ૫૦ ) અત્રે વ્યાસ ભાષ્ય છે કે-અવિદ્યા-અસ્મિતા રાગ-દ્વેષ અને અભિનિવેશ એ પંચકલેશ અને શુભ અશુભ અને મિશ્ર એવા ત્રણ કર્મો શિથિલ થવાથી આ યોગીની વિવેકખ્યાતિ રૂપ બુદ્ધિનો ધર્મ છે પણ તેનો સ્વભાવ અચેતન જડ અને પરીણામી હોવાથી તેનો હેય પક્ષમાં સમાવેશ થાય છે અને પુરૂષ ચૈતન્ય માત્ર અપરિણામી હોવાથી પુર્વોક્ત બુદ્ધિથી અત્યંત ભિન્ન છે તેથી તે પુરૂષજ ઉપાદેય છે. એવી રીતની વિવેકખ્યાતિમાં અને તેનાથી ઉત્પન્ન થાય છે ત્યારે તેના હૃદયમાં વિદ્યામન રાગ-દ્વેષાદિ દોષરૂપ જે અવિદ્યાનાં બીજ અને તેના સંસ્કારો અસંપ્રજ્ઞાત યોગના પુનઃ પુનઃ અનુષ્ઠાનથી બળી ગયલાં બીજની પેઠે પોતાના અંકુરની ઉત્પત્તિમાં અસમર્થ થઈ ચિત્તની સાથે નાશ પામે છે. અને તેથી આધ્યાત્મિક આધિદૈવીક અને આધિભૌક્તિક એ ત્રણે તાપોનો ત્યાગ કરે છે અને કલેશ કર્મ અને વિપાક રૂપ ચિત્તમાં રહેલા ગુણોનો ચરિતાર્થ ( ભોગ અને સ્વર્ગરૂપ પોતાનું કર્ત્તવ્ય સમાપ્તિ કરનાર ) ચિત્તની સાથે જાય છે. આ પુરૂષનો આત્યંતિક લય થઈ જાય છે. આ પુરૂષનો આ આત્યંતિક ગુણ વિયોગ તેજ કૈવલ્ય પદ છે. આ સ્થિાતમાં ચિત્તિશક્તિ રૂપ પુરૂષ અહં સાક્ષી તુરીયાત્મા ત્રિગુણ પ્રકૃતિના ભોકતાપણાથી છે તૂરીયા દેહસ્થ ચિદાત્મનિ શક્તિ તે ચિત્તિશક્તિ તે પ્રધાનભોકતાત્મિકા માયા જાણવી. તુરીયા પર્યંત ભોક્તા ભાવનું ધારણ છે. આ કૈવલ્ય તુરીયાત્મા છે તેથી પર ગુણ ભોકતાનો અભાવ છે. આ સાક્ષાત્ પ્રકૃતિ પુરૂષ તેજ કૈવલ્ય કહેવાય છે. તેના અસ્મિતાત્મક ચેતન સ્વરૂપ તૂર્યામાનો અનુભવ પૂર્વે કહી ગયા છીએ-તે અસ્મિતાનુગત્ સમાધિ સંપ્રજ્ઞાત છે તેનો ત્યાગ થતા અસ્મીતા ભાવ હીન અસંપ્રજ્ઞાત જ્ઞાન સમાધી છે-તે સાસ્મિતાનુગત તે ચતુર્થ સમાધી ચિત્તિશક્તિ રૂપની જાણવી. તેનો ત્યાગ થતાં એટલે ચિત્ત ભોકતત્વ શક્તિનો ત્યાગ કરતાં અસંપ્રજ્ઞાત સમાધી છે. એમ આઠ પ્રકારે સંપ્રજ્ઞાન સમાધી જાણવી. એ વાત પહેલા અધ્યાયમાં કહી ગયા છીએ. અહીંયાં યોગ સૂત્ર છે કે तस्यापि निरोधे सर्व निरोधान्निर्बीजः समाधिः ॥ ( સમાધિપાદ સૂત્ર ૫૧ ) પ્રજ્ઞા વિરોધી પ્રજ્ઞાતાએ કરેલા પણ સંસ્કારો પ્રતિબંધ થાય છે. કીયા કારણસર તે નિરોધ સંસ્કારો છે. સમાધીથી ઉત્પન્ન થતા સંસ્કારથી બાધ છે. નિરોધ સ્થિતિ કાલક્રમના અનુભવવડે વિરોધકૃત સંસ્કારનું અનુમાન છે. વ્યુત્થાન

નિરોધ સમાધીના ઊત્પન્ન થવામાં કૈવલ્યના સંસ્કારવડે ચિત્ત સ્વપ્રકૃતિ અવસ્થીતતાએ લય જાય છે. તેથી તે સંસ્કારો ચિત્તના અધિકાર વિરોધના હેતુ રૂપ નથી. એમ વ્યાસ વચન છે. આ અસ્મિતાત્મા સોપાધિક સ્વ બ્રહ્મમાં લય જતાં અસ્મિતાનુગત બ્રહ્મનો અભાવ છે, એ પ્રકારે ચતુર્થ સંપ્રજ્ઞાત સમાધીલય જવાથી તેથી પરે અનુગત સંપ્રજ્ઞાતનો અભાવ છે, અહીંયાં ચિત્તની એકાગ્રતા સર્વ ગુણના ભેદભાવોના અભેદવડે કાર્યપરાયણ જાણવી, કેમકે ચાર પ્રકારના ચિત્તના અભેદ ધારણવડે તેજ ચિત્ત સાક્ષાત પ્રકૃતિ બ્રહ્મમાં લય જાય તો પુનઃ ગુણના અનુભવને જાણતી નથી કેમકે સાક્ષાત પ્રકૃતિ આત્માને વિષે સ્વપર જ્ઞાનના અભાવથી છે. એ પ્રમાણે ચિદાત્મની ચિતિશક્તિ ચારે પ્રકારના ભોગની ભોક્તાના ત્યાગવડે રજ્જુ સર્પવત્ ભ્રમના ભોક્તા તરીકેનું ભાન ત્યાગ થતાં ચિદાત્મક કૈવલ્ય સ્થતીરૂપ છે તેના સ્વરૂપમાં ભેદનો અભાવ છે. કેમકે તે સદાએ નિર્ગુણ છે, જેથી અવસિત અધિકારસહ આ કૈવલ્ય સંસ્કાર ચિત્તની નિવૃત્તિ છે. તેટલાજ માટે આ નિવૃત્તિ પુરૂષ સ્વરૂપ માત્રથી પ્રતિષ્ઠાવાન છે. શુદ્ધ કૈવલ્ય મુક્ત છે. એમ વ્યાસવચન છે. નિર્ગુણાત્મકની ભોકતૃત્વશક્તિ નાશને પામે એટલે ભ્રાન્તિના ત્યાગથી તે શુદ્ધ પુરૂષ કેવલ મુક્ત છે. તે ભોકતાપણાના બંધનયુક્ત કૃત ત્યાગથી ચિતિશક્તિ હીન છે. તે નિરૂપાધિ બ્રહ્મ એ નિર્ગુણાત્મા છે. આ વિદેહ સંપ્રજ્ઞાત સમાધિ ગુણાત્મક દેહના ભોક્તાપણાનીભ્રાંતિ ત્યાગપણાથી છે. એમ ચિતિશક્તિ સ્થિત ચાર પ્રકારની સંપ્રજ્ઞાત સમાધિ છે. સાક્ષાત્ ચિતિશક્તિ ત્યાગથી ચોથા પ્રકારની અસ્મિતા સમાધિ સંપ્રજ્ઞાતનો નાશ થાય છે. આ અષ્ટવિધ પ્રકારે સંપ્રજ્ઞાત સમાધિમાં રહેનારો યોગી દેહત્યાગમાં બ્રહ્મલોકને વિષે જાય છે—ત્યાં સમાધી સાધન યુક્ત હોય તો પ્રાકૃત લયમાં બ્રહ્મીભૂત પણાને પામે છે—કેમકે સંપૂર્ણ યોગ સામર્થ્યનું બળ છે. वेदान्त विज्ञान सुनिश्चितार्थाः ॥ આ શ્રુતિ બ્રહ્મલોકના બહુ વચનરૂપ ત્રિવિધલોકની પ્રાપ્તિ સમજાવે. છે તેજ વ્યાસ મહારાજે યોગસૂત્ર ભાષ્યમાં વર્ણવેલું છે તે બ્રહ્મલોકમાં જનલોક, તપલોક અને સત્યલોક છે—તેમ વ્યાસ ભાષ્યમાં તેતે લોકોની પ્રાપ્તિનું વર્ણન છે. વિતર્કાદિ ચાર સંપ્રજ્ઞાત સમાધિ યુક્ત જન જનલોકને પામે છે. ત્યાં સોપાધિક બ્રહ્મના સાક્ષાત્કારનો અભાવ છે. સોપાધિક બ્રહ્મનો ત્રણ પ્રકારનો વિહાર જાણવો. તેને માટે યોગસૂત્ર છે કે-प्रकाश क्रियास्थिति शीलं भूतेन्द्रियात्मकं भोगापवर्गार्थं दृश्यम् ॥ इतिः પ્રકાશ શીલ તે સત્વ—ક્રીયાશીલ રજો—અને સ્થિતિ શિલ તે તમોગુણ આ ત્રણે ગુણો દૃશ્ય છે તેમાં તે ચિદાત્મા ભોગ અને મોક્ષવડે ભોક્તાપણાની ભ્રાંતિના મોહને આપનારી ભોગમોક્ષ ભ્રાન્તિ યુક્ત પણાથી છે તેથી તે ત્રિવિધ પ્રકૃતિ દૃશ્ય છે. પુરૂષના સંયુક્તપણાના સામર્થ્ય રૂપ છે. તેજ પુરૂષવડે ત્યાગ થતાં તે દૃશ્યજ બ્રહ્મસ્વરૂપે સ્થિત થતાં પ્રકૃતિ લય સંપ્રજ્ઞાતને પામે છે. તેથી ચાર પ્રકારના દેહનો વિજય થતાં મોક્ષના

અભાવરૂપ જનલોકમાં વસે છે. મોક્ષ તે સંપ્રજ્ઞાત સમાધિની પ્રાપ્તિ સમયે લય સામર્થ્યથી તુર્યનો અહંભાવ છે. હવે બીજા તપલોકમાં ત્રિવિધ લક્ષ્ય છે. આભાસ્વરા–મહાભાસ્વરા–અને સમમહાભાસ્વરા–છે. ત્યાં ભૂતેન્દ્રિય પ્રકૃતિને વશ કરવાથી દ્વિગુણોત્તર આયુષ્ય છે. તે પ્રકાશ ક્રિયા અને સ્થિતીના શિલત્વથી ત્રિગુણ સ્વભાવનો વિજય કરીને પ્રકૃતિના જયપૂર્વક સાક્ષાત્કાર વડે ચિત્ત સમાધિ સામર્થ્યથી તે મોહહીન થાય છે તેથી તે તપોલોકમાં વસે છે, એમ ભોગ અને મોક્ષને માટે દૃશ્યનો વિજય કરી તે નિર્ગુણ સમાધી ધારણ ચિદાત્મા અનુભવવડે ભ્રાન્તિ માત્ર ભોગ મોક્ષનું દર્શન કરે છે. ત્યાં સવિતર્કાદિ ચાર સંપ્રજ્ઞાત સમાધીના સાક્ષાત્કારથી સત્યલોકમાં વસે છે. તૃતીય બ્રહ્મના સત્યલોકમાં ચાર પ્રકારથી દેવનો લક્ષ્ય છે. ત્યાં સવિતર્ક ધ્યાનસુખા શુદ્ધનિવાસા–સવિચાર ધ્યાનસુખા તે સત્ય સ્વભા અને આનંદમાત્ર ધ્યાનસુખા તે સંજ્ઞાવડે સંજ્ઞિત અને અસ્મિતા ધ્યાનસુખા તે લોકમધ્યે પ્રતિષ્ઠિત છે. એમ વિદેહ પ્રકૃતિ લયના મોક્ષપક્ષમાં વર્ત્તવાનું છે. લોકમાન્ય સંન્યાસથી નહીં. અહીંયાં જ્યારે તે ભોગપૂર્ણ થાય, ત્યારે ભૂમિમાં પડે છે. ત્યાં યોગસાધન રત થઇ બ્રહ્મીભૂત પણાને પામે છે. એ પ્રમાણે સોપાધિક બ્રહ્મ તે त्वं પદાર્થ છે. અને નિરૂપાધિક બ્રહ્મ તે तत् પદ છે. એ બંન્નેના અભેદમાં असि પદાર્થ છે. તે વિદેહ પ્રકૃતિલય અભેદમાં સંપૂર્ણ ભવ પ્રત્યય અસંપ્રજ્ઞાત સમાધિને પ્રાપ્ત થાય છે–ત્યાં સાક્ષાત્કાર કરી નિમિત્તોપાદાન કારણના અભેદે સાક્ષાત્ આત્મસ્વરૂપ થાય છે.

तयोर्योगे प्रजानाथ बोधस्तत्त्वमयः स्मृतः ॥
मनो वाणी विहीनत्वा दृश्यते योगिनापरः ॥६५॥
बोध स्त्वं पदरूपश्च विबोधस्तत्पदात्मकः ॥
तयोर्योगे स्वसंवेद्यं तत्वं वेदे प्रकीर्तितं ॥६६॥

**અર્થ:**—હવે અન્ય તત્વને કહે છે. એથી પરે બોધ રૂપ બ્રહ્મ છે, તે બોધ રૂપ બ્રહ્મ त्वं પદ રૂપ **સ્વત ઉત્થાનમાં** સર્વ વિહારીપણાથી છે. તથા વિબોધ એટલે સાંખ્ય બ્રહ્મ તે तत् પદાર્થ તે **પરત ઉત્થાનમાં** સર્વ ભાવ વિવર્જીત-પણાએ છે. તે સંયોગના અભેદમાં स्वसंवेद्य કે જે સ્વાનંદાખ્ય બ્રહ્મ કહેવાય છે તે પૂર્ણ છે. એ असि પદ છે એમ તત્વમસિ માહાવાક્યનું પ્રતિપાદન વેદમાં છે.

असत्वं पदरूपं सत्तत्पदस्थ मुदुच्यते ॥
तयोर्योगे समं ब्रह्म तत्वं योगप्रदं मतम् ॥६७॥

**અર્થ:**—હવે પાંચ પ્રકારના સ્વાનંદ સ્વરૂપ સ્વસંવેદ્યના તત્વમસિ સ્વરૂપને કહે છે. અસત્ સ્વાનંદ સ્વરૂપ શક્તિબ્રહ્મ તે त्वं પદરૂપ છે તે સગુણનિર્ગુણ બ્રહ્મના વિહારીપણાથી છે તેથી પરે સત્ સ્વાનંદ સ્વરૂપ સૌરબ્રહ્મ तत् પદરૂપ છે તે અસતના આધારભૂત છે. એ એના યોગે બ્રહ્માનંદાત્મક વિષ્ણુબ્રહ્મ કે જેને

समस्वानंद બ્રહ્મ કહે છે તે સમાધિવડે असि પદરૂપ છે.

सर्व त्वं पदं संज्ञस्य मव्यक्तं तत्पदस्थितं ॥
तयोर्योगे तथा तत्वं स्वानंदाख्यं प्रकीर्तितं ॥६८॥

અર્થઃ—હવે આગળ સમસ્વાનંદ બ્રહ્મ તે त्वं પદ છે કેમકે અસત્ સત્‌ના અભેદ વિહારથી છે તેથી પરે अव्यक्त એટલે નેતી—સ્વાધિન—તુર્ય એવું જે શિવ સ્વાનંદબ્રહ્મ તે तत् પદાત્મક છે કેમકે તે તુર્ય શિવપદ ત્રી એટલે સર્વ બ્રહ્મના અભેદપણાએ અંતમાં સ્થિત છે. એમ તે બંન્નેના અભેદયોગમાં કેવલ स्वस्वानंद સ્વરૂપ જે स्व પદ તે (गणेश સ્વરૂપ તે) असि પદરૂપ છે તેથી પરે સંયોગના અભેદને અભાવ છે.

स्वानंदस्त्वं पदाख्यश्चा योगस्तत्पदमुच्यते ॥
तयोर्योगे परंतत्वं पूर्णयोग मयंमतं ॥६९॥

અર્થઃ—स्व સ્વરૂપનો આનંદ એવો સ્વાનંદ તે त्वं પદરૂપ છે. તે સર્વ બ્રહ્મનો સંયોગ યોગના અભેદપણાના વિહારી સ્વરૂપનો છે તેથી પરે અયોગ રૂપ જે પરસંવેદ્ય યોગ તે तत् પદરૂપ છે કે જે સર્વયોગ વિહારના અભાવરૂપ છે. તેના યોગમાં યોગમય સંપૂર્ણ યોગાત્મક કેવળ પરતત્વરૂપ असि પદાખ્ય પૂર્ણબ્રહ્મ શાન્તિ સ્વરૂપ છે. અહિંયાં મન વાણીમય તે સ્વસંવેદ્ય યોગ અને મનવાણી વિહીન તે પરસંવેદ્ય અયોગ અને તે બેના યોગમાં પૂર્ણ બ્રહ્મયોગ પરમાત્મા છે જેથી પરે હવે પૂર્ણના વર્ણનનો અભાવ છે.

सिद्धिस्त्वं पदगाप्रोक्ता बुद्धिस्तत्पदगामता ॥
तयोर्योगे गणेशान स्तत्वरूपः प्रकथ्यते ॥७०॥

અર્થઃ—જુદા જુદા પ્રકારની સિદ્ધિના વર્ણનથી સિદ્ધિ તે त्वं પદરૂપ છે તેમ બુદ્ધિ સદાએ એકરૂપ પણાથી હોઇ તે तत् પદ સ્વરૂપ છે અને त्वं પદ સિદ્ધિ અને तत् પદરૂપ બુદ્ધિના યોગ સંયોગમાં तत्त्वमस्यात्मक-જે असि पद રૂપ ગણેશ તે તત્વમસિની આકૃતિ સ્વરૂપ છે એમ પ્રથમાધ્યાયે વર્ણવેલું છે તે જાણવું

एवं नाना मतैर्युक्ता वेदान्तार्थ विचक्षणाः ॥
तत्वं वदन्ति दक्षत्वं जानी हि नात्र संशयः ॥७१॥

અર્થઃ—હવે ચાલતા પ્રકરણના ઉપસંહારને કહે છે. વેદાન્તના વિચારમાં વિચક્ષણ એવા બ્રહ્મ સાક્ષાત્કાર કરનાર મુનિજનો એ પ્રકારે નાના પ્રકારના મતવડે તેમ પોતપોતાના અનુભવ યુક્ત મતવડે વદે છે. હે દક્ષ ! ! ! તેનેજ તત્વ કહેવાય છે. તે સત્ય જાણવું—કેમકે યથાર્થવાદી પણાથી આ નિશ્ચય સાચો છે.

अनंत भाव संयुक्तं त्वं पदं विद्धि सर्वदा ॥
अकल्पितं तत्पदाख्यं तयोर्योगे परं भवेत् ॥७२॥

અર્થ:—એમ અનંતમાત્ર સંયુક્ત ભેદ વિહારયુક્ત સર્વદા સર્વ પ્રકારે બ્રહ્મ છે તે त्वं પદ છે તેમ અકલ્પિત સર્વબ્રહ્મમાં જે કલ્પિત ભેદ તેના વિહાર હીનપણાએ જે બ્રહ્મ તે तत् પદ છે, તેના યોગ સંયોગમાં જે પૂર્ણબ્રહ્મ કે જે એ બેથી પરે તે असि પદાત્મક પરબ્રહ્મ છે તેને જાણવું.

इदं सारं रहस्यंते कथितं योगदं परं ॥
येन सर्वत्र योगं स संपश्येज्ज्ञान चक्षुषा ॥७३॥

અર્થ:—હે દક્ષ !!! એમ પૂર્ણયોગને પ્રાપ્ત કરનાર તત્વ વિચારવડે યોગથી પણ પરે વેદાન્ત રહસ્યથી ભરપૂર સર્વ ઉપનિષદનો સાર તે તમોને કહ્યો. જે સારતત્વવડે સાધક યોગી જ્ઞાનચક્ષુથી એટલે એકાગ્ર અને નિરોધચિત્ત ચક્ષુવડે અથવા સાર્વભૌમ સ્થિતિના ચક્ષુવડે સર્વત્ર યોગને આપનાર સદાએ ચિત્તવૃત્તિ રસહીન એવા સમાધિ સામર્થ્યવડે પરમાત્માને જુએ છે.

ॐ तत्सदिति श्रीमद्योगगीता सुपनिषद्सुगमासु योगामृतार्थ शास्त्रे श्रीमद्वान्त्ये पुराणोपनिषदि मौद्गले महापुराणे नवम खंडे—योग चरित्रे मुद्गल दक्ष संवादे तत्वविचार योगो नाम एकादशोऽध्यायः ॥ योगगीतायां सप्तमोध्यायः ॥७॥ ॐ ॐ ॐ ॥

---

॥ श्री गणेशाय नमः ॥

# ॥ श्रीयोगगीतायां अष्टमोऽध्यायः ॥

दक्षउवाच ॥ शुक्लां कृष्णां गती ब्रूही याभ्यां मुक्ति मवाप्नुयात् ॥
संसारं च तथा योगिन् दयया सर्व तारक ॥१॥

અર્થ:—એ પ્રમાણે દક્ષ પ્રજાપતિ—તત્વજ્ઞાન સાંભળી દુ:સાધ્યપણાથી વિસ્મીત થયા. હવે તે લોકોપકારાર્થે શુકલાં કૃષ્ણાગતિ કેવી રીતે સમજવી તે પુછવા લાગ્યા. તે જ્ઞાનથી માણસો નિષ્ઠાવાન થાય તો પાપાચરણથી રહીત થતાં પોતાના બ્રહ્મભૂત સ્વરૂપથી જાગૃત થાય. તેને માટે પુછે છે કે હે સર્વતારક !!! સર્વજનોને પોતપોતાની ચિત્તશુદ્ધિના પ્રમાણથી બોધ કરી તેને તારનાર !!! હે સર્વયોગ પારગ !!! સર્વજનોને તારવાની દયાવાળા. હવે શુકલા અને કૃષ્ણાગતિનું વર્ણન કરો, જે ગતિના જ્ઞાનથી, દેહ પ્રકૃતિ વડે શુકલા ગતીના આચરણ ધારણ કરતાં મુક્તિ—અને કૃષ્ણાગતિના આચરણ ધારણ કરતાં જન્મમરણાદિ સંસારને પ્રાપ્ત થાય છે તે કહો.

मुद्गल उवाच ॥ कर्मत्वं त्रिविधं विद्धि कर्माकर्म विकर्मगं ॥
स्वधर्म वर्जितं सर्वं कर्म विकर्म संज्ञकं ॥२॥
स्वधर्म संयुतं कर्म भोगवासनया युतं ॥
कर्म संज्ञं विजानीहि कृष्णगति पदप्रदम् ॥३॥
ब्रह्मार्पण तयाकर्म स्वधर्मस्थं भवेत्परं ॥
शुक्ल गतिमयं विद्धि मुक्तिदं तदकर्मकं ॥४॥

**અર્થ:**—એ પ્રમાણે દક્ષ પ્રજાપતિનો પ્રશ્ન સાંભળી શ્રીમુદ્ગલ મહામુની કહેતા હવા-કર્મ એ ત્રણ પ્રકારથી છે. ૧ કર્મ ૨ અકર્મ અને ૩ વિકર્મ પ્રથમ જે સ્વધર્મ મર્યાદા વર્જીત—એટલે સ્વચ્છંદાચાર પૂર્વક પોતાના સ્વ શરીરના સુખની પ્રાપ્તિને અર્થે મનાતા દુઃખનો નાશ કરવા સારૂ—આલોકમાં સ્વધર્મ મર્યાદાના મનુ—યાજ્ઞવલ્કય ઇત્યાદિ સ્મૃતિ ધર્મના નિશ્ચયનો ત્યાગ કરી પોતાને યોગ્ય લાગે તેમ વર્ત્તન ચલાવે તે કર્મને વિકર્મ કહેવાય છે. સ્વાર્થાધતાએ પાપાચરણ રૂપ કર્મો થતાં નરકની પ્રાપ્તિ થાય છે—એટલે આ વિકર્મની અયોગ્યતા તથા અધમતા નરક ગતિથી પણ નીચામાં નીચી જાણવાની છે—આ વિકર્મના કરવાવાળા જનોની નરકગતિ હોવાથી તેમના વર્ણનની હાલ વિશેષ જરૂર નથી—તેથી તેવા જનો બાદ ગણાય છે—હવે કૃષ્ણા ગતિના જન્મ મર્ણની પ્રાપ્તિ રૂપ સંસારની પ્રાપ્તિ શાથી થાય છે તે કહે છે—સ્વધર્મ યુક્ત પણ ભોગ વાસના યુક્ત સત્કર્મ પણ ફલની આસક્તિ યુક્ત—એવાં ઇચ્છા વાસનાયુક્ત રાજસ-અહંમમતાથી કરેલાં સત્કર્મો તે कर्म એવી સંજ્ઞાથી કહેવાય છે—તેમજ સ્વધમ યુક્ત સ્વસ્વ વર્ણાશ્રમમાં કહેલાં છતાં સ્વધર્મહીન આચરણના અભાવથી માત્ર પણ મનુષ્યોને રૂચતાં આચરણ યુક્ત સત્કર્મો કરે. મતલબ કે વખતે શાસ્ત્રવિધિનો ત્યાગ કરી લોકૈષણારૂપ મોહાંધ પણાથી અહંકારયુક્ત ભલે સત્કર્મ થાય તો પણ તે કર્મમાંજ જાય છે. એમાં રજોગુણ અવશેષ પ્રધાનપણે છે. તેથી અહં મોહ ઇષણા વિગેરે હોવાથી તે કર્મ બ્રહ્માર્પણ થતાંજ નથી. તે સત્કર્મ છતાં પણ કર્મ ગણાય છે—વળી આસ્થાપૂર્વક શ્રદ્ધાપૂર્વક. સત્કર્મ થાય પણ પુત્રની, ધનની, માનની, અધિકારની, ઇત્યાદિ ભ્રાન્તિરૂપ મોહીક પદાર્થો કે પ્રકૃતિજન્ય મિથ્યારૂપ ઇહામૂત્ર લોકની પ્રાપ્તિને માટે તુયપાદ બ્રહ્મ પર્યંતની અર્થાત્ શિવ, લોકની પ્રાપ્તિ પર્યંતની વાસનાથી કર્મ કરે તો તે कर्म જ કહેવાય છે અને તેથી જન્મ મર્ણાદિકની કૃષ્ણાગતીની પ્રાપ્તિ થાય છે—આમ સ્વધર્મ સત્કર્મના સત્કાર પૂર્વક આચરણથી સ્વર્ગ પ્રાપ્તિ થાય પણ તે કૃષ્ણાગતિની મલીનતા છે કેમકે વાસનાભર મલયુક્ત હોવાથી પુનઃ જન્મમર્ણ છે—હવે અકર્મની વ્યાખ્યા કરે છે. બ્રહ્માર્પણ થાય તેવાં સ્વધર્મયુક્ત શાસ્ત્ર વિહીત બાહ્ય અને અંતરનાં એટલે શરીરથી થતાં અને અંતઃકરણ બુદ્ધિ વિચારથી થતાં યાવત્ કર્મો તેની સીમા પર્યંતનાં

માણસોએ કરેલાં તે અકર્મક કહેવાય છે—એ પણ સાહંકાર પૂર્વક કરે છે. છતાં આ કર્મો ભોગવાસના હીનરૂપ છે—તેથી ફલ આસક્તિ રાખવાની નથી. તે યાવત્ ઈહામુત્ર લોકને મિથ્યા ભ્રાન્તિરૂપ જાણે છે. પુત્ર ધન એષણા માન એ સર્વ મિથ્યા ક્ષણિક પદાર્થો છે તેથી તેની પ્રાપ્તિ સત્ય સુખરૂપ નથી. તેથી તેની પ્રાપ્તિની કદાપી ઇચ્છા નથી. માત્ર પ્રભુની પ્રાપ્તિને માટેજ યત્નરૂપ જે પોતાનો વર્ણાશ્રમધર્મ સમજીને તે કેવળ સાત્વિક બુદ્ધિસ્થિતી લક્ષણાએ કરે તો જ તે બ્રહ્માર્પણ થવા યોગ્ય ગણાય છે. પુત્રેષણા આદિ અપેક્ષા હીનત્વે સ્વધર્મયુક્ત સત્કર્માચરણનો સત્કાર હૃદયમાં આદરપૂર્વક હોવાથી પુત્ર ધન કે લોક તરફ જેનું ધ્યાન હોય નહી એવા પુરૂષો બાહ્યાંતર જે જે કર્મો કરે છે તે સર્વ કેવલ સ્વધર્મ મર્યાદાયુક્ત હોવાથી ફલહીન પણાએ બ્રહ્માર્પણ રૂપ જ છે. છતાં જ્યાં સુધી સાહંકાર યુક્ત હોય ત્યાં સુધી તે કર્મોનું બળ બ્રહ્મની સાથે અભેદપણાની પ્રાપ્તિ દાતા નથીજ. અહંકારના ભોક્તા પણાનો એટલે હું પણાના ભોક્તા પણાનો નાશ કરતાં તે માત્ર મોક્ષ પદને પમાડનાર તેજ અકર્મ છે—એટલે મુક્તિપદને આપનાર છે—એટલાજ માટે વાસનાહીનપણાએ અકર્મના ફલ રૂપ શુકલાગતિ છે—શુદ્ધ અકર્મના કરનારા સમજે છે કે પ્રારબ્ધ યોગથી કે પ્રભુની કૃપાથી જે જે કંઈ પ્રાપ્તાપ્રાપ્ત થવા જેવું છે તેમ થાય છે અને થશે—ત્યારે કર્મોથી ભોગ ફળની અપેક્ષા શા માટે રાખવી ? ? ? તેની પ્રાપ્તિથી સુખ નથી અને અપ્રાપ્તિથી હાની કે દુઃખરૂપ નથી. જે અકર્મો સત્વ બુદ્ધિ પ્રભાવથી સત્કર્માચરણ પૂર્વક છે તે પોતાના આત્માના જ્ઞાનનો પ્રકાશ કરનાર અને પ્રભુકૃપા દર્શન કરાવે. તેથી એવાં અધર્મ કર્મોના ફળરૂપની ઇચ્છા શા માટે કરવી ? ? ? એવો નિશ્ચય કરે છે—એવી સુબુદ્ધિની પ્રાપ્તિ માત્ર અકર્મ એટલે બ્રહ્માર્પણથીજ થાય છે. અને તેજ પ્રભુકૃપા જાણવાની છે—કૃપારૂપ પ્રાપ્તિ સંસ્કારો નાશવંત નથી. એવો અર્થ સમજવો. માટે દરેક માણસોએ સત્કર્મ કરી બ્રહ્માર્પણ કરવાં પણ મોહના આવેશ વાળા. રજોગુણી તમોગુણીજનો અહંમમત્વથી અંધત્વને પામી. ફલ કર્મના આરંભથીજ પોતાનું હીત બગાડે છે. તે એક વિચિત્રતાજ છે—અને તેવાં રજોગુણી તમોગુણી કર્મના પ્રભાવે તેમને સદ્‌ગુરૂ દિક્ષા ધારણ કરવાની ઇચ્છા પણ થતી નથી. અને સદ્‌ગુરૂ કોને કહેવાય છે તેનું પણ ભાન હોતું નથી. તેથી અધમ વિચારના રજોગુણી તમોગુણી જનો ઉપવિત સંસ્કાર આપનાર કર્મઠ બ્રાહ્મણ જે શુકલ કહેવાય છે—તે કર્મ કરાવનારને પોતાના ગુરૂ રૂપ માની. હવે બ્રાહ્મણને સદ્‌ગુરૂ દિક્ષા ધારણ કરવાની જરૂર નથી એમ પોતાની અજ્ઞાનતા લોક પ્રસિદ્ધ કરી પોતાની પંડીતાઈ બતાવે છે તેમજ કેટલાક એવા આગ્રહીઓ મતપંથવાડાના બંધારણ પૂર્વક વાડાના (ગોવાલ) આશ્રમી આચાર્યને ગુરૂ માની તેમની પાસેથી દીક્ષા લઈ પોતાની પૂર્ણતા માની પડે છે—પણ સત્ય મર્યાદાનું સેવન કરતા નથી. આપણે બ્રાહ્મણાદિ ચાતુર્વર્ણ્ય પ્રજા. વૈદીક

સનાતન ધર્મિ છીયે. તે ભાન ભુલીને વૈદિક સનાતન મર્યાદાનો ત્યાગ કરી જીંદગીનો દુર ઉપયોગ કરે છે. પણ तद विज्ञानार्थं सगुरुमेवाभिगच्छेत् આ શ્રુતિ પ્રમાણે વૈદિક સનાતન મર્યાદાપૂર્વક બ્રહ્મ શ્રોત્રિય એટલે વેદ શાસ્ત્ર સ્મૃતિ પુરાણ ઇતિહાસાદિકના અનાગ્રહી માર્ગની રીતને સમજાવનાર—તેમ બ્રહ્મનિષ્ઠ એટલે સકલ વસ્તુ પદાર્થ યાવત્ દૃસ્યાદૃસ્યમાં પરમાત્માની પૂર્ણતાના યોગને જાણવાવાળા અર્થાત્ બ્રહ્મપૂર્ણ અનુભવથી બ્રહ્મ વિના અન્ય કંઇપણ નથી, એવા સાચા અનુભવી જીવન્મુક્ત જ્ઞાનના યોગીજન સંતજનને શરણે જવું એ સદ્ગુરૂ દિક્ષા ધારણનો વિધિ છે. પણ તે કર્મ બ્રહ્માર્પણ કરનાર સ્વધર્મ સત્કર્મ સત્વગુણના સત્કારવાળા પ્રતિભાશાળી ચારિત્ર્યવાન મહાન્ અધિકારીનેજ આ વાત સમજાય છે. અધિકારહીણ બુદ્ધિના વિચાર કરનારને પોતાની અયોગ્યતાએ કદાપી અર્થ બેસે નહિં તો શાસ્ત્રની ખામી નથી પણ તેની તેટલી સુબુદ્ધ ન હોવાથી તે જ્ઞાનયોગબળ સાધ્ય કરી શકે નહીં તેથી તે જીવાત્માને અકર્મની ખામી છે એમ જાણવું જોઇએ. હવે સદ્ગુરૂ એ પરમાત્માજ છે. ब्रह्मवेद ब्रह्मैव આ શ્રુતિના અર્થપૂર્વક બ્રહ્મપૂર્ણ પરમાત્માને જાણનારો તે સાક્ષાત્ બ્રહ્મ સ્વરૂપજ છે. એમ નિશ્ચય કરનાર કેવળ મુમુક્ષુ સ્થિતીનો પુરૂષ. પછી ગુરૂદિક્ષા ધારણ કરી જે જે કર્મો કરે છે તે સર્વ બ્રહ્મ સ્વરૂપને પહોંચે છે. એ નિશ્ચય છે પુરશ્ચરણ દિપિકામાં કહ્યું છે કે—अदीक्षिता ये कुर्वंति जप पूजादिकाः क्रियाः ॥ निष्फलं तत्प्रिये तेषां शिलायांमुप्त बीजवत् ॥ મહાદેવ પાર્વતી પ્રત્યે કહે છે કે હે પ્રિયે !!! શ્રી સદ્ગુરૂ પરમાત્મા પાસેથી દિક્ષા ધારણ કીધા વિના જે પુરૂષ જપ, પૂજા આદિ જે જે ક્રિયાઓ કરે છે તે સર્વે પાષાણમાં વાવેલા બીજો જેમ નિષ્ફલ છે તેમ તે તે ક્રિયાઓ નિષ્ફલજ છે માટે—ઉપર પ્રમાણે દીક્ષા ધારણ કરનાર શાસ્ત્ર વિધિપૂર્વક પોતાનું કલ્યાણ જ કરી શકે છે. તેને માટે ભાષ્યકાર કહે છે કે—

शय्या सनस्थोऽथ पथिव्रजन्वा स्वस्थः परिक्षीण वितर्कजालः ॥
संसार बीजक्षय मीक्षमाणः स्यान्नित्ययुक्तोऽमृत भोग भागी ॥

અર્થ:—ઉપર પ્રમાણે સદ્ગુરૂ દિક્ષા ધારણ કરનારો અકર્મ યોગ સાધનથી પરમાત્માને સર્વ કર્મ અર્પણ કરનારો અને સદ્ગુરૂ પ્રભુના અનુગ્રહથી પ્રતિપક્ષની ભાવના કર્યા વિના પણ જેના હિંસાદિ રાગદ્વેષાદિ દ્વંદ્વ માત્રના વિતર્કોનો સમુહ તથા સંશય વિપર્યય આદિ ક્લેશો ક્ષીણતાને પામ્યા છે એવો સંસારના મિથ્યા મોહભર અહં મમ વાસનારૂપ બીજના ક્ષયને વારંવાર અનુભવનારો મહાન્ સાધક મુમુક્ષુ નિશ્ચય વડે સદ્ગુરૂ પરમાત્માના કૃપા પ્રસાદથી જીવન્મુક્તિના પરમ યોગના સુખાનુભવને પ્રાપ્ત કરી શકે છે. ચાહે ગમે તો તે શય્યામાં હોય અગર માર્ગમાં ગમન કરતો હોય યાતો સ્વસ્થ રહેતો હોય તો

પણ તે સર્વદા અમૃત પદના ભોગનો ભાગી છે—એમાં શંકા નથી એવો શુકલા ગતિરૂપ અકર્મનો મહિમા છે.

आग्नेयं ज्योतिरयन मुत्तराख्यं दिवा तथा ॥
शुक्लगतिमयं सर्वं जानीहि मुक्तिदायकं ॥५॥

અર્થ:—હવે શુકલાગતીના ધર્મ પ્રકટ કહે છે. અગ્નિના સંભવરૂપ તેજ એટલે જ્યોતિ તથા સૂર્યના સંભવરૂપ જે જ્યોતિ-તેમજ દિવા એટલે દીવસ અને ઉત્તરાયણના ષટ્માસ આ ચાર તેના ધર્મ છે—એ શુકલાગતીમય અનુક્રમ વડે નિર્વાસનારૂપે જીવાત્મા શુકલાગતીએ ગયો છે એમ કારણ નિર્વાસનાથીજ મુક્તિ છે. એમ સર્વ કોઇ જાણે છે.

चांद्रं ज्योति धूमरात्री दक्षिणायन मेवयत् ॥
कृष्ण गति स्वरुपं तज्जानीहि जनि मृत्युदं ॥६॥

અર્થ:—હવે કૃષ્ણાગતીના ધર્મને કહે છે. ધુમ એટલે ધુમાડામાં-રાત્રીમાં દક્ષિણાયન કાળમાં-તથા ચાન્દ્રજ્યોતિમાં જનાર જીવાત્માને એ ચાર પ્રકાર જન્મ મૃત્યુને આપનારાં છે એમ કૃષ્ણાગતી પામનારનો અનુક્રમ સમજવો.

तयो भेदं प्रवक्ष्यामि लोकानां हित काम्यया ॥
येन द्वैधं परित्यज्य ब्रह्मणि निरतो भवेत् ॥७॥
निःकामिकं कर्मकृत्वा मृतो नरो यदा भवेत् ॥
रात्रौ सदक्षिणायंवा नतं गृह्णंति देवताः ॥८॥
देव भोगां तिरस्कृत्य ब्रह्मार्पण परायणं ॥
नरं तं किं करिष्यंति देवाः स्वर्ग सुख प्रदाः ॥९॥
अतो दाहे सर्वे दक्ष अग्नि ज्योतिः स्यगोभवेत् ॥
दिवसे स मनुप्राप्ते दिवादैवत मस्तथा ॥१०॥
उत्तरायण संभूते स गच्छे त्द्रानुमंडले ॥
प्रलये मंडलस्यैव नाशे पुरूष गोभवेत् ॥११॥

અર્થ:—હવે તેના ભેદને કહે છે. પાપાચરણના હીનપણાથી લોકસમૂહનું હીત થાય. તેને માટેજ આ શુકલા કૃષ્ણાગતિનું જ્ઞાન છે છતાં ભેદ ગતિના પ્રવાહ રૂપ હોવાથી તે બંન્ને ભેદોનું ફલ મોક્ષ અને સંસાર ત્યાગ થતાં પરમાત્મા પરબ્રહ્મમાં પ્રિતીવાળા થાય છે-કેમકે સપ્રજ્ઞાત અસંપ્રજ્ઞાત સમાધિ સાધકથી બ્રહ્મીભૂત સ્થિતી થાય છે તે શુકલા કૃષ્ણા ગતિથી નહીંજ કોઇ પ્રશ્ન કરે કે-શુકલા ગતિ મોક્ષને આપનાર છે. ત્યારે સંપ્રજ્ઞાતાદિ-યોગનું સાધન અને તેનો પ્રયાસ શાને માટે કરવો ! ! ત્યારે તેનો જવાબ કે શુકલા ગતીથી તુર્ય ચેતનાત્મક પદ રૂપ મોક્ષની પ્રાપ્તિ છે અને સંપૂર્ણ બ્રહ્મી-

ભૂત સ્થિતિનો અભાવ છે. કૃષ્ણા ગતીથી જન્મ-મરણાદિક સંસારની પ્રાપ્તિ છે. માટે શુકલા કૃષ્ણા ગતિના ભેદનો ત્યાગ કરી તેમ કર્મ વિકર્મનો ત્યાગ કરી માત્ર અકર્મથી મોક્ષ અને આગળ બ્રહ્મીભૂતપણાની યોગ પ્રાપ્તિ કરવી જોઇએ. હવે શુકલા ગતીના ભેદને કહે છે-માણસ નિઃકામી એટલે પાછળ વર્ણવ્યા પ્રમાણે સત્કર્મ એટલે સત્વગુણ બુદ્ધિયુક્ત સ્વધર્મના સત્કારપૂર્વક કર્મ કરીને દક્ષિણના સૂર્યમાં કે રાત્રીમાં કે ઊત્તરાયણ રાત્રીમાં કે દક્ષિણાયનની રાત્રીમાં જો કે મરણને પામે ત્યારે તેને દક્ષિણાયનના દેવતા તેમ છ માસના રાત્રીના દેવતા ગૃહણ કરી શકતા નથી. શુકલા ગતિ પરાયણતાથી કૃષ્ણ ગતિનો અસંભવ છે-તેનું કારણ છે કે-દેવોના ભોગોનો તિરસ્કાર કરીને બ્રહ્માર્પણપરાયણ સ્વકૃત કર્મ ફલ હીનપણાએ તે નર હોવાથી સ્વર્ગ સુખને આપનારા દેવો તેને શું કરી શકે ? ? કર્મ ફલહીનને માટે સ્વર્ગ ભોગદાન સામર્થ્યનો અભાવ છે. ત્યારે પ્રશ્ન છે કે કૃષ્ણા ગતિના પ્રાપ્તિ કાળમાં મૃત્યુ થાય તેની શું ગતિ થાય છે ? ? તેનો પ્રત્યુત્તરકે જ્યારે કૃષ્ણા ગતિના કાળમાં મૃત્યુ પામે છે તે માણસ દેહના દહન પછી અગ્નિ જ્યોતિસ્થ જે તેજ તેને વિષે રહેલા દેવતાના સ્થાનમાં જાય છે. હવે દિવસે મરે તો તે મનુષ્ય દીવસની પ્રાપ્ત કાળે તે અગ્નિ જ્યોતિમાં જાય છે પછી દીવસના દેવતાને ત્યાં થઇ પુનઃ રાત્રીના દેવતાને માર્ગે સૂર્ય જ્યોતિમાં પુષ્ટિને આપનાર તે તેજમાં જાય છે. ત્યાર પછી તે માણસ ઊત્તરાયણ થતા ભાનુ મંડળમાં જાય છે. બીજું જ્યારે ઊત્તરાયણની રાત્રીમાં મૃત્યુ પામે ત્યારે દહન પછી અગ્નિ જ્યોતિમાં ત્યાર પછી દીવસના દેવતાના સ્થાનમાં જઇ છ માસ સુધી દેવતાના સ્થાનમાં રહે. હવે જ્યારે દક્ષિણાયન થાય ત્યારે સૂર્ય મંડળના પ્રલયમાં તેનો નાશ થતાં તે પણ નાશને પામે છે. પુરૂષ રૂપ થાય છે. તે પુરૂષ આદિત્ય મંડળસ્થ સાક્ષાત્ સૂર્ય થાય છે. તે સૂર્યનો નાશ થતાં તે સૌર લોકને પામે છે.

महा प्रलय वेलायां प्रकृतेः पुरुषस्यच ॥
नाशे ब्रह्मणि गच्छेत्स ब्रह्मभूतो भवेत्ततः ॥१२॥
सकामर्क कर्म कृत्वा दिवसे उत्तरायणे ॥
मृतं नरं न तं भानु र्गृण्हाति कामनायुतं ॥१३॥
स दाघे धूम संस्थंच यदारात्रिः समागता ॥
तदा तस्यां समाश्रित्य तथा तिष्ठेत्प्रजापते ॥१४॥

**અર્થઃ**—એમ સૌર લોકને પામેલો જીવાત્મા મહાપ્રલય એટલે પ્રાકૃત લય વેળાએ પ્રકૃતિ અને પુરૂષના નાશમાં લય જાય છે. સૂર્યના લયમાં પંચભૂત દેવતા પણ સ્થિત હોય તેના લય વખતે પ્રકૃતિ દેવતા સુષુપ્તિ રૂપથી ત્યાં ઉભા રહે છે. તેનો લય તે સ્થિત તુર્યા ચેતનમાં જાય છે. તે ચેતનાત્મક

તુરીયમાં પોતાનો આત્મા તદ્દરૂપ થાય છે. તેજ પુરૂષત્વનો નાશ જાણવો. ત્રિગુણ પ્રકૃતિ અહં મમભાવ ધારણથી ચેતનાત્મામાં તદ્દરૂપ થાય છે. એ પ્રકારે સ્થિત જાણવું. ત્રિગુણનો ત્યાગ તે નાશવત્ નાશ છે એ પ્રકારે વર્ણ-વાય છે. કેમકે તેનામાં ચેતનાત્મક જ્ઞાન હીનપણું છે. તેથી તે નર નાશને પામતો નથી. પણ પરબ્રહ્મને વિષે ચેતનાત્મામાં બ્રહ્મીભૂતતાને પામે છે. અહીંયાં બૃહદારણ્યની શ્રુતિ છે. ( અધ્યાય ૬ બ્રા. ૨ મંત્ર ૧૫ ) येचेमे अरण्ये श्रद्धात्मा: सत्यमुपासते ઈત્યાદિ પૂર્ણ શ્રુતિનો તાત્પર્યાર્થ એવો છે કે આશ્રમ ધર્મમાં પ્રિતીવાળા સંન્યાસીઓ અરણ્યમાં કે જ્યાં સ્રીઓ કે વિષયી જનો જઈ શકતા નથી. એવા સ્થાનમાં શ્રદ્ધાપૂર્વક સત્ય કે જે હીરણ્યગર્ભ છે તેને ઉપાસે છે. તેઓ અર્ચિ એટલે અગ્નિ જ્યોતિના દેવને પામે છે. નૈષ્ટિક બ્રહ્મચારીઓ ગુરૂકુલવાસથી ઉત્તર માર્ગને પામે છે અને બ્રહ્મવેત્તાઓનો પ્રાણ તો અહિંજ વીલીન થાય છે. અર્ચિથી દિવસના અભિમાની દેવને તેનાથી શુકલ પક્ષના અભિમાની દેવને તથા શુકલ પક્ષથી જે છ માસોમાં સૂર્ય ઉત્તર તરફ જાય છે તે ઉત્તરાયણના અભિમાની છ દેવોને તથા તે છ માસના દેવ લોકના અભિમાની દેવને—દેવ લોકથી આદિત્યને અને આદિત્યથી વિદ્યુત વિજળીના અભિમાની દેવને પામે છે, પછી બ્રહ્માએ મન વડે રચેલો બ્રહ્મ લોક વાસી કોઈ પુરૂષ આવીને તે વૈદ્યુતોને એટલે વિજળીના અભિમાની દેવના સાધકોને બ્રહ્મ લોકો પ્રતિ લઈ જાય છે—એમ પંચાગ્નિ વિદ્યાવાળા સત્ય ભાષણના અનુષ્ઠાનવાળા અશ્વમેધ કરનારા તથા નૈષ્ટિક બ્રહ્મચારી જનો કે જ્યાં આ અહંગ્રહ ઉપાસના કરીને ગયા નથી તેઓ બ્રહ્માના બીજા કલ્પમાં પાછા આવે છે અને જેઓ અહંગ્રહ ઉપાસનાથી ગયા છે તેઓ આ બ્રહ્મ લોકોમાં અનેક કલ્પો પર્યંત વસે છે કે જેઓની આ સંસારમાં પુનરાવૃતિ નથી. હવે કૃષ્ણ ગતીના ક્રમને કહે છે. વૈદિક સનાતન પણ સત્કર્મની રીતે સકામીક કર્મ કરનારા દિવસે ઉત્તરાયણમાં કામનાયુક્ત મરે તો તેને સૂર્ય લઈ જતા નથી કેમકે નિષ્કામી પુરૂષને માટે સૂર્ય ગતિ છે જો તે માણસ જ્યારે ઉત્તરાયણના દિવસોમાં અથવા દક્ષિણાયનના દિવસમાં મરે છે. દહન થાય છે ત્યારે દેહ દહનના અગ્નિ ધુમમાં સ્થિત થાય છે. તેને ધુમ દેવતા આશ્રય આપે છે. હે દક્ષ પ્રજાપતિ ! ! ! જ્યારે રાત્રીમાં આવે છે ત્યારે તેને રાત્રીના દેવતા આશ્રય આપે છે. ત્યાં ઉત્તરાયણના દિવસોમાં મરે છે ત્યારે રાત્રીના દેવતાના સ્થાનમાં રહે છે.

**दक्षिणायन मानंदा दागतं वीक्ष्य तत्क्षणात् ॥**
**विमान वस्मात्स्व: गच्छेत्स्वर्गं विहायसा ॥१८॥**

**અર્થ:**—પછી દક્ષિણાયન આવે છે તેને જોઇને તે સમયે તત્ક્ષણ વિમાનમાં બેસીને સ્વર્ગમાં જાય છે. જ્યારે દક્ષિણાયનના દિવસોમાં મરે છે ત્યારે

રાત્રીમાં જાય છે. જ્યારે ઉત્તરાયણ રાત્રીમાં મરે છે ત્યારે રાત્રી દેવતાને ત્યાં સ્થિત થાય છે દક્ષિણાયનમાં આવે ત્યારે સ્વર્ગમાં જાય છે.

चान्द्रं ज्योतिः समाश्रित्य भोगान् भुंक्ते स्वकर्मजान्
कर्म प्रमाण मार्गेण नाना स्वर्ग परायणः ॥१६॥

અર્થ:—તે માણસ ચાન્દ્રજ્યોતિનો આશ્રય કરીને ચન્દ્રમંડળના અમૃતના આધારે સ્વર્ગ લોકમાં અમૃતનું ભક્ષણ કરીને રહે છે–અહીંયાં કર્મ કરે છે તેના બે પ્રકાર વડે દેવ ભોગ થાય છે. અગ્નિમાં હુતદ્રવ્ય જાય તે દેવ ભોગ્ય કહેવાય છે કેમકે અગ્નિના મુખમાં જાય છે. બ્રાહ્મણના મુખમાં જાય તે બ્રાહ્મણ ભોગ્ય થાય છે. ब्राह्मणोस्य मुखमासीदिति ॥ श्रुतेः ॥ એમ એકજ રૂપ બ્રાહ્મણાગ્નિ મુખમાં અન્ય વ્રત તીર્થ સ્નાન સંધ્ય દિનો વગેરે નાના પ્રકારના કર્મો કરે તે ચંન્દ્રમંડલમાં અમૃતમય થાય છે તે અમૃત દેવ ભોગ્ય છે. શુક્લ પક્ષમાં મરનારને તે ચંદ્રમંડળનું અમૃત પ્રતિપદાથી દિવસે દિવસે વૃદ્ધિને પામે છે. અને પૂર્ણિમાએ પૂર્ણ થાય છે તેમ કૃષ્ણ પક્ષમાં ઘટે છે. અમૃત વડે માસ પર્યંત દેવોને પ્રાપ્ત થાય છે. એમ સ્વર્ગ લોકમાં તે ચન્દ્રામૃતનો વિહાર છે–સત્કર્માંમૃત ધારક ચન્દ્ર છે. માટે જણાવે છે એમ નિરૂક્તમાં પણ વર્ણવેલું છે.

विधिं तत्र प्रवक्ष्यामि चन्द्र कला समुद्भवं ॥
अमृतं देवलोकेषु स्वर्गेषु भोगदं परं ॥१७॥

અર્થ:—હવે ચાંન્દ્રજ્યોતિનાં સ્વરૂપ અને જ્ઞાનના વિધિને કહે છે. દેવ લોકમાં એટલે સ્વર્ગમાં ચન્દ્રકલામાંથી ઉત્પન્ન થતું અમૃત તે ભોગદાતા છે. કેમકે સ્વાદિષ્ટામૃતપાન પુષ્ટિ આપનાર છે.

इह कर्म कृतं पूर्णं नरै स्तदमृतात्मकं ॥
भवति चन्द्रगं सर्वं तेन कलायुतो भवेत् ॥१८॥
शुक्लपक्षे क्रमेणाथ मेकैक कलया प्रभुः ॥
वृद्धियुक्तः स्वयं पूर्णः पूर्णिमायां प्रदृश्यते ॥१९॥
कृष्ण पक्षे सुराः सर्वे क्रमेणामृत भोजिनः ॥
पिबंति चन्द्र संस्थंत दमृतं तृप्ति कारकं ॥२०॥

અર્થ:—હવે ચન્દ્રામૃતનું કારણ કહે છે–એવો પુરૂષ આ મૃત્યુલોકમાં સાંગ વિધિપૂર્વક સત્કર્મ કરતો સતો તે સર્વ કર્મ અમૃતાત્મક ચંદ્રમાં જાય છે. તે અમૃતવડે તે કલાયુક્ત ચન્દ્ર થાય છે. હવે વૃદ્ધિક્રમને કહે છે–આ ચન્દ્ર શુક્લ પક્ષના અનુક્રમ વડે પ્રતિપદાથી અનુક્રમ પૂર્વક એક એક કલા વૃદ્ધિને પામતો જાય છે. જે સ્વયં પ્રભુ છે તે વૃદ્ધિ ક્ષયહીન છે. કલાની વૃદ્ધિ ક્ષયમાં તત્ સ્વરૂપ વિકારનો અભાવ છે. પૂર્ણિમાને દીવસે તે ચન્દ્ર સંપૂર્ણ કલાયુક્ત મનુષ્યોને

દેખાય છે. હવે ક્ષય અનુક્રમને કહે છે. કૃષ્ણ પક્ષમાં અમૃત ભોજન કરનારા દેવતાઓ અનુક્રમપૂર્વક પ્રતિપદાથી તૃપ્તિકારક ચન્દ્રમાં સ્થિત થઈ અમૃતને પીએ છે.

तेन तृप्ति युताः सर्वे भवंति मास मात्रतः ॥
अमायां पतितश्चन्द्र औषधिषु न संशयः॥२१॥
अत ओषध यश्छेद्या नरेण नैव निश्चितं ॥
अमायां चन्द्र संयोग युक्ताः सुख परायणाः ।।२२॥

અર્થઃ—ત્યાર પછી સર્વ દેવતાઓ માસ પર્યંત તૃપ્તીદાયકપણાથી તે અમૃતપાન વડે તૃપ્તિ યુક્ત થાય છે. તે અમાવાસ્યાના દિવસે ચન્દ્ર ઔષધીમાં પતિત થાય એટલે પોતાની કળા સાથે તે ચન્દ્રામૃત ઔષધીમાં રહે છે. એમ કહેવાનો મર્મ છે એમાં સંશય નથી. એટલાજ માટે અમાવાસ્યાને રોજ ઔષધીનું છેદન કરવું નહિં કેમકે તે દિવસે ચન્દ્રમાનો ઔષધી સાથેનો સંયોગ છે. એમ વેદાદિનો નિશ્ચય છે. ઔષધીનો પતિ ચન્દ્ર હોવાથી તેના પતિના સાથેના સંયોગમાં તેને છેદવાને મના કરવામાં આવી છે. કેમકે તે પોતાના પતિ સાથે સુખપરાયણ છે. તેજ સંવત્સર–પ્રજાપતિ છે. સોળ કળા સંપૂર્ણ તે રાત્રી છે. એજ પંદર કલા નિશ્ચય સાથે સોળમી કળા તે રાત્રી છે વિગેરે બ્રહદારણ્યમાં વિશેષ વિવેચનની શ્રુતિ છે તે જોઈ લેવી.

अतश्चन्द्र भवं सर्वे ममृतं देवभूमिषु ॥
चान्द्रः स्वर्ग इति प्रोक्त स्तेनैवं वेदवादिभिः ॥२३॥
देवानां विविधानां स कर्मकृत्वा सकामकं ॥
कर्मांग देव मभ्यर्च्य गच्छे समर्प्य तत्क्रियां ॥२४॥
तत्त लोक सुखं भुक्त्वा नाना भोग समन्वितम् ॥
भोगान्ते पुनरे वासौ मेघ मंडल गोभवेत् ॥२५॥

અર્થઃ—એટલાજ માટે (સ્વર્ગ) દેવભૂમિમાં નાના પ્રકારના દેવોને તૃપ્તિ આપનાર અમૃત છે. ત ચન્દ્રથી ઉત્પન્ન થયેલું જાણવું. તેજ હેતુ વડે વેદના ભણવાવાળા જનો ચન્દ્રને સ્વર્ગ કહે છે. હવે નાના નાના પ્રકારના સ્વર્ગના વિવેકને કહે છે. તેવા પુરૂષો વિવિધ પ્રકારના દેવોનાં સત્કર્મો સકામવાસના યુક્ત એટલે આલોક પરલોકની ભોગવાસના યુક્ત થઇને કરે છે, અને કર્માંગ દેવતાનું પૂજન અર્ચન કરે છે. તેથી તે ક્રિયા કર્મો તે તે દેવોને સમર્પણ થાય છે– તેથી તે તે દેવતા લોકોને દેહાન્તે પામે છે–હવે સ્વર્ગથી પતન કેવી રીતે થાય છે તેને કહે છે–એ પ્રમાણે ભોગવાસનાયુક્ત જુદા જુદા સ્વર્ગના દેવોની આરાધનાથી તે તે લોકના સુખની પ્રાપ્તિ માટે કર્મ કરી. તત્ ભોગ ભોગવી આને સ્વર્ગાદિક પર્યંતના ભોગો ભોગવી લે છે. કેમકે ત્યાં દેહ દુઃખનો અભાવ છે–તે ભોગોને ભોગવી અંતે સ્વકૃત કર્મ ફળની સમાપ્તિમાં આ પુરૂષ પુનઃ મૃત્યુલોક

પતનના અર્થે મેઘમંડળમાં ગમન કરે છે. આ સત્કર્મના આધારે છે–તે શ્રુતિને કહે છે:
असौ वै लोकोग्निर्गौतम तस्यादित्यइव समिद्रश्मयो धूमो हरर्चिर्दिशोंगारा अवां तर्दिशो विस्फुलिंगाः स्वस्मिन्ने तस्मिन्नग्नौ देवाः श्रद्धां जुव्हतीति ॥ श्रुतेः ॥ બૃ: ૬–૨–૯ સત્કર્મમાં સુશ્રદ્ધા તે મુખ્યજ છે, શ્રદ્ધાયુક્ત પણાથીજ સત્કર્મ થાય છે. તે સતકર્મ વડે જુદાજુદા દેવોરૂપ સોમ રાજા થાય છે. કર્મ કરવાથી તે પુરૂષ દેહાંન્તે દેવરૂપ થાય છે. એવો શ્રુતિનો અર્થ છે–હવે મેઘમંડળમાં જાય છે તેના અર્થને કહે છે.

तत्र जल मयो भूत्वा पतेद्वृष्ट्या सभूभिषु ॥
तत ओषधि गोभूत्वा भवेदन्नमयस्ततः ॥२६॥

**અર્થ**:—તે મેઘમંડળમાં જળમય થઇને તે જીવાત્મા પુરૂષ વૃષ્ટિરૂપે પૃથ્વીમાં પડે છે. ત્યાં બૃહદારણ્યકના અધ્યાય. ૬ ના બ્રાહ્મણ ૨ જામાં ૧૦ મો મંત્ર છે. તે જોઈ લેવો જોઇએ. पर्जन्या वा अग्नि गौतम। તે સોમરૂપ દેવ થઈને પતન કાળમાં તે જળરૂપ થઇ સ્વર્ગના અધિશ દેવોના આધિનપણાએ તે લોકમાં નિવાસ કરી અંતે જળરૂપે ઔષધીમાં જાય છે ત્યાંથી અન્નમય થાય છે. અહીંયા બ્રહદારણ્યની અધ્યાય. ૬ ના બ્રાહ્મણ ૨ જાની ૧૧ મા મંત્રની શ્રુતિ પણ જાણવી જોઇએ કે अयं वै लोकोग्नि गौतम तस्य पृथिव्येव ॥ આ શ્રુતિમાં ભૂર્લોક અગ્નિ છે. પૃથ્વીના અભિમાની દેવ તેની સમિધ છે. અગ્નિ ધુમાડો છે રાત્રીજ્વાળા છે. ચન્દ્રમા અંગારા છે. નક્ષત્રો તણખા છે. અગ્નિમાં દેવો વૃષ્ટિ હોમે છે તે આહુતીથી અન્ન થાય છે.

ततो वीर्यं समाश्रित्य गच्छेत्स जठरे स्त्रियः ।
तत्र तत्वान्वितं दक्ष आविशंति न संशया ॥२७॥

**અર્થ**:—તે અન્નથીજ વિર્ય થાય છે. તેનો આશ્રય કરીને તે પુરૂષ સ્ત્રીના જઠરમાં જાય છે. અહિંયાં બ્રહ્મદારણ્યકની શ્રુતિ અધ્યાય ૬–૨–૧૨ માં पुरुषो वा अग्निर्गौतम इति ॥ તેનો અર્થ એવો છે કે પુરૂષ તે અગ્નિ છે. વ્યાપ્તપણું તે સમિધ છે. પ્રાણ ધુમાડો છે. વાણી જ્વાળા છે. નેત્ર અંગારા છે. કાન તણખા છે. તે આ અગ્નિમાં દેવો અન્ન હોમે છે તે આહુતથી વિર્ય ઉપજે છે. તે વિર્ય તે સ્ત્રીના જઠરમાં સ્ત્રીના રક્તની સાથે મીશ્રીત થતાં તે પુરૂષજ પ્રવેશ પામે છે.

क्षेत्रज्ञः संस्थित स्तत्र तत्वैः क्षेत्रंविनिर्ममे ।
विर्धितस्य प्रवक्ष्यामि गर्भोपनिषदि मवं ॥२८॥
तत्रैक दिवसे नैव स्त्री वीर्ये रक्त संभिते ।
तस्मिन्संचिकनं कृत्वा तदाकारो भवेत्वरः ॥२९॥

तत स्त्रि दिवसैः सोपि फेन रूपो भवेन्नरः ।
बुदबुदः पंचदिवसैः पेशी सप्तदिनैस्तथा ॥३०॥
तत श्चतुर्दशैः सोपि दिवसैः फुल्लतांगतः ।
पंचविंशतिभिस्तत्र मांसरूपो भवेत्स्वयं ॥३१॥
मासेन कठिनत्वं स प्रगच्छेत्तत्र संस्थितः ।
द्विमासाभ्यां शिरोयुक्तो भवेत्तत्र प्रजापते ॥३२॥
त्रिमासैः कंठ संयुक्त श्चतुर्मासैस्त्वचायुतः ।
पंचमासैर्भवेज्जंतुरिन्द्रियैः संयुतः क्रमात् ॥३३॥
अवयवादि संयुक्तोर्नख रोम समान्वितः ।
भवेन्मुखेन संयुक्तो मासैः षड्भिर्न संशयः ॥३४॥

**અર્થ**:—હવે દેહોત્પત્તિના કારણને કહે છે. તે વીર્ય–રક્ત(સ્ત્રીનું વિર્ય) સાથે સમિશ્રીત થતાં તે નર વિર્યમાં ક્ષેત્રજ્ઞ એટલે જીવાત્માનો અંશ સ્થિત થાય છે કેમકે દેહમાં સ્થિત થવાપણાનું જ્ઞાન છે. તે પ્રમાણે તે શરીર પાપ પુણ્ય કર્મથી ઉત્પન્ન થાય છે તે ક્ષેત્રજ્ઞ–તત્વોરૂપ સંકોચ વિકાશ વૃત્તિરૂપ થાય છે તે ક્ષેત્રજ્ઞ જે જીવાત્મા તે અણુસ્વરૂપે અવયવી છે એમ જાણવું પોતાની માયાવડે અવયવરૂપ કર્મથી ઉત્પન્ન થનાર દેહનો સદૃશ વિહારીપણાથી તેજ જીવાત્મા છે. દેહના નિર્માણને માટે ગર્ભોપનિષદ્‌માં નિચે પ્રમાણે કહેલું છે તે તમને કહું છું. તે વિર્યાત્મક દેહમાં કોઇ એક દિવસે રક્તમિશ્રિત રક્તના આશ્રયવડે તે પુરૂષ વીર્ય સંમિલન થવા રૂપે તદાકારરૂપ થાય છે. તે પછી તે વિર્ય ત્રણ દિવસે ફેનરૂપ થાય છે. પાંચ દિવસે બુદ્‌બુદાકાર થાય છે ત્યારપછી સાત દીવસે પેશીરૂપ થાય છે. ત્યારબાદ ચૌદ દિવસે ફુલે છે. ( પેશી પ્રફુલ્લ થાય છે. ) પચીસ દીવસે માંસરૂપ થાય છે. એક માસે તે પુરૂષ કઠીણતાને પામે છે. કઠીણ માંસાત્મક થાય છે. હે પ્રજાપતે ! ! ! બે માસે માથાના ભાગ બંધાય છે. તે પછી તે પુરૂષ ત્રણ માસે કંઠયુક્ત થાય છે. ચાર માસે ચામડીયુક્ત થાય છે. એવા જંતુઓ એમ નાના પ્રકારની યોનીમાં પાંચ માસે પૂર્વ પશ્ચિમ ક્રમથી ઇન્દ્રિય સંયુત થાય છે ત્યારપછી.છ માસે નાના પ્રકારના અવયવો ઉદર, હૃદય હાડકાં, સંયુક્ત, નખરોમ સમન્વિત તથા મુખસંયુક્ત અનુક્રમથી બંધાય છે.

तत इन्द्रिय संभूतं ज्ञानं भवेत् क्रमेणवै ।
षण्मासैः परिपूर्णैश्चाकृतिः पूर्णाभवेत्पुरा ॥३५॥
पूर्व कर्मानुसारेण यादृशीयोनि राभवेत् ।
तादृक्चाकृति संयुक्त इन्द्रियैश्च समान्वितः ॥३६॥

सप्तमासैर्भवेज्जंतुश्चेतनया समन्वितः ।
उदरे प्रचरेत्सोपि मातुर्दुःख समन्वितः ॥३७॥
अवकाशविहीनः स पीडितो जंतुभिः सदा ।
मुर्च्छांगच्छेत्पुनः संज्ञां कोमलोतीव मानवः ॥३८॥

અર્થ:—એ પ્રમાણે છ માસ થતાં સંપૂર્ણ આકૃતિ ઇન્દ્રિઓ સંભૂતજ્ઞાન પ્રથક્ પ્રથક્ અનુક્રમથી થાય છે. હવેનાના નાના પ્રકારની યોનીમાં ઊત્પન્ન થયેલા જીવાત્માઓનું તાદશપણું વર્ણવે છે. પૂર્વજન્મનાં કરેલાં કર્મોના અનુસારે અનુસરતા છતો તે પુરૂષ જેવીરીતે પશુ આદિક યોનીને પ્રાપ્ત થાય છે. તે પણ તાદશી આકૃતિ સંયુક્ત ઇન્દ્રિયાદિ સમન્વિત થાય છે—તેમજ જેવી યોનીમાં જાય તેવી તાદૃશ કાલ માનવડે ગર્ભવાસના યોગને ધારણ કરે છે. જેમ મનુષ્યને માટે દશમાસ ગર્ભવાસ દીવસ માસ આદિ માનપૂર્વક અવયવાદિ પ્રાદુર્ભૂત થાય છે, ત્યારપછી સપ્તમાસે ચેતન સમન્વીત તે પુરૂષ ચેતનરૂપ થાય છે. અને ચેતન થવાપણાવડે તે ગર્ભવાસના દુઃખ સંયુક્ત પોતાની માતાના ઊદરમાં હાલેચાલે છે અને નિગમમાર્ગને જાણે છે. વાયુ આદિકની રૂદ્ધ ગતીપણાથી તે જાગૃત રહે છે. હવે ઊદરમાં જગાના સંકોચપૂર્વક અવકાશ હીનતાવડે સંકિર્ણ સ્થાનદુઃખયુક્ત તે પ્રાણી માતાના ઉદરમાં નાના પ્રકારના અન્ય ક્રમીરૂપ જીવોના ડંશથી પીડિત થાય છે. વળી માતાએ ખાધેલા તીખા, ખારા, મોળા, કડવા, ગળ્યા, આદિ અન્નના દોષોથી પીડા પામતો સદાએ દુઃખયુક્ત મૂર્છાને પામે છે—કારણકે પુનઃ અતી કોમલ દેહધારક માનવ સંજ્ઞાને પ્રાપ્ત થાય છે.

अष्टमासै स्ततस्तत्र बुद्धि युक्तो भवेन्नरः ।
सांख्य योगपरो भूत्वा ध्यायेद्ब्रह्म सनातनं ॥३९॥
अति संकोच भावेन पीडितो जंतु भिः स्तथा ।
मातुर्भक्ष्यान्न दोषैः स वेदना संयुतो भवेत् ॥४०॥
गर्भदुःखं स विज्ञाय तन्निवृत्त्यर्थ मादरात् ।
सांख्य योग परोभूत्वा भजेत्तं गणनायकं ॥४१॥
ततस्तत्र भवेत्तस्य ज्ञानं परम सौख्यदं ।
तेनानंत भवानां स दृष्ट्वा दुःखं निवृत्तिगः ॥४२॥
अनन्य मनसादेवं स्तुयात्स्तोत्रै महामतिः ।
गर्भवास प्रशांत्यर्थं ब्रह्मभूयार्थ मादरात् ॥४३॥

અર્થ:—ત્યાર પછી અષ્ટ માસના ગર્ભ રૂપ તે નર બુદ્ધિ જ્ઞાન એટલે સાંખ્યયોગાત્મક ચેતના સહિત થાય છે કેમકે સાતમા માસે ચેતન થયેલો છે. તે સાંખ્યયોગથી પરે શ્રેષ્ટ સાંખ્ય માયા વિકાર હીનાત્મ જ્ઞાન રૂપ યોગે કે જે

આયા વિહારભેદ આત્મા અભેદાત્મક બ્રહ્મમાં લય જાય છે તેથી તે શ્રેષ્ટ સ્વરૂપ યોગને ધારણ કરતો સનાતન સાંખ્યયોગ અભેદાત્મક સાક્ષાત્ બ્રહ્મનું ધ્યાન કરે છે. અતિ સંકોચ ભાવની પીડાથી પીડાતો માતાના ભક્ષાન્નથી દોષીત થતો તે વેદના સંયુક્ત રહે છે. ત્યાર પછી તે પુરૂષ ગર્ભના દુ:ખને જ્ઞાન વડે જાણીને હવે પુન: ગર્ભવાસ ન આવે એટલે સાંખ્યયોગ પર પોતાની નિવૃત્તિને માટે સાક્ષાત્ બ્રહ્મમાં પ્રિતીસહીત તે ગર્ભવાસ નાશક ગણુનાયકને જોઈજાણી તેને ભજે છે. પરમાત્મા ગણુનાયકના દર્શનથી માતાના ઉદરમાં રહેતો છતાં પરમસુખદ એવું ભૂત ભવિષ્ય અને વર્ત્તમાન કાળનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. તે જ્ઞાન વડે અનંત જન્મોના દુ:ખમાં કોઈ પણ જન્મમાં સુખ થાય તેમ ઈચ્છે છે. બ્રહ્મજ છે છતાં માયા વિહારથી દુ:ખયુક્ત થાય છે. એમ દુ:ખને જોઈ તે પુરૂષ નિવૃત્તિ પરાયણ પાંચ પ્રકારના ચિત્તહીનપણાએ બ્રહ્મ ધ્યાન પરાયણતા સેવે છે. એમ અનન્ય મન વડે તે દેવાધિ દેવ એવા ગણુનાયકની સ્તુતિ સ્તોત્ર કરે છે અને ગર્ભવાસ પુન: ન આવે તેમ શાન્તિને અર્થે અથવા બ્રહ્મભૂય પદની પ્રાપ્તિને અર્થે પણ પ્રભુની સ્તુતિ કરે છે.

॥ ગર્ભ ઉવાચ ॥ नमस्ते गणनाथाय ब्रह्मणे ब्रह्मरूपिणे ।
अनाथानां प्रणाथाय विघ्नेशाय नमोनमः ॥४४॥
ज्येष्ठराजाय देवाय देवदेवेश मूर्त्तये ।
अनादये परेशाय चादि पूज्यायते नमः ॥४५॥
सर्व पूज्याय सर्वेषां सर्व रूपायते नमः ।
सर्वादये परंब्रह्मन्सर्वेशाय नमोनमः ॥४६॥
गजाकार स्वरूपाय गजाकार मयायते ।
गजमस्तक धाराय गजेशाय नमोनमः ॥४७॥
आदि मध्यान्त भावाय स्वानंदपतये नमः ।
आदि मध्यान्तहीनाय त्वादि मध्यान्ह गायते ॥४८॥

અર્થ:—હવે ગર્ભકૃત સ્તુતિ કહેવાય છે. મનુષ્યાદીને લઈને મનુષ્યગણ, દેવગણ, પક્ષીગણ, ગંધર્વગણ, યક્ષગણ, કિન્નરગણ, પાષાણગણ, વૃક્ષગણ, કીટ-ગણ, પતંગગણ, અસત્‌ગણ, સત્‌ગણ, સમગણ, નેતિગણ, પ્રકૃતિગણ ઇત્યાદિ અનેક સમૂહ વાચક જે गण થી લગાયત બ્રહ્મગણ પર્યંત જે સમૂહ સ્વરૂપગણ છે તેના નાયક—નાથ સ્વરૂપે તે પ્રભુને નમસ્કાર છે. બ્રહ્મમાં યોગાત્મકપણા વડે જે બ્રહ્મરૂપ તત્ત્વમસ્યાત્મક મહાવાક્યની આકૃત ધારણ કરનાર તથા જન્મ મર્ણાદિ દુ:ખયુક્ત એવા અનાથ જીવાત્માના ગર્ભ દુ:ખોને: નાશ કરનાર જે નાથ તારનાર તેવા વિધ્નેશાયને નમસ્કાર છે. કાલરૂપ વિધ્નનો નાશ કરનારા અથવા જેનો કોઈ નાશ કરનાર નથી. એવા સ્કંધપુરાણમાં વિધ્નચરિત્ર ખંડમાં

સ્કંધે વર્ણવેલા વિઘ્નના ઊપર સ્વાધિન સત્તાધારકપણાથી જે ઇશ્વર છે—કે જે કાળના ભયનો નાશ કરનાર છે. એવા વિઘ્નેશાયને જાણવાનો ભાવ છે—વળી જેષ્ઠરાજાય એટલે માતા પિતા જેને નથી. અથવા સર્વેના માતા પિતા સ્વરૂપે સર્વત્ર દિવ્ય ભાવ ધારણ કરવાપણાથી જેને માથે અન્ય કોઈ જ્યેષ્ઠ એટલે વડીલ નથી એવા શિવાદિ દેવોના હૃદયના અભેદ આત્મારૂપે તાદૃશ મૂર્તિરૂપે રહેલા એવા. આદી એટલે જેના આદિ એટલે પ્રથમમાં અન્ય કોઈ નથી એવા સ્વયંજ્યોતિ સ્વરૂપ કે જે સર્વના આદિ સ્વરૂપ છે એવા અથવા સર્વથી શ્રેષ્ટ એવા જે બ્રાહ્મણો છે. તેના પણ બ્રહ્મ સ્વરૂપ એવા પરેશાય. તથા સર્વના આદિ પૂજનના અધિકારી કે જેથી આદિ અન્ય નથી એવા દેવાધિદેવને મારા નમસ્કાર છે—તથા સર્વૈશ્વર્યના દાતા અથવા સ્વસ્વ ઐશ્વર્યના દાતાપણાથી સર્વ પૂજ્ય સ્વરૂપ કે જેમનું પ્રથમ પૂજન શિવ વિષ્ણુવાદિકોએ પણ અનેક કાર્યારંભમાં કરેલું છે. એવા કે અન્યના શ્રેષ્ટપણાનો જેમાં અભાવ છે—એવા સર્વપૂજ્ય ગણેશને નમસ્કાર છે. ત્યાં પ્રશ્ન છે કે મયૂરેશાવતારે પોતાના હાથે શ્રી ગણેશજીએ માતા પિતારૂપ શિવ પાર્વતિનું પૂજન કરેલું છે—ત્યાં સર્વ પૂજ્યભાવ શિવનો છે. એમ કેમ નહિ ? ? તેનો પ્રત્યુત્તર સમજવો કે. શિવ પાર્વતીએ જ્યારે ૐકાર સ્વરૂપ પરબ્રહ્મ ચિંતામણી પ્રભુની ઉપાસના કરી તપ કીધું ત્યારે તપવડે સંતુષ્ટ થયેલા એવા જે બ્રહ્મણસ્પતિ નામક ગણપતિ જે શિવ પાર્વતીના ઇષ્ટ મહા ગણપાત ૐકારની આકૃતિસ્વરૂપ છે તે પ્રસન્ન થયા. પ્રભુની સુંદરતાથી પ્રસંન્ન થઇ પાર્વતીજીએ "પુત્રરૂપ થાઓ" તો અમારાં ઉભય કાર્યો સરશે—રામકૃષ્ણાદિવત્—મિથ્યામાયાત્મક પુત્રરૂપથી પુત્ર ભાવનાના મોહની પૂર્ણતા થશે—અને તેજ પુત્ર ભાવથી પોતાના બ્રહ્મ સ્વરૂપની સેવાવડે પ્રભુમય થવાશે. એવા ઊભય સંયોગમાં પોતે પ્રભુ છતાં પુત્રરૂપે શિવ પાર્વતીના હૃદય સ્થાનમાં નિવાસ કરી આવિર્ભૂત અવતાર ધારણ કર્યો. તેથી પુત્ર ભાવ ધર્મને અર્થે શિવ પાર્વતી એટલે માતાપિતાનું પૂજન કર્યું હોય તો પુત્ર ધર્મની મર્યાદા સાચવી. તે જનસમૂહના ધર્મ સંરક્ષણને માટેજ છે એમ જાણવું. એવા સર્વના હૃદયમાં રહેલા બુદ્ધિપતિ સર્વના આત્માસ્વરૂપ એવા તથા સર્વના આદિમાં પોતાના મહિમા વડે સ્થિત એવા સર્વે દેવ દેવતા મનુષ્યાદિને વરદાન આપવા યોગ્ય હે બ્રહ્મ હે પ્રત્યક્ષ બ્રહ્મ ! ! ! તમને નમસ્કાર છે. તેમજ ગજાકાર એટલે સગુણ બ્રહ્મ કે જે વિશ્વાત્મક પણાવડે સર્વ ચરાચર જગતમાં અવિનાશીરૂપ વસેલા છે—ગજાકાર એટલે પ્રણવાકાર ततश्चोमिति ध्वनीरभूत सवैगजाकारः આ શ્રુતિ સિદ્ધ પરમાત્મા એવા નરાકૃતિ ધારણ કરનાર એટલે કંઠના અધો ભાગમાં પ્રકૃતિમય સ્વરૂપે રહેલા એવા તેમ કંઠના ઉર્ધ્વ ભાગમાં ૐકારાકૃતિ તે નિર્ગુણ સ્વરૂપે મસ્તક છે. એમ સગુણ અને નિર્ગુણના અભેદ સ્વરૂપે અથવા ૐકારાકૃતિ તથા નરાકૃતિના અભેદ પ્રત્યક્ષ બ્રહ્મ સ્વરૂપ એટલે સગુણ નિર્ગુણથી પણ

પરે એવા પરમાત્માને નમસ્કાર છે—એવા આદિ મધ્યાંત ભાવ સ્વરૂપે એટલે પ્રકૃતિ પુરૂષરૂપ કારણથી આદિ મધ્યાંત ભાવવાળા છે એવા સર્વત્ર સ્થિત થઈને રહેલા आविर्भूतंचमृष्ठयादौ प्रकृतेः पुरुषात्परम् । श्रुतेः આશ્રુતિના અર્થરૂપ સિદ્ધ એવા—અહિંયાં વ્યાસનુ વેદાન્ત સૂત્ર છે કે—तत्तु समन्वयादिति ॥ અહીંયાંતત્શબ્દ વડે જગતની ઉત્પાત સ્થિતી અને લયના કારણરૂપ એવા પ્રકૃતિ પુરૂષ રૂપ જે બ્રહ્મ તેનો સબંધ પ્રકૃતિ પુરૂષથી પરે એવા આદિ મધ્યાન્તહીન પરમબ્રહ્મમાં વેદાન્તથી કરેલો છે. કે તે તેજ છે—જે પરમબ્રહ્મ છે તેજ આ જગતના કારણ ભૂત છે—એવા સ્વાનંદપતિ એવા स्वानंद રૂપ બ્રહ્મનગરના પતિસ્વરૂપે જે આદિ મધ્ય અને અંત હીનપણાએ જે અયોગરૂપ તેજ આદિ મધ્યાન્તમાં પણ રહેલા એવા સ્વસંવેદ્ય પરમાત્માને નમસ્કાર છે.

सिद्धि बुद्धि प्रदात्रे च सिद्धि बुद्धि विहारिणे ।
सिद्धि बुद्धि मयायैव ब्रह्मेशाय नमोनमः ॥४९॥
शिवाय शक्तये चैव विष्णवे भानुरूपिणे ।
मायिनां माययानाथ मोहदाय नमोनमः ॥५०॥
किंस्तौमि त्वां गणाधीश यत्र वेदादयोपरे ।
योगिनः शान्ति मापन्ना अतस्त्वां प्रणमाम्यहं ॥५१॥
रक्षमां गर्भदुःखात्त्वं त्वामेव शरणागतं ।
जन्म मृत्यु विहीनं वै कुरुष्वते पद प्रियं ॥५२॥
एवं संस्तुत वं तं तं नव मासादनं तरं ।
प्रसूति जो महावायुर्बहिः कुर्यान्नरंक्षणात् ॥५३॥

અર્થ:—હે પ્રભો ! ! ! આ સર્વ જગત બ્રહ્મ જીવાત્માના હૃદય દેશમાં સ્થિત એવા સ્વસ્વ વિહાર જ્ઞાન આપનાર બુદ્ધિપતિ પણાથી—તેમ સ્વસ્વ વિહાર ઐશ્વર્યના દાતા સ્વરૂપ એવા સિદ્ધિઓના પતિપણાથી સિદ્ધિબુદ્ધિના દાતા—સિદ્ધિ બુદ્ધિના વિહાર કરનારા સર્વ અખિલ બ્રહ્માંડાત્મક અનંત જીવાત્મક સ્વરૂપે સર્વના હૃદયમાં બુદ્ધિના વિહારી સર્વને બુદ્ધિદાતા તેમ સર્વને ભોગ મોક્ષપણાએ સિદ્ધિ આપનાર સિદ્ધિ વિહારી સિદ્ધિનાદાતા એવા સિદ્ધિ બુદ્ધિમય રૂપે જણાતા સિદ્ધિ બુદ્ધિના તાદાત્મ્ય નાના પ્રકારના બ્રહ્મમય જગત મય તદરૂપ ધારકપણાથી જે પરબ્રહ્મ કે જે યાવત માયા આવરણના લય સ્થાન રૂપ છે. એવા ब्रह्मणां ब्रह्मणस्पति इति श्रुतेः ॥ શ્રુતિ સિદ્ધ બ્રહ્મોના પણ બ્રહ્મ સ્વરૂપે પતિ—એવા ગણેશને નમસ્કાર છે—પોતાના અંગઅંગી ભાવરૂપ પોતાની પ્રકૃતિમાં પોતાના અંશઅંશી ભાવરૂપે પદ ક્રમવાર નામરૂપથી સમજાતા શિવ રૂપ—વિષ્ણુરૂપ—ભાનુરૂપ—શક્તિરૂપ. (તૂર્યપાદરૂપ શિવ—સમપાદરૂપ વિષ્ણુ—સતપાદ

રૂપ–સૂર્ય અને અસત્ પાદરૂપ શક્તિ ) અથવા તુર્યપાદ જ્ઞાન જાગૃતિ કાળમાં શિવરૂપ–સમષ્ટિ વ્યષ્ટિની સુષુપ્તિમાં વિષ્ણુરૂપે–સમષ્ટિ વ્યષ્ટિના સ્વપ્નમાં સૂર્યરૂપે અને સમષ્ટિ વ્યષ્ટિના જાગૃતમાં શક્તિરૂપે.) અથવા (તુર્યનેતિ સાક્ષી સ્વામિનમાં શિવરૂપ–સમષ્ટિ વ્યષ્ટિના કારણશરીરમાં વિષ્ણુ કે જે આનંદરૂપ અવ્યાકૃત પ્રાજ્ઞ નામ ધારક કહેવાય છે તે–સમષ્ટિવ્યષ્ટિના સૂક્ષ્મ શરીરમાં હિરણ્યગર્ભ અને તૈજસ કહેવાય છે તે. તથા સમષ્ટિ વ્યષ્ટિના સ્થૂલ શરીરમાં વૈશ્વાનર અને વિશ્વ કહેવાય છે. તે ) એવા સ્વ સ્વરૂપ સ્વયંજ્યોતિ એ સર્વ ગણના ઈશ્વર એવા સર્વ ગણના અધિષ્ઠાતા અધિષ્ઠાન સ્વરૂપ ત્રીકાલાત્મક જે ગણેશ તેજ સર્વના નાથરૂપે માયાના માયી સ્વરૂપથી માયાનો નિરોધ કરવાવાળા–એકાગ્ર ચિત્તાત્મક જે માયા તેને મોહ કરવાવાળા–સ્વસ્વ માયા આવરણયુક્ત કર્તા એવા તે પરમાત્માને નમસ્કાર છે. હે ગણાધિશ !!! તમારી વેદશાસ્ત્રોએ કરેલી સ્તુતિ તેમ અપરયોગી એવા શિવાદિ શુકાદિએ સ્તુતિ કરીને શાંતિ લીધી છે કેમકે અપારગુણના જ્ઞાતા એવા પ્રભુના અભેદ સ્વરૂપથી તેઓ સદાએ જાગૃત અને શાન્તિ પામેલા છે–તેના આગળ હું શું સ્તુતિ કરવાનો હતો ?? કેમકે હું અલ્પજ્ઞજીવ દેહ ધર્મને ધારણ કરવાવાળો છું તેથી તમને સંતુષ્ટ કરવા રૂપે અમારી સ્તુતિ છે. હે ગણાધિશ !!! હું તમારે શરણે આવેલો છું તેથી ગર્ભ સંબંધી દુઃખમાંથી મારૂં રક્ષણ કરો. માતાના ઉદરથી બહાર કાઢનાર હે પરમપદ પ્રિય પરમાત્મા !!! તમોજ મારૂં રક્ષણ કરો. તે પરમપદ પ્રિયપણાથી મને તમારા ચરણની ભક્તિ પ્રિય થાય તેમ કરો. અન્ય દેહોના અંતે જન્મમૃત્યુ રહિત કરવાને આપજ સમર્થ છો. આ ગર્ભનું જ્ઞાન સર્વ નિષ્ફલ છે. તેને માટે કહે છે કે–હે પ્રભો !!! આગર્ભાગાર કૃત એટલે માતાના ઉદરમાં કરેલી સ્તુતિ અને તમામ જ્ઞાન આદિ જે કંઇ તે સર્વ નિઃફલ છે–કેમકે જન્મ ધારણ કર્યા પછી જો આ પ્રમાણે તમારા સ્વરૂપને જાણે અને ભક્તિ કરી. સ્વ સ્વરૂપ અવસ્થા ભોગવાય તો તો સત્ય છે–એટલે જન્મ થયા પછી સાધવાની જરૂર છે–કે જેથી બ્રહ્મીભૂતપણાની પ્રાપ્તિ થાય. બાકી આ વખતનું આ જ્ઞાન કામનું નથી એ સમજું છું એ પ્રમાણે સ્તુતિ કરતો નવ માસ અનંતર માહા વાયુના યોગે પ્રસુતિને પ્રાપ્ત થાય છે અને બાહાર આવે છે અને પ્રભુ તેનું રક્ષણ કરે છે.

**वायुना चालितः सोपि मुमूर्छ दुःख संयुतः ।**
**संकीर्णांगः पतेज्जंतुर्धरण्यांयोनि मार्गतः ॥५४॥**
**भवेत्स सावधानोत्र विस्मृतो ज्ञानमुत्तमम् ।**
**बालभावधरः कुर्याद्रोदनं धरणीतले ॥५५॥**
**फलहीनं भवेत्सर्वं गर्भागार कृतं महत् ।**
**ज्ञानादिक मतो भ्रमौ साधयेत्सर्व मंजसा ॥५६॥**

न साधितं नरेणात्र कर्म भूमौ प्रजायते ।
ज्ञानादिकं तदासोपि गर्भजं दुःख मश्नुते ॥५७॥
एवं कृष्णागतिश्चैव कथिता स विशेषतः ।
जन्म मृत्यु करी जंतोः सुख दुःख प्रदायिनी ॥५८॥

**અર્થ**:—એમ જન્મદાતા વાયુના સંસરણથી તે મુર્છા પામતો દુઃખ કષ્ટરૂપે જીવાત્મા પૃથ્વી ઉપર યોની માર્ગેથી પડે છે. પૃથ્વીમાં પડતોજ મુર્છિત થાય છે. તે અમુક કાળે સાવધાન થતો જે જ્ઞાન પ્રભુ ભક્તિના રૂપમાં તેના હૃદયમાં સમજાતું હતું તે ઉત્તમ જ્ઞાન એકદમ વિસરી ગયો અને ધરણી તલમાં અવતાર પામી બાલ ભાવથી રોવા લાગ્યો. એમ ગર્ભાગારમાં કરેલી મહત્ સ્તુતિ અને જ્ઞાન તે સર્વ ફલહીન ગયું. કેમકે આ જન્મ ધારણ કર્યો પણ મોટી ઉમર થયે પ્રભુચરણની ભક્તિ ભુલી માયા માટે અજ્ઞાન આવરણના અહંકાર યુક્ત ભાવમાં લપટાઇ પડયો—એ પ્રમાણે આ કર્મ ભૂમિ ભારત ભૂમિમાં વર્ણાશ્રમ વૈદિક સનાતન ધર્મની વર્ણ વ્યવસ્થામાં જન્મ ધારણ કીધો છતાં અત્રે આવી પ્રભુને સાધ્ય કર્યા નહીં. હે પ્રજાપતિ!!! અને જ્ઞાન પ્રાપ્તિ પણ કરી નહી અને વારંવાર તેવીજ રીતે ગર્ભ સંબંધીના દુઃખમાં પુનઃ જન્મ ધારણ કરવાનો માર્ગ હાથ લીધો. એમ કૃષ્ણાગતિ વારંવાર જન્મ-મર્ણના કષ્ટને આપનારી સુખ દુઃખ પ્રદાયીની દ્વંદ્વ ભોગદાયિની બંધ મોક્ષને જાણનારી ગતીને સેવતાં ભોગવાસના હીન થતો નથી. સકામ કર્મ કરવાથીજ ભોગવાસના યુક્તપણું સંભવે છે અને તેથીજ જન્મ મૃત્યુપ્રદ કૃષ્ણાગતી વારં-વાર પ્રાપ્ત થાય છે.. આ પુરૂષ મધ્યસ્થ અવસ્થામાં છે. કેમકે વિકર્મથી પણ હીન છે તેમ અકર્મથી પણ હીન છે. अविद्यायामंतरे वर्त्तमानाः धीराः पंडितं मन्यमानाः दंदम्यमानाः ॥ परियान्ति सर्वे अंधेनैवनीयमाना यथांधाः ॥ कठवल्लि श्रुतेः ૨—૫—જે સંસારમાં આશક્તિ રાખનારા—સંસાર વાસનાયુક્ત સંસારના લોક માનને ઈચ્છનારા, સંસારના પુત્રધન વિગેરે મોહરૂપ કાર્યોમાં પ્રિતીવાળા અહંકારયુક્ત મમતાયુક્ત—લોભયુક્ત રહેનારા—સેંકડો બંધનથી પકડાયેલા પોતાને ધીર, બુદ્ધિમાન અને શાસ્ત્રકુશળ પંડિત છીએ એમ માનનારા—એવા અવિવેકી જન્મ મૃત્યુ અને મહાન્ રોગોથી પીડા પામતા—કુટિલતાના પ્રપંચમાં સજ્જનતા અને પરિપૂર્ણ સુખ માનનારા દક્ષિણાયનાદિ રૂપ અનેક માર્ગે વહન કરનારા જેમ આંધળાની સોબતે આવતા આંધળાઓ કંટક, પાષાણ, ખાડા આદિમાં પડનારા—સંસારની અવધીને ન જણાવનારા—અવિવેકી ગુરૂ બની બેઠેલાઓ અનેક રોગોથી પીડા પામવા રૂપ જન્મ મર્ણાદિ માહા સંસારના ખાડામાં પડે છે—એવી કૃષ્ણાગતી કહી અંધનું જ્ઞાન બંધનનેજ આપ-નાર છે, વળી अथ यज्ञेनदानेन આ બૃહદારણ્યની શ્રુતિ અધ્યાય ૬—૨ ના શ્વેત-

કેતુ બ્રાહ્મણમાં જણાવે છે કે હવે જેઓ યજ્ઞવડે દાનવડે તપવડે પીતૃલોકોને પામે છે. તેની પ્રાપ્તિના સાધનરૂપ ધુમ (ધુમાડા) ને જાય છે. ધૂમથી રાત્રીમાં, રાત્રીમાંથી કૃષ્ણ પક્ષથી છ માસના દક્ષિણાયનમાં અને ત્યાંથી પિતૃલોકમાં જાય છે. પિતૃલોકથી ચન્દ્રને પામીને સોમરાજા-તેનો ભક્ષ કરે છે એટલે (એ પ્રકારે વિકર્માચરણવાળા જીવો જ્યારે ત્યારે નરકને ભોગવી ઉપરના અવતારો લે છે. એમ મનુષ્યો દુઃખ ભોગવે છે. શ્રી ગણેશ ગીતાનો દશમો અધ્યાય મનન કરવો.) તે લોકમાં દેવો સેવા કરાવે છે તે ચન્દ્રલોકમાંથી આકાશ અને ત્યાંથી વાયુ, ત્યાંથી આગ્ન-જળ અને પૃથ્વી. અન્ન, વિર્ય અને પછી સ્ત્રી રૂપ અગ્નિમાં હોમાય છે એટલે જન્મ પામે છે. એમ વારંવાર ભ્રમણ કરે છે. જેઓ આ શુકલા કે કૃષ્ણા ગતીને જાણતા નથી એવા વિકર્મિ પાપી, અધમાધમ જીવાત્માઓ ગાય, કીડા, પતંગ, મચ્છર, સર્પ આદિ નાના પ્રકારની મહાન ટુંકી અને અધમ યોનીને પ્રાપ્ત થાય છે. તે સર્વ કર્માનુસારજ છે.

इदं गर्भ कृतं स्तोत्रं यः पठिस्यति मानवाः ।
स भुक्त्वा सकलान् भोगानंते स्वानंद गो भवेत् ॥५९॥
न कदाचिल्लभेत्सोपि गर्भवासं प्रजापते ।
अतो विशेषतो जंतु र्निरंतर मिदं जपेत् ॥६०॥
अधुना कथयिष्यामि ह्यन्यमर्थं सुखप्रदं ।
शुक्ल कृष्ण गति संस्थं येनज्ञानं तयोर्भवेत् ॥६१॥
भुक्ति मुक्ति प्रलोभार्थं नरः कुर्यान्निरंतरम् ।
कर्म स्वधर्म संयुक्तो नानादैवं सुयोगवित् ॥६२॥
उत्तरायन गे भानौ दिवसे वा मृतो भवेत् ।
स चाग्नि लोकमासाद्य तपो युक्तोभवेत्सदा ॥६३॥

અર્થઃ—હવે ગર્ભકૃત સ્તોત્રનો પાઠ કરનારા અથવા શ્રવણ કરનારાઓ ગર્ભયોગથી નિકળીને બાલવયનો ત્યાગ કરી (યૌવન) કિશોરાવસ્થાએ આ પાઠ કરવાથી જન્મમર્ણનો નાશ કરી શકે છે ભાક્તયુક્ત સ્વભાવ ધારણ કરતાં આ લોકમાં ગણેશ કૃપાએ સંસારના સકલભોગને ભોગવી. દેહાન્તે સ્વાનંદલોકને પામે છે એવો પુરૂષ કદાપી ગર્ભવાસમાં પુનઃ આવતો નથી, એટલાજ માટે દરેક જીવાત્મા ગર્ભકૃત સ્તુતિને નિરંતર જપે એવો આશય છે. હવે અન્ય માર્ગના અર્થ એટલે શુકલગતિના પ્રભાવને કહે છે-જેનું જ્ઞાન સુખદ છે. આ શુકલગતિને માર્ગે જવાથી મનુષ્ય જ્ઞાનવાન થાય છે. આગળ ભાક્તયોગના જાણવાવાળા બ્રહ્મભૂત પદના વિલાસી સંત જીવન્મુક્ત યોગીના મુખથી સાક્ષાત સંપૂર્ણ યોગનું શ્રવણ કરી શ્રવણમાત્રના માહાત્મ્યથી તેના અનુભવથી રહિત

જ્યારે પોતાને જાણે છે. અને માને છે કે જેમતેમ યોગવિચાર યુક્ત એવા જ્ઞાન યોગના અભેદ અનુભવથીજ મોક્ષની પ્રાપ્તિ છે. તથાપિ યોગ રૂચીયુક્ત છે. તે માને છે કે–પોતાના વર્ણાશ્રમને વિષે દેશકાલ નિમિત્તથી ઊત્પન્ન થતાં કર્મ આવશ્યક છે, તેથી નાના પ્રકારના દેવોની ભક્તિ પરાયણપણું સંભવે છે. એમ ભોગ અને મોક્ષના લોભે એટલે ભૂક્તિ–મુક્તિની પ્રાપ્તિને અર્થે નિરંતર સનાતન વૈદિક માર્ગાનુસાર સત્વગુણ મર્યાદાપૂર્વકનાં સત્કર્મોનું આચરણ કરે છે. એવા સત્કર્મ યુક્ત રહેનારા પુરૂષો ઊત્તરાયણ સૂર્યના છ માસમાં દીવસે–અથવા કદી દક્ષિણાયનના ઊત્તરાયણના દિવસમાં મૃત્યુને પામે છે. ઊત્તરાયણના દીવસકાલમાં જો મરે તો અગ્નિલોકને પ્રાપ્ત થતાં તપયુકત થાય છે અને દક્ષિણાયનના દિવસકાળમાં મરે તો અગ્નિ જ્યોતિના સ્થાનમાં જાય છે અને ઊત્તરાયણ આવતાં તે સત્કર્મના પ્રભાવથી અગ્નિલોકમાં જાય છે અને તે પછી તે સદાએ તપયુકત રહે છે પણ વિપરીત ગતી થતી નથી.

तत्र भोगेष्वु तां ज्वाल्य गच्छेच्छर्कि महामतिः ।
तत्राभिमान् मुत्सृज्य गच्छेद्दिवं दिवाकरं ॥६४॥
अति ध्यानेन संयुक्त स्तत्रात्मानं सचिंतयेत् ।
अंतरात्मन मुत्सृज्य गच्छेद्विकुंठ मेवच ॥६५॥
तत्रानंदं परित्यज्य शिवं गच्छेन्न संशयः ।
तत्र साक्षित्व मुत्सृज्य गच्छेत्स्वानंद मंजसा ॥६॥
तत्र गणेश्वरं दृष्ट्वा ब्रह्मीभूतो नरो भवेत् ।
शुक्र गति प्रभावेण कथितं ते प्रजापते ॥६७॥
यदा दक्षिण गे भानौ रात्रौ वा समृतो भवेत् ।
मुक्ति मुक्ति परः सोपि गच्छेत्स्वर्ग ततो नरः ॥६८॥

**અર્થ**:—એમ અગ્નિલોકરૂપ અગ્નિની ઉપાસના ( અગ્નિહોત્રનો યોગ ) કરતો નિ:કામ તપના સામર્થ્ય વડે ભોગ મોક્ષની અપેક્ષાપૂર્વક અગ્નિહોત્રાદિક કર્મ આ કર્મભૂમિમાં ફલદાતા થાય છે, તેથી કદાપિ ફલના ભોગને ઇચ્છતો છત પણ મોક્ષની રૂચીનો ત્યાગ ન થવાથી મોક્ષ તરફ સત્કર્મનો બ્રહ્માર્પણ ભાવ સદાએ કાયમજ રહે છે. તેમ કરતાં અગ્નિની ઉપાસનાના તપપુણ્ય યોગ બલથી આગળ વધે છે. ત્યાં પ્રશ્ન છે કે સ્વર્ગમાં કરેલાં કર્મ નિ:ફલ છે. ત્યારે ભોગવાસના કેવી રીતે થાય છે ? ? કેમકે ત્યાં કર્મભૂમિ નથી તેથી કર્મનો અભાવ છે–તેનો પ્રત્યુત્તર જાણવો કે તે પુરૂષ દેવ દેહધરી પછી કર્મભૂમિમાં આવીને પુન: તપ કરે છે તેના ફલને આપનાર ઈન્દ્રાદિદેવ કૃતકર્મવત્ કરેલી તપશ્ચર્યા કર્મભૂમિમાં ફળ આપનાર છે. એમ જાણવું. આ અગ્નિની ઉપાસનાના તપપુણ્ય

બલથી શુકલગતિ યુક્ત તે જીવાત્મા પુરૂષ ઉપાસના શ્રેણીના પ્રથમ ક્રમપૂર્વક શક્તિ–બ્રહ્મશક્તિનો ઉપાસક થાય છે. એવો યોગરૂચી યુક્તપણાનો મહામતિ પુરૂષ ઊતરાયણ અને દીવસમાં મરે શુકલાગતિને પામે. ત્યાં શક્તિબ્રહ્મની ઉપાસના બલથી શક્તિ લોકાભિમાનરૂપ પોતાના કૃત્યના અભિમાનથી પોતાની દેહાકૃતિ રૂપના મોહના ભરેલા અહંકારનો ત્યાગ કરીને તે જીવાત્મા સૂર્યનારાયણ દેવને પામે છે. આ શક્તિ સૂર્ય–વિષ્ણુ અને શિવલોકમાં સત્ કર્મકૃત પુરૂષ તે ઈશ્વર લોકપણાના સામર્થ્યથી હમેશાં કર્મ સફલતા મેળવે છે. પાપાચરણ કરવાથી શિવાદી વા મુનીઓ પડીને મનુષ્યપણાને પામે છે–કેમકે સ્વર્ગથી પડવા પણાવડે પુનઃ મનુષ્યદેહની પ્રાપ્તિ છે. આગળ અતિ ધ્યાનપૂર્વક સૂર્યબ્રહ્મની ઉપાસના કરવાથી ચિદાત્માનું ચિંતવન કરતો સૌરલોકને પામે છે. શક્તિ તે પ્રકૃતિરૂપ છે. અને તેનો પુરૂષ ચિદાત્મા તે સૂર્ય છે. પ્રકૃતિની ઉપાસનાના બળથી પુરૂષ પણાને પામે છે. શક્તિની ઉપાસનાના પુણ્યબળથી સૂર્યની ઉપાસનાનો પ્રેમ લાગે છે અને સૂર્યની ઉપાસના દ્વંદ્વરહિત કરવામાં આવે તો પ્રકૃતિના ભોક્તા તરીકેનો જે અંતરાત્મા ભોક્તા ભાવનો ત્યાગ કરી અંતે વૈકુંઠલોકને પામે છે. અત્યારે વિષ્ણુની સનાતની સત્કર્મ યુક્ત ઉપાસના કરનાર ગતજન્મમાં સૂર્ય શક્તિની ઉપાસનાના બળથીજ આવેલા છે એમ જાણો. ત્યા વૈકુંઠલોકના આનંદનો પરિત્યાગ કરી, એટલે આનંદની વાસનાનો પરીત્યાગ કરતો વૈકુંઠનો લય કરી શિવલોકમાં જાય છે અને શિવોપાસના કરે છે–એટલે અત્યારે જે શિવબ્રહ્મની સનાતનધર્મ મર્યાદાપૂર્વક ઉપાસના કરે છે–તે નીચેની ત્રણે ઉપાસનાના શુદ્ધ બળથીજ આવેલા છે એમ જાણો, એટલે સનાતનધર્મ મર્યાદાપૂર્વક અનિંદીત અભેદ ઉપાસનાના યોગે આ શુકલાગતી જાણવી. એમ શુકલાગતીના યોગ સામર્થ્ય બળથી તે શિવબ્રહ્મના ધ્યાન સમાધિયોગે શિવના સાક્ષી સ્વરૂપના નિશ્ચયને અનુભવે છે અને જગતવાસનાનો પરિત્યાગ કરે છે તેથી અંતે શિવલોક જે કૈલાસ તે પ્રાકૃત પ્રલયમાં લય જતો હોવાથી તેનો પરિત્યાગ કરી સ્વસ્વરૂપના સાક્ષાત્કારરૂપ સ્વાનંદનામા ગણેશ લોકને પામે છે. એટલે શિવ સાક્ષી સ્વરૂપની ભક્તિ કરનાર અને સાક્ષી સ્વરૂપ સ્થિત રહેનાર અંતે પૂર્ણ ॐકારસ્વરૂપ ગણેશની ઉપાસના કરવાનો અધિકાર પ્રાપ્ત કરી શકે છે. ગણેશની ઉપાસનાથીજ જીવન્મુક્તતા બ્રહ્મીભૂતતા અને પૂર્ણયોગ બ્રહ્મસ્વરૂપના નિશ્ચયને માટે સ્વસંવેદ્ય પરસંવેદ્યસ્વરૂપે સંપ્રજ્ઞાત અસંપ્રજ્ઞાત સમાધિને પ્રાપ્ત થઇ યોગ અને અયોગના અનુભવમાં કૈવલ્યશાન્તિને પામે છે, એટલે સાક્ષાત્ ब्रह्मवेद ब्रह्मैव भवति આ શ્રુતિના નિશ્ચય સ્વરૂપે ગણેશ્વરનાં દર્શન કરતો ગણેશસ્વરૂપે સ્થિત રહે છે. અહિંયાં પ્રશ્ન છે કે મુક્તિની રૂચીયુક્ત પુરૂષ ચૈતન્ય તુર્ય સાક્ષીસ્વરૂપની જાગૃતિથી મોક્ષને પામે છે. એમ વર્ણવ્યા પછી હમણાં આ ભક્તિ પ્રવાહયોગે કેવીરીતે સ્વાનંદને પામે છે? ? કે જે સ્વાનંદ પ્રાપ્તિ તે બ્રહ્મીભૂતપણાને આપનારી છે.

હવે ઉત્તર કહે છે કે યોગાનુભવ હીનપણુ પૂર્ણયોગજ્ઞ પણાના યોગે ભક્તિ પ્રવાહથી મોક્ષની રૂચીપૂર્વક તે સ્વાનંદ બ્રહ્મીભૂતતાને પામે છે—જ્યારે ત્રીગુણુ ત્રિપાદસ્થાન બંધન અને દુઃખરૂપ છે, એમ જાણનાર તે મુમુક્ષુ છે—તે ગણેશ કે જે પંચમપાદ તુર્યાતીત છે તે તુર્યમાં ચૈતન્યાત્મક હોવાથી બ્રહ્મીભૂત છે. જે પોતાની બુદ્ધિસ્થ આત્માને જાણે તે મોક્ષસ્વરૂપ કહેવાય છે. અને બુદ્ધિ વિહારથી પરે કેવળ પૂર્ણયોગના અનુભવમાં બુદ્ધિવિહાર રહે નહિં. ત્યારે પંચમ તુર્યાતીત બ્રહ્મીભૂતતા છે. એ પ્રમાણે શ્રી સ્વાનંદલોકમાં સ્વયં સ્વરૂપ ગણેશ્વરનાં દર્શન કરીને પૂર્ણયોગ સમાધિમાં સ્થિર થઇ તે નર બ્રહ્મકલ્પના અંતમાં બ્રહ્મીભૂતતાને પામે છે. હે દક્ષ પ્રજાપતિ !!! એ પ્રમાણે શુકલાગતીના પ્રભાવે યોગના માહાત્મ્ય સ્વરૂપ બ્રહ્મીભૂતતાની પ્રાપ્તિ છે જોકે યોગવીત્ ન થાય તો સૌરલોક સુધી ઉતરી પુનઃ જન્મ ધારણ કરી કેવલ મોક્ષપરાયણતાએ ચેતનાત્મક શુકલાગતિના ક્રમને અંતે બ્રહ્મીભૂત થાય છે. કેમકે એકાત્મ ચૈતન્યનું બ્રહ્મને જાણવાપણું છે. કદાપિ આવો યોગવિત્ પુરૂષ કૃષ્ણાગતી કાલે યોગાનુભવહીન છતાં પણ દક્ષિણાયનના સૂર્યમાં કે ઉત્તરાયણના સૂર્યમાં કે ઉભયની રાત્રીમાં મૃત્યુને પામે તો તે ભુક્તિ મુક્તિ પર એવા સત્કર્મોના બળથી કૃષ્ણાગતીન. માહાત્મ્યરૂપ તે સ્વર્ગમાં જાય છે.

नाना स्वर्गे फलं भुक्त्वा स्वकर्म निर्मितं नरः ॥
पुनः पते द्विपे भूमौ तत्र मोक्ष रूचिर्भवेत् ॥६९॥
ततः शुक्लां समाश्रित्य मोक्षं गच्छेत्स योगवित् ।
एवं जानी हि भो दक्ष गत्योर्मार्गं पुरातनम् ॥७०॥

અર્થ:—ત્યાં સ્વકર્મ નિર્મિત નાના પ્રકારના સ્વર્ગના ફળને કૃષ્ણાગતિમાં વર્ણવ્યા પ્રમાણે ભોગવી પુનઃ પૃથ્વીમાં પડે છે—ત્યાં અન્ય અવતારમાં મોક્ષની રૂચી રહે છે અને કેવળ મોક્ષપ્રિયતા પૂર્વક પૂર્વ જન્મ સંસ્કારના બળથી પાછો ચઢે છે—પુનઃયોગેચ્છા ધારણ કરી શુકલાગતિ આશ્રય મર્યાદા સેવતો કૈવલ્ય મોક્ષ પ્રીય બ્રહ્મીભૂત સ્વાનંદ પદને પ્રાપ્ત થાય છે. હવે ત્યાંથી પડવાનો અભાવ છે. એવું યોગનું માહાત્મ્ય છે. એમ ભાનુ ચન્દ્ર ગતિ ક્રમ પ્રમાણથી મૃત્યુકાલ જાણવો. તે યોગવિત્ થતો નથી. જો કે યોગ સંગતી હીન હોય ત્યારે શુકલાગતીના અનુક્રમથી મોક્ષ રૂચી પ્રમાણ વડે ચૈતન્યાત્મ બ્રહ્મીભૂતતા એટલે તુર્ય સાક્ષી પદના અનુભવને પામે છે. વેદ એવી રીતે કહે છે. અહિંયાં વિવેક છે કે જે બ્રહ્માનુભવહીન પુરૂષ છે—તે વેદાંત વિચારથી બ્રહ્મનો નિશ્ચય અનુભવ કરે છે—તેજ ત્રીગુણાત્મક અથવા તુરીય બ્રહ્મનો અનુભવ છે—અને તે ત્રણની અવસ્થા યુક્ત હોવાથી અનુભવ હીન રહી તેટલેજ જાય છે—એટલે બહુ તો તુર્યના સાક્ષી પાદ પર્યંતજ જાય છે. પણ તે પૂર્ણ બ્રહ્મને પ્રાપ્ત થતો નથી કેમકે તેના નિશ્ચયમાં માયા

આવરણ યુક્ત મિથ્યાજ્ઞાન છે. એટલે વાણી મન પ્રકાશક સ્વસંવેદ્ય પદ પંચમપાદમાં જઈ શકતો નથી. કોઇ પ્રશ્ન કરે કે તત્ત્વમસ્યાદિ માહાવાક્યના પ્રતિપાદન રૂપ અર્થને જાણે એમ કહેતા હોતો તેથી તે અનુભવ હીનપણાથી નથી. ત્યાં શબ્દાર્થ વિચાર વડે બ્રહ્મનો અનુભવ થતો નથી. કેમકે યોગ સાધન હીનપણાથી છે. ત્યાં કૃત સંકેતીક શબ્દો નથી. તેટલા જ માટે એવા યોગ રહિત બુદ્ધિ બલ વડે બીજાં અનેક મહાવાક્યથી નિશ્ચીત રૂપે ત્રીગુણાત્મક કે તુર્ય સાક્ષી બ્રહ્મને જાણે છે. અને ત્યાં સુધી બલના સામર્થ્યથી જાણવાપણું છે. તો પણ ત્રીગુણ સાક્ષાત્કારના અભાવથી અનુભવ હીણુ જ છે એ પ્રકારે જ ક્ષિપ્ત વૃતિજ્ઞ જે જ્ઞાન તે યથાર્થ સાંભળીને નિશ્ચય કરીને તેના અનુભવ હીનપણાએ સંસાર વ્યવહાર કરે છે—બ્રહ્માનુભવ તે યોગ સાધનોને આધિન છે. તેના અર્થે તો કર્મ-તપ અને જ્ઞાન કાંડનું પ્રતિપાદન કરવામાં આવે છે—અહિંયાં યોગ સૂત્ર છે કે श्रुतानुमान प्रज्ञाभ्यामन्य विषया विशेषार्थत्वात् ॥ સમાધિ પાદ સૂત્ર. ૪૯ અહિંયાં વ્યાસ ભાષ્ય છે કે શ્રુત પ્રજ્ઞા એટલે આગમ વિજ્ઞાન તે સામાન્ય વિષયવાળી આ ઋતંભરા પ્રજ્ઞા છે. અર્થાત્ શ્રુતપ્રજ્ઞા આગમ વિજ્ઞાન તે સામાન્ય વિષયથી નહિં. આગમ વડે જ શક્ય છે—વિશેષને ધારણ કરવાને કોઇપણ કારણથી નહીં. વિશેષ વડે કૃત સંકેતીક શબ્દ છે—તથા અનુમાન એ સામાન્ય વિષયની જ્યાં પ્રાપ્તિ છે ત્યાં ગતિ છે. જ્યાં અપ્રાપ્તિ છે ત્યાં ગતિ નથી. એટલે અત્રે અનુમાનનો ઉપસંહાર છે તેથી સાંભળેલા કે અનુમાન વિષયો વિશેષને વર્ણવી શકે નહિ. કૃત સંકેત શબ્દો પોતાની શક્તિ વડે વ્યક્તિગત વિશેષને જણાવી શકે જ નહિં. શબ્દ પ્રમાણથી માત્ર સામાન્યરૂપ જાતીનું જ્ઞાન થાય છે. વિશેષરૂપ વ્યક્તિનું જ્ઞાન થતું નથી. તેમ અનુમાન સર્વ અગ્નિમાં રહેલી અગ્નિત્વાદિ જાતીને જણાવે છે પણ તે અગ્નિના વિશેષ રૂપને જણાવતું નથી. જેમ ગાય આદી શબ્દમાં ગોત્વાદિ જાતિમાં શક્તિ સ્વિકારવી યોગ્ય છે. પણ વિશેષ યુક્ત નહીં એટલે ગાય આદિ શબ્દ સાંભળ્યા પછી અમુક રંગવાળી છે એમ વિશેષ ભાન થતું નથી. તેથી શબ્દ પ્રમાણ વડે—અનુમાન પ્રમાણ વડે—તેમ લૈકિક પ્રત્યક્ષ પ્રમાણ વડે સૂક્ષ્મ—વ્યવહીત (પૃથ્વીમાં આચ્છાદિત થઇને રહેલા) અને વિપ્રકૃષ્ટ માત્ર ઋતંભરા એટલે સમાધિ પ્રજ્ઞા (બુદ્ધિ) વડે જ જાણવામાં આવે છે. એજ વિશેષને જાણે છે. એમ શ્રુત એટલે શબ્દ અને અનુમાન એ સામાન્ય વિષયને જણાવે છે-લોક વ્યવહારના શબ્દો અને અનુમાન સાધ્ય હોય તોપણ તે સામાન્ય એમ વેદાદિનો અર્થ છે.

આ ઉપરથી સમજાશે કે વેદાંત વાક્યોના કૃત સંકેતિક શબ્દો બોલવાથી અને અનુમાન પ્રમાણોથી—વિશેષ જ્ઞાન થતું નથી તેથી વેદાન્તનું જ્ઞાન સમાધિ હીન પાંડિત્યપણાને આપનાર છે. તેથી અહિંયાં યોગવિત્ ગ્રહણ કરવો. કૃત સંકેતિક શબ્દ અને અનુમાન એ સામાન્યપણાથી તેવાને બ્રહ્મજ્ઞત્વ માનવું

ઠીકઠીક છે. એટલા જ માટે એવાં અનેક પ્રકાર વડે પુરાતન શુકલા કૃષ્ણાગતીનો માર્ગ જાણવો જોઇએ.

यदैक देवतां श्रित्वा तद्भक्तस्तत्परः सदा ।
उपासना विधानेन स्वधर्मस्थो भजेत्सतां ॥७१॥
समृतः स्वेष्ट देवस्य लोकं गच्छेन्न संशयः ।
तत्क्षणाच्चंन्द्र सूर्याख्यौ मार्गौ नैव प्रकीर्तितौ ॥७२॥
तत्र भोगान्प्रभुंजानः सपतेदिह निश्चितं ।
त्रिगुणात्म मयादेवा स्तेषां नाशे प्रजापते ॥७३॥
यदा गणेश्वरं सोपि भजेदत्रैव मानवः ।
अंते स्वानंद गो भूत्वा ब्रह्मीभूतो भविष्यति ॥७४॥
स्वानंदो नाशहीनश्च सदा ब्रह्म सुखप्रदः ।
अतः स्वानंद माश्रित्य ब्रह्मीभूतो भविष्यति ॥७५॥

અર્થ:—અનુક્રમ વડે ઉપાસનાનું બળ પ્રાપ્ત થતાં તે તેનાથી શ્રેષ્ઠ એવી અનુક્રમે શક્તિ બ્રહ્મની ઉપાસનાથી ચઢતાં સૂર્યબ્રહ્મ–વિષ્ણુબ્રહ્મ–શિવબ્રહ્મ અને સર્વથી પરે એવી ગણેશ અધિષ્ઠાન બ્રહ્મની ઉપાસના કેવળ બ્રહ્મીભૂત સ્થિતિએ યોગવિત્ પૂર્ણ બ્રહ્મની દાતા છે. છતાં કોઇ પોતાના એક નામવાળા સ્વેષ્ટ દેવ દીક્ષાનો સદ્‌ગુરૂ દ્વારાએ આશ્રય લઇને દીક્ષા મંત્ર ગ્રહણ કરી ભક્તિ ધારણ કરે છે. તેથી તે સ્વેષ્ટ દેવ ભક્ત કહેવાય છે. એમ આગ્રહ છતાં વર્ણાશ્રમ ધર્મ મર્યાદા સેવવાથી સ્વેષ્ટ દેવની સેવામાં પ્રિતી ઊત્પન્ન થાય છે. એમ ઉપાસનાથી સ્વેષ્ટ દેવને ભજે છે. ઉપાસનાના બળથી તે પુરૂષ મરણ પછી સ્વેષ્ટ દેવના લોકને પામે છે. એમાં સંશય નથી. તે ઇષ્ટદેવની આરાધનાના સામર્થ્યથી તે ચન્દ્ર સૂર્યાદિ માર્ગમાં શુકલા કૃષ્ણાગતિને પ્રાપ્ત થાય છે—એમ દેવ પૂજક ભક્તનું વર્ણન છે—એમ પૂજન કરતો કરતો અને તે તે લોકોના ભોગોને ભોગવતો મોક્ષ રૂચી યુક્ત વધતો ત્રિગુણાત્મક બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્રની ઉપાસના ક્રમમાં જાય છે પણ તે લોકોનો લય નૈમિત્તિક પ્રલયમાં હોવાથી અને તુર્ય સાક્ષીનો પ્રાકૃત લયમાં લય હોવાથી પુનઃ મૃત્યુ લોકને પામે છે. એમ મુનિજનો કહી ગયા છે. અહિંયાં સકામક સ્વેષ્ટ દેવભક્ત સ્વેષ્ટ દેવલોકમાં કર્મ ફલ ભોગવી પડે છે. અને નિ:કામ ભક્તિ કરવાવાળા પણ તે તે લોકના ક્ષયમાં રક્ષણ કરનાર કોઇ ન હોવાથી પડે છે—પ્રશ્ન છે કે શિવાદિની ઉપાસનાથી સાયુજ્યની પ્રાપ્તિ છે. એટલે પતનનો અભાવ છે. કેમકે ઐકયતા થાય છે—તો જવાબ કે તે ગુણ સાયુજ્યપણાના ભેદોથી તે અવતાર રૂપ છે, અને બ્રહ્મમાં બ્રહ્મીભૂત કે પુનરાવૃત્તિહીન સર્વ ભેદના ક્ષયપણાથી છે—ભેદનો લય થતાં પુનરાવૃત્તિહીન થાય છે.

જેમ માણુસો અન્ન ખાય છે. તે અન્ન સાયુજ્યને પામે છે—પણ તે અન્નથી જીવોની પુનરૂત્પત્તિની યુક્તી છે—તેથી તે ગુણ સાયુજય કહેવાય છે. ત્યારે કોઈ કહેશે કે પુરાણોમાં લખેલું તે મિથ્યા થશે—તો તેમ નથી જે સાયુજ્યમાં જાય છે. તે માણુસો મુક્તિના અર્થ પ્રમાણે શિવાદિની ભુક્તિ ભોગવે છે. ત્યાં સંકલ્પક્રમથી મોક્ષદાતા છે. જેમ શુક નંદીકેશ્વર જમદગ્નિ આદિ શિવાવતાર તે સાયુજ્યને પ્રાપ્ત થયા છે. પુનઃ જન્મ ધારણ કર્તા છે. કેમકે શિવના અંશરૂપ છે—અને શુકાદિ યોગ સાધ્ય કરતાં બ્રહ્મીભૂતપણાને પામ્યા છે—તેથી શુક બ્રહ્મીભૂત છે. પૂર્વ જન્મમાં શિવાદિનું આરાધન નિઃકામ કરેલું છે. બીજા પ્રકારે વેદાદિમાં યુક્ત શિવ બ્રહ્મના ભક્તો બ્રહ્મ સાક્ષાત્કાર કરે છે. ત્યારે જાણવું કે પ્રારબ્ધક્ષયે શિવબ્રહ્મમાં બ્રહ્મીભૂત છે—એ વેદાદિ વાક્ય પ્રમાણ ભૂત છે—એમ વૈષ્ણવોનું પણ જાણવું. વિષ્ણુના શનકાદિ અવતારો દત્તાત્રેય, નારદ, કપિલ, શેષ ઋષભાદિ તે વિષ્ણુ સાયુજ્યને પામ્યા છે. પુનઃ યોગની સાધના કરીને પૂર્ણ બ્રહ્મીભૂતપણાને પામ્યા છે—એ કર્મયોગ પ્રાપ્તિના સંભવથી મોક્ષની રૂચીયુક્ત પૂર્વ જન્મ સંસ્કાર સામર્થ્યથી વિષ્ણુ ભજન એ મુખ્ય કારણ છે. તેમજ શિવાદિના અવતારો પણ અસુરોના વધને માટે છે તે ઐશ્વર્યયુક્ત છે. પુનઃ શિવાદિમાં તે લય જાય છે તેથી જગત રક્ષણ અવતાર છે. જ્યારે તે યોગયુક્ત થાય છે ત્યારે બ્રહ્મીભૂતપણાને પામે છે—કેમકે તે બ્રહ્મનું સામર્થ્ય છે. પણ તેમાં અધિકારનું મહાત્મ્ય જાણવું તે અવતાર અધિકારપણાથી શિવાવતારરૂપ યોગી જનો તાદશ સામર્થ્યથી તે યોગયુક્ત થયા છે અને પછી શિવાદિમાં લય ગયા છે—જેમ કાલભૈરવ, વિરભદ્ર છે. તેમ વિષ્ણુના રામ કૃષ્ણાદિ અવતારો છે. તેમજ સૂર્ય શક્તિના પણ અવતારો જાણવા અને તે પોત પોતાના યોગ્ય અધિકાર પૂર્વકપણાથી છે—એ પ્રમાણે નિઃકામિક માણુસ અહીંયાં મૃત્યુ લોકમાં ગણેશ્વરને ભજે છે. ત્યારે દેહાન્તે સ્વાનંદ લોકને પામી અંતે બ્રહ્મીભૂત થાય છે. તેનો હેતુ એવો છે કે—સ્વાનંદમાં સ્વ નો બ્રહ્મપૂર્ણ યોગમાં અભેદ છે—તેથી સ્વાનંદનો નાશ કે લય નથી. તે સદાએ નાશહીન અથવા લયહીન છે. સદાએ સુખપ્રદ છે. તેથી સ્વાનંદ લોકનો આશ્રય કરીને તુરતજ બ્રહ્મીભૂત થાય છે.

मरणे दायहीनश्चेत्तेज तत्वं समाश्रितः ।
अथवा धुम्र तत्वं स शुक्ल कृष्ण गति श्रितः ॥७६॥
पूर्ववत् सर्वमाख्यातं तस्य सर्वं प्रजापते ।
एवं विस्तरतो गत्योः कथितं ते प्रजापते ॥७७॥
अतो गणेश्वरं दक्ष समाश्रय हित प्रदं ।
योग क्षेमं सते कुर्यादनन्य चेतसः सदा ॥७८॥

न शुक्ला नैव कृष्णा ते भविष्यति गतिःकदा ।
ब्रह्मभूयमयं भावं प्राप्स्यसे नात्रसंशयः ॥७९॥

અર્થ:—જે પુરૂષ મરણ થયા છતાં દાઘહીન એટલે દહનહીન રહે. અઘોર સ્થળે કે અરણ્યમાં મરવાથી તેને બાળનારના અભાવે દહનક્રિયાનો પણ અભાવ છે—ત્યારે સૂર્ય રૂપ તેજ તત્વમાં તે તત્વના દેવતા તેને ગ્રહણ કરે છે. એટલે તે જીવાત્મા તેનો આશ્રય લે છે. અથવા જો સકામ વાસના યુક્ત હોય તો કંઈ કંઇથી આવતો ધુમાડો તેને ગ્રહણ કરે છે. અને તેના દેવતાનો આશ્રય કરે છે. એટલાજ માટે સકામ કે નિષ્કામ પણ સત્કર્મ પરાયણતાથી તે શુકલા કૃષ્ણાગતિમાં સ્થિત થાય છે—હે પ્રજાપતિ દક્ષ ! ! ! એ પ્રમાણે શુકલા કૃષ્ણાગતિનું વર્ણન કર્યા પ્રમાણે ગતી થાય છે. અને તેનો ભેદ કહ્યો. તે તમો સાંભળ્યો છે. એટલાજ કારણથી શુકલા કૃષ્ણાગતિ હીનપણાએ સર્વ સિદ્ધિને આપનાર સર્વ પ્રકારે હીત કર્તા ગણેશ્વરનો સર્વ પ્રકારના ભાવથી આશ્રય સ્વભક્ત પ્રિયપણાથી કરવો. તમો કહેશો કે એમ સતત્ કરવાથી દેહ નિર્વાહ કેમ ચાલે ? ? તો તેના અર્થને કહે છે. તે ગણેશતત્વ અનન્ય ચૈતન્ય છે. અન્ય ચૈતન્ય નથી. ભક્તજનનો આત્મા ગણેશથી ભિન્ન નથી. તેથી આ ચિત્ત એક એવા ગણેશ સ્વરૂપમાં લય જતાં તેજ તત્વ તેનો યોગક્ષેમ દેહનિર્વાહાર્થે કરે છે. એવા ભક્તને જે જે વસ્તુ ધાન્ય વસ્ત્ર આદિ તેના આ યોગના રક્ષણને માટે અને દેહ નિર્વાહને માટે જોઇએ. અથવા દેહના ક્ષેમને માટે જોઇએ તો તે સન્નિધિમાંજ સ્થિત છે. તેમ અન્ન વસ્ત્રાદિના રક્ષણમાં ચોરાદિકના રક્ષણને તેજ કરે છે. એટલે સર્વત્ર અનન્ય ભાવથી માત્ર ગણેશજ છે. તેથી પોતાના ભક્તના સ્ત્રી પુત્રાદિ ચિન્તના આધારભૂત એવા ગણેશ તેના યોગનું રક્ષણ કરે છે. તે પછી તે દેહાન્તે જો ગણેશજીનો આશ્રય કરનારો ભક્તજન હોય તો તેને શુકલા ગતી કે કૃષ્ણાગતિ ઉત્પન્ન થતી નથી. કારણ કે ગણેશજીનો આશ્રયધારક હોવાથી તેની અન્ય ગતી પણ નથી અને અન્ય પ્રાપ્તિ પણ નથી. કેમકે બ્રહ્મના અભેદ ભાવથી બ્રહ્મીભૂતતાની પ્રાપ્તિ છે. એમાં શંકા નથી. જો કોઈ ભક્ત તત્વમસ્યાકૃતિ ધારણ કરનારો હોય તો પણ તે ગણેશ સાયુજ્યને પામે છે. કેમકે તત્વમસિ મહાવાકયથી પરે પરબ્રહ્મ વર્ણનનો અભાવજ છે. ઇતિ.

ॐ तत्सदिति श्रीमद्योगगीता सुपनिषत्सुगमासु योगामृतार्थ शास्त्रे श्रीमन्मौद्गल्येय महापुराणे नवमखंडे योग चरित्रे दक्ष मुद्गल संवादे शुक्ला कृष्णागति वर्णन योगोनाम द्वादशोऽध्यायः ॥ योगगीतायामष्टमोऽध्यायः ॥ ॐ ॐ ॐ

ॐ श्री सद्गुरु परमात्मने नमः ॥

# ॥ श्रीयोगगीतायां नवमोऽध्यायः ॥

॥ दक्ष उवाच ॥ क्षेत्रं वद महा भाग क्षेत्रज्ञं च तयोः परं ।
सर्वं गं ब्रह्मयत्प्रोक्तं येन ज्ञानं तयोर्भवेत् ॥१॥
॥ मुद्गल उवाच ॥ देहं क्षेत्र मयं विद्धि देही क्षेत्रज्ञ मंजसा ।
तयोर्योगे महद्ब्रह्म स्वतउत्थान संज्ञितं ॥२॥

અર્થ:—એ પ્રમાણે શુકલા કૃષ્ણાગતિનું વર્ણન સાંભળીને તે બે માર્ગ છોડી બ્રહ્મીભૂત પણાને પામવું તે મહાશ્રમ સ્વરૂપ છે. તેથી ત્રાસયુક્ત થઇ પુછે છે, કે હે મહારાજ !!! તેની પ્રાપ્તિને માટે અન્ય અનુક્રમ કહો. તે ક્ષેત્ર કોણ છે ? ? ક્ષેત્રજ્ઞ કોણ છે—? ? અને તેથી પરે સર્વવ્યાપક એ બ્રહ્મ કોણ છે ?? અને તેને વેદમાં કેવી રીતે વર્ણવેલો છે—તે કૃપા કરીને કહો. જે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના જ્ઞાન વડે અભેદ બ્રહ્મના જ્ઞાનનો પ્રકાશ થાય છે—અને યોગપૂર્ણ થવાય છે એ સાંભળી મુદ્દગલ માહારાજ બોલ્યા. હે દક્ષ !!! આ પોતાનો અને ગમે તેનો દેહ તે ક્ષેત્ર કહેવાય છે. અને ભેદહીનપણાથી જે દેહી તે દેહને ભોગવનારો ભોક્તા છે ક્ષેત્રોના અનુભવ માત્ર સ્વરૂપથી તે ક્ષેત્રજ્ઞ છે—એમ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બેના યોગવડે એટલે અભેદ સંયોગે સ્વત:ઊત્થાન બ્રહ્મ કહેવાય છે—

भूतानि पंच तन्मात्राः पंचज्ञानेन्द्रियाणि तु ।
कर्मेन्द्रियाणि पंचैव वायवः पंचदेवताः ॥३॥
इन्द्रियाणां दशैवापि द्वेष इच्छा धृतिस्तथा ।
अव्यक्तं चेतना दुःखं सुखंः मोहनमेवच ॥४॥
चित्तं बुद्धिः स्थूल सूक्ष्मे कारणं च तुरीयकं ।
एतेषां योग भावे यत्क्षेत्रं तत्कथितं बुधैः ॥५॥

અર્થ:—આકાશ—વાયુ—અગ્નિ—જળ અને પૃથ્વી એ પાંચભૂત છે. તેની પાંચ તન્માત્રા શબ્દ—સ્પર્શ—રૂપ—રસ—અને ગંધ નામે છે. તે પાંચભુતોના ગુણો અવિશેષે પણાથી છે. તેવીજ રીતે પાંચ જ્ઞાનેન્દ્રયો શ્રોત્ર—ત્વચા—ચક્ષુ જીહ્વા અને ઘ્રાણ એ નામે છે. તે માત્ર શબ્દાદિ તન્માત્રાના વિષયને જાણનાર ક્રિયાયુક્ત પણાથી છે. તેમ પાંચ કર્મેન્દ્રિય.તે વાણી—હાથ—પગ—ઉપસ્થ ( પુરૂષની ગુહ્યેન્દ્રિય )અને ગુદા એ પણ પાંચજ છે—તે શબ્દોચારણ—દાન—ગમન—મૂત્ર—વિર્ય ત્યાગ—મલત્યાગ ક્રિયામાત્ર સ્વરૂપપણાથી છે—તે દશેન્દ્રિયના દશ દેવતાઓ તેતે ભાવને પ્રકાશ કરનારા છે. તેમ પાંચ પ્રકારના પ્રાણદેવતા છે—હવે ઇન્દ્રિયોના

દશ દેવતા. આકાશ વાયુ–સૂર્ય–વરૂણ અને અશ્વિનિકુમાર એ જ્ઞાનેન્દ્રિયના અને અગ્નિ–ઈન્દ્ર–વિષ્ણુ–વિધાતા ( બ્રહ્મા ) અને ( યમ ) મૃત્યુ એ પાંચ કર્મેન્દ્રિયના દેવતા છે–તેમ મનનો વિષય મનનાત્મક–અહંકારનો વિષય સાધન સામર્થ્ય વડે દેહેન્દ્રિય પ્રેરક દેહેન્દ્રિયને વિષે અહંમમ ધારણથી છે. બુદ્ધિ વિષય અનુભવને જાણવા પણાએ છે. અવિષયના અનુભવને પણ જાણનાર બુદ્ધિ વડે પ્રેરીત છે–ચિત્તનો વિષય ચિંત્તનાત્મક છે. એ પ્રકારના અભેદ વડે અંતઃકરણ–અવ્યક્ત વિશ્વાત્મન્ પરમાત્માના વાસ સ્થાનરૂપ છે. બુદ્ધિ–મન–ચિત્ત–અને અહંકાર એ ચાર અંતઃકરણ વિભાગ રૂપના અભેદમાં અવ્યક્ત છે, વળી તેના એટલે અંતઃકરણના વિકારને વર્ણવતાં–વિષયેચ્છા–દુઃખ નાશાર્થ અને સુખપ્રાપ્ત્યર્થ તે ધીરજ–તે સુખ છે માટે પ્રયત્ન પૂર્વકજ છે–એમ ઈચ્છાને આદ્ય લઈને અંતઃકરણના વિકાર છે–વળી અજ્ઞાન જાગૃત અવસ્થાત્મક એવો જે પૂર્વે કહેલો સ્થૂલ દેહ તે વ્યષ્ટિસમષ્ટિ સર્વ સ્થૂલોના અભેદ પણાથી છે– વળી સ્વપ્નાવસ્થાત્મક એવો જે સૂક્ષ્મ દેહ તે વ્યષ્ટિસમષ્ટિ સર્વ સૂક્ષ્મ દેહોના અભેદ પણાથી છે–તેમ કારણ સુષુપ્તિ અવસ્થાત્મક સ્થૂલ અને સૂક્ષ્મના અભેદરૂપે તેના કારણરૂપ દેહને સર્વ સમષ્ટિવ્યષ્ટિના કારણ દેહોના અભેદ પણાથી છે–તે ત્રણે અવસ્થાનો જે ભોક્તા ચેતનાત્મક તુરીય પુરૂષ–એ સર્વનો જે યોગ ભાવે સંયોગરૂપ અભેદ ભાવથી જે બ્રહ્મ તત્સોપાધિક બ્રહ્મ તે સર્વ ક્ષેત્રોના ભોક્તા પણાથી. તેજ ક્ષેત્રજ્ઞ કહેવાય છે એમ વિદ્વાન યોગીજનો કહી ગયા છે.

सदैक मात्र रूपश्च भेदैः संवर्जितः परः ।
क्षेत्रज्ञः क्षेत्रमास्थाय सर्वांतर्यामितां दधे ॥६॥
तयोर्योगे परंब्रह्म दृश्यादृश्य विवर्जितं ।
दृश्यादृश्यमयं पूर्ण बोधरूपं प्रजापते ॥७॥
स्थूल सूक्ष्म समात्माख्यैर्भावै माया विशेषतः ।
क्षेत्रज्ञं मोह्य स्वाधीनं करोति नित्य मादरात् ॥८॥

**અર્થ**:—પહેલાં કહી ગયેલા ભેદોથી રહિત કદાપી પણ ભેદ નથી એવા પ્રકારે સદા એક ભાવરૂપ અભેદ પણાએ જે ક્ષેત્ર રૂપી દેહોનો ભોક્તા. અથવા ક્ષેત્રના તમામ ભેદોનો અભેદ રૂપે ભોક્તા. તે નિરંતર એક ભાવરૂપ–સત્તાત્મક ભાવરૂપ–અભેદ જ્ઞાન માત્ર સ્વરૂપથી–પર એવો અભેદ તે ક્ષેત્રજ્ઞ ક્ષેત્રને જાણે છે અર્થાત્ દેહના અનુભવને જાણનાર તે ક્ષેત્રજ્ઞ છે, તેજ ચેતનાત્મક તુર્ય પુરૂષ સર્વત્ર જગતરૂપ દેહાત્મક–ક્ષેત્રને રચીને તેમાં વ્યાપકરૂપે નિવાસ કરી સર્વાંતરયામી રૂપે પ્રકૃતિ બ્રહ્મથી આરંભીને છેક નીચે સુષુપ્તિ–સ્વપ્ન અને જાગૃત દેહ પર્યંત સર્વગુણોના અંતર્યામિ ભાવથી તે સર્વમાં ભોગરત પણાથી વાસ થઈ રહે છે. (૬) હવે તેના અભેદને કહે છે. તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગરૂપ અભેદે

આ દૃશ્યા દૃશ્યામય તે જુએ છે. અંતરમાં રહેલા ચેતનાત્મક આત્મા વડે જે દેખાય તે દૃશ્ય છે. જે નથી દેખાતુ તે દૃશ્ય દૃષ્ટીના અભાવથી છે. नदृष्टेर्द्रष्टारंपश्ये-दिति ॥ श्रुतेः તથા श्रोतारं शृणुयान्नविज्ञाते विज्ञातारं विजानीयादिति श्रुतेः ॥ તથા येनेदं सर्वं विजानाति तं केन विजानीयादिति । श्रुतेः ॥ તદાત્મપણાથી તે મયજ છે—ત્યાં પ્રશ્ન છે કે, તે પરસ્પરણ ભિન્ન ભિન્ન હોવાથી દ્વંદ્વનું ભેદપણું છે. તેનો ઉત્તર છે કે—દૃશ્યાદૃશ્ય—એટલે બેથી રહિત—તેમ જીવાત્મા પરમાત્મા એમ બે ભાવ રહિત તે સદાત્મપણાથી છે. દૃશ્યાદૃશ્યપણાથી પૂર્ણ તેજ પૂર્ણ—જેના આધારથી દૃશ્યાદૃશ્યપણું પણ પૂર્ણ છે. જેના આધારથી દ્વૈતાદ્વૈતપણું પણ પૂર્ણ છે. તેજ બોધરૂપ છે. દૃશ્યાદૃશ્યનો સ્વસ્વવિહાર બોધ આપે છે. તેનો વિહાર બોધકૃત અભાવથી છે. यत्पूर्णानंदैक रूपरसं बोधस्त द्ब्रह्माहं मिति कृत कृत्यो भवतीति श्रुतेः ॥ જે પૂર્ણના આનંદનો એકરૂપ રસ જે બોધ તેજ હું બ્રહ્મ છું. એમ જાણનાર તે કૃત કૃત્ય છે. હે પ્રજાપતિ !!! તેને બ્રહ્મ જાણવું (૭) હવે પ્રકૃતિથી ઊદ્‌ભવ પામેલા મોહને કહે છે. સ્થૂલ સૂક્ષ્મ અને સમાત્મક જે કારણ એ ત્રણે પ્રકૃત માયામય (મિથ્યા) છે. સ્થૂલ તે જાગૃત અવસ્થા સૂક્ષ્મતે સ્વપ્નાવસ્થા અને સમાત્મક તે સુષુપ્તિ અવસ્થા છે. એ ત્રણે આત્મામય સાથે તન્મયાત્મા તે તુરીયાત્મા એમ ચારે પણ ગુણ ગુણાત્મક ભાવ વડે તે તે ગુણ વિશેષ ગુણપણા વડે છે. ચારે પ્રકારના ક્ષેત્રના ભોગને જાણનાર મોહવડે કરીને મોહ પામતો ચેતન આત્મા સર્વ ભાવ વડે કરીને પ્રકૃતિના આદરપૂર્વક એક નિષ્ઠારૂપ છે. નિત્ય સ્વાધિન પણાએ સદાગુણ ભોગને તે ભોક્તા થઇ ભોગવે છે. પ્રશ્ન છે કે પ્રકૃતિ જડ છે ત્યારે પુરૂષને મોહયુક્ત કેવી રીતે કરે છે ? ? તેનો જવાબ કે જડ વસ્તુને હંમેશાં ક્રિયાના આચરણનો અભાવજ છે. એ વાત સાચીજ છે છતાં પ્રકૃતિ બ્રહ્મના રોમરોમાંચ અંતરમાં ચેતનાત્મા બ્રહ્મ સદાએ સ્થિત છે—તેજ સર્વગુણના ભેદરૂપ પ્રકૃતિને જાણીને મોહયુક્ત સ્વયમેવ થાય છે. અને તે ગુણભોક્તાના સ્વરૂપ પણાથીજ થાય છે. તેજ પ્રકૃતિએ કર્યું એમ જાણવું. કેમકે પ્રકૃતિમાં ગુણ મોહદપણું છે. यथैषांलि पचंति मंत्राः क्रोशंति च तद्वत प्रकतिर्मोहं करोति એ પ્રમાણે જાણવું.

चतुर्भेदैर्विशेषेण मोहितोत्यंतमेवसः ।
अहं देह स्वरूप स्थो मन्यते सततंमुधा ॥९॥

અર્થ:—હવે ચેતન ક્ષેત્રજ્ઞ આ ચાર પ્રકારના પ્રકૃતિ જન્ય ક્ષેત્રમાં મોહ પામે છે તેને વર્ણવે છે. તેજ ક્ષેત્રજ્ઞ—ભોક્તા ચેતનાત્મા, ચાર પ્રકારના પ્રકૃતિના ભેદોમાં યથા તથા અત્યંત મોહીત છે. પ્રથમ તો તુરીય આત્મા અવ્યક્ત વિવર્ત પ્રકૃતિથી ઉત્પન્ન થઇ તેમાંજ અંતર્ગત પણાને પામતો હુંજ એવા અહં વિકલ્પપૂર્વક ત્રિગુણાત્મારૂપે ત્રીગુણાવસ્થાના ભેદોમાં ભોગ સમર્થ

થાય છે. અને તે મોહવડે તદાત્મકપણાને પામે છે. એમ તુરીયાવસ્થાના ભોગોને ભોગવતો નીચેની સુષુપ્તિને સૃજીને તેમાં સ્થિત થઈ આનંદરૂપ મોહનો મોહીત થઇ હું એવા સ્વરૂપથી આનંદાત્મક શબ્દાદિ તન્માત્રાના ભોગને ભોગવે છે. તેથી પણ નીચે ઉતરી સ્વપ્નને સર્જતો તેના મોહમાં મોહીત થાય છે. હું એવા પ્રકારે કલ્પિત ભોગનો ભોક્તા તાદાત્મ્ય ભાવ ધારણ કરે છે. તેજ જાગૃતને સર્જતો થકો ત્યાં પણ મોહવડે મોહીત બની હુંજ તે સ્થૂલનો ભોક્તા છું એમ ચાર પ્રકારના ભેદવડે ક્રમવાર મોહપામી નીરંતર હુંજ દેહરૂપ છું એમ બોલતો પોતાના આત્મા સ્વરૂપને દેહરૂપ માને છે—અને પોતાનો ચૈતન્યભાવ વિસ્મૃતી રૂપ થાય છે. તે રજ્જુસર્પવત્ ભ્રાન્તિરૂપ વિવર્ત્ત માયાના મોહવશાત્ વ્યર્થ ભાન છે. જેમ દારૂ પીનારો માણસ ભ્રાન્તિમાં પડી મિથ્યા ચાળા કરે છે. તે પ્રમાણે આ ચૈતન્યાત્મા આ બધા ભેદોમાં મિથ્યાના ચાળા કરે છે.

ततः क्षेत्रस्य भोगार्थं नाना कर्म परायणः ।
त्रिगुणेषु भ्रमेणैव भ्रमतेऽहं ममात्मकः ॥१०॥

**અર્થ**:—એ પ્રમાણે મોહીત થયેલો તે ચૈતન્યાત્મા આ શરીર મારૂં છે અને હું તેમાં તદરૂપ છું એવી બુદ્ધિવડે અહં મમાત્મક સ્વરૂપે હું માણસ છું. પુરૂષ છું, સ્ત્રી છું. બ્રાહ્મણાદિ વર્ણ સંજ્ઞારૂપ છું. આ મારી સ્ત્રી પુત્રાદિક છે. અને તે બધાનું પાલણપોષણ હુંજ કરૂં છું. એવા અર્થના વિચારથી તે પ્રયત્નપૂર્વક રહે છે. ક્ષેત્રરૂપ જે દેહ તેના ભોગોને અર્થે તેમાં સુખની ઇચ્છા ધારણ કરતો જુદા જુદા પ્રકારનાં કર્મોમાં જોડાય છે. અને સુખ પ્રાપ્તિને માટે કરતો છતો તે દુઃખ નાશકને બદલે નુતન દુઃખોને પેદા કરે છે. એમ ક્ષેત્ર ભોગ પરાયણતાપૂર્વક ત્રિગુણના ધર્મોમાં ભમે છે. અને અહં મમત તેમ મોહ લોભને આધિન થઇ પાપ કર્મો આચરે છે. એમ દેહ ભ્રાન્તિના ભ્રમવડે પાપ પુણ્યનો સંચય કરતો ભમે છે.

ततस्तमो गुणं त्यक्त्वा राजसं धारयेन्नरः ।
राजसं च तत स्तत्त्वा सात्त्विकः संभवेत्क्रमात् ॥११॥

**અર્થ**:—હવે તે ભ્રમ નાશ અનુક્રમને વર્ણવે છે—તે માયા મોહ નાશને માટે તે પુરૂષ પ્રથમતઃ તમોગુણના ધર્મરૂપ પાપાચરણનો ત્યાગ કરે પાપાચરણથી મારૂં અહિત થાય છે એવા ભયથી સુખની પ્રાપ્તિરૂપ રાજસગુણરૂપ સકામકર્મની વાસનાએ સત્કર્મ ધારણ કરે. તેથી કેવળ પાપાચરણનો અભાવ થાય છે. એમ કરતાં કરતાં અનુક્રમ પૂર્વક રાજસ ગુણોના સકામ વાસનાયુક્ત કર્મોના ત્યાગપૂર્વક સાત્વિક ગુણની દૈવી સંપતિનાં કર્મોમાં જોડાય છે. સત્વ ગુણમાં તે સમજે છે કે—મારી તમામ ઇચ્છાઓને પ્રભુ સમજે છે તેથી મારે માગણી કરવાનું કામ નથી. તેમ અન્ય રીતે પ્રેમ પણ સમજે છે કે પ્રારબ્ધ

યોગે જે મળવાનું છે તે મળવાનું છે તેમાં ફેરફાર થતો નથી. અને થવાનો નથી. ત્યારે પ્રભુ કૃપાથીજ સર્વ કંઇ પ્રાપ્ત થનાર છે—તો સકામ વાસનાઓ શા માટે કરવી !!! એવા દૃઢ નિશ્ચયપૂર્વક તે પ્રભુ કૃપા સંપાદન કરવા રૂપે નિઃકામ સત્કર્માચરણ કરે છે. એમ નિઃકામ સત્કર્માચરણ કરવાથી જ તેને પોતાના આત્માની ઊર્ધ્વગતિરૂપ કલ્યાણકારી મોક્ષની રૂચી આપોઆપ ઉત્પન્ન થાય છે. પછી તે અનાગ્રહી સાત્વિક વૃત્તિથી તપનો આદર કરે છે. દેવપૂજા પ્રયોગ. અનુષ્ટાન—સદ્‌ગુરૂ જીવન્મુક્ત સંતની સેવા બોધમાં પ્રીતી—વાયુસાધન પ્રાણાયામાદિ—વેદશાસ્ત્રમાં કહેલાં મોહ માન રહિત અહંમમ રહિત સત્કર્માચરણ—ગુરૂશરણ ગુરૂભક્તિ—ગુરૂ આજ્ઞા ધારણ કરીને કરે છે. અને પરમાત્માના દર્શનને માટે શુભેચ્છા ધારણ કરે છે. આગળ વિક્ષિપ્ત ચિત્તના વર્ણન પ્રમાણે પોતાની આચરણ રીત રાખી વર્તે છે.

तत स्तुरीयमाश्रित्य गणेशं स भजेत्परं ।
सर्वगं पंचमं साध्यं ब्रह्मीभूतो भवेन्नरः ॥१२॥

અર્થ:—એ પ્રમાણે પરમાણુવત્ બ્રહ્મ દર્શનના ભાવપૂર્વક જડ અને ઉન્મત્તતાનો ત્યાગ કરી તુરીય જે જ્ઞાન કાંડ તેનો આશ્રય લે છે, ત્રણ ગુણોમાં જ્યાં સુધી રહે છે ત્યાં સુધી કર્મના આશ્રયથી જ સત્કર્માચરણનો યોગ પુરો કરે છે. એમ થતાં તે સમજે છે કે नकर्मणा० આ શ્રુતિ પ્રમાણ કર્મથી મોક્ષ નથી. એમ સિદ્ધ થતાં श्रद्धा भक्ति ध्यान योगादवेहि० આ શ્રુતિ પ્રમાણ જ્ઞાન પ્રાપ્તિ રૂપ પ્રેમભક્તિ ધારણ કરે છે. પ્રથમ તો તેને પરમાત્માની મૂર્તિમાં આરાધન કરવાની ગમ પડે છે. અને સમજે છે કે, પરમાત્માની ૐકાર સ્વરૂપના આકારમય માત્ર ગણેશમૂર્તિ છે. તેથી તેનું આરાધન કરવાથી. તે બુદ્ધિપતિ સિદ્ધિપતિ પરમાત્મા મારા કલ્યાણને માટે જ્ઞાનબુદ્ધિનો દાતા બુદ્ધિપ્રકાશક. બુદ્ધિમાં અંતર્યામિ—થઇ રહેલો બુદ્ધિનો સાક્ષી—તેજ બુદ્ધિનો પતિ ગણેશ. ૐકારની આકૃતિ સ્વરૂપ ૐनित्येदं सर्वं ઈત્યાદિ પ્રતિપાદન રૂપ પરમાત્મા સર્વ સિદ્ધિદાતા છે. એમ નિશ્ચય કરી સર્વ સ્વરૂપે એટલે ગણેશ અને ગણના અભેદ ભાવે શિવરૂપે—વિષ્ણુરૂપે—સુર્યરૂપે—શક્તિરૂપે અને અનંત દૃશ્યરૂપે પણ તેજ ગણેશ છે. એમ સમજવા લાગે છે—અને સનાતન વૈદિક ધર્મ મર્યાદાની રીતીએ અભેદતાના યોગરૂપ અનુક્રમે ઉપાસનાને માન્ય કરતો અંતે અધિષ્ઠાન સ્વરૂપ ગણેશજીની ઉપાસનાથી તૃપ્તિ લે છે, વાદવિવાદ રૂપ ગ્રંથની માન્યતા અંગીકાર કરતો નથી. પૂર્ણબ્રહ્મ પરમાત્મામાં દ્વૈતનું ખંડન અને અદ્વૈતનું મંડન એમ હોયજ નહિં. દ્વૈતાદ્વૈત એ સાપેક્ષ ભાવ છે. અને પરમાત્માતો ભાવાતીત સ્વરૂપ છે. તેથી શુદ્ધ કે કૈવલ્ય—વિશિષ્ટ એમ કહેવાને આધારજ નથી માત્ર આ નિશ્ચય સનાતન વૈદિક ધર્મ મર્યાદામાંજ છે એ શિવાયના આધુનિક આચાર્યના મતોમાં

વાદવિવાદનાજ સિદ્ધાન્તો આવે અને તે આગ્રહી મતાંતર વાદીઓ કદાપી અંગીકાર કરતા હોય તોપણ તે શુદ્ધ સનાતન વૈદિક ધર્મિ ભક્તજનોને કદાપી આરાધના કરવા યોગ્ય હોય નહિં. એ નિશ્ચય છે એમ મતવાદીઓ પ્રભુ નિંદામાંથી મુક્ત રહે છે. ભેદાભેદ રહિત ગણેશજીની આરાધના કરવાથી અંતઃકરણની તુર્ત શુદ્ધિ થાય છે. પછી તેથી પર એવા જ્ઞાનકાંડ વડે સર્વ એવા વિશ્વમાં ચૈતન્યાત્મા સ્વરૂપે માત્ર ગણેશજ અને તે પણ દરેક શરીરમાં બુદ્ધિના અંતર પ્રદેશમાં રહે છે. એ પ્રમાણે સમજતો છતો પરમાત્માને ભજે છે. કર્મો કરવાથી ભક્તિ ભજનનો સંભવ નથી. કર્મો કરવાથી બુદ્ધિ શુદ્ધ થાય પછી તે બુદ્ધિ જ્ઞાન સ્વરૂપતાએ પોતાના અંતરમાં વ્યાપક અને સાક્ષી સ્વરૂપે–તે પતિજ ( બ્રહ્મણસ્પતિ ) રહેલા છે–એમ સમજતાં સર્વજ્ઞ સાધ્ય જ્ઞાનવડે ભજન કરે છે. તેથી એકાગ્ર ચિત્તવૃત્તિમાં પ્રેમ ઉદય થાય છે. અને સર્વત્ર એકાત્મતાનું જ્ઞાન અનુભવ સહિત પ્રકાશ થાય છે. ત્યાં આઠ પ્રકારની સંપ્રજ્ઞાત સમાધિ જ્ઞાન ચિત્તવૃત્તિના સાધ્યપણાથી પ્રત્યક્ષ સ્વરૂપે સમજતાં પ્રભુનાં દર્શન થાય છે. સંપ્રજ્ઞાત સમાધીના આઠ પ્રકારનું વર્ણન આગળ આવી ગયું છે. એ પ્રમાણે તુર્યપાદ સુધીની સ્થિતી સમજવી. ત્યારપછી તે પૂર્ણયોગ બ્રહ્મની પ્રાપ્તિરૂપ પંચમપાદના યોગીસ્થિતીને ધારણ કરવાની બુદ્ધિ કૃપારૂપે સંપાદન કરી શકે છે. આ સંપ્રજ્ઞાત સમાધિના બલથી તે બુદ્ધિ અસંપ્રજ્ઞાત સમાધિયોગને પ્રાપ્ત થાય છે. ત્યાં જ્ઞાનની આવશ્યક્તા રહેતી નથી. ત્રિપુટી જ્ઞાતા–જ્ઞાન અને જ્ઞેયના અભેદે ત્રિપુટીનો લય થતાં સાક્ષાત્ સ્વમહિમ્ની સ્થિત એટલે પોતાના (મહત્વમાં) મહિમામાં સ્થિત એવા–અધિષ્ઠાન સ્વરૂપ પરમાત્મા પરમ લક્ષ તેને સાધ્ય કરીને તે યોગી થાય છે–કર્મ જ્ઞાન કે ઉપાસનાની હવે આવશ્યક્તા નહોવાથી અને વેદશાસ્ત્ર પ્રમાણથી પરે એવા અનુભવજંન્ય આત્મ સાક્ષાત્કાર યોગથી તે યોગીને હવે વિધિ કે નિષેધ કર્મોની જરૂર કદાપી નથી તેથી વિધિ નિષેધ કર્મ–જ્ઞાન–કે ઉપાસનાની ભ્રાન્તિના ત્યાગપૂર્વક સ્વયંબ્રહ્મ સ્વરૂપે તે યોગી સ્થિત થાય છે. તેજ નિરોધ ચિત્તવૃત્તિ લય સ્વરૂપની પ્રાપ્તિ છે. તે પહેલાંજ વર્ણવી ગયા છીએ. ત્યારપછી તે નિરોધપણાને પામેલી ચિત્તવૃત્તિના ત્યાગે પોતાના સાર્વભૌમ ચિત્તધર્મને સારી રીતે ઓળખે છે. કે જ્યાં ચિત્તની તમામ અનંત વૃત્તિઓનો અભાવજ છે–એ પ્રમાણે અનુક્રમે જનાર યોગી સ્વયંબ્રહ્મ સ્વરૂપના સાક્ષાત્કાર પ્રયોગની સ્થિતીએ બ્રહ્મીભૂતપણાને પામી અંતે તેથી પર એવા પરબ્રહ્મીભુત શાન્તિયોગને પ્રાપ્ત થાય છે.

इह सौख्य प्रदं यच्च कर्म संजायते सदा ।
पाप रूप मयं तेन ज्ञायते न कदाचन ॥१३॥

**અર્થઃ**—એ પ્રમાણે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના પ્રસંગવડે પૂર્ણબ્રહ્મ યોગનું વર્ણન થાય છે, હવે તે સાધ્ય કરવા માટે અને સાક્ષાત્કાર કરવા માટે પ્રથમજ ગુણ

પ્રકૃતિરૂપનું વર્ણન તેમાં પણ તમોગુણ સ્વભાવનું વર્ણન થાય છે. આ લોકમાં દેહાદિને સુખ પ્રાપ્તિકર તેમાં સ્નાન કરવું તે શરીર સુખદ નહિં. દેહાદિના પરીશ્રમને આપનાર પરલોકના ભયથી છે. સ્વજન–ધનાઢય રાજાદિકોના સંકોચ લજ્જા–ભયવડે પીડા જોઇને સ્નાન સંધ્યાદિક કરે તે પણ કોઇ વખત કરે અને કોઇ વખત ના કરે. જેમ જેમ કર્મવડે શરીર સુખદ રહે તેજ કરે એવો અર્થ છે. વળી હમેશાં જે કર્મો કરે છે. તે સર્વ પાપ કર્મજ છે, જુઠું બોલવું. પ્રપંચ કરવો. પાખંડ કરવો. અન્યાય વર્ત્તન ચલાવવું. અન્યને કષ્ટ આપવું. નિંદા, કલેશ, કટુભાષણ આદિ વર્ત્તન કરવું. વ્યભિચાર કરવો. ચોરી કરવી. જમીન દબાવવી. ધર્મથી ઉલટ રીતે કામ કરવું. ઓછું આપવું. ચોરી કરી વધારે લેવું. જીવહિંસા કરવી. માંસ ભક્ષણ. અપેયપાન ઇત્યાદી વર્ણાશ્રમ ધર્મની મર્યાદાનો ત્યાગ કરી પોતાના શરીરને સુખકર્ત્તા સમજાય તેવ સ્વચ્છંદાચારનાં કર્મ કરવાં. અને તે કરતાં પાપ થાય છે એમ માનવું પણ નહિં. સ્રીપુત્રાદિકનો અતુલમોહ. ધનપ્રાપ્તિને માટે અયોગ્યતાપૂર્વક વિશ્વાસઘાતાદિક કર્મ કરી પણ ધનાઢય બનવું. લાંચ રૂશવત–ખાઇને પણ પરમેશ્વરથી નિડર રહેવું–પરમેશ્વર છે કે નથી તેનો ખ્યાલ પણ કરવો નહિં. સંતયોગી મુક્તોની અનેક પ્રકારે નિંદા કરવી. વિગેરે અનેક તમોગુણીની વૃત્તિ છે. તે પાપરૂપને જાણતો નથી સ્વશરીર ભોગને માટે કરેલાં કર્મો પાપરૂપ નથીજ નથી. એમ સદાએ પાપરૂપના આચરણપૂર્વક વર્ત્તે છે, પાપનું ફલ દુઃખ છે. પણ તેનો ભય નથી. તેથી પાપ કરતાં તે ડરતો નથી.

**देह भोग करं पूर्ण शिश्नोदर परायणं ।**
**तामसं तद्विजानीहि चांते नरकदं भवेत् ॥१४॥**

**અર્થઃ**—એ પ્રકારે અનેક પ્રકારનાં અધર્મ કૃત્યો દેહને સુખ કરનાર છે. એમ માની પાપકર્મોના આચરણ કરનાર તે માહાતામસી–પુરૂષ શિશ્નોદર પરાયણ એટલે પ્રજોત્પતિ કાર્યમાં શૂરો પુરો અને ઉદરકાર્યમાં પણ અતૃપ્ત સ્થિતિમાન પુરૂષ–જે જે કંઇ કર્મ કરે છે તે સર્વ તમોગુણના સ્વભાવરૂપે કર્મ કરે છે. સ્વચ્છદાચારીને માથે ગુરૂ કે વેદ શાસ્રની આજ્ઞા–આમન્યા હોતીજ નથી તેથી તે શાસ્ત્ર વિરૂદ્ધતા સ્હેજે ઊત્પન્ન કરી અંતે નરક પ્રાપ્તિને પામે છે

**तत्र तामस संयुक्ता भुक्त्वा दुःखं महाद्भूतं ।**
**पुना रोगादि संयुक्ता भवंति निच योनिषु ॥१५॥**
**काण मूकादि दोषैस्ते संयुक्ताः पाप चेतसः ॥**
**दरिद्रादि समायुक्ता भोगैर्हीना भवंत्यपि ॥१६॥**
**पुनः पाप समाचारा भवंति यदि मानवाः ।**
**अंते यमस्य गेहेते नरकस्थाः पुनः पुनः ॥१७॥**

अत स्तमो गुणस्थं स्व भावंस्यत्वाच मानवाः ।
धर्मार्थे धृति संयुक्ता वर्तंते दैव योगतः ॥१८॥

**અર્થ**:—હવે તામસ ગુણના પૂર્ણ ફલને કહે છે—એવો તામસ ગુણવડે અધર્મ-વિકર્મ કરવા વાળો કેવળ દેહાધ્યાસી દેહાભિમાની પુરૂષ તેવા તામસ સંસ્કારોથી—નરકમાં અનિર્વચનીય અપાર દુખને ભોગવતા કલ્પોના કલ્પ પર્યંત એટલે यावचन्द्र दिवाकरौ इति ચન્દ્ર સૂર્ય તપે ત્યાં સુધી નરકમાંજ નિવાસ કરે છે—કદાપી જન્મ ધારણ કરે તોપણ નિચ યોનીમાં શુદ્રાદિ અત્યંજ-મ્લેચ્છ આદિ અધમ યોનીમાં અથવા પશુપક્ષી આદિ યોનીમાં જન્મ ધારણ કરે છે. ત્યાં પ્રશ્ન છે કે, કેટલાએક શુદ્રાદિ પણ સુખયુક્ત દેખાય છે. નિરોગી—ધનાઢય પણ હોય છે અને બ્રાહ્મણ આદિ હોય છે તોપણ દુઃખયુક્ત દેખાય છે—રોગ પણ તેને ચોંટેલો હોય છે. એટલા માટે એવો તો નિયમ નથીજ કે સર્વવર્ણમાં ઉદ્દભવ થતાં સુખદુઃખ યુક્તપણાથી કંઈ સુખ અને કંઇંક દુઃખ દેખાય. સર્વ મનુષ્યો સમાન કેવી રીતે હોય ? ? કેટલાએક તામસ પ્રકૃતિવાળા શુદ્ર હોય છે અને તે સુખ-યુક્ત હોય છે. અને દુઃખયુક્ત પણ હોય છે. તો તેનો જવાબ કે—જે શુદ્રાદિ ધનાઢય છે—સુખયુક્ત છે—તે પૂર્વજન્મના તામસ પ્રકૃતિવાળા નથી. રજોગુણ સત્વગુણ મિશ્રીત તમોગુણ સ્વભાવ ધારણથી. એવા દુઃખયુક્ત બ્રાહ્મણદિને પણ જાણવા. કેમકે ત્રિગુણ મિશ્રીત કર્માચરણ કરવાપણાવડે એવા ઉંચકોમના પણ રોગયુક્ત હોય છે—વળી એવા તમોગુણી જનોનો અન્ય અવતાર મુંગા આદિ દોષયુક્ત તેમ દારીદ્રવડે વીંટાયલા અવતારો પણ આવે છે—તેમ સુખભોગહીન તેમ પાપ આચરણને વિષે પૂર્ણ પાપી બનેલા અવતારો પણ આવે છે—વળી એવા તામસીજનો બીજા અવતારોમાં માણસનો અવતાર આવે તોપણ પાપ આચરણ કરવા વાળાજ હોય છે. તેથી અંતે નરકસ્થાનના યમગૃહે જાય છે. એમ પુનઃ પુનઃ થયાજ કરે છે એવો તામસગુણનો સ્વભાવ છે—એટલા માટે તમોગુણની વૃત્તિ ત્યાગને માટે કહે છે કે—આવા દુઃખભોગ દર્શનથી માણસોએ તમોગુણના કર્મોનો ત્યાગ કરવો જોઇએ. અને દૈવયોગ એટલે દેવની કૃપાએ પ્રેરાયેલા પ્રારબ્ધ યોગપૂર્વક—વેદ—શાસ્ત્રોના શ્રવણ યોગથી ધીરજ ધારણ કરતા. અર્થાત્ સ્વવર્ણાશ્રમમાં કહેલા સનાતન ધર્મની મર્યાદાપૂર્વક આચરણથી ધીરજ ધારણ કર્તા—સત્કર્મયુક્ત છતાં પણ શરીરપીડા સહન કરતા. સહિષ્ણુતા ધારણ કરે છે સ્વધર્મના આચરણથી તમોગુણી સ્વભાવ એની આપે છુટી જાય છે. તેથી ધર્મનું આચરણ હમેશાં સુખ આપનાર છે.

विद्धि राजसगं भावं नरा भुवि सकामकं ।
सततं कर्म कुर्वंति भोगदं धर्म संयुताः ॥१९॥
वासना संयुतं कर्म स्वधर्मस्थं भवेत्किल ।
तदेव राजसं विद्धि नाना भाव गतं परं ॥२०॥

राजसाः सर्वे भोगांतु भुक्त्वा पुनः पतंत्यपि ।
इहये यादृशं कर्म कुर्वते तादृशं फलं ॥२१॥
अथवा स्वल्प भावेन कृतं राजस संभवं ।
कर्म तेन नरा भूमौ भवंते तत्क्षणात्पुनः ॥२२॥

**અર્થ**:—હે દક્ષ !!! આ મૃત્યુ લોકમાં જન્મ પામીને જે મનુષ્ય પોતાના વર્ણાશ્રમધર્મની મર્યાદાપૂર્વક કર્મ કરતાં વેદશાસ્ત્રાદિમાં વર્ણવ્યા પ્રમાણે ફલની ઈચ્છાપૂર્વક નાના પ્રકારના ભોગોની પ્રાપ્તિના અર્થને માટે સ્વર્ગાદિપદને આપનારાં કર્મો કરે છે. તેને રાજસ એટલે રજોગુણી કર્મ કરનારો જાણો. કેમકે તેના હૃદયમાં રજોગુણને લીધે ફલની અપેક્ષાપૂર્વક કર્મ કરવાની વાસના રહે છે. એમ ભોગ વાસનાયુક્ત સ્વધર્મમાં વર્ણવેલાં નાના પ્રકારના ભાવવાળાં કર્મો પિતૃલોકોના સંતોષને ભાવે જાય છે. કેમકે યથાવિધિ આચરણયુક્ત જે વૈદિક સત્કર્મ છે તેજ **રાજસકર્મો** કહેવાય છે. એવાં રજોગુણી કર્મ કરનારા રાજસી પુરૂષો સ્વર્ગલોકમાં જઈને સત્કર્મના ફળો ભોગવી પુનઃ મૃત્યુલોકમાં આવી જેવાં જેવાં કર્મ કરે છે. તેવાં તેવાં શુભાશુભ કર્મફલ આગલા જન્મને વિષે ભોગવે છે. અથવા સ્વલ્પભાવથી તામસના અંશથી મીશ્રીત્ રાજસકર્મ કરે છે. એટલે રાજસ સ્વભાવના સંભવરૂપ કર્મ કરે છે. તે કર્મનાં ફલવડે આ ભૂમિમાં તત્ક્ષણ પુનઃ પુનઃ જન્મધારણ કરે છે અને સુખદુઃખ મિશ્રીત ભોગના ભોક્તા બને છે એમ જાણવું. કેમકે સ્વલ્પ રાજસકર્મ મુક્તપણું છે.

अथवा विविधास्तेते योनिषु सभवं त्यपि ।
निचोच्चा सुविशेषेण जन्म मृत्यु परायगाः ॥२३॥
राजसानां प्रजानाथ नरको नैव विद्यते ।
स्थावरं जगमं श्रित्वा भवंते जन्म संयुताः ॥२४॥
तत्र दुःखं सुखं नाना भुंजते नात्र संशयः ।
एवं राजसगं सर्वं कथितंते समासतः ॥२५॥

**અર્થ**:—અથવા રાજસગુણના અંશસ્વરૂપ તામસ મિશ્રિત હોય, એવા સ્વભાવથી જે પુરૂષો કર્મ કરે છે. તે પુરૂષો નીચ કે ઊચ, શુદ્ર કે બ્રાહ્મણ આદિમાં વા વિધવિધ પશુ આદિ યોનીમાં જવાના સંભવરૂપ છે. વિશેષે કરીને જેવાં કર્મ કરે છે, તેવાંજ કર્મના યોગે જન્મ મરણાદિકને પ્રાપ્ત થાય છે, પણ તેઓ નરકમાં તો કદાપી જતાજ નથી કેમકે રાજસ સ્વભાવ મિશ્રીત તામસ ગુણનો અંશ છે. હે પ્રજાપતિ દક્ષ !!! રાજસ મિશ્રીત તામસગુણોનાં કર્મો કરનારને નરકની તો કદાપી પ્રાપ્તિ નથી. ગમે તે પણ સ્થાવરજંગમાદિક દેહોને ધારણ કરીને જન્મ સંયુક્ત રહે છે. તે વર્ણવવાને અશકય છે-કેમકે રાજસ તામસ મિશ્રીત કર્મનાં ફલ અતિ વિચિત્રજ છે. એ પ્રમાણેના પ્રાણીઓ અને

મનુષ્યો રાજસ તામસ મિશ્રીત વિચિત્ર કર્મફલનાં સુખદુ:ખો ભોગવે છે. એમાં શંકા નથી. તે તમોને સંક્ષેપમાં કહી બતાવ્યાં છે.

अतः परं प्रवक्ष्यामि सात्विकं काम वर्जितं ।
स्वधर्मस्था जना विद्धि तत्कुर्वन्ति निरंतरं ॥२६॥
ब्रह्मार्पण तया यद्यद्भवति कर्म धर्मजं ।
नाना विधं परं तत्तत्सात्विकं विद्धि मानद ॥२७॥
तेन शुक्ल गतिं थ्रित्य गच्छंति मोक्ष मंजसा ।
अतः सत्वगुणेनैव युक्ता भवंति मानवाः ॥२८॥

**અર્થ:**—હવે સાત્વિકગુણ લક્ષણા કહેવાય છે. આ રાજસગુણ કર્મથી પરે ભોગવાસના રહિત સત્વગુણના સ્વભાવરૂપ સાત્વિક કર્મો તમને કહું છું તે તમો શ્રવણ કરો. કે જે સ્વધર્મ એટલે સનાતન વૈદિકધર્મની શ્રેણીપૂર્વક વેદશાસ્ત્ર સ્મૃતિપુરાણમં કહેલાં કર્મો અને શાસ્ત્ર માન્યતા, સદ્ગુરૂ આજ્ઞા ઇત્યાદિ અનેક વિધિને પાળનારા પુરૂષો તેમ નિરંતર વર્તન કરે છે—કે જ્યાં પાપાચરણનો અભાવ છે. એવા શાસ્ત્રગુરૂ વેદની આજ્ઞાપૂર્વક સ્વધર્મ યુક્ત કર્મ કરનારા જનો માત્ર કૃપા પ્રાપ્તરૂપ યોગ્યકર્મો કરે છે તે સર્વે શુદ્ધફલ ઇચ્છાહીન હોવાથી **બ્રહ્માર્પણ** થાય છે. પછી ચાહે **બાહ્યકર્મો** થાય કે **અંતરકર્મો** થાય. પણ તે સર્વ ગુરૂ આજ્ઞાપૂર્વક સ્વધર્મ મર્યાદા યુક્ત ફલાશા રહિત થતાં હોવાથી બ્રહ્માર્પણનેજ યોગ્ય છે. જે સાત્વિક હોય તે ફલેચ્છા રહિત—**સાત્વિક અહં યુકત** પણ મલ રહિત, તેમ બ્રહ્માર્પણ રૂપ થાય એવાં સાત્વિક કર્મોથી માત્ર **મોક્ષ**ની પ્રાપ્તિ જ છે. બ્રહ્માર્પણ થતાં હોવાથી તે તુર્યપદ પ્રાપ્તિરૂપ મોક્ષદાતા છે. એ પ્રમાણે સાત્વિક કર્મોના આશ્રયથી **શુકલાગતીના** અનુક્રમ માર્ગનો આશ્રય ધારણ કરી સાક્ષાત ત્રીગુણ પ્રભાવરૂપ ત્રિપાદના બંધન હીનપણાએ તુર્ય પાદમાં મોક્ષનેજ પામે છે. કેમકે ચોથા પાદમાંજ મોક્ષ રહેલો છે. સઘળા પ્રકારની ત્રિપુટીઓ બંધનરૂપ છે. અને તે બંધનથી પરે મોક્ષ—તે ચતુર્થ તુરીયપાદ છે. એટલાજ કારણથી ચિત્ત રસયુક્ત સત્વગુણના કર્મોથી હમેશા કેવલ મોક્ષજ છે.

अतः परं तुरीयंते कथयामि समासतः ।
रसहीन स्वभावेन चित्त देह समन्वितं ॥२९॥
तदा भवति चे तुर्यं कर्म संजायते परं ।
नाना विधं जगत्सर्वं ब्रह्माकारं न संशयः ॥३०॥

**અર્થ:**—એ પ્રમાણે સત્વગુણના સ્વભાવરૂપ સાત્વિક કર્મોથી મોક્ષના માર્ગનું જ્ઞાન સંપાદન કરેલો એવો પુરૂષ જય મેળવી—દેહ અને ચિત્ત સમન્વીત છતાં પણ દેહ અને જગત સંસારમાં રસહીન—સ્વભાવવડે, સંસાર દેહના વિષયોથી અત્યંત વૈરાગ્યવાન રહેતો. આ દેહ સંસાર મિથ્યા કલ્પિત અને પ્રકૃતિજન્ય

ભાસમાત્રથી છે. એમ સત્યરીતે અંગીકાર કરતો. ત્રણે ગુણોના કર્મોના પ્રવાહથી ઉત્તમોત્તમ તુરીય કર્મરૂપ જ્ઞાનદૃષ્ટિએ બ્રહ્મચિંતન બ્રહ્મકથન અને અન્યોઅન્ય ભાવમાં પણ તેજ બ્રહ્મના સ્વરૂપનો વિચારજ કર્યા કરે છે. દેહના સંબંધે સર્વ કર્મો પ્રારબ્ધવશાત્ માને છે તેથી તે હર્ષશોકરૂપ વ્યાધિનો ભોગ થઈ પડતો નથી. આ તુરીય કર્મ તે માત્ર બ્રહ્મચિંતનરૂપ કર્મજ છે. અને તે કર્મ દિનદિન પ્રતિ વિચારશીલતાએ વૃદ્ધિરૂપ જોવા, સદ્‌ગુરૂના બોધરૂપ ગંગા પ્રવાહમાં સ્નાન કરતો ચાલે છે. ચિંતન પણ દૃશ્ય છે, તેથી સર્વકર્મનું પ્રતિપાદિતપણું છે. ત્યારે તે કર્મ કેવીરીતે છે તેના અર્થને કહે છે–કે આ નાના નાના પ્રકારનું જે જગત અથવા દેહ તે ચિત્તની એકાગ્રવૃત્તિ વડે એકાગ્રતાની જાગૃતિપૂર્વક સાધ્ય કરીને અષ્ટ પ્રકારની સંપ્રજ્ઞાત સમાધિના યોગસ્વરૂપને સદ્‌ગુરૂની પાસેથી જાણી અનુભવવા માટે તે સમાધિના સુવિચારપૂર્વક સર્વત્ર નાનાપ્રકારમાં માત્ર બ્રહ્માકારજ વૃત્તિ કરે અને સર્વત્ર બ્રહ્માકાર ભાવનામાં રમે–તેજ શુદ્ધ એકાગ્રતા કહેવાય છે. અન્યરીતે આ પોતાના ભાવ્યમાન દેહના પણ રોમરોમમાં પૂર્ણબ્રહ્મજ છે અને તે પૂર્ણબ્રહ્મનો બુદ્ધિની અયોગ્યતાએ કે અપૂર્ણતાએ અનુભવ કરી શક્તો નથી, તેથી બ્રહ્મને બદલે દેહ દેખાય છે. જેમ સોનાને બદલે અલંકાર દેખાય છે. ખાંડને બદલે રમકડું દેખાય છે. આકાશને બદલે વાદળી રંગ દેખાય છે. એમ પૂર્ણબ્રહ્મને બદલે આ શરીરનો ભાસ થાય છે, એટલે દેહની દૃષ્ટિ રૂપ અજ્ઞાન બુદ્ધિના દોષો છુટે તો તેજ બુદ્ધિ દેહ જોવાનું છોડી બ્રહ્મસ્વરૂપને જુએ એમાં શંકા નથી. હાથી ખાંડનો ભરેલો છે. ખાંડમાંજ આકારનો ભાસ થાય છે પણ વાસ્તવિક તે ખાંડજ છે. આકારનો ભાસ તે બુદ્ધિનો મિથ્યાભાસ અગર કલ્પના ભ્રમમાત્ર છે. તે વિસરતાં માત્ર ખાંડજ સિદ્ધ થાય છે એમ દેહ કલ્પનામાં બ્રહ્મનાંજ દર્શન છે, એમાં સંશય નથી એમ સાક્ષાત્કાર બ્રહ્મનું સામર્થ્ય છે.

यद्यत्तेन कृतं कर्म तदेव ब्रह्मदं भवेत् ।
स्तुति निंदादिकं किंचिन्नैव तत्र प्रकीर्तितं ॥३१॥
देव भक्तादिकं दक्ष नैव तूर्ये प्रतिष्ठितं ।
ब्रह्मणि सम भावेन वर्त्तते सर्वदा स्वयं ॥३२॥
अंतरे सर्व भावेषु पश्यति विश्व रूपिणं ।
तदा तुरीयगं कर्म क्वचिद्भवति नान्यथा ॥३३॥

**અર્થ**:—એવો તે તુર્યપાદની બ્રહ્માકાર કર્મ સ્થિતિના અનુભવને પામેલો ગૃહસ્થાશ્રમી યોગી જેજે કર્મ કરે છે અર્થાત્ આ દેહ ત્રિગુણાત્મક પ્રભાવરૂપ હોવાથી ત્રિગુણાત્મક દેહધારકપણાવડે કરેલાં કર્મ તે દેહભાનરૂપે મિથ્યાભાનરૂપ, અને બ્રહ્મસ્વરૂપે બ્રહ્મ તાદાત્મ્યરૂપ, માને છે–કેમકે सर्वं खल्विदं ब्रह्म શ્રુતિના અમોઘ સિદ્ધાન્તથી તે જાગૃત થએલો છે. વળી ચિત્તના સંપ્રજ્ઞાત સમાધિ ધારકપણાથી

દેહનું ભાન ભુલીને કેવળ બ્રહ્માકાર રમનારો બન્યો છે તેથી આ બ્રહ્માકાર દેહ-જગત્ હોવાથી તે યોગ સમાધિના જ્ઞાન પ્રકાશપૂર્વક તેમાં સ્તુતિ કે નિંદારૂપી કોઇપણ દ્વંદ્વ રહેતોજ નથી. તે સર્વ દ્વંદ્વો બ્રહ્માકાર વૃત્તિના યોગે બ્રહ્મમાં લય-દર્શનરૂપ છે. તે દ્વંદ્વના આચરણરૂપ કદાપી શાસ્ત્ર દૃષ્ટિએ વર્તતો દેખાય છતાં તે યોગી બ્રહ્માકાર વૃત્તિના યોગે દ્વંદ્વના દોષરૂપ ન હોવાથી કંઇપણ કરતો નથી એમ સાબીત થાય છે. ભાનહીન ચિત્તવૃત્તિના ધારણપણાથી જ્ઞાન પ્રકાશરૂપ ચિત્તનો એવી રીતે વિજય થાય છે. હે દક્ષ!!! આ તુર્યપાદનો યોગી બ્રહ્માકાર વૃત્તિમાં સર્વત્ર બ્રહ્મામૃત વરસતું જોઇ અતિ સંતોષપૂર્વક જોનારો હોવાથી દેવ, ભક્ત, મનુષ્ય, વૃક્ષ, પાષાણ એવા અનેક વિધ દેહાકાર દૃશ્યભાવ તે બ્રહ્માકારમાં બ્રહ્માકાર સ્વરૂપ છે અથવા તે સર્વ બ્રહ્માકાર વૃત્તિમાં લયરૂપ છે, એમ સત્ય સમજીને બ્રહ્મના સમભાવવડે બ્રહ્મમાં સર્વેને સમસ્વરૂપે અનુભવે છે. કોઇ વસ્તુને પોતાના બ્રહ્મસ્વરૂપથી ભિન્ન જોતોજ નથી એ પ્રમાણે સ્વયંબ્રહ્મથી બ્રહ્માકાર વૃત્તિનો અનુભવી યોગી સદાએ પોતાનું વર્ત્તન રાખે છે એવા યોગીજનો પોતાની અંતરબુદ્ધિમાં સર્વભાવને વિષે વા નાના પદાર્થને વિષે વિશ્વરૂપે જોતા નથી—કેમકે ભિન્ન ભિન્નતાવાળું દ્વૈતાદ્વૈતરૂપ દ્વંદ્વવાળું વિશ્વજગત્ લય ગયેલું સમજે છે. અર્થાત્ ભિન્નભિન્ન ભાવરૂપે જગત્ કે દેહ જોતો નથી પણ બ્રહ્માકાર ભાવવડે વિશ્વાત્મા બ્રહ્માત્માને જુએ છે. એ માહાન્ બુદ્ધિ (ઋતંભરા બુદ્ધિ)નું આશ્ચર્ય સમજવાનું છે એમ જ્યારે સર્વત્ર બ્રહ્માકાર વૃત્તિવડે બ્રહ્મવિના અન્ય કંઇ નથી એમ પોતાના સ્વસ્વરૂપની જાગૃતિ યથાર્થ અનુભવાય ત્યારે તે યોગી તુર્યકર્મથી જાગૃત્ છે એમ જાણવું. સ્તુતિનિંદા, રાગદ્વેષ, હર્ષશોક, દ્વૈતાદ્વૈત, દેહદેહી, પુરૂષ પ્રકૃતિ એવાં અને દ્વંદ્વોનો પરિહાર થતાં દ્વંદ્વમાત્રનો અભાવજ જાણવો. તેવા યોગી દ્વંદ્વભાન યુક્ત કદાપી નથી કેમકે તેની વૃત્તિ બ્રહ્માકારજ છે.

एवं सर्वे समत्वेन यद्भवेत्तुरीयकं ।
कर्म प्रारब्ध योगेन ब्रह्मणो रस भावतः ॥३४॥
अंतेऽस्मितामये तेन लीनो भवति मानवः ।
महाकारण भावेन भवेत्त्रिगुण चालकः ॥३५॥
अतः परमं कर्म कैवल्यं कथयामि ते ।
निषेध विधिहीनं यद्भवते कर्म स्वेच्छया ॥३६॥
ब्रह्मभूय मयं विद्धि पचमं योगी संमतं ।
कर्त्ता देहो न संदेह स्तुरीयं प्रेरकं मतं ॥३७॥

**અર્થ**:—હવે દ્વંદ્વના અભાન માટે કહે છે. એ પ્રમાણે બ્રહ્માકારરૂપ સર્વમાં સમત્વ ધારણ કરનાર તે યોગી દ્વંદ્વ શબ્દાનુસંધાનવાળા અર્થાનુભવમાં પણ સમતા ધારણ કરી તે દ્વંદ્વના ભેદભાનથી રહિત થાય છે, અને તેવા

જ્ઞાનવડે જોકે જે કંઇ શુભાશુભ કર્મ થાય. તે સર્વ ત્રિવિધગુણના પ્રભાવના ફલહીન સ્વરૂપે તુરીય કર્મજ થાય છે—કેમકે આ યોગી કેવલ પ્રારબ્ધ ઉપરજ નિવાસ કરી રહેલો હોય છે અગર તે બ્રહ્માકાર વૃત્તિની સમાનતાથી કદાપિ અશુભ કર્મ તો થતાંજ નથી અને પ્રારબ્ધ યોગે તેમ થતાં કહેવાય તોપણ તેના તુરીય કર્મરૂપ બ્રહ્માકાર સમત્વને દોષરૂપ નથી. માત્ર પ્રારબ્ધયોગથીજ પ્રારબ્ધ પ્રેરણારૂપ દ્વંદ્વ દેખાય તો પોતે દેહાભિમાન રહિત હોવાને લીધે તેના બ્રહ્માકાર રહેતા આત્માને ભોગ આપી શકે નહિં. બીજીરીતે સ્વયં પોતે તે યોગી દ્વંદ્વ રસહીનપણાથી માત્ર પરબ્રહ્મમાં રસ ભાવરૂપ છે તેથી પોતાના રસ હીનપણાએ તે કદાપી ભોગ આપી શકે નહિં—કેમકે કરવાપણાનું અભિમાન લય ગયેલું છે. હવે તુરીયના ફલને કહે છે—તે માણસ આ પ્રારબ્ધ ઉપર રહેલા માત્ર દેહના અંતમાં અસ્મિતા (હું છુંપણાના) મય તુરીયબ્રહ્મના સ્વરૂપમાં તેવા કર્મોના ફલથી લીન થાય એટલે બ્રહ્માકારપણાને પામે છે. આ સ્થાનને "માહાકારણ" રૂપ કહેવાય છે. તે સ્થાનમાં બ્રહ્મસ્વરૂપના સમભાવથી તે નિચેના ત્રિગુણના ચાલક પણાને પામે છે—કેમકે તેની સ્થિતી તુરીયાત્મામાં સ્થિત છે. એમ તુરીયબ્રહ્મની પ્રાપ્તિના યોગે તે યોગી પંચમ કર્મ અથવા પૂર્ણ કર્મના સ્થાનનાં જાય છે હવે ત્યાંનું વર્ણન કરે છે. હે દક્ષ ! ! ! હવે અહં કૈવલ્ય એવા પંચમ કર્મના યોગ સ્વરૂપને કહું છું કે—એવા સ્વેચ્છા વિહારી યોગી સંપૂર્ણ બ્રહ્મીભૂત અથવા બાહ્ય સંપ્રજ્ઞાત સમાધિવડે સાક્ષાત્ આત્મામાં બ્રહ્મીભૂતપણાને પામે છે. તેના સ્વેચ્છા વિહારી પણાથી તે યોગી વિધિ નિષેધ હીનપણાએ જે જે કર્મ કરે છે તે સર્વ કર્મો બ્રહ્મીભૂત ફલનેજ આપનારાં થાય છે—કેમકે હવે પોતાના આત્મા બ્રહ્મીભૂત પણાના સાક્ષાત્કારમાં જુદો રહી શકતો નથી. હવે તેના વિવેકને કહે છે. ત્રીગુણમય એવા ત્રીદેહ અને તેની અવસ્થા અથવા અનેક ત્રીપુટીઓના ભેદો તે સર્વમાં દેહજ હોવાથી તેજ કર્ત્તા રૂપ ગણાય છે. અને ચોથો તુરીય ચૈતન્યાત્મા તે તે ત્રીપુટીઓ માત્રનો પ્રેરક ત્રીગુણોના આધાર પણારૂપે છે. તુરીયના આધારે તે ત્રણે દેહો છે. તેથી તેનો પ્રેરક કહેવાય છે. એમ ત્રીપાદ રૂપ કર્તા અને ચતુર્થ પાદરૂપ પ્રેરક (અકર્તા) એ એના સંયોગમાં તે પંચમ યોગી કહેવાય છે. કેમકે દેહાત્મ યોગ ધારકપણું છે. ત્રિપાદ તે દેહ અને ચતુર્થ તે દેહાત્મા છે. એ ઉભયના યોગ સંયોગે બ્રહ્મભૂયતા મય સ્થિતીએ તે પંચમ કહેવાય છે. અને તે અસંપ્રજ્ઞાત સમાધિ યોગના સાધ્યપણાથી છે.

मनसोवृति शून्यस्य ब्रह्माकार तया स्थितिः॥ याऽसंप्रज्ञात नामासौ समाधिरभिधीयते॥

યોગશાસ્ત્રમાં મનના સંકલ્પ વિકલ્પ રૂપ ભેદ પોતાની વૃત્તિસહ શૂન્યતાને પામે ત્યારે બ્રહ્માકાર સ્થિતીનો અનુભવ થાય છે. તેને અસંપ્રજ્ઞાત નામવાળી સમાધિ કહેવાય છે.

कुत स्तत्र व्यवस्थाख्यं तुरीयं वर्त्तते परे ।
चतुर्विधं येन सृष्टंमिदं सर्वं स्वलीलया ॥३८॥

सएव कर्तृ भावेन कारयितृ प्रभावतः ।
तत्र तिष्ठति कोहंतु कुतो ब्रह्म विचारतः ॥३९॥
नाहं नरो नवै ब्रह्म मया साध्यं निरंतरं ।
भ्रान्त्या सर्वं न संदेहो दृश्यते मायया मयि ॥४०॥
स्वेच्छया खेलति ब्रह्म चतुर्भेद मयं परं ।
शुभा शुभं तस्य नास्ति वृथाहं तांत्यजेन्नरः ॥४१॥

**અર્થ**:—હવે પંચમ યોગની સમાધિનું વર્ણન કરે છે—એવા પંચમ યોગમાં ત્રિગુણાત્મક અનેક ત્રિપુટીઓ પણ કયાથી ? ? કેમકે ચોથા તુરીયમાં તેનો લય થાય છે—અને ચોથો તુરીય પણ કયાંથી ? ? કેમકે પંચમ સ્વરૂપમાં તેનો લય છે. અર્થાત્ આ ચાર પ્રકારનું તે પંચમ સ્વરૂપથી ઊત્પન્ન છે. એટલે પોતાના આત્મામાં ઉત્પન્ન થયું છે. તેથી તે ત્રણ અને ચોથાનો અભેદ યોગ સમાધિ વડે તેમાંજ સમાવેશ થાય છે. એમ પંચમ બ્રહ્મ પોતાની લીલા વડેજ આ સર્વને સૃજે છે—ध्यायति लेलायति इव જાણે ધ્યાન કરતો હોયની એમ ચારે પાદ માત્ર લીલા છે—અત્રે પ્રશ્ન છે કે આ જગતમાં કર્તા દેખાય છે. તેનું કેમ ? ? તેનો પ્રત્યુતર છે કે તેજ આત્મા (પંચમ બ્રહ્મ) કર્તા ભાવવડે કરાવનાર એવા પ્રભાવથી સ્થિત છે. અન્ય કોઈ બીજા અનુભવથી સમજવું નહિં—આત્માની સ્વયં ચૈતન્ય સત્તાથીજ સર્વ કંઈ થાય અને સમજાય તેમ દેખાય છે એતો નિશ્ચય છે અને તે પોતાના સ્વાનુભવનું સ્વરૂપ છે. એટલાજ માટે આ અભેદ યોગમાં અહં પણ કોણ છે ? ? અને બ્રહ્મ પણ કેવા પ્રકારે જાણવામાં આવે છે ? ? યોગ સમાધિ સંસ્કારથી પણ કેમજ હોય ? ? કદાપી પણ નહિંજ કેમકે પોતાનો આત્મા બ્રહ્મ સ્વ અને પર એવા જ્ઞાનના અભાવ રૂપે છે. હવે એ સર્વ ભ્રાન્તિમય છે. તેને કહે છે—સ્વ એવા નિશ્ચય આત્માત્મકપણાથી આ "હું" એવો "અહં" પણ કોણ અને કયાં છે ? ? ? અને જ્યારે પરમાત્મા પર બ્રહ્મ છે ત્યારે અન્ય પણ કોણ અને કયાં છે ? ? ? એમ સાધ્ય અને સાધકત્વના અભાવથી સર્વ અભેદ બ્રહ્મજ છે. મારા આ નરદેહને વિષે સ્થિત એવા આત્મા જુદા જુદા પ્રકારે જે કહેવાયો, સમજાયો અને દેખાયો તે માયાના મિથ્યાપણાથીજ છે. તેથી તે ભ્રાન્તિ રૂપેજ એમ જાણવું. અભેદ સ્થિતીના અનુભવ હીન બુદ્ધિ વડે એમ દેખાય છે—અસંપ્રજ્ઞાત યોગ સમાધિના સામર્થ્યથી એમ જાણવું સત્ય છે એમાં શંકા નથી. હવે અહંકારના ત્યાગને વર્ણવે છે. એવો યોગી પોતાનો નિશ્ચય કહે છે કે—આ ત્રીગુણ અને તુર્યરૂપ ખેલ એટલે ચાર પાદરૂપ ભેદમય ખેલમાં આ પંચમ બ્રહ્મ સ્વરૂપ પોતાની સ્વેચ્છા વડે ખેલક રૂપે ખેલી રહ્યો છે. તેના સર્વાત્મક પૂર્ણાત્મકપણાથી તેને કદાપિ શુભાશુભ છેજ નહિં. એટલાજ માટે જે આ અહંકારથી હું એમ બોલે તો વૃથા બકવાદરૂપ હોવાથી ત્યાજ્ય છે.

अनेनानुभवेनैव शांत्वा संवर्त्तते नरः ।
रसं सर्वत्र संत्यज्य ब्रह्मणो रस धारकः ॥४२॥
एवं चतुर्विधे भावे स्थितं देही स्वरूपकं ।
देह भ्रान्ति विहीनं तत्कृत्वा सोऽहं परो भवेत् ॥४३॥
एवं क्रमेण योगीन्द्रो भवेत् योगाक्षरोत्तमः ।
कथितं विस्तरात्सर्वं क्षेत्र क्षेत्रज्ञ साधनं ॥४४॥
अथ वर्णाश्रमाचारं शृणु सर्व सुखप्रदं ।
येन धर्मार्थ कामांश्च लभेन्मोक्षं नरोत्तमः ॥४५॥

**અર્થ**:—હવે બ્રહ્મ સ્થિતીનું વર્ણન થાય છે-એમ પૂર્વોક્ત પ્રકાર વડે અનુભવ મેળવી જાગૃત થયેલો યોગી પુરૂષ પ્રભુના સાક્ષાત્કાર પૂર્ણયોગ બ્રહ્મ સ્વરૂપથી સર્વત્ર રસરૂપ વાસનાનો ત્યાગ કરીને સત્ય સ્વરૂપ બ્રહ્મમાં અભેદ સુખરૂપે શાન્તિથી વસે છે-હવે નિર્ગુણ સ્થિતિના અનુભવને કહે છે. એમ એવા અનેક પ્રકારથી ચતુર્વિધ એવા જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીયામાં આત્મા ભાવ વડે તે તે સ્થાનના ભોગાર્થે સ્થિત રહેલો દેહી ( દેહાભિમાની ક્ષેત્રજ્ઞ જીવાત્મા ) ચિદાત્મક બ્રહ્મ અહં એવી ભ્રાન્તિના સ્વસ્વરૂપને ભુલીને દેહને વિષેનું પોતાનું વસવાપણું છે એવા ભ્રાન્તિ ભ્રમ વિચારો છોડીને ,પોતાના આત્માના સ્વરૂપને પૂર્ણબ્રહ્મ સ્વરૂપે ઓળખી સમજી પોતાને સર્વદા પ્રાપ્તજ છે હતો અને હવે પછી પણ છે. એમ નિશ્ચય જાણી બ્રહ્મસ્વરૂપે સોહંથી પરે સ્વભૂમિમાં સ્વાનંદ મય બ્રહ્મીભૂત થાય છે-હવે તેના ઉપસંહારને કહે છે-એમ પ્રથમાધ્યાયથી લગાયત અત્યાર પર્યંત વર્ણવાયેલા અસત્-સત્-સમ-નેતિ અને સ્વ એવા અનુક્રમવડે અંતઃ પ્રજ્ઞાન યોગથી તે યોગીન્દ્ર થાય છે. હે દક્ષ !!! એમ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું સાધન અને સાધ્યકર યોગ તે તમોને વિસ્તાર પૂર્વક કહ્યો. હવે વર્ણાશ્રમના આચાર ધર્મને વર્ણવે છે. હે દક્ષ !!! એમ ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના વર્ણન અનંતર વર્ણાશ્રમના આચારને શુદ્ધાન્તકરણ (બુદ્ધિ) કરવા માટે કહેવાય છે કે તે વર્ણાશ્રમના આચાર ધર્મનું સેવનયોગ ફલદાતા સુખપ્રદ છે. જે આચરણ પ્રમાણે વર્તન કરવાથી તથા સાધન સાધ્યપણાથી ધર્મ અર્થ કામ અને મોક્ષની પ્રાપ્તિ છે.

चित्तेन्द्रियाणि वश्यानि क्षमार्जव तपांसिच ।
शौचं श्रुति स्मृतीनां वै ज्ञानं यत्र प्रतिष्ठति ॥४६॥
वेदाधार विहीनंच न करोति कदाचन ।
सदा ब्रह्मपरो यस्माद्ब्राह्मणः सचसं स्मृत : ॥४७॥
शौर्यं दाक्ष्यं तथा दार्ढ्यं युद्धे संमुखता सदा ।
शरण्ं रक्षणं नित्यं प्रभुत्वं दंड धारणम् ॥४८॥

धृति क्षान्तं सदा तेजस्वित्व मौदार्य संयुतं ।
सुनीत्या पालनं पंच कर्मयुक्तः स बाहुजः ॥४९॥

અર્થ:—હવે સનાતન વર્ણાશ્રમી પ્રથમ વર્ણરૂપ બ્રાહ્મણના આચાર ધર્મને કહે છે-પ્રથમ તો ચિત્તવૃત્તિના નિરોધ પૂર્વક અંતઃકરણાદિની શુદ્ધતા અને સાત્વિકતા પૂર્વક ઇન્દ્રિયોની ગતિ રાખવી. એટલે ઇન્દ્રિયાદિક પણ સત્વગુણના નિશ્ચયના વિચારોને અનુસરે એમ રાખનાર—ક્ષમા, આર્જવ (સરળતા) શાસ્ત્રોક્ત સન્માર્ગ સેવન—અને ષડુર્મિના વેગને સહન કરવું. शोक मोहौ जरा मृत्यु क्षूत्पीपासे षडूर्मयः ॥ શોક—મોહ—વૃદ્ધાવસ્થા—મૃત્યુ ભુખ અને તરસ એ છના વેગને સહન કરવું તેમાં આગ્રહ હીનપણું રાખવું. વિધ વિધ પ્રકારનાં સાત્વિક તપ કરવાં—પવિત્રતા—શ્રુતિ સ્મૃતિમાં વર્ણવેલું આ બ્રહ્મ વિદ્યાનું જ્ઞાન ( આગ્રહી પંથ મતાદિક આચાર્યોના વાદવિવાદના મન કલ્પિત તર્ક ભરેલા વાદી વિવાદી સિદ્ધાન્તોને માન્ય કરવાનું નથી ) સર્વજ્ઞ પણાથી સેવવું આવો વિધિ સાચવનાર તે બ્રાહ્મણ વર્ણ જાતીનો ધર્મ છે તેમજ વેદશાસ્ત્ર સ્મૃતિ પુરાણની યોગતા પૂર્વક તેના આધારભૂત બતાવેલા માર્ગનું ઉલ્લંઘન કરીને વેદ વિહીન કંઈપણ કર્મ આચરવું નહિં તેમ ઉપાસના અને જ્ઞાન પણ વેદ વિહીતજ કરવાનો વિધિ સમજવો. કેમકે બ્રાહ્મણ સદાચારના આધારભૂત સર્વ વર્ણના ગુરૂ પણાને યોગ્ય વર્ણમાં મુખ્ય પુરૂષ છે—તેથી બ્રાહ્મણના ધર્મને જોઇ બીજી ત્રણ વર્ણ તેની મર્યાદાએ ચાલે છે. માટે બ્રાહ્મણે સદાએ સદાચાર યુક્ત રહેવું જોઇએ—માટે પ્રાણ જતાં સુધી પણ વર્ણ બ્રાહ્મણે વેદ વિરૂદ્ધ ધર્માચરણ કરવુંજ નહિં. એમ બ્રહ્મને વિષે જેના ચિત્તની પૂર્ણ તત્પરતા છે. એવા જે બ્રહ્મપરાયણતાના અનુભવથી યુક્ત બ્રહ્મને વિષે પ્રિતીવાળા જે બ્રાહ્મણ શબ્દાર્થ પૂર્વક તેજ બ્રાહ્મણ છે. ब्रह्मवित् सएव ब्राह्मण इति ॥ श्रुतेः ॥

આધુનિક આચાર્ય ગણાતાની કાલ કલ્પના છે. જો કે કેવા કેવા કારણસર કેવા કેવા સંજોગોમાં તે આધુનિક આચાર્યો પોતાના આગ્રહી મતપંથને સનાતન ધર્મ નામે મનાવતા ચાલ્યા છે. અસ્તુ. ગમે તેમ હોય પણ તે સર્વ કલ્પના આ સનાતન વૈદિક બ્રહ્મવિદ્યા અને સનાતન ધર્મની ભૂમિના અધિષ્ઠાન ઉપર પોત પોતાની બુદ્ધિ અનુસારે કલ્પેલી છે. જેમ આ આચાર્ય ગણતાઓની કલ્પના છે તવી સનાતન વેદ વિદ્યા અને સનાતન વૈદિક ધર્મ તે કલ્પના નથી. વેદ—શાસ્ત્ર—સ્મૃતિ પુરાણ અને ઇતિહાસની પૂર્ણતા બતાવનાર—પૂર્ણ બ્રહ્મનું પ્રતિપાદન કરનાર તે સનાતન ધર્મની સનાતન બ્રહ્મ વિદ્યા છે. તેમાં બ્રાહ્મણ આદિ ચાતુર્વર્ણની ઉત્પતિનો સંભવ છે તે આધુનીક મતપંથાદિકના પોલમાં ઢોલ દદામાના ગડગડાટ રૂપ નથી. એટલે સનાતન ધર્મિ બ્રાહ્મણો સદાએ સનાતનીજ છે તેથી આધુનિક ઉદરંભરી આચાર્ય મનાવતા મતપંથના નામથી પોતાની અયોગ્યતા જે શુદ્ધ બ્રાહ્મણ હોય તે ધારણ કરી શકેજ નહિં.

આધુનિક આચાર્યોએ મતપંથ કેમ બાંધ્યા ? આ પ્રશ્નના સમાધાનની ખાસ જરૂર જેવું ખરૂં. વેદશાસ્ત્રના પ્રમાણ પૂર્વક વ્યાસ મહારાજે પુરાણો બાંધ્યાં. પણ સનાતન ધર્મ ભક્તિ જ્ઞાન ઉપાસના યોગના બળથી પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપમાં ભેદ પાડી શક્યા નથી. તે તો સર્વ પુરાણોમાં અભેદરૂપે વર્ણવી ગયા છે—એવા પૂર્ણબ્રહ્મ પરમાત્મા પ્રભુનો પૂર્ણ પણાના યોગરૂપ સિદ્ધાંન્ત તે સર્વના મૂળરૂપ સર્વ માયામય પ્રકૃતિ વિહારના લય રૂપે કૈવલ્ય પરમપદ શાન્તિ સ્વરૂપનો કથ્યો. અને તેના અનુભવોનો લક્ષ આપ્યો. હવે બુદ્ધિશાળી હોય તો તે અનુભવામૃતનો સ્વાદ લે. અને અનુભવ ન પહોંચે તો જ્યાં અટક્યો ત્યાં અટકે એ બુદ્ધિનો વિષય છે. બુદ્ધિ ન પહોંચે ત્યાં પરમાત્મા એમ માનવાપણું છે. પણ શબ્દ સંકેતથી રહિત એટલે છેલ્લામાં છેલ્લા યોગ વાચક પુરૂષ પ્રકૃતિ શબ્દ દ્વંદ્વ ભાવને બતાવે છે. આમ પ્રકૃતિના શબ્દ સંકેતથી રહિત તે પૂર્ણબ્રહ્મ प्रकृतेः पुरुषात्परं ॥ એમ શ્રુતિનો નિશ્ચય છે—હવે તેના સ્વરૂપને જાણવાને અનુભવાત્મક સ્વસંવેદ્ય પરસંવેદ્ય યોગ છે—અને તે અનુભવી યોગીજનો જાણે છે—અને તે વેદ પ્રમાણસહ અનુભવ જન્ય છે. એમ સાબીત થાય છે.

આચાર્યોના મતપંથનો ભેદ—ઉપાસનાના સંબંધે છે. પરમાત્માને ન માનવાપણામાં નહિં પણ સનાતનમાં જેમ છે તેમ અભેદપણે ઉપાસના સેવે તો તેમના આગ્રહી વાડાઓનું બંધારણ તુરતાં પોતાની દેહ મોજમજા તુટી જાય એવા ભયના પરિણામે તે આગ્રહી બંધારણમાં કુદકા મારતા ઠેકડા ભરતા. ગબડે છે. હવે તેને સત્ય રીતે જણાવવાનો નિશ્ચય ભૂમિકામાં વર્ણવેલો છે. તેથી અત્રે આવશ્યક્તા નથી.

ઉપાસનાના યોગમાં વાદવિવાદના ગ્રંથોનું અધ્યયન તે તેમના પંડિતાઇના માનને ખાતર ભલે હોય પણ તેમના બોધક ગ્રંથોના સેવનમાં માત્ર શ્રીશંકરાચાર્યની પદ્ધતિજ કેવળ સનાતન વૈદિક ધર્મમાં સ્હાયભૂત છે. **બ્રાહ્મણો તે સનાતન વૈદિક ધર્મિ છે.** (શિવધર્મિ કે વૈષ્ણવ કે રામાનુજ કે અન્ય **આગ્રહી મતના નથી**) એમ સાચુ સમજી સનાતન મર્યાદા પ્રમાણે વર્ત્તન ચલાવવું.

હવે ક્ષત્રિયના આચાર ધર્મને કહે છે—ગૌ **અને** બ્રાહ્મણ તેમ સત્ય સનાતન ધર્મના રક્ષણને માટે શુરા—વર્ણાશ્રમ ધર્મના ચિત્ત સ્વભાવ રૂપના જ્ઞાનાદક્ષ—અર્થાત્ વર્ણાશ્રમ ધર્મચારથી હીન—ભ્રષ્ટ જનોને દંડ કરવાની સત્તાધારક પણાથી પણ દક્ષ—આચારનિષ્ઠ પુરૂષોનું રક્ષણ કરવા ગતિકારક પણાથી દક્ષ—દેહેન્દ્રિયને વિષે રજોગુણી તમોગુણી શત્રુઓનો પરાજય કરવામાં સત્વગુણરૂપ સાધન શાસ્ત્ર શસ્ત્રોવડે અતિ આકર્ષણપૂર્વક દૃઢતા ધારણ કરવી. એજ યુદ્ધમાં સંમુખતા —સામે ઉભા રહેવું. પણ રજોગુણ તમોગુણના ધર્મને આધીન થવું. એ ક્ષત્રિય **ધર્મની મહાન નિર્બલતાજ છે. વિર આભૂષણથી તેઓના સન્મુખ ઉભા રહી તેમનો પરાજય કરી સ્વતંત્ર સ્વાશ્રય પ્રાપ્ત કરી સ્વસ્વરૂપે શાન્તિ અને નિડરતા**

સેવનાર તેજ શૂરા ક્ષાત્રય પુત્રો છે. વળી શરણાગતને રક્ષણ આપવુ. અને અધર્મિ જનોને આચાર ભ્રષ્ટતાએ દંડ આપવાની સત્તા રાખવી તે દંડ ધારણપણું છે. સવ પ્રજા પોતાના આત્મા સ્વરૂપે હોવાથી સર્વની જન પ્રિયતાના રક્ષણમાં તેમના આત્માની શાન્તિ ઇચ્છવી, તે પ્રભુત્વ–રાજ્ય સત્તાનો યોગ્યધારણ કરવો તે–ધીરજ. એટલે પારકા તરફથી આવતાં કષ્ટોને જોઇ ધીરજ રાખવી તે क्षतात्रायते तत्क्षत्रं तद्भावधारणं प्रजांस रक्षणुते તેજ–તેમજ ઔદાર્યતા–બ્રાહ્મણાદિની પાત્રતા પ્રમાણે યથાયોગ્ય રાજ સન્માનપૂર્વક દાન કરવું તે–વર્ણાશ્રમ ધર્મની મર્યાદાપૂર્વક ધર્મ કરવાં તે–તથા યથાર્થ સનાતન ધર્મની પ્રજાનું પાલન. એમ પાંચ કર્મો સાથે–દેવયજ્ઞાદિક યજન કરવાં તે ષટ્કર્મો તે ક્ષત્રિયબંધુઓએ પાલન કરવાં–યાજન એટલે યજ્ઞ કરાવવો એ વર્જીત છે. અધ્યાપન એટલે વેદવિદ્યા ભણાવવી, યજ્ઞ કરાવવો અને યાચકપણું એ ત્રણ ક્ષત્રિયપુત્રોએ ન કરવું. એવો શાસ્ત્રમહિમા છે. વેદવિદ્યા ન ભણાવવી પણ શસ્ત્રવિદ્યા ભણાવવી, સાત્યકીએ અર્જુન પાસેથી શસ્ત્રવિદ્યાનું અધ્યાપન કીધું હતું તેથી અર્જુન દોષરૂપ નથી થયો. તેજ પ્રમાણે કૃષ્ણ, ભીમ અને અર્જુને જરાસંધની પાસે બ્રાહ્મણ વેષધરી યાચકપણુ કર્યું હતું પણ ધર્મ હીનપણાએ તે ધર્મના દોષરૂપ થયા નથી. એમજ સહસ્રાર્જુને જમદગ્નિ પાસે યાચકની રીતે લોભ યુક્તપણાએ અતિથિરૂપથી ગાયની યાચના કરી હતી પણ સ્વધર્મ યુક્તપણાથી તે દોષરૂપ નથી એમ શાસ્ત્ર કહે છે એવા ક્ષત્રિયના પરમધર્મ છે. बाहुराजन्यः कृतः श्रुतेः ॥

क्रय विक्रय कौ नित्यं वस्तुनां भूमि कर्षणम ।
गवां पालनकं त्रेधा कर्म युक्तःस वैश्यकः ॥५०॥
त्रिवर्ण सेवनं दानं नाम मंत्रं जपेत्परं ।
पुराण श्रवणं शौद्रं कर्म पौराणिकं द्विजात् ॥५१॥
अंत्यजानां पुराणोक्तं कर्म विप्र मुखोहृतं ।
नैव शूद्र समंचान्यं दस्पर्शत्वं द्विज तिषु ॥५२॥
कृतोपवीतको विप्रः क्षत्रियो वैश्य एवयः ।
वेदादिकं समभ्यसन् ब्रह्मचर्ये सुतो भवेत ॥५३॥

અર્થ:—હવે વૈશ્યના ધર્મને કહે છે. ધાન્યાદિ વસ્તુઓનો ક્રયવિક્રયરૂપ આપવા લેવાનો વ્યાપાર કરવો. (ધન વિગેરેનું પણ તેમજ સમજવું) અને પૃથ્વીને ખેડીને તેમાંથી અનાજ પકવવું અને શુદ્રના હસ્તે કાર્ય કરાવવું. ભૂમી ખેડતાં હિંસાદિક થાય તે પોતાના હાથે ન કરવાને માટે છે, તથા ગાયોનું પાલન કરવું. રસાદિક પદાર્થોનું વિક્રય કરવાના. કામદુહરૂપ ગાયોનું પાલન કરવું. એ પ્રમાણેનો ધર્મ વેદાધ્યયન–પૂજનયજ્ઞાદિક અને દાનાદિક એમ ત્રણ કર્મો વૈશ્યોએ સેવવાં જોઇએ. એમ સ્વધર્મના પ્રેમને જાણનાર અને વર્તનાર

તેજ વૈશ્ય છે. અન્ય રીતે જે સ્વધર્મ હીન હોય તે નામધારક બ્રાહ્મણ ક્ષત્રિય, અને વશ્યોને જાણવા. હવે શૂદ્રના ધર્મને કહે છે. ઉપર કહેલી ત્રણ વર્ણની સેવા કરવાને શૂદ્ર છે તેથી માત્ર શૂદ્રનો સેવા એજ ધર્મ છે. તેમ અન્ય પાંચકર્મના અધિકારના અભાવથી માત્ર દાન કરવું એજ મુખ્ય સમજી રૂડાપ્રકારે દાનવિધીને સેવવી–દેવના નામમંત્રનો જપ કરવો. કેમકે વેદ, તંત્ર, પુરાણ કે સ્મૃતિના અધ્યયનનો અભાવ છે. તેમ શ્રુતિઓના શ્રવણનો અધિકાર ન હોવાથી–ધર્મ, અર્થ, કામ, મોક્ષને માટે પુરાણ શ્રવણ કે સ્મૃતિ શ્રવણ કરવું. દેવકાર્ય પિતૃકાર્ય કરવાં પણ તે બ્રાહ્મણ મુખોક્ત બ્રાહ્મણ દ્વારાએ પુરાણોક્ત કર્મ કરવાં કેમકે વેદનો અધિકાર નથી. એ પ્રમાણે શૂદ્ર કર્મ ધર્માચરણ જાણવું. હવે અસત્ શુદ્રાદિના ધર્મને કહે છે. અંત્યજ એટલે વર્ણસંકર શૂદ્ર અર્થાત શૂદ્રમાં વર્ણસંકરતાથી ઊત્પન્ન થયેલી જાતીનો ધર્મ એવો છે કે–દેવ અને પિતૃઓના ઉપદેશપૂર્વક નહીં પણ બ્રાહ્મણ મુખોદ્ગત પુરાણોક્ત કર્મ કરવાં. ધન ધાન્યાદિકનું રૂડાપ્રકારે દાન કરવું. અન્ય કર્મો શુદ્ર સમાન બ્રાહ્મણદ્વારાએ કરવાં દૂર રહીને નમસ્કાર કરવા કેમકે અંત્યજ જાતી અસ્પર્શ છે–એ પ્રમાણે અતિશુદ્ર અસત શુદ્ર અંત્યજના ધર્મો કહ્યા હવે આશ્રમ ધર્મના વર્ણમાં પ્રથમ બ્રહ્મચર્યાશ્રમના ધર્મ કહે છે. પ્રથમ તો બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યના એટલે ત્રિવર્ણના બાળકોને ઉપવિત સંસ્કાર કરવાનો અધિકાર છે. અને ઉપવિત સંસ્કાર આપી વેદાધ્યયન કરાવવું. તેટલા માટે બાલકે ગુરૂના સાનિધ્ય વસવું ગુરૂની આજ્ઞાને વશ રહીને વેદ શાસ્ત્ર પુરાણાદિકનું રૂડા પ્રકારે અધ્યયન કરવું. બ્રહ્મચર્ય પાલન કરવું–બ્રહ્મચર્યને આધીન રહી વેદાધ્યયન કરવાથી સિદ્ધિ પ્રાપ્તિ છે.

भिक्षाशनो भवेन्नित्यं गुरोराज्ञा वशानुगः ।
गायत्रीं सजपेन्नित्यं त्रिकालेषु च रोमधृक् ॥५४॥
सायंप्रातश्च जुहुयात् हविर्नित्यं जितेन्द्रियः ।
षोडशाद्बं द्वादशाद्बं ब्रह्मचर्यं चरेत्परं ॥५५॥
पंचयज्ञं परो नित्यं नैमित्तं सं समाचरेत् ।
कृतदारः प्रजार्थंस ऋतु गामी भवेद्गृही ॥५६॥
स्त्री संगं सं परित्यज्य स्त्रिया युक्तो वसेद्वनं ।
वन्येन सर्वं कर्माणि कुर्या न्नित्यं तपः परं ॥५७॥

**અર્થઃ**—એમ ઉપકુર્વાણ બ્રહ્મચર્યાશ્રમ પાલન કરવા વાળાએ માધુકરી ભિક્ષાનું ભોજન કરવું. ગુરૂ એજ પરમ દૈવત છે. એમ જાણી તેમની આજ્ઞા આધિન રહેવું ત્રણે કાલમાં પાંચસો ગાયત્રીનો જાપ કરવો નખરોમ ધારણ કરવા સ્રીનું સેવન ન કરવું. તેમ ગાનતાન સાંભળવા જવું નહીં. ગુરૂપત્નિ આદિક સાથે–કાર્યહીન ભાષણ કે સહવાસ ન કરવો. માધુકરી માગી લાવી

ગુરૂપાસે હાજર કરી. ગુરૂ આપે તે લઈ ભીક્ષા કરવી. ના આપે તો અપવાસ કરવો. એ પ્રમાણે બ્રહ્મચર્યાશ્રમનું પાલન કરવું. વળી સાયંપ્રાતઃ આશ્રમમાં હોમ આપવો. નિત્ય જીતેન્દ્રિય રહેવું એમ કરતાં બ્રહ્મચર્યાશ્રમીએ વેદાધ્યયન કરવું. શુદ્ર સાંભળે નહીં એમ વેદાધ્યયન કરવું. અંત્યજ એટલે અસ્પર્શ જાતીના જને જુએ તેમ ન રહેવું. કદાપી અતિશુદ્ર અસ્પર્શ જાતીને જોઇ જવાય તો સૂર્યનાં દર્શન કરવાં એ પ્રમાણે અધ્યયન થાય તેમ કરવું. સોળ વર્ષ કે બાર પર્યંત બ્રહ્મચર્ય પાળવું. એટલે વાસનાહીન અધ્યયન થાય. નૈષ્ટિક બ્રહ્મચર્ય પાલન કરતાં પોતાના જીવન પર્યંત ગુરૂકુલમાં નિવાસ કરવો અગર સાત્વક તપશ્ચર્યા કરવી જ્ઞાન પ્રાપ્ત કરવાથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે–હવે ગૃહસ્થાશ્રમ ધર્મના માર્ગને કહે છે. એવી રીતે વેદાધ્યયન પુરૂં કરીને પછી કુલ–ગુણ લક્ષણયુક્ત સ્રીને મેળવી. લગ્ન કરી ગૃહસ્થાશ્રમનો આરંભ કરવો. ગૃહસ્થાશ્રમમાં દેવયજ્ઞ. (અગ્નિહોત્ર દેવાર્ચનાદિક) પિતૃયજ્ઞ (શ્રાદ્ધ તર્પણાદિ) મનુષ્ય યજ્ઞ (સ્વમાતાપિતા સ્રી અતિથી ગુરૂ આદિના પોષણાત્મકાદિ) ભૂત યજ્ઞ (બલિદાનાત્મક) અથવા યથાશક્તિ પ્રાણીઓના પોષણને માટે–અને અંતે બ્રહ્મયજ્ઞ (સ્વાધ્યાય પઠનાત્મક વેદાન્ત વિચારાત્મક કર્મબ્રહ્માર્પણાત્મક) એ પ્રમાણે પાંચ યજ્ઞો નિત્ય કરતા રહેવું. એમ કરી પ્રભુના પ્રેમમાં જોડાવું. એમ કરતાં નિત્ય કર્મ કરવું. स्नान संध्या जपो होम स्वाध्यायो देवतार्चनं ॥ आतिथ्यं वैश्वदेवंच नित्यं कर्म दिने दिने ॥ स्मृतिः સ્નાન. ત્રિકાલસંધ્યા–જપ–હોમ–સ્વાધ્યાય–પંચાયતન દેવ પૂજન–આવેલા અતિથીનું ભોજનાદિકવડે સન્માન–અને વૈશ્વદેવ એ નિત્ય કર્મમાં ગણાય છે. હવે નૈમિત્તિક કર્મ કહે છે. હમેશાં શુકલ કૃષ્ણપક્ષની ચતુર્થિનું વ્રત કરવું. આ દેશવાચનાં બધાં વ્રતો ચતુર્થિની સાથે થાય તોપણ ભલે અને ના થાય તોપણ ભલે. કેમકે व्रतमाता तु विज्ञेया એવું પ્રમાણ બીજી તીથીઓને માટે નથી. તેથી સર્વ વ્રતની માતા તરીકે ચતુર્થિ વ્રત શ્રેષ્ટ છે. અન્ય તીર્થક્ષેત્ર–દેવયાત્રા–યજ્ઞાદિક–વગેરે પણ નિમિત્ત સંભવથી નૈમિત્તિક છે. એ પ્રમાણે બે પ્રકારનાં કર્મ કરવાં–પરણેલી સ્રી સાથે ઋતુકાલમાં સહગામી થવું. સ્રીનો સંગ્રહ માત્ર પ્રજાના માટે છે. વિષય તૃપ્તિરૂપ નથી. અગ્નિહોત્ર વિગેરે ગૃહસ્થના ધર્મો છે. હવે વાનપ્રસ્થના ધર્મ કહે છે. વાનપ્રસ્થાશ્રમ પુરૂષ–સ્રીની સાથે–છતાં પણ જ્યારે ત્યારે સ્રીસંગનો ત્યાગ કરીને સ્રીને સેવા કરવાને સાથે રાખવી. મૈથુનને માટે નહીં અગ્નિહોત્રાદિક પણ રાખવું. અતિથી સત્કાર કરવો પૂજન કરવું. વનમાં રહેવું. અને તેમાં ઉત્પન્ન થયેલાં ફલકંદ મુળ પત્ર આદિથી પોષણ કરવું એટલું બધું કરતાં છતાં પણ તપનું આચરણ કરવું. તે પ્રાધાન્ય સમજવું. ज्ञानमयं तपः ॥ श्रुतेः ॥

नख लोम युतश्चैव न ग्रामेषु प्रवेशयेत् ।
कुर्यादेवं वानप्रस्थो वायु भक्ष्याह्निकं चरेत् ॥५८॥

मनसापि स्मरे नैव स्त्री संगं न्यास संयुतः ।
चित्त निग्रह संयुक्तो भिक्षाशी सततं नरः ॥५९॥
कपर्दिकादिकं किंचि न स्पृशेत्स कदाचन ।
ब्रह्मणि ब्रह्म भूतत्वंतदर्थं श्रमयेत्सदा ॥६०॥
साश्रिवदेह संस्थोपि मौनादि दंड धारकः ।
अथवा दंडहीनः स ज्ञानदंड धरो भवेत् ॥६१॥

અર્થ:—હમેસાં નખ અને લોમયુક્તજ રહેવું. અને કોઇપણ ગામકે નગરમાં પ્રવેશ કરવો નહિં. કેમકે વાનપ્રસ્થને વનવાસ પ્રાધાન્યજ છે. અને વાયુ-ભક્ષણાદિ નાના પ્રકારનું તપ કરવું. વાયુભક્ષણતપ એ પરાકાષ્ટા છે—એવા વાન-પ્રસ્થોના ધર્મપાલન કરી. પોતાના અંતઃકરણની શુદ્ધિ કરવી. હવે ચાર પ્રકારના સંન્યાસ ધર્મને કહે છે. કનક અને કાન્તાના ત્યાગપૂર્વકનો જે ન્યાસ તે સંન્યાસી છે. મનવડે પણ સ્રીસંગની ઇચ્છા કરવી નહિં. તેથી જ્યાં સુધી મન વશ નહોય ત્યાં સુધી સ્રીની સાથેનું ભાષણ કે સહવાસ કરવો નહિં. વિષયચિંતન આસક્ત ચિત્તના નિગ્રહને માટે ખાસ યત્ન કરવો કેમકે ઘણા કાર્ય પર્યંત સ્રીનો સહવાસ હતો. તેથી તેના ખાસ નિગ્રહને માટે વેદ ઉપનિષદ્‌ના અભ્યાસપૂર્વક શિક્ષાસંયુક્ત રહેવું. અને ભિક્ષા ભોજન કરવું. એમ સતત એટલે નિરંતર કરવું. ધનનો મોહ ઉત્પન્ન નથાય તેટલા માટે તેવા સંન્યાસીએ કુટેલી કોડી રૂપ ધનનો સ્પર્શ કરવો નહિં. અને બ્રહ્મમાં બ્રહ્મીભૂતપણાની પ્રાપ્તિને માટે અતિ પરિશ્રમ લેઇ પ્રભુની તાદાત્મ્યતા મેળવવી. સ્વધર્મના આચરણથી વાયુના સાધનથી અને વેદાન્તના વિચાર વડે તે સંન્યાસી થયેલાએ બહુજ શ્રમ કરવો જોઇએ. દેહના આશ્રમ ધર્મનો અંગીકાર કરનારો આ સંન્યાસી દેહમાં સ્થીત એટલે દેહાત્મા જાણતો હોવાથી. તેણે પોતાના તે અજ્ઞાનનો ત્યાગ કરતાં વ્યષ્ટિરૂપે દેહી આત્મા જાણી પોતાના વ્યાપક અંતર્યામી પણાના જ્ઞાનથી આત્માને જાણવો એટલે દેહભાન મિથ્યા છે એમ યથાર્થ સમજવાનો સદ્‌ગુરૂથી શિક્ષા-પ્રયોગ (સત્સંગ) કરવો. મિથ્યાવાણી વિહારરૂપ વૈખરીના ત્યાગને માટે મૌનદંડ તથા ત્રીકાલ સ્નાનાદિ સ્વધર્માચરણ તે કાયિક દંડ અને મોક્ષશાસ્રના અધ્યયન પૂર્વક મૌન વૃત્તિથી પ્રણવનોજ માત્ર જપ તે વાચિક દંડ છે. તેમ પોતાના મનની અનેક પ્રકારની વાસનાથી મુક્ત રહેવા નિર્વાસનાયુક્ત મન કરવું. તે માનસિક દંડ છે. એમ મૌનાદિદંડ ધારક તે સંન્યાસી છે' વર્ણાશ્રમ ધર્મ વિસ્તારપૂર્વક તૃતીય ખંડમાં વર્ણવેલા છે. અથવા આ પ્રમાણે આટલે સુધી યથાર્થ તૈયાર થઇને આગળ બ્રહ્મીભૂતતાને માટે તૈયાર થનાર અસંપ્રજ્ઞાત સમાધિયુક્ત સંન્યાસીએ તે દંડહીન (જ્ઞાનદંડ ધારણ કરનાર) પરમહંસ થવું. સર્વ માયાભ્રાન્તિ નાશક તે જ્ઞાન રૂપી દંડ છે.

તૃતીય ખંડમાં જે વર્ણન છે તે ત્રીજા ખંડના ૧૯ મા અધ્યાયમાં છે. તેમાંનો સાર નિચે પ્રમાણે જાણુવો. પરિવ્રાજક સંન્યાસી ચાર પ્રકારના છે કુટિચક—બહુદક—હંસ અને પરમહંસ એમ ચાર ભેદ છે. પોતાના પુત્રના ઘરમાં ભીક્ષા કરતાં છતા પરમાત્માને ભજે છે તે કુટીચક છે. અને કુટી બાંધી જુદા રહે છે, બહુદક સંન્યાસી—ત્રીદંડ—કમંડલું શિંકુ—ગલણું—પાત્ર—પાદુકા—આસન—શિક્ષા યજ્ઞોપવિત કૌપીન અને કાષાયવસ્ત્ર ધરનારા કોઈ સદાચારી બ્રાહ્મણોના ઘરમાં ભીક્ષા કરતા પરમાત્માને ભજે છે. અને ગામબહાર વસે છે. હંસ નામના સંન્યાસી એક દંડ (વેણુનો દંડ) શિખારહિત યજ્ઞોપવિત રાખે વા ન રાખે શીકું કમંડલુ—હાથમાં રાખનારા—અને ગામમાં એકરાત્રી તથા નગર તીર્થમાં પાંચરાત્રી વાસ કરનારા હોય છે, તેઓ એક અપવાસ—બે ઉપવાસ કૃચ્છ ચાંદ્રાયણાદિ કરતા છતાં પરમાત્માને ભજે છે. द्वंद्वं जलमयं प्रोक्तं देहदेही स्वरूपकं ॥ तत्र दुग्धं भवेद्ब्रह्म हंसस्तत् ग्राहको भवत्॥ દ્વંદ્વ રૂપ જળમય બનેલું દુધ તે દેહદેહી સ્વરૂપ છે, તેમાં ગ્રાહક તે હંસ છે. એટલે હંસ સંન્યાસી માત્ર પરમાત્માના સ્વરૂપનોજ વિચાર કરનારો છે, પાણી સાથે મળેલા દુધરૂપ દેહનો કિંચિત્ આશ્રય લેનાર નથી. તેમ મુખેથી "આ શરીર" એમ ઉચ્ચાર પણ કરનાર નથી. તેણે તો હમેશાં માત્ર દુધને સંભાળી પાણીને જુદુ પાડી. પોતાનો આશ્રમ દીપાવવો જોઇએ. અને ચોથો પરિવ્રાજક સંન્યાસી તે આશ્રમ ધર્મમાંજ પરમહંસ છે—બ્રાહ્મણને ચાર આશ્રમ યથાર્થ પાલન કરવાનાછે—અન્ય વર્ણના પુરૂષો આ ચતુર્થાશ્રમને માટે યોગ્ય નથી. એ સર્વ વર્ણોના કરતાં બ્રાહ્મણવર્ણનું પુણ્ય શ્રેષ્ઠ હોવાથી તેનો સંપૂર્ણ અધિકાર જાણવો. તેથી જે બ્રાહ્મણ સંન્યાસી ત્રિદંડ—દ્વીદંડ અને એક દંડનો અધિકારી હોય તેજ પરમહંસ સ્વરૂપે સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્તિરૂપ યોગથી જ્ઞાનદંડ ધારણ કરવાને સંપૂર્ણ અધિકારી અને માનરૂપ છે—આધુનિક કાળમાં ગમે તે વર્ણના અને ગમે તેવી સ્થિતીના જનો સ્વદેશ ભૂમિમાં પરમહંસ કહેવરાવી ભમે છે. પણ તેઓ હમેશાં નામધારી કૃત્રિમ સીનેમા સમાન ઊદરંભરી—સર્વાશી—રાતડીયા પરમહંસ જાણવા. (તેને માટે પરમહંસ ઉપનિષદ્ ટીકા સાથે તૈયાર છે પણ છપાવનાર દાતા મળી આવ્યાથી બહાર પડનાર છે) આ પરમહંસ સ્થિતીના સંન્યાસીઓ સર્વ સંન્યાસીઓથી શ્રેષ્ઠ ધર્મ અને શ્રેષ્ઠયોગ ધારણ કરનારા છે તેથી—देहवाणी मनो मुवै दंण्डहीनः प्रकीर्तितः ॥ દેહ વાણી મન એ ત્રણે પ્રકારના દંડ એટલે શિક્ષાથી રહિત પૂર્ણજ્ઞાન પ્રાપ્ત કરનાર કેવલ પરમાત્મા સ્વરૂપે વિચરનાર તે જ્ઞાનદંડી છે—તે સારી પેઠે સમજતા લાગ્યા હોય છે કે नाहं देहो न देहस्थो देहदेही मयोनवै ॥ सदा साक्षि स्वरूपस्थो ज्ञानानन्द मयो भवेत् ॥ यद्यज्ञानं भवेत्तस्य तत्तत्सर्वविकारजं ॥ तत्त्यक्त्वा द्वंद्वहीनश्च स्वेच्छाचारी भवेत् स्वयं ॥ ૬૦ હું દેહ નથી. તેમ હું દેહમાં પણ સ્થિત નથી. તેમ હું દેહમય કે દેહીમય સ્વરૂપપણાથી નથી: હું તો સદા સાક્ષી (તુર્ય) સ્વરૂપને

વિષે સ્થિત થઇ કૈવલ્ય જ્ઞાનના આનંદમય સ્વરૂપે એટલે બ્રહ્મસ્વરૂપે છું—સાક્ષીને પણ દેહ જગત જોવાનો વિકાર છે. તેથી પરે બ્રહ્માનંદમાં મગ્ન રહેનારા યોગી જનો **પરમહંસ** જો કે જે જ્ઞાન છે તે **સર્વ** અજ્ઞાન વિકારને ઉત્પન્ન કર્તા સાપેક્ષથી છે—તેથી જ્ઞાન વિકારના પરિત્યાગપૂર્વક દ્વંદ્વભાવની હીન સ્થિતીએ તે **પરમહંસ** હમેશાં સ્વેચ્છાચારી બ્રહ્મસ્વરૂપે રમે છે. વિગેરે તેથી તે **પરમહંસ** અતિ ઉત્તમ સ્થિતીનો હોવાથી સર્વ જગતને વંદનીય અને પૂજ્ય સ્વરૂપ છે. તે વિદ્વાનોએ ધ્યાનમાં રાખવું જોઇએ. મિથ્યા આગ્રહી જનોએ પોતાની અજ્ઞાનતાનો આગ્રહ ધારણ કરવો નહિં—એવા પરમહંસો દંડ કમંડલુ શિક્ય, પક્ષ જલ, પવિત્રપાત્ર, પાદુકા આસન શિખા યજ્ઞોપવિતનો ત્યાગ કરી શુન્ય સ્થાનમાં અગર દેવ ગૃહવાસી હોય છે. તેમને ધર્મ કે અધર્મ દ્વૈત કે અદ્વૈત અનૃત કે સત્ય મૃત્યુ કે જન્મ, વિષ કે અમૃત કોઇપણ દ્વંદ્વ નથી. તેથી દ્વંદ્વ હીન છે—તેથી પરમાત્મા સ્વરૂપે તે **પરમહંસ** સર્વથી શ્રેષ્ટ છે.

આમ સંન્યાસના ચાર પ્રકારમાં **પરમહંસ** સર્વથી શ્રેષ્ટ છે તેથી તેવા હોય તે સનાતન વૈદિક ધર્મના માન્યવર પુરૂષોને વંદનીય જાણવા. આ જ્ઞાનદંડને ધારણ કર્તા કહેવાય છે—કુટિચક કરતાં બહુદક શ્રેષ્ટ, બહુદક કરતાં હંસ શ્રેષ્ટ અને હંસ કરતાં પરમહંસ શ્રેષ્ટ છે—અને તેથી પણ યોગી પુરૂષ શ્રેષ્ટ છે—તેને માટે કહે છે કે **वर्णाश्रम विहीनश्च यो वैभवति निश्चितं॥ तस्य दंडो न विद्येता दंडी वेदेस कथ्यते॥** બ્રાહ્મણ તે વર્ણ અને પરમહંસ સંન્યાસ એ ચતુર્થ આશ્રમનો ઉત્તમ ચતુર્થપાદ એમ વર્ણાશ્રમ વિહીન થયેલો પરમહંસ સન્યાસી—બ્રહ્મસ્વરૂપના સાક્ષાત્કારનો ત્યાગ કરવા રૂપે દંડને યોગ્ય હતો તેથી કાઇક વાચીક અને માનસિક મૌનાદિ દંડની શીક્ષા ખમી તે દંડ ધારણરૂપ જાગૃતીને પ્રાપ્ત થઇ સાક્ષાત્કારની સમાધી જ્ઞાનમય સ્થિતીએ જ્યારે રહેવા લાગ્યો ત્યારે એકપણ દંડ શામાટે ધારણ કરે ? ? એક દંડ રાખે તોપણ તે દંડ (શિક્ષા) ને પાત્ર ગુનેગાર છે એમ તે એક કાષ્ટ દંડ ધારણ કરનાર પણ હવે બ્રહ્મસ્વરૂપના સાક્ષાત્કાર માટે સમાધી કરવામાં પછાત છે એમ જાણવું. જ્યારે બ્રહ્મસ્વરૂપના સ્વયં સાક્ષાત્કારના સમાધી યોગે પોતાની પરિપૂર્ણતા સમજે ત્યારે તે પ્રભુના તરફની દંડરૂપ શિક્ષામાંથી ખરેખર મુક્ત થતાં કેવલ સાક્ષાત્કાર બ્રહ્મના સમાધી જ્ઞાન રૂપે દંડધારી સર્વ સંન્યાસીઓથી શ્રેષ્ટ સ્વરૂપે ગણાય છે તેમાં સંદેહ નથીજ. તેથી પરમહંસ આદિ અનેક ઉપનિષદ વેદોમાં **જ્ઞાનદંડ** ધારણ કરનારની શ્રેષ્ટતા વર્ણવેલી છે. આ જ્ઞાનરૂપી દંડની અસાધારણ જ્ઞાન વિદ્યાના બળ રૂપ સંપ્રજ્ઞાત અસંપ્રજ્ઞાત સમાધિ છે. તે રૂપી જે દંડ તે જ્ઞાન દંડ છે. કેમકે તે સર્વ અજ્ઞાનના નાશકપણાથી છે.

આમ જ્ઞાનદંડની શ્રેષ્ટતા ધારણ કરનાર **પરમહંસ** સંન્યાસીમાં પણ શ્રેષ્ટ તે યોગી છે. એમ શાસ્ત્ર ઉપનિષદથી પ્રમાણ ભૂત છે તેને માટે પણ કહેવું યોગ્ય છે કે **ज्ञानदंड परित्यागात्स्वयं योगी भवेत्परः ॥ निषेध विधिहीनश्च स्वेच्छा**

धर्म परो भवेत् ॥ એમ જ્ઞાનદંડ ધારણ કરનારની પરમહંસ સન્યાસી કે જે સંપ્રજ્ઞાત અસંપ્રજ્ઞાત જ્ઞાન સમાધીથી પૂર્ણજ્ઞાતા સ્વરૂપ છે. તે હવે તેના જ્ઞાતવ્યનો પણ ત્યાગ કરતાં એટલે સંપ્રજ્ઞાત અસંપ્રજ્ઞાત અનુભવના જ્ઞાનનો ત્યાગ કરતાં તે સ્વયંબ્રહ્મજ થાય છે. ચને તે સ્વાત્મૈકય ભાવધારક બને છે. તેથી તેણે પંચ-ચિત્ત ભૂમિના ત્યાગ સાથે સંપ્રજ્ઞાત અસંપ્રજ્ઞાત સમાધિના ત્યાગપૂર્વક સાવ ભૌમ ચિંતામણી ચિત્ત ધારણ કરેલું હોવાથી સ્વયંબ્રહ્મ છે. ब्रह्मवेद ब्रह्मैव भवति ॥ તે યોગી છે. એ પ્રમાણે કાયિક વાચિક માનસિક અને જ્ઞાનદંડના ત્યાગવાળા યોગીજનો સારસ્વત પ્રલય સમાધિ ધારણથી એટલે વિધિ નિષેધાત્મક લય જતાં બ્રહ્મસ્વરૂપ છે. અહિંયાં મહા વાકયાદિવડે બ્રહ્મનો અનુભવ કહ્યો તે સાથે તે તે બ્રહ્મસ્વરૂપમાં તદરૂપાકાર થયો. જ્યારે સરસ્વતી લય થયો ( કે જેને બીજાઓ આત્યંતિક પ્રલય પણ કહે છે) ત્યારે દંડ ધારણના અભાવે વેદોથી પણ પરે અનુભવનો ધારક તે યોગી થયો છે—તેનો અનુભવ બૃહદારણ્યકમાં છે. तस्मा-त्पंडितः ॥ આ શ્રુતિ વર્ણવે છે. અને તેનેજ બ્રહ્મીભૂત યોગી કહેવાય છે. એમ સર્વ પ્રકારે સર્વથી યોગી શ્રેષ્ટ છે.

एवं संन्यासकं कृत्वा सदातिष्ठे घतात्मवान् ।
मुक्ति मार्ग मयं शास्त्रं स्पृशे नान्यद्विनिश्चितं ॥६२॥
वर्णाश्रम विहीनश्चे योगी पंचमगः स्मृतम् ।
विधि निषेध हीनः स यथाविनायको भवेत् ॥६३॥
एतत्ते सर्व माख्यातं स्वधर्मा चरणादिकं ।
ये नैव प्राप्यते योगी नरेण ब्रह्म दायकः ॥६४॥
दक्षउवाच । धर्मार्थ काम मोक्षाणां स्वरूपं वदमानद ।
ब्रह्मीभूतस्य भिन्नं मे भ्रम नाशकरं परं ॥६५॥

અર્થ:—એવા પ્રયત્નવાન પુરૂષે એ પ્રમાણે મુક્તની રીતીએ સંન્યાસ ધારણ કરી મુક્તિમાર્ગના ઉપદેશ રૂપ વેદશાસ્ત્ર ઉપનિષદો સ્મૃતિઓ પુરાણો આદિનોજ અભ્યાસ કરવો. (આગ્રહી સંપ્રદાયના ગ્રંથો વાંચવા નહિ તેમ દ્વૈતા દ્વૈતના ખંડન રૂપના ગ્રંથો પણ વાંચવા નહિં ) અને વિચાર કરવો અન્ય વિષયોનો વિચાર પણ આવવા દેવો નહિં. એ પ્રમાણે વર્ત્તનાર યોગી નિશ્ચીત બુદ્ધિએ વસે છે. આશ્રમ ધર્મથી પરે હવે યોગીના સ્વભાવને કહે છે—જ્યારે બ્રાહ્મણ વર્ણાશ્રમ ધર્મથી વિહીન એટલે તેથી પણ પરે જવાનો નિશ્ચય કરે છે ત્યારે વર્ણાશ્રમાતીત સ્થાનને યોગી યાદ કરી તે માર્ગે બ્રહ્મીભૂતપણાએ બ્રહ્મમાં તાદાત્મ્યપણાને પામે છે. એટલે તે યોગી વેદ વિધિનિષેધથી રહિત થઇ સ્વેચ્છાચારી સ્થિતી ભોગવે છે. એવી સ્થિતિએ તે વિનાયક યોગી થાય છે. કે જે સર્વના નાયક રૂપે અથવા જેનો કોઇ નાયક નથી એવા રૂપે તે

વિનાયક ચોથી છે. હવે તેનો ઉપસંહાર કરે છે—એ પ્રમાણે વર્ણાશ્રમ ધર્મ મર્યાદાના આચરણ પૂર્વક સ્વધર્માચાર કહ્યો—જે પાલન કરવાથી બ્રહ્મપ્રાપ્તિરૂપ યોગની પ્રાપ્તિ થાય છે. એવું સાંભળી દક્ષ પુછે છે હે મહારાજ !!! ધર્માદિ મોક્ષની પ્રાપ્તિને અર્થે જ્ઞાન પ્રાપ્તિરૂપ આ ચારે પુરૂષાર્થની અને બ્રહ્મીભૂત પરમ પદ પ્રાપ્તિરૂપ પરસ્પરની ભિન્નતા ભ્રાન્તિ નાશક જે અભેદતા હોય તે કહો.

केचिद्धर्मं महाश्रेष्ठ मर्थं कामं तु मोक्षकं ।
परात्परं वदंत्येव ब्रह्मभूयं तथा परे ॥६६॥

मुद्गल उवाच। धर्मेण ब्रह्मलोकश्च लभ्यते मानवैः परः ।
ब्रह्मा सर्व समानश्च स्वधर्माख्यः प्रकीर्तितः ॥६७॥
अर्थ समर्थ भावाख्यः ईशलोक प्रदायकः ।
ईश्वराच्च समर्थोन्यः पश्य ब्रह्मांड मंडले ॥६८॥
कामो भोगात्मक प्रोक्तो विष्णु लोक प्रदायकः ।
स लक्ष्मीपति राख्यातो नाना काम प्रदः प्रभुः ॥६९॥
मुक्तिः सौरात्मिका प्रोक्ता सूर्य पुरुष उच्यते ।
शुक्ल मार्ग धरः पूर्णः साक्षात्साक्षि विभावसु ॥७०॥

અર્થ:—કેટલાએક મુનિજનો ધર્માચરણને આધિન અર્થ કામ અને મોક્ષ રહે છે તેથા ધર્મને મહા શ્રેષ્ટ માને છે. તેમજ કોઇ અર્થને શ્રેષ્ટ માને છે. કેમકે અર્થને આધિન ધર્મ કામ અને મોક્ષ છે—તેમજ કોઇ કામને આધિન ધર્મ અર્થ અને મોક્ષને માની કામને શ્રેષ્ટ માને છે—તેમજ કોઇ જન્મ મૃત્યુ નાશકપણાથી મોક્ષને શ્રેષ્ટ માને છે. અને તે સર્વે પરાત્પર બ્રહ્મની પ્રાપ્તિરૂપે વર્ણવે છે. તેથી ભ્રમ ભ્રાન્તિ થાય છે કે તેમા શ્રેષ્ટ કોણ છે ?? એ પ્રકારે દક્ષના પુછવાથી મુદ્દગલ મહારાજ કહેતા હવા કે ધર્મ તે સર્વ સમાનભાવથી સર્વ લોકમાં અને દેવાદિઓમાં તે સર્વનો પિતામહપણાથી રહેલો છે. તેથી બ્રહ્માનું નામ સ્વધર્મ છે. સ્વધર્મ પરાયણ રહેનાર બ્રહ્મલોકમાં જાય છે. એમ મુનીજનો કહે છે. એટલાજ માટે સ્વધર્માચરણથી ઇન્દ્રાદિક લોકથી શ્રેષ્ટ એવા બ્રહ્માના લોકને પ્રાપ્ત થાય છે. હવે અર્થના મર્મને કહે છે. સમર્થ ભાવવડે ઐશ્વર્યાત્મક એવો અર્થ છે. તે યથા શાસ્ત્ર વિધિપૂર્વક ભોગવવાથી ઇશ્વર લોકદાયક છે. કેમકે બ્રહ્માંડ મંડળમાં ઇશ્વર તજ મહેશ્વર હોવાથી તેની બરાબર અન્ય કોઇ સમર્થ નથી તેથી અર્થથી પરાકાષ્ટા છે—હવે કામની પરાકાષ્ટા છેલ્લી સ્થિતિ કહે છે. કામ એટલે ભોગાત્મક શરીર સુખદાયક કામજ છે. કામ વિના ભોગહીનપણાથી અન્ય મોક્ષરૂપ નથી તે કામ વિષ્ણુલોકની પ્રાપ્તિરૂપ છે એમ જાણવું. કામ પ્રાપ્તિને અર્થે સ્વધર્માચરણ છે તે વિષ્ણુ લક્ષ્મીપતી છે—તે લક્ષ્મીને આધીન નાના પ્રકારના કામ સર્વભોગ ફલદાતા છે. હવે મુક્તિની પરાકાષ્ટા કહેવાય છે. મુક્તિ તે સૂર્ય તેજ આત્મા સ્વરૂપ હોવાથી તેજ રૂપે

પ્રગટ થાય છે. સૂર્ય પુરૂષ પ્રકૃતિથી પર છે. એમ શ્રુતિ પણ સૂર્યઆત્મા જગત્ કહે છે. એમ વેદો પણ કહે છે. પુરૂષના અભેદપણાથી પ્રકૃતિના બંધનનો અભાવ છે શુકલ માર્ગને વિષે મોક્ષ ગતિ ધરાવનાર તે સાક્ષાત્ સૂર્ય પોતે સદા સાક્ષિ સ્વરૂપે પ્રકૃતિ જન્મબંધથી રહિત દુઃખહીન છે. જે પ્રભા તેની સમૃદ્ધિ છે. એવા મહાન્ સમૃદ્ધિવાળા જેના આધારે પ્રકૃતિ રૂપી સમૃદ્ધિ છે તે લોકવાળા એમ જાણવું.

ब्रह्मीभूत मयः प्रोक्तः स्वानंद पूर्ण योगदः ।
वदंति न परं लोकं स्वानंदाद्वेद वादिनः ॥७१॥
अन्य च्छृणु प्रजानाथ पंचैते योगदायकाः ।
योगार्थ वाचकाः सर्वे तत्र भेदं वदाम्यहं ॥७२॥
योग धर्मेण योगश्च लभ्यते मानवैः परः ।
न योगादपरः श्रेष्ठ स्तेनार्थो यं प्रकीर्त्यते ॥७३॥
योग कामेन योगोयं लभ्यते सर्व भावतः ।
मायायावरणं त्यक्त्वा मोक्ष योगः प्रकीर्त्यते ॥७४॥

અર્થ:—હવે ધર્મ અર્થ કામ અને મોક્ષથી શ્રેષ્ટ એવા બ્રહ્મીભૂતની પરાકાષ્ટાને વર્ણવાય છે, બ્રહ્મીભૂતમય એવો જે સ્વાનંદ (પોતાના આત્મારૂપનો આનંદ) સ્વસંવેદ્ય યોગલક્ષણ પૂર્વક સંપ્રજ્ઞાત સમાધિરૂપનો જે આનંદ તે રૂપી પૂર્ણયોગને આપનાર એવો જે સ્વાનંદ લોક ભેદભ્રાન્તિનાશક જે અભેદયોગ પ્રમાણપૂર્વક વેદવાદી યોગીજનોના સંપૂર્ણ અનુભવપૂર્વક-સ્વાનંદ લોકથી પરે બીજો શ્રેષ્ઠલોક નથી એવો કે જે પૂર્ણબ્રહ્મ ગણેશકૃપાથી બ્રહ્મીભૂત-પદની પ્રાપ્તિરૂપ છે. હવે ધર્મ અર્થ કામ મોક્ષ અને બ્રહ્મીભૂતતા એ પાંચેમાં શ્રેષ્ઠત્વને કહે છે. હે દક્ષ પ્રજાપતિ!!! આ પાંચે યોગાર્થવાચક અભેદપણાએ સર્વ યોગને આપનાર છે, એમ જાણવું. હવે તેના ભેદ અર્થને કહે છે એવો જે સાર્વભૌમાત્મક યોગ ધર્મવડે અભેદ ધર્માનુભવથી યોગની પ્રાપ્તિ છે. તેથી ધર્મ શ્રેષ્ટ છે. યોગથી અપર અન્ય શ્રેષ્ટ નથી. તે હેતુવડે આ યોગાર્થ વાચકભાવ યોગીઓ અનુભવે છે. તેથી યોગનો અર્થ સાધ્ય કરવામાં અર્થ શ્રેષ્ટ છે. મનુષ્યોને યોગ કામવડે યોગ પ્રાપ્તિ છે તેની તે કામવડે વાસનાયુક્ત તતસાધન પ્રીતીપણાથી સર્વ ભાવવડે સર્વ બ્રહ્મ એમ નિશ્ચય કરીને આ યોગ કામ સરે છે માટે કામ શ્રેષ્ટ છે હવે પંચ ચિત્તાત્મક માયાનુંઆવરણ તેને ત્યાગ કરી યોગી થાય છે. એટલા માટે ત્યાગ લક્ષણાપૂર્વક બંધનથી મુક્ત થવામાં મોક્ષ શ્રેષ્ટ છે.

ब्रह्म ब्रह्माणि वेदेषु कथितुं नात्र संशयः ।
तत्र योगेन योगी यो ब्रह्मभूत सवै स्मृतः ॥७५॥
धर्मार्थ काम मोक्षाख्या योगवाचे विशेषतः ।
भिन्नामायामयाः प्रोक्ता ब्रह्मीभूतस्तु पंचमः ॥७६॥

**ब्रह्माणि ब्रह्मभूतोयो योगी एवस उच्यते ।**
**नभिन्नः सर्वथातस्माद्ब्रह्मणो ब्रह्मगः परः ॥૯૭॥**

**અર્થ**:—હવે બ્રહ્મીભૂતના ભેદને કહે છે. વેદોમાં મહાવાક્યો વડે બ્રહ્મને વર્ણવવામાં આવ્યો છે. બ્રહ્મના આધારેજ આ પૂર્ણબ્રહ્મ છે. કેમકે આધાર આધેયના અભેદપણાથી બ્રહ્મજ સિદ્ધ છે. એમાં શંકા નથી. અભેદ યોગવડે કરીને યોગી સ્વઆત્માનો લય બ્રહ્મમાં કરતાં તે બ્રહ્મીભૂત કહેવાય છે. **માટે બ્રહ્મીભૂત પદ સર્વથી શ્રેષ્ટ છે.** એટલાજ માટે ધર્મ અર્થ કામ અને મોક્ષથી બ્રહ્મીભૂતપણું ભિન્ન છે તે કહે છે બ્રહ્મના અભેદપણાને પ્રાપ્ત કરનાર યોગશાસ્ત્રમાં સ્વસ્વ લક્ષણયુક્ત વિશેષ વિશેષણરૂપે સર્વ હોવા છતાં બ્રહ્મીભૂત યોગથી તે સર્વ અભિન્ન છે. જે ભિન્નત્વભાવ છે તે માયામય માયાથી રચાયેલા છે (યોગ વડે તે અભેદ બ્રહ્મસ્વરૂપ છે.) તેથી પરમહંસ ઉપનિષદમાં વર્ણવેલું છે. પરમહંસત્વ તે સંન્યાસ ધારણ કરવાપણાથી છે. આ સંન્યાસ આશ્રમ તે માયામય વિભાગના યોગમાં છે તેથી ત્યાં સુધીનો ભાવ વેદોમાં વર્ણવેલો છે. પણ તેથી પરે એવો અભેદ યોગરૂપ પંચમ જે યોગી જે તે વિધિ નિષેધાત્મક ધર્મ પણ યોગમાં પ્રવર્ત નથી. કે જે વિધિ નિષેધહીન સ્વેચ્છાચારીપણાથી છે તેજ પ્રમાણેના અર્થ પણ ૐકાર પ્રણવ જે સર્વેશ્વર અન્વય વ્યતિરેક ભાવવડે સર્વાત્મકપણાથી પરમેશ્વરજ છે. અને સર્વનો નિયંતા છે. અહિંયાં યોગ સૂત્ર છે કે **ईश्वर प्रणिधानाद्वा** તેમ બીજું સૂત્ર છે કે **तज्जपस्त दर्थभावनम् ॥** સમાધિપાદ સૂત્ર. ૨૩ ઇશ્વરના ભક્તિ વિશેષપણાથી પણ સમાધિનો લાભ છે, અત્રે વ્યાસભાષ્ય છે કે–પ્રણવ જે ૐકાર તેના જપ તેના અભિધેયથી ઇશ્વરની ભાવના છે. યોગીઓને તેના અર્થનો અભાવ છે કેમકે યોગીજનો કૃતકૃત્યપણાથી છે હવે કામ પણ ત્રિગુણાત્મક છે. ભોગાત્મક કામપણાથી જે તુરીય તે ત્રિગુણનો ભોગાત્મક ભોક્તા છે અને યોગી કૃતકૃત્યપણાથી કામહીન છે. હવે મોક્ષ છે તે નિર્ગુણનું પર્યવસાન છે પ્રકૃતિના તાદાત્મ્યપણાથી બંધનનો સંભવ છે, પણ પોતાના આત્મા સ્વરૂપનાં દર્શનથી બંધનાશનો સંભવ છે. એટલે આ યોગી મોક્ષહીન છે, બંધમોક્ષાદિ ભેદમાં અભેદપણારૂપે બંધ મોક્ષના તાદાત્મ્યપણાના ભાનધારકપણાથી રહિત છે, અર્થાત્ ધર્મ અર્થ કામ અને મોક્ષ, આ ચારે પુરૂષાર્થ માયામય રૂપ જાણવા. તેથીપરે પંચમ યોગી બ્રહ્મીભૂત બ્રહ્મરૂપ હોવાથી સર્વથી પરે છે. એવો બ્રહ્મીભૂત પોતાના આત્માના લયથી પરબ્રહ્મ સ્વરૂપમાં અભેદરૂપે સમજનાર વેદાદિથી માન્યરૂપ યોગી છે એટલાજ માટે સર્વથા બ્રહ્મનાં ગમન કરવું. તે બ્રહ્મથી ભિન્ન હોય જ નહીં. એથી પર કંઇ નથી તેથી આ બ્રહ્મીભૂત યોગી સર્વ શ્રેષ્ટ છે.

ॐ तत्सदिति श्रीमद्योगगीता सुपनिषत्सुगमासु योगामृतार्थ शास्त्रे महापुराणे नवमखण्डे योगचरित्रे दक्ष मुद्गल संवादे क्षेत्रक्षेत्रज्ञ ज्ञानयोगोनाम त्रयोदशोऽध्यायः ॥ योगगीतायां नवमोऽध्यायः ॥९॥ ॐ ॐ ॐ ॥

॥ श्री सद्गुरु परमात्मने नमः ॥

# ॥ श्रीयोगगीतायां दशमोऽध्यायः ॥

॥ मुद्गल उवाच॥ वक्ष्यामि भावनांचैकां वेदशास्त्रार्थ संयुतां ।
नाना मत भयंत्यक्त्वा तयायोगी भवेन्नरः ॥१॥
चैतन्यं न्यायशास्त्रज्ञा वदंति ब्रह्ममुख्यकं ।
चैतन्येन युताः सर्वे स्वस्वकार्य परायणाः ॥२॥
सर्वं प्रकाशक त्वांच चैतन्य ब्रह्मसंज्ञितं ।
चैतन्येन यदात्यक्तं तदानाशमुपैष्याति ॥३॥
पंचचित्तात्म योगेन चैतन्य ब्रह्मसंज्ञितं ।
भवत्यत्र न संदेहः शब्दार्थानामनेकतः ॥४॥

**અર્થ**:—હવે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનો વિવેક વર્ણવીને સર્વ શાસ્ત્રના ભેદવાદનો અભેદ બ્રહ્મીભૂત જ્ઞાનને અર્થે કેવી રીતે છે તે દક્ષ પ્રજાપતિને મુદ્‌ગલ કહેતા હવા. કે તેમાં કહેલાં સાધનોવડે બ્રહ્મ પરમાત્માનું જ્ઞાન વેદશાસ્ત્રના અભેદત્વે જાણી બ્રહ્મ સાક્ષાત્કાર થાય છે. તે એકાત્મતા કહું છું. શાસ્ત્રોના જુદા જુદા મત–ભેદના ભરેલા અને પરસ્પર વિરૂદ્ધાચરણ યુક્ત હોવાથી ભયરૂપ છે, આ સત્ય અને આ મિથ્યા છે. એમ સંશય થતાં સર્વસાધનનો અભાવ થાય જે એટલાજ માટે તે ભેદ ભય છોડીને સર્વૈકયભાવના સમજાતાં તે યોગી થાય છે સર્વ શાસ્ત્ર પ્રમાણુનો આધાર તે સાધનરૂપથી જાણી સાધક યોગી થાય છે. (૧) હવે પ્રથમ ન્યાયશાસ્ત્ર મતને બે પ્રકારથી કહે છે, ન્યાયશાસ્ત્રકાર ચૈતન્ય એમ કહે છે, પ્રમાણ પ્રમેયના યથાર્થ ન્યાયવડે ગૌતમ મુનીએ બ્રહ્મનો સાક્ષાત્કાર વર્ણવ્યો છે. ચૈતન્ય એટલે સર્વત્ર સર્વજ્ઞ સર્વ ભોક્તાપણાથી છે. તે ભોગમાયાના ત્યાગથી સ્વાત્મ દર્શનવડે નિર્ગુણ ચૈતન્ય પોતાના મહિમામાં સ્થિત સમજાતાં તે બ્રહ્મનો સાક્ષાત્કાર છે. તેથી પરે જ્ઞેયનો અભાવ છે હવે તે જ્ઞેયને કહે છે. સર્વ જીવાત્માઓ અને ઇશ્વર તે ચૈતન્યયુક્ત જાણવા. કેવી રીતે ? ? તો સ્વસ્વકાર્ય પરાયણતાથી જીવાત્મા છે. ત્યાં દેહઇન્દ્રિય મનબુદ્ધિ ભોગાત્મકપણાથી જડ છે. તેનો ભોક્તા પુરૂષ તેના આત્માપણાથી ચૈતન્ય છે. જડપ્રકૃતિ સર્વભેદપણાથી છે. તેના વિહારને માટે તે ચિદાત્મા તત્વભેદથી ભિન્ન ભિન્નરૂપે નિમિત્તકારણથી પ્રકાશિત છે જેમ મરેલો માણસ જડ છે તે દેહનો ભોક્તા ચિદાત્માના છુટવાથી છે. તેજ પ્રમાણે અન્ય દેહ ભોગાર્થે તેજ અન્ય દેહમાં નિર્માણ થયેલો હોવાથી તે દેહનો ભોક્તા છે, તેથી તે સર્વ પ્રકાશક કહેવાય છે, સર્વવેત્તા તે સર્વભોક્તા જાણવો. કેમકે સર્વના અંતસ્થમાં

છે તેજ પ્રમાણે વૈશ્વાનરને ઈશ્વર જાણવો. તે ભોગભોક્તા ચિદાત્મા છે એમ સર્વ ભેદ અને અભેદ આત્મામય પ્રકૃતિ છે એમ સ્વસ્વ કાર્ય પરાયણ જીવાત્મા છે, ચિદાત્મા સદા એકરૂપ છે. તે બુદ્ધિભેદ નાશપણાથી એક સમજાય છે એમ ચૈતન્યવડે યુક્ત તે પ્રકૃતિનો જડ ભાવ તેમાં તાદાત્મ્ય પ્રાપ્તિથી તે ચૈતન્ય ચિદાત્માની સત્તા સ્વસ્વકાર્ય પરાયણ બુદ્ધિ આદિ ચૈતન્ય બ્રહ્મના આધારે છે એમ આ સર્વ જગત છે, (૨) સર્વ પ્રકાશકપણાથી આ ચૈતન્ય ચિદાત્માજ બ્રહ્મસંજ્ઞાથી છે ચૈતન્યવડે અન્ય જડાત્મક બુદ્ધિ મન દેહ ઇન્દ્રિયાદિ શરીર છુટવાથી તે શરીરનો નાશ થાય છે, એમ ન્યાયશાસ્ત્રનો સિદ્ધાન્ત બહુ વિસ્તારભયથી અને ગ્રંથબાહુલ્યતાથી લખ્યો નથી. તે મૂળ ગ્રંથમાં જોઇ લેવો જોઇએ. (૨) હવે ન્યાયશાસ્ત્રનો અને યોગશાસ્ત્રના અભેદનું વર્ણન કરે છે. પાંચ પ્રકારના ચિત્તના યોગવડે કરીને તે ચૈતન્ય બ્રહ્મસંજ્ઞાથી છે. शब्दार्थौ नामनेकतः એ હેતુએ ન્યાયશાસ્ત્ર અને યોગશાસ્ત્રનો અભેદ છે. ન્યાયવડે યોગની પ્રાપ્તિનો સંભવ છે. પાંચ પ્રકારના ચિત્તના અભેદપણાએ સાર્વભૌમ ચિત્તની પ્રાપ્તિરૂપ સમાધિવડે ભેદકલ્પના રહેતી નથી ચિત્તની અભેદાત્મ લયકોટીએ બ્રહ્મનો અભેદ છે. એમ ન્યાય વર્ણવે છે, વેદમાં अन्नं ब्रह्मेति व्यजानात् ઇત્યાદિ શ્રુતિવડે નાના પ્રકારના બ્રહ્મનું વર્ણન છે, તે માયાવિહારીપણાથી છે, વળી માયાવિહાર સંભવથી બ્રહ્મસમાત્મક છે. आत्मावाइदमेकएवाग्रआसीत्तदैक्षत लोकानुसृजा इति श्रुतेः ॥ ત્યાં તે તે માયાવિહારે લય જતાં આ આત્મા બ્રહ્મમાં લય જાય છે એમ માયા ત્યાગ થતાં યોગસાધન દ્વારાએ બ્રહ્મીભૂતાર્થ બ્રહ્મને જાણવું. એમ ન્યાય એજ યોગ છે. શબ્દાર્થના પ્રમાણથી તેને કોઈ ન્યાય કહે છે અને કોઈ યોગ કહે છે, (૪) વિગેરે.

तार्किकाः प्रवदन्त्येव सर्वाभेदं परंमतं ।
ब्रह्म वेदान्त वादेषु विद्यते शास्त्र संमतौ ॥ ५ ॥
पंचचित्तमयाभेदा अभेदायोगिनाकृताः ।
योग एकार्थ भावाख्यो भवत्यर्थ प्रमाणतः ॥ ६ ॥

**અર્થ:**—હવે તર્ક શાસ્ત્રકાર કણાદાદિ મુનિયો સર્વ પદાર્થમાં અભેદ તેજ બ્રહ્મ જગતનું કારણ છે. એમાં કોઇ નિમિત્ત કારણરૂપ માને છે. વળી કોઈ આત્માને દ્રવ્યરૂપ માને છે. તે રૂપે ઉપાદાન કારણરૂપે માને છે, અને તે ભુતોમાં અન્વયરૂપે છે. કોઈ ન્યાયના અંતરગત તર્કશાસ્ત્રને માને છે. વેદાન્તવાદ શાસ્ત્રમાં તેને સંમત માને છે. ત્યાં કણાદમુની शुद्धचित्तो नर स्तर्केण ब्रह्मीभूत इति સાંખ્યમાં सिद्धिरेव तर्क इति ॥ કપિલમાં उहःसिद्धिरिति વિષ્ણુગીતામાં कर्मणैवहि संसिद्धि તેજ પદાર્થ જ્ઞાનવડે પદાર્થના અભેદપણાએ તે પ્રાપ્ત છે, કણાદમાં સપ્તપદાર્થ છે ત્યાં સૂત્ર છે કે—द्रव्यगुण कर्म सामान्य विशेष समवाया भावाः"

એમ ન્યાના પ્રકારથી તર્કશાસ્ત્રમાં ભેદ છે. પણ પાંચ પ્રકારના ચિત્તના ભેદો યોગીજનો અભેદ કરીને યોગ શબ્દવડે એકાર્થ ભાવને વર્ણવે છે. એ તેના અર્થ પ્રમાણથી છે.

धर्मशास्त्रविदः सर्वे बोधाभैव परंपदं ॥
ब्रह्मबोधमयं मुख्यं भावाभाव विवर्जितं ॥७॥
पंचचित्तगतो धर्म स्त्यक्तव्यस्तेनयोगकः ।
धर्मोभवेत्रसंदेहो ब्रह्मधर्मधरः प्रभुः ॥८॥

અર્થ:—એ પ્રમાણે તર્કશાસ્ત્રનો નિર્ણય વર્ણવ્યા પછી ધર્મશાસ્ત્ર બોધને વર્ણવે છે. ધર્મશાસ્ત્રવેત્તા યાજ્ઞવલ્ક્યાદિક જુદી જુદી સ્મૃતિઓના વેત્તા મુનીઓ છે. ભાવાભાવ વિવર્જીતમાં ભાવ એટલે સત્તાત્મક સદા એક ચિદાત્મા છે અને અભાવ રૂપે સોપાધિક બ્રહ્મ તે બંન્ને એટલે સોપાધિક અને નિરૂપાધિકના લયથી બોધાત્મક બ્રહ્મ છે સોપાધિક બ્રહ્મ તે વિહાર બોધદાયક છે. તેમ નિરૂપાધિક બ્રહ્મ તે પણ વિહાર બોધદાયક છે તેના ઉદ્ભવથી જાગૃત સ્વપ્ન સુષુપ્તિ અવસ્થામાં ત્રણે અવસ્થાનો અનુભવ કરનારો તુર્યાત્મક બ્રહ્મ તે સ્વસ્વ ઊત્પત્તિ પાલન સંહાર રૂપે બોધદાયક છે અને તેને આધારે વૃદ્ધિ તેમ ક્ષિણતા છે. એમ બોધાધિન સોપાધિક વિહાર જાણવો. બોધના અભાવે સ્વસ્વ વિહારનો અભાવ છે. હવે નિરૂપાધિક બ્રહ્મમાં તુરીય તે નિમિત્ત કારણ વડે વિહાર અનુભવ છે તે પણ બોધને આધિન છે તુરીયનીતાદાત્મ્યતા તે બોધ બ્રહ્મ છે. તેના અભેદમાં બોધ સમાધિ સામર્થ્યથી બોધાત્મક અવશેષ છે—સર્વત્ર અન્વય ભાવ લય જાય છે. તે ત્રણે અવસ્થાના તાદાત્મ્ય વડે તે વિહાર બોધાધિન તાદ્દશ બોધ આપનાર બોધ બ્રહ્મ છે. તદ્દવત્ પ્રકૃતિ પુરૂષ પોતાના મહિમામાં સ્થિત છે એમ જાણવું. એમ બોધાધિન પ્રકૃતિ પુરૂષનો વિહાર છે. બોધથી પર પદ નથી. આ પ્રમાણે બોધાત્મક બ્રહ્મ સ્વરૂપના વર્ણનથી આ લોક પરલોકમાં બ્રહ્મીભૂત સુખદ છે. એમ ધર્મ શાસ્ત્ર કહે છે. તેથી બ્રહ્મીભૂત સુખ ધર્મને આધિન છે. તેમાં સ્વવર્ણાશ્રમ ધર્મનો બોધ મુખ્ય છે તેથી ગર્ભાધાનાદિ સંસ્કારને ધર્મશાસ્ત્ર પ્રબોધે છે ત્યાંથી આરંભ કરી. સુબુદ્ધિ પ્રાપ્ત સંસ્કારની વૃદ્ધિ થતાં યજ્ઞોપવિત બ્રહ્મચર્ય સત્કર્મ વિદ્યાભ્યાસ સંસ્કાર પછી ગૃહસ્થ, વાનપ્રસ્થ અંતે સંન્યાસને અંતે પ્રણવનો જપ કાયિકાદિ ત્રીદંડ દ્વિદંડ એક દંડ ધારણ સ્વધર્મની તત્પરતા સમજાવે છે. તેથી પરે શમદમપરાયણ પરમહંસ સંન્યાસી જ્ઞાનદંડ ધારણથી સ્વધર્માચરણના પ્રભાવથી સંપ્રજ્ઞાત સમાધિ "જ્ઞાન" વડે બ્રહ્મીભુત યોગી થાય છે. એમ સ્વેચ્છા વિહારીત્વ પણ બોધ રૂપ ધર્મથી યોગી પદની પ્રાપ્તિ છે. यत् पूर्णानंदैक० શ્રુતિનો અર્થ છે. એમ બોધથી પરે ધર્મ શાસ્ત્રનો અભાવ છે. અહીંયા અન્વયથી ઉપાદાન પ્રકૃતિ અને વ્યતિરેકથી નિમિત્ત કારણ પુર

ષના અભેદ સાક્ષાત્કારણ ત્રીજું છે. સાક્ષાત કારણના ત્રણ પ્રકાર છે. અન્વયાત્મક, વ્યતિરેકાત્મક અને સ્વમહિમામાં સ્થિત્યાત્મક છે. અન્વયાત્મક બોધ કરનાર ધર્મ પર્યંત ધર્મ શાસ્ત્રો છે. તેથી પરે અન્વય કારણનો અભાવ છે, જે સ્વસંવેદ્ય બ્રહ્મ છે તે સંપુર્ણ કારણ છે. તેનું પ્રતિપાદન પ્રકૃતિ પુરૂષના અભેદ છે તેથી પરે કારણનો અભાવ છે. તેમ વ્યતિરેકાત્મક એટલે પરસંવેદ્ય છે અને તેથી સ્વમહિમામાં સ્થિત તે પૂર્ણ બોધાત્મક શાન્તિ બ્રહ્મભૂયતા છે. (૭) હવે ધર્મશાસ્ત્રના અને યોગ શાસ્ત્રના અભેદ યોગને કહે છે. પાંચ ચિત્તમાં ક્ષીપ્ત ચિત્તનો ચિત્તક્ષેપણ ધર્મ–મૂઢ ચિત્તનો પદાર્થ જ્ઞાન ભ્રાન્તિકારક મોહ ધર્મ–વિક્ષિપ્ત ચિત્તમાં મુમુક્ષુ ધર્મ–એકાગ્ર ચિત્તમાં જગત અને આત્માનો એકાકાર સાક્ષાત્કારાત્મક ધર્મ–અને નિરોધ ચિત્તમાં સમાધિપૂર્વક કૈવલ્ય સંસ્કાર જ્ઞાનાત્મક ધર્મ–એમ પાંચ પ્રકારના ચિત્ત વૃત્તિના ભેદમાં ધર્મ છે એમ જાણવું. હવે તેના અનુભવ લક્ષણથી **ધર્મ અને ધર્મિસ્થને** કહે છે તે ધર્મ યોગીજનોએ છોડવાના છે કેમકે યોગી **સાર્વભૌમ** નામના સવ ચિત્તથી પરે **ચિત્તના ધર્મની સમાધિના** સામર્થ્યપૂર્વક પૂર્ણ યોગી છે. તે સમાધિ વડે બ્રહ્મ ધર્મ ધરનાર તેજ બ્રહ્મ છે. એમ તદ્દરૂપાકાર તેજ પ્રમાણે **ધર્મને** ધારણ કરવો. એમ જાણવું. ત્યાં પંચવિધ ચિત્તવૃતિ વડે જે અનુભવથી જાણ્યું તેજ બ્રહ્મ અભેદ વડે લય ગયો તેજ બ્રહ્મ ધર્મ છે. એટલે સાર્વભૌમ ચિત્ત ધર્મ તેજ જાણવા સમજવાનો છે. અહિંયાં વ્યાસનું ભાષ્ય છે કે કોઇ પ્રશ્ન કરે કે પરબ્રહ્મ જ્યારે સાર્વભૌમ ચિત્ત ધર્મ યુક્ત છે. ત્યારે બ્રહ્મ ધર્મિ પણ છે એમ બ્રહ્મ પણ દ્વંદ્વ ધર્મ ધર્મિપણાથી થાય. એટલે બ્રહ્મજ ધર્મ અને ધર્મી એમ કહેવાય તો તેનો પ્રત્યુત્તર એવો કે પરબ્રહ્મ વસ્તુ **સાર્વભૌમ ચિત ધર્મ** રૂપ નથી. કેમકે ધર્મિ આત્મા લય જાય છે. આ સાર્વભૌમ ચિત્તનો ધર્મ બ્રહ્મીભૂત યોગીને માટે વર્ણવેલો છે. કેમકે તે ચિત્ત સમાધિ ધારકપણાથી છે. જેમ યોગ શાસ્ત્ર–બ્રહ્મના અપરોક્ષ સ્વરૂપને કહે છે. તોજ યોગી કહેવાય છે તેજ પ્રમાણે સાર્વભૌમ ચિત્ત ધર્મ વડે યોગ ધર્મિપણાથી તે યોગી છે. સ્વસંવેદ્યપણાથી પ્રભુજ યોગી સ્વરૂપ છે. એ પ્રમાણે કે અધર્મશાસ્ત્ર કે ધર્મશાસ્ત્ર અને યોગશાસ્ત્ર કે અયોગશાસ્ત્ર યોગ પ્રાપ્તિમાં ધર્મના આધિનપણા વડે અભિન્નજ છે. જે ધર્મશાસ્ત્ર છે તે યોગશાસ્ત્ર છે એમાં સર્વ પ્રમાણની માન્યતાથી સંદેહ નથી. (૮)

सांख्या वदंति सांख्यंयद्ब्रह्म संख्याविवर्जितं ॥
विबोधात्मपरंब्रह्म खेलहीन मभावतः ॥९॥
तत्र पंचविधंचित्तं परंयोगेन संख्यया ।
हीनं तदेव भवति योगाख्यं ब्रह्म मानतः ॥१०॥

**અર્થ:—હવે સાંખ્ય શાસ્ત્રના અભેદપણાને વર્ણવે છે. કપિલાદિ મુની-ઓએ સાંખ્ય શાસ્ત્રનું વર્ણન કરેલું છે બ્રહ્મીભૂત સ્વભાવ ધારણથી સાંખ્ય વડે** સાક્ષાત્કાર યોગ છે. " **सम्यक् ख्यायते ब्रह्मतदेव सांख्यं** " જે સંખ્યાનો નાશ થાય તે સંખ્યા મિથ્યા ભાન રૂપ છે. જ્યાં સંખ્યા વિવર્જીતપણું તે સંખ્યા રહિત કહેવાય છે આ સ્થાને સંખ્યા એ બ્રહ્મની અનુભવાત્મિકા જાણવી. જો કે જે સમાધિ વડે જ્ઞાન થાય છે. તે સંખ્યાત્મક છે, તેથી વર્જીત એવો આત્મા સંખ્યાહીન છે. બ્રહ્મીભૂત સ્થિતીમાં બ્રહ્મનો સાક્ષાત્કાર હોવાથી આત્મા જણાતો નથી. કેમકે આત્મદર્શિને પ્રકૃતિ બુદ્ધિનો અભાવ છે એટલાજ માટે બોધના વિહારને જાણનાર તે વિબોધ છે. તે જ્ઞાન સામર્થ્યથી નષ્ટ પ્રાય છે તેથી આત્મા જણાતો નથી. તેજ આત્મા બોધના અભાવથી સદાએ નિ:સંગપણાએ એટલે પોતાનો આત્મા આત્મામાંજ સ્થિત થાય છે તેજ હ્મમાં સ્થિતપણાએ બ્રહ્મ છે. માયા વિહારહીન પ્રભાવથી વિબોધ રૂપ બ્રહ્મ પર બ્રહ્મને વિષે જણાતા નથી. કેમકે માયા વિહારહીનપણું છે. एकमेवाद्वितीयं ब्रह्मेति અને निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरंजनं ॥ अमृतस्य परंशेतु निरिंधनमिवानलमिति श्रुतेः ॥ એમ તે એકજ અદ્વિતીય બ્રહ્મ છે, તે નિષ્કલ (કલા-રહિત) ક્રિયારહિત શાન્ત. વર્ણન ન થાય તેવો. નિરંજન–અમૃતનો પણ શેતુ એટલે પાજ રૂપ અને લાકડાં ધુમાડા વિનાનો અગ્નિ છે. એમ શ્રુતિ વર્ણવે છે. હવે કપિલના સાંખ્યને વર્ણવે છે ऋषिं प्रसूतं कापिलं यस्तमग्रे ज्ञानंविभर्ति जायमानंपश्येदिति श्रुतेः ॥ ત્યાં પ્રકૃતિ સર્વ કારણ રૂપ છે. પુરૂષ સદાએ નિ:સંગ છે–કેમકે આત્માપણું છે. ત્યાં સૂત્ર છે કે सत्वरजस्तमसां साम्यावस्था प्रकृतिः ॥ प्रकृतेर्महान् महतोहंकारो हंकारात्पंचतन्मात्रा यदुभयमिन्द्रियंन्मात्रेभ्यः स्थूल भूतानि पुरुष इति पंचविंशति गणइति ॥ સત્વ રજ તમની સામ્યાવસ્થા તેજ પ્રકૃતિ (બુદ્ધ) છે. તેના ત્રણ ગુણ ભિન્ન ભિન્ન સ્વભાવના છે. તેની જે એકાત્મતા તે તુરીય ગુણ અગુણસમ વસ્તુપણાથી છે. તેના ભિન્નપણાએ અભિન્ન એવી સામ્ય પ્રકૃતિ તે ગુણોનું કૈવલ્ય છે–ત્રીગુણચાલક ભાવદર્શનથી તુરીય ગુણ સામ્ય છે ? ? તો નથી. સામ્યમાં કીંચીત્ પણ નથી. તેથી ગુણ સામ્ય કૈવલ્ય છે. કેમકે વિકાર અવિકાર અભાવ ગુણથણાથી તે કૈવલ્ય સ્વમહિમામાં સ્થિત છે. મહત્તત્વાદિ તત્વજ્ઞાન પહેલાં વર્ણવી ગયા છીએ. હવે પુરૂષ જ્ઞાન કહેવાય છે. અહિંયા કપીલ સૂત્ર છે કે अथात्रिविध दुःखात्यंत निवृत्तिरत्यंतपुरुषार्थइति અહિંયાં અથ શબ્દથી અધિકારી સમજાવ્યો છે. ત્રિવિધ પ્રકારના દુ:ખની અત્યંત નિવૃત્તિ તે અત્યંત અર્થથી પુરૂષાર્થ છે. પુરૂષ શબ્દના અર્થ વડે પુરૂષનું જ્ઞાન નથી. તે વડે તો પ્રકૃતિનો નાશસંભવ રૂપ છે એવો સૂત્રનો અર્થ છે, ચિદાત્મા સ્વરૂપ બ્રહ્મના જ્ઞાનથી દુ:ખની

નિવૃતિ છે. સાંખ્યમાં પુરૂષ જ્ઞાન મુખ્ય છે. વિહાર સાક્ષીપણાથી મરત ઉત્થાનઃ તેજ સાંખ્ય છે. (૯) હવે સાંખ્ય શાસ્ત્ર અને યોગ શાસ્ત્રના અભેદપણાને કહે છે. પાંચ પ્રકારના ચિત્તમાં સ્વસ્ત્ર શબ્દાર્થના જ્ઞાન રૂપ સંખ્યા વડે પાંચ ચિત્તનો લય છે એટલે પોતાના આત્મામાં વિહાર હીનપણું તેજ વૈરાગ્યરતપણું છે. સાંખ્યમાં પણ ત્યાગ અને યોગમાં પણ ત્યાગ છે. વૈરાગ્ય વડે સંપ્રજ્ઞાત અસંપ્રજ્ઞાત સમાધિની પ્રાપ્તિ છે. ચિત્ત સ્થિતિમાં ક્ષિપ્તનો લય મૂઢમાં મૂઢનો લય વિક્ષિપ્તમાં વિક્ષિપ્તનો લય, એકાગ્રમાં અને એકાગ્રનો લય નિરોધમાં અને તેનો લય સાર્વભૌમમાં અને સાર્વભૌમ ચિત રૂપ બ્રહ્મીભૂતનો લય પરબ્રહ્મમાં છે. એમ સાંખ્ય અને યોગમાં અભેદપણું છે વિગેરે.

मिमांसका वदंत्येव स्वसंवेद्यं परंमतं ।
कारणं ब्रह्म तन्नान्य न्नास्ति ब्रह्मणि संस्थितं ॥११॥
पंचचित्तं परित्यज्य ब्रह्मरूपं करोति तत् ।
मिमांसया स्वयंयोगी योगवाच्यं भवेत्परं ॥१२॥

અર્થ:—એ પ્રમાણે સાંખ્યના અભેદને વર્ણવીને હવે મિમાંસાના અભેદને કહે છે. મિમાંસાવાદીજનો વેદાન્ત વિચાર વડે બ્રહ્મીભુત થતાં પરમસ્થિતી છે. જેથીપરે કારણનો અભાવ છે–તે સર્વ કારણનું પણ કારણ સ્વસંવેદ્યમાં સર્વ કાર્યનો લય તે વેદાન્ત વિચારનુ સામર્થ્ય છે. તે સ્વસંવેદ્ય બ્રહ્મમાં આત્માલય છે. પોતાના આત્માવડે જાણવા યોગ્ય બ્રહ્મ ચૈતન્ય અભિન્ન છે. તે વેદાન્તનું પ્રમાણ છે. તે બ્રહ્મ અહં છું तत्र को मोहः कः शोक एकत्व मनुपश्यत ઇત્યાદિ શ્રુતિસિદ્ધ છે. तस्मादूब्रह्मण स्तदेवब्रह्म सर्वमभवद्भिन्नभानाभावात श्रुतेः તેથી બ્રહ્મ તેજ બ્રહ્મ તેજ સર્વબ્રહ્મ છે. જ્યાં ભિન્નભાનનો અભાવ છે. તેજબ્રહ્મ' પરબ્રહ્મના આધારે આધાર આધેયના અભેદપણાએ સ્થિત છે. सभगवः कस्मिन्प्रतिष्ठितः स्वमहिम्निति श्रुतेः પોતાનાજ મહિમામાં સ્થિત એવા સ્વસંવેદ્યથી અન્ય નથી. એમ સાફ સાફ સાબીત છે. અહિંયા વ્યાસુત્ર છે કે अथातो ब्रह्मजिज्ञासेति ॥ અથ શબ્દ અધિકાર વાચક અર્થથી છે. એટલાજ માટે સ્વવર્ણાશ્રમ ધર્મના આચરણથી બ્રહ્મજીજ્ઞાસા જાણવી. શુદ્ધાન્ત કરણથી બ્રહ્મજીજ્ઞાસા થાય છે. એમ અધિકાર વર્ણવી પછી તેથી પરે પરબ્રહ્મનું વર્ણન છે. અહિંયા બીજુ સૂત્ર છે કે जन्माद्यस्य यतः જે (સ્વસંવેદ્ય) પરમાત્માથી પ્રકૃતિ પુરૂષાત્મક જગત છે. વેદાન્ત વિચાર વડે જન્મની જે સ્થિતી તેનો લય કરવાથી બ્રહ્મીભૂતપણાએ બ્રહ્મ છે. તેજબ્રહ્મ સર્વ કારણનો કારણ છે. જેથી તેના કારણનો અભાવ છે. હવે ત્રીજુ સુત્ર છે કે शास्त्रयोनित्वात् શાસ્ત્ર કે જે વેદ આદી છે. તે न च वेदात्परं शास्त्रं તેજ જેનું પ્રમાણ એટલે યોની છે. શાસ્ત્ર પ્રમાણથી તેનો સ્વબુદ્ધિને વિષે સાક્ષાત્કાર છે. તેજ પ્રમાણ (યોની) પ્રકટ કરનારૂં કારણ છે, તેથી તે યોનીવડે બ્રહ્મ જાણવું. એમ મીમાં-

સાથી લક્ષ્યતા જણાવેલી છે. આગળ ચોથુ સૂત્ર છે. तत्तुसमन्वयात् ॥ હે શિષ્ય તું રૂપથી તેનો સમન્વય જાણવો-તુંજ તે સ્વકારણ જ્ઞાનના અભાવથી નર દ્રશ્યનો અનુભવ કરે છે. એમ અનુભવવડે તે બ્રહ્મીભૂત છે. એમ કારણરૂપ સ્વસંવેદ્ય વિના અન્ય કંઈપણ નથી એમ જણાવે છે. વિશેષમાં મૂળગ્રંથ ભાષ્યથી જાણવું. (૧૧) હવે વેદાન્ત મિમાંસા અને યોગશાસ્ત્રના અભેદને કહે છે યોગીનું સાર્વભોમ ચિત્ત છે પાંચ પ્રકારના ચિત્તના પરિત્યાગપૂર્વક-પોતાના આત્માસહ બ્રહ્મમાં તદરૂપ તે બ્રહ્મીભૂતત્વ છે. તે અસંપ્રજ્ઞાત સમાધિ અનુભવમાં જે મિમાંસા ( વિચાર બળ) તે વેદાન્તના વાકયોના અર્થથી સમજાય છે. તે સમાધિની સ્થિતીમાં યોગી છે. તેથી આ મિમાંસાની આવશ્યક્તા છે. એટલાજ માટે આ મિમાંસા શાસ્ત્ર યોગવાચ્ય અભેદ છે. માટે સર્વથી પરે વેદાન્ત શાસ્ત્ર જાણવું. તે યોગનું તાત્પર્યજ છે.

एवं नानामतैर्युक्ता वदंति शास्त्र भेदतः ।
ब्रह्म नानाविधं दक्ष तदेवं योगगं भवेत् ॥ १२ ॥

અર્થઃ—એ પ્રકારે નાના પ્રકારના મતયુક્ત શાસ્ત્રોના ભેદનું વર્ણન છે. તેમાં તેમાં નાના પ્રકારનું બ્રહ્મ તેતે સ્થાનરૂપે વર્ણવાયું છે. એ સર્વનો યોગ જે તે સાક્ષાત્ પરમાત્મા છે. એમ સોપાધિક બ્રહ્મ અને નિરૂપાધિકબ્રહ્મ એવા મત શાસ્ત્રોના ભેદવડે બ્રહ્મપ્રાપ્તિ સાધન વર્ણવેલું છે એ તેનો ક્રમ છે. તે નાના પ્રકારના બ્રહ્મની ઉપાધિનો લય થતાં તત્વમસ્યાત્મક મહાવાક્ય સ્વરૂપે બ્રહ્મજ સ્થિત છે. ઉપાધિનો લય જતાં યોગરૂપ બ્રહ્મનો અભેદજ છે. એમ શાસ્ત્રો બ્રહ્મની પ્રાપ્તિને માટેજ છે. છ શાસ્ત્રોમાં છ સાહિત્ય સાધનરૂપથી બ્રહ્મીભૂતત્વની પ્રાપ્તિ છે. તેથી છએ શાસ્ત્રો આવશ્યક જાણવાં કેમકે બ્રહ્મીભૂતપણાને આપે છે. મહાવાકયોથી બ્રહ્મનું વર્ણન વર્ણાશ્રમ ધર્મના ધર્માચરણયુક્ત-શુદ્ધાંતઃકરણથી મોક્ષરૂચી-તેથી પરે સંન્યાસધર્મ આવશ્યક છે. *ચાર પ્રકારના સંન્યાસ ધર્મથી પરે અદંડ યોગી ધર્મશાસ્ત્રમાં પ્રતિપાદનરૂપ છે. એમ બ્રહ્મીભૂતપર્યંત ધર્મશાસ્ત્રની આવશ્યક્તા છે તર્કશાસ્ત્રમાં પદાર્થ જ્ઞાન છે. તેથી પરે એકાગ્રતાથી પોતાના હૃદયમાં બ્રહ્મનો અનુભવ થાય છે. તેમાં વેદાન્ત વાકયો ઉપરના તર્કોથી જાણવા. તર્કસાધ્ય બ્રહ્મ ધર્મજ્ઞાન છે. એમ બ્રહ્માભૂતમાં તર્કનો લય તે સારસ્વત લયમાં બ્રહ્મીભૂત છે. હવે ન્યાયશાસ્ત્રની આવશ્યક્તા છે. જેમ જગતમાં વ્યવહારનું જ્ઞાન નિઃસંશય ઘટપટાદિ પ્રમેય જ્ઞાન સંભવથી છે. તે પ્રમાણાદિ પદાર્થવડે પ્રમેયનું જ્ઞાન ન્યાયથી પ્રાપ્ત થાય છે. શંકાનો નાશ થાય છે. શંકાનો નાશ થયે બ્રહ્મીભૂતની પ્રાપ્તિ છે. તેમજ સાંખ્યશાસ્ત્ર પણું આવશ્યક છે, સાંખ્યથી પ્રકૃતિનું મિથ્યાત્વ ભાન થાય છે, તેથી તેના ઉપર અરૂચી થાય છે. વૈરાગ્યની ઉત્પત્તિ છે, તેથી સર્વ ત્યાગ થાય છે. ત્યાગથી સ્વાત્માનું બ્રહ્મીભૂતત્વ છે. બ્રહ્મીભૂતને માટે ત્યાગ આવશ્યક છે, એમ માયામલહીન શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ સાંખ્યથી છે. આગળ મિમાંસાશાસ્ત્ર આવશ્યક છે. વેદાન્તના મહા

વાક્યોથી બ્રહ્મનો અનુભવ થાય છે. તેમ અવયવ અવયવીનો અભેદ તે મિમાંસા છે તેથી માયાનો લય જતાં બ્રહ્મીભૂતપણું છે, તે પછી યોગશાસ્ત્રની આવશ્યકતા છે, યોગી અભેદાત્મક જગત બ્રહ્મના યોગે બ્રહ્મમાં લય સ્વરૂપ છે, જે બ્રહ્મીભૂત તે યોગી છે યોગના સાક્ષાત્કારથી બ્રહ્મનો અભેદ છે. યોગીઓના હૃદયમાં બ્રહ્મજ છે તેમાં સ્વર્ગપણું પણ નથી અને જગતપણું પણ નથી. તેમ જગદાત્માપણું પણ નથી. અથવા તેનો અભેદ પણ નથી, કેમકે દૃશ્યાદૃશ્ય ભેદ જાણનારનો બ્રહ્મમાં લય છે, ભેદનું કદાપી ભાન નથી. એમ યોગશાસ્ત્રની આવશ્યકતા છે. ષટ્ શાસ્ત્ર સાહિત્ય સાધનની સાધ્યતા તે બ્રહ્મીભૂત છે. માટે પટ્શાસ્ત્રો બ્રહ્મ પ્રાપ્તિમાં ભેદરૂપ નથી, નાના મતના કારણરૂપની ઉપાધીનો લય જતાં તે બ્રહ્મજ છે. એમા શંકા નથી. તેજ પ્રમાણે તે તે શાસ્ત્રોમાં વર્ણવેલી ઉપાધીનો લય જતાં બ્રહ્મજ છે. એમ બ્રહ્મ શબ્દ શાસ્ત્ર દર્શનથી અભિન્નજ છે. અને તે ઉપાધી લયના અભાવથી છે.

> शक्ति ब्रह्मेति शाक्तावै ते वदन्ति न तत्परं ।
> संयोगो द्वंद्व योर्यत्र तदेवं योगगं भवेत् ॥१४॥
> शक्ति पंचम चित्तं गा सा ब्रह्मणि समागता ।
> परिगृह्य निरोधाख्यं चित्तं देवी ततः स्मृता ॥१५॥

અર્થ:—એ પ્રમાણે શાસ્ત્રોની બ્રહ્મસ્વરૂપમાં ઐકયતા વર્ણવી હવે ભક્તિ યોગવડે પંચાયન દેવની ઉપાસના મતના ઐક્યત્વને વર્ણવતાં પ્રથમ શક્તિના ઉપાસક જે शाक्त તેને કહે છે. શાક્તા એટલે શક્તિની ઉપાસના કરનાર શક્તિ બ્રહ્મ કરીને કહે છે—તે શક્તિના ભક્તજનો છે. તે શક્તિનેજ સત્ય બ્રહ્મ માને છે અન્ય નહીં. હવે તેના અભેદમે કહે છે. પ્રકૃતિ પુરૂષને દ્વંદ્વ કહે છે—અહિયાં પૂર્ણ બ્રહ્મસંયોગનો અભેદ તે અનુક્રમમાં असत् ब्रह्म દેહ છે. એમ પ્રથમ વર્ણવી ગયા છીએ. તેજ આ યોગ છે—તે ભવપ્રત્યયના અંતરગત છે એમ જાણવું. તે અનુક્રમવડે બ્રહ્મના પૂર્ણયોગને પામે છે ત્યાં શક્તિબ્રહ્મ તે શક્તિ રૂપ ઉપાધિયુક્ત છે—ને ઉપાધિનો લય થતાં તે સાક્ષાત્ બ્રહ્મજ છે. જે ઉપાધિ યુક્તપણાનું ભિન્નત્વ છે તેનો નાશ થતાં તે બ્રહ્મજ છે—એમ જાણવું. એમ જુદા જુદા બ્રહ્મના પ્રતિપાદનને વર્ણવેલું છે. તેમ તેની ઉપાધિના લયમાં શ્રુતિ સ્મૃતિ પુરાણમાં સદાએ એકરૂપ વર્ણવેલો બ્રહ્મજ સિદ્ધ છે. એ પ્રમાણે ઋષિજનોએ વર્ણવેલા સત્યબ્રહ્મ પોત પોતાના મતમાં પ્રતિપાદન છે. (૧૪) હવે શક્તિબ્રહ્મને સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપે કહે છે. પાંચમું ચિત્ત જે નિરોધાત્મક ચિત્તની ઉપાધી રૂપ તે શક્તિ—અસત્ બ્રહ્મ સ્વરૂપ તે નિરોધ નામના ચિત્ત સહ આત્માના પરીગ્રહથી સાક્ષાત્ બ્રહ્મમાં લય જવા વડે અભેદપણાને પામે છે. તેથી દેવી જગદંબા શક્તિ બ્રહ્મસ્વરૂપા છે. અને તે શક્તિરૂપ સ્મૃતિ ઉપાધીના લય જવાપણાથી છે. (૧૫)

सोरं ब्रह्मेति सौरास्य वदंति तु परात्परं ।
तस्मात्परं न विद्येत सर्वाधार प्रकाशकः ॥१६॥
भेदात्मकं तं संजीव्य नित्यं तिष्ठति चात्मवत् ।
तेन योगमयः सूर्यो भवत्यत्र न संशयः ॥१७॥

અર્થ:—હવે તેથી પરે સૌરબ્રહ્મનું વર્ણન કરે છે-સૂર્યના ભક્તો પરાત્પર એવા સૂર્યને બ્રહ્મ કહે છે. તેથી પરે અન્ય બ્રહ્મ નથી. એમ સર્વાધારરૂપે સૂર્ય સર્વ જીવનપણાથી છે તેથી સર્વાધાર સૂર્ય છે. सूर्यआत्मा जगतस्तस्थूषश्च इति (૧૬) હવે તેના સત્યપણાને કહે છે-તે સૂર્યની પ્રાપ્તિ શક્તિ બ્રહ્મના અંતર્માંની છે. તેથી શક્તિ બ્રહ્મની સાથે સૂર્યનો અભેદ છે-સૂર્યના આધારથી સર્વ કોઇ જીવે છે. તેથી સર્વના આધાર અને અંતસ્થ સ્વરૂપ સૂર્ય છે તે સતના સર્વાધાર યોગવડે સૂર્ય જીવન અભેદાત્મકપણાથી યોગમય છે. એમ સૂર્ય सुते प्रकाशते સ્મૃતિરૂપ બુદ્ધિના પ્રકાશરૂપે તે सत् બ્રહ્મ છે. એમ પહેલાં વર્ણવેલું છે. તે સૂર્ય પોતાની જીવનાત્મક સૂર્ય નામની ઉપાધીનો ત્યાગ થતાં તે બ્રહ્મસ્વરૂપે છે. એમ જાણવું. (૧૭)

वदंति विष्णु ब्रह्मेति मुख्यं य वैष्णवाजनाः ।
तस्मात्परं पदं नास्ति सदानंद प्रमाणतः ॥१८॥
चित्तं यत्पंचमंतत्र मोहं त्यक्त्वा तदात्मकं ।
ब्रह्मयोगे भवेद्योग आनंदो नात्र संशयः ॥१९॥

અર્થ:—હવે તે એથી પરે વિષ્ણુબ્રહ્મને વર્ણવે છે, વૈષ્ણવજનો વિષ્ણુ બ્રહ્મ મુખ્ય છે, એમ કહે છે, વિષ્ણુથી સર્વોત્કૃષ્ટ પદ નથી. એમ વિષ્ણુના ભક્તો કહે છે તેનો હેતુ એવો છે કે, અસત્ અને સતના અભેદથી આનંદ સ્વરૂપના પ્રમાણપૂર્વક વ્યાપક-અંતર્યામી વિષ્ણુ નામ બ્રહ્મ સત્ જે વ્યષ્ટિજીવ-અસત્ જે દેહ તે ઉપલક્ષણવડે આસમંતાત્ નંદન ધર્મરૂપ તે સદાનંદ પ્રમાણથી તે વિષ્ણુ नासतो विद्यते ॥ સમષ્ટિગત છે-(૧૮) હવે તેના સત્યત્વને પ્રતિપાદન કરે છે પાંચમું ચિત્ત જે નિરોધ. તેનો તદાત્મક એવો જે મોહ તેને છોડીને યોગ વડે આનંદત્મ પણાવડે સાક્ષાત્ બ્રહ્મના અભેદમાં આનંદરૂપ વિષ્ણુબ્રહ્મ છે. તેજ અભેદાત્મક યોગ જાણવો તેમાં विशति विष्णुरिति એટલે પ્રવેશ ભાવના રૂપ ઉપાધિનો લય જવાથી તે સાક્ષાત્કાર બ્રહ્મસ્વરૂપ છે-(૧૯)

शैवा शैव परं ब्रह्म वदंति मुख्य भावतः ।
वेदे तस्मात्परं नास्ति किंचिन्मोह विहीनकं ॥२०॥
निरोधं त्रिविधं ब्रह्म पराधीनं न संशयः ।
तमस्यं योग रूपाख्यं स्वाधीनं योगमं भवेत् ॥२१॥

एवं नाना मते युक्ताः स्वस्व देव परायणाः ।
वदंति तत्प्रमाणं वै शब्दानामर्थ भावतः ॥२२॥

અર્થઃ—હવે શૈવબ્રહ્મનું વર્ણન કરે છે તેના હેતુને કહે છે મોહરૂપ ત્રિપાદ વિહીન–નિર્મોહ સ્વરૂપ તે શિવ છે. કલ્યાણકારી તુર્ય સાક્ષી સ્વરૂપ છે. એમ પ્રથમ વર્ણવી ગયા છીએ. હવે તેના સત્યને પ્રતિપાદન કરે છે. હે દક્ષ ! ! ! ત્રિવીધ એવા અસત્ બ્રહ્મ–સત બ્રહ્મ અને આનંદ અથવા સમ બ્રહ્મ–રૂપ જે ચિત્તની નિરોધાવસ્થા છે. તે સર્વ તુર્ય બ્રહ્મના આધિનપણાથી પરાધીન છે એમ જાણવું એમાં શંકા નથી તેથી તે ત્રણે સ્થાનમાં સ્થિત એવા જે પોતાના સ્વાધીનપણાથી ત્રણે પરાધીન પદને પોતાના આધીનમાં રાખનારો જે તુર્ય શિવ સાક્ષી તે સ્વાધીનમાં રાખવાપણાની ઉપાધીયુક્તપણાથી છે. સ્વાધીન એટલે નીચેની ત્રણે જે સર્વ બ્રહ્મ તેના અંતસ્થના ભાવરૂપ છે. તે યોગ રૂપવડે જે શિવબ્રહ્મ તે તે ઉપાધિના લયમાં બ્રહ્મ સ્વરૂપ છે. સાક્ષાત્ બ્રહ્મના અભેદ યોગવડે યોગરૂપ તે શબ્દબ્રહ્મ સ્વરૂપે શ્રેષ્ટ છે. (૨૧) હવે સર્વ દેવના મતનું વર્ણન કરે છે. એ પ્રમાણે નાના પ્રકારના મતરૂપથી યુક્ત મુનીજનો સ્વસ્વદેવ પરાયણતાએ તે તે દેવને બ્રહ્મ કહે છે–તે પ્રમાણ ઋષિદેવનાં સત્ય છે. તેના હેતુને કહે છે, શબ્દના નામ અને અર્થના ભાવ ઉપરથી તે તે દેવની સાથે બ્રહ્મ શબ્દ પ્રતિપાદન છે–બ્રહ્મ શબ્દના ભાવથી તે તે નામ અર્થ સાથેનો દેવ સત્ય સ્વરૂપ છે પણ તે તે નામ અર્થ ઉપાધિ લય થતાં અવશેષ બ્રહ્મ સ્વરૂપ છે. ત્યાં પ્રશ્ન છે કે–ત્યાં ગણેશને પણ તેમજ જાણવા. તે પણ બ્રહ્મ શબ્દયુક્ત છે. તો તેની સમજને માટે કહે છે કે. તત્વમસિની આકૃતિ સ્વરૂપ ગણેશ હોવાથી તેમાં ત્યાગ કે સંગ્રહનો અભાવ છે–ક્ષયનો પણ અભાવ છે–એ વાત પહેલાં વર્ણવી ગયા છીએ–વિસ્તાર ભયથી અત્રે લખતા નથી. (૨૨)

अनेकार्थ मयाः शब्दास्तेषुकिं किं न संभवेत् ।
सर्व योगार्थ वाच्या वै जायंते योगिनः क्रमात्॥२३॥
अन्न प्राणादिकाः शब्दा एवं ब्रह्म प्रवाचकाः ।
ते सर्वे योगदा दक्ष भवंति ब्रह्म धारणात् ॥२४॥
वेदांतमथ वक्ष्यामि सर्व मान्यं विशेषतः ।
शास्त्राणि च तदंगानि तत्प्रमाणनि सर्वदा ॥२५॥
यः सर्व सर्व भावेषु युतो जानाति मायया ।
मायाहीनं प्रभावेण योगास्तिष्ठति नित्यदा ॥२६॥

અર્થઃ—હવે શબ્દોના અનેક અર્થ થાય છે. તેનું વર્ણન કરે છે. અનેકાર્થમય શબ્દો છે જેમ હરિ શબ્દ વાચ્ય વાનર છે હરિ શબ્દ સિંહ છે. એ પ્રમાણે અનેક અર્થ થાય છે. अनंताः शब्दाः એમ પતંજલીનું વચન છે.

તે સર્વ શબ્દોમાં શું શું ન સંભવે ? ? પ્રકરણને લઇને સર્વ સંભવ રૂપ છે. એટલાજ માટે યોગી પુરૂષોને અનુક્રમથી એટલે સ્વસ્વ ઉપાધિ ક્રમ પૂર્વક સ્વસ્વ કારણ યોગના અનુક્રમથી તે સર્વ શબ્દો યોગાર્થ વાચ્ય થાય છે એમ જાણવું सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीतेति श्रुतेः ॥ વૃક્ષ પણ બ્રહ્મ છે. એમ સત્ય છે. પણ વૃક્ષરૂપી ઉપાધિના લય અનુક્રમવડે તે સાક્ષાત્ બ્રહ્મ છે. જે બ્રહ્મ છે તે તો બ્રહ્મજ છે. તેમાં લયનો અસંભવ છે એમ યોગના અર્થમાં સવ શબ્દોનો સમૂહ છે એમ જાણવું સર્વના અભેદમાં માત્ર બ્રહ્મ સ્થિતીના દર્શ-નથી તે તે દેવ ઇશ્વરો છે તેના શ્રેષ્ટ પરમ ઇશ્વરના ભાવપૂર્વક બ્રહ્મને વર્ણવામાં આવ્યા છે તેથી બ્રહ્મની ઉપાસના મહા પુણ્યપ્રદ છે. (૨૩) હવે વેદાન્તના સિદ્ધાન્ત પ્રમાણે સર્વ બ્રહ્મોનું બ્રહ્મત્વ વર્ણવે છે—અન્ન પ્રાણ એ શ્રુતિ પ્રમાણથી બ્રહ્મ વાચક શબ્દ રૂપ જાણવા अन्नं ब्रह्मेति प्राणो ब्रह्मेति એ પ્રમાણે ॐ इति एकाक्षरं ब्रह्मेति તથા सर्वं खल्विदं ब्रह्मेति ઇત્યાદિ શબ્દ બ્રહ્માત્મક તે સર્વ અન્નાદિ શબ્દની ઉપાધીયુક્ત છે. અન્નાત્મક માયા ઉપાધી આવરણયુક્ત છે. કોઇ પ્રશ્ન કરે કે सर्वं खल्विदं આ શ્રુતિ મહાવાકય છે. તે માયા આવરણયુક્ત નથી કેમકે મહાવાકય પર વેદાન્તનો અભાવ છે. તો તેનો પ્રતિ ઉત્તર છે કે વેદોમાં કેટલાએક મુખ્ય અને કેટલાંએક ગૌણ મહાવાકયો છે તે માયા આવરણ યુક્ત છે—સોપાધિક અને નિરૂપાધિક બ્રહ્મને પ્રતિપાદન કરનારાં તેમ બ્રહ્મના બોધરૂપ મહાવાકયો ઘણાં છે. માટે ચારે વેદમાં એક એક મહાવાકય મુખ્ય છે એમ જાણવું. કે જેઓના પરે વેદાન્તનો અભાવ છે. અને તે પહેલાં વર્ણવી ગયા છીએ હે દક્ષ ! ! ! તે અન્નાદિ બ્રહ્મ વાકય શબ્દો તે સર્વે અન્નાદિમાં બ્રહ્મની ધારણાથી છે—અને તેજ યોગરૂપ વાકયો કહેવાય છે. અન્નાદિ માયા આવરણ લય જવાથી તે શબ્દોમાં બ્રહ્મ શબ્દ કૈવલ્ય રહે છે—તે સાક્ષાત્ બ્રહ્મ જાણવું. ઉપાધવશાત્ શબ્દની ભિન્નતા હોય તે લય જવાથી અવશેષ બ્રહ્મજ રહે છે એમ સર્વત્ર સમજવું. એમ સર્વ ઉપાધિ વાચક શબ્દોના લયથી અવશેષ બ્રહ્મજ તે બ્રહ્મી ભૂતપણું છે. (૨૪) હવે વેદાન્તના મુખ્ય મહાવાકયથી બ્રહ્મનું વર્ણન કરે છે. એ પ્રમાણે વર્ણવ્યા પછી अथ અને विशेषतः સર્વ માન્ય શાસ્ત્રના ઊત્કર્ષપણાથી વેદાન્ત શ્રેષ્ટ છે नच वेदात्परं शास्त्रं वेदेष्वंतं વેદાન્ત છે. ઉપનિષદ એ વેદાન્ત છે તેમાં મહાવાકયોથી સંપૂર્ણ વેદાન્તનો સમાવેશ છે. જેથી પર વેદાન્તનો અભાવ છે. હવે તેનાં ઉત્કર્ષને કહે છે. એટલાજ માટે વેદોના અંગો અને ઉપાંગોમાં સર્વદા પ્રમાણ ભૂતવડે વેદાધાર શાસ્ત્ર વચનપણાથી વેદાન્ત શ્રેષ્ટ છે (૨૫) હવે ઋગવેદ પ્રોક્ત બ્રહ્મનું પ્રતિપાદન કહેવાય છે—જે આત્મા માયાયુક્ત છે તે સર્વ ભાવમાં એટલે નાના પ્રકારના પદાર્થ ભાવમાં સર્વ વ્યવહારાત્મક વિષયને જાણે છે—તેજ માયાના ત્યાગ પ્રભાવવડે માયાનું બ્રહ્મમાં લય જવાપણું હોવાથી નિરંતર બ્રહ્મયોગ બ્રહ્મજ છે—માયા અને આત્માના અભેદવડે બ્રહ્મમાં યોગ છે તેજ બ્રહ્મ છે.

तदेव ब्रह्म मुख्यंतु सर्वेभ्यो नात्र संशयः ।
ब्रह्मभ्य ऋग् जगादेव प्रज्ञानं योगगं स्मृतं ॥२७॥
पंच चित्त भवं सर्वं यो जानाति तदेव सः ।
योग स्तद्गत भावैस वर्जितो भवति प्रभुः ॥२८॥
अहं ब्रह्मेति यद्ब्रह्म सर्व दोष विवर्जितम् ।
सदैव यजुषा प्रोक्तं मुख्यं वै परतः परं ॥२९॥
पंचचित्त भवा भेदा स्तेष्वेवं भेद वर्जितं ।
योगं विद्धि प्रजानाथ योगशास्त्र प्रमाणतः ॥३०॥
माया मोहयुतं पंच माया मोह विवर्जितं ।
तयोर्योगे परं ब्रह्म साम्ना सं कथितं किल ॥३१॥
मायामोह युतं ब्रह्म स्वानंदाख्यं ततः परं ।
अयोग माययाहीनं तयोर्योगे तु योगगं ॥३२॥

અર્થ:—તેજ સર્વ શબ્દવડે જે બ્રહ્મ તેજ મુખ્ય છે—તેથી પર બ્રહ્મ શબ્દનો અભાવ છે—હવે प्रज्ञान શબ્દમાં प्र શબ્દ વાચક પ્રકુતિ છે. અને ज्ञान શબ્દ વાચક પુરૂષ છે—તે પુરૂષ માયા વિહારને જાણવાવાળો છે. એ ઉભયનો અભેદ આત્મા તે प्रज्ञान છે—તે બ્રહ્મનો યોગ અભેદવડે લય રૂપ છે—એમ ઋગ-વેદનો યોગ બ્રહ્મ શબ્દ એકાર્થ વાચક છે—ત્યાં प्रज्ञान ब्रह्मेति મહાવાકય ઋગ-વેદમાં મુખ્ય છે. તે પ્રજ્ઞાન લય જતાં અન્ન બ્રહ્મની પેઠે ઉપાધિ લય જવા પણાએ બ્રહ્મજ અવશેષ છે. (૨૭) હવે તેજ યોગશાસ્ત્રમાં છે તેને કહે છે. પાંચ ચિત્તથી ઉત્પન્ન થયેલો વિહાર બુદ્ધિમાં સ્થિતપણાને લીધે જે જાણે છે. તેજ પ્રભુ છે આત્મા તદ્ગત વિહાર વર્જીતપણાથી આત્માનો બ્રહ્મમાં લય છે તે યોગ છે.એમ ઋગવેદોક્ત બ્રહ્મ—યોગ શાસ્રમાં યોગ નામથી છે તેથી ઋગવેદ અનેયોગશાસ્ર અભેદ છે (૨૮) હવે યજુર્વેદમાં કહેલા બ્રહ્મને કહેછે. યજુર્વેદમાં સોપાધિક નિરૂપાધિક અને આત્માત્મક એમ ત્રણે દોષ માયા મોહયુક્ત છે તે રહિત જે બ્રહ્મ તે નિર્દોષ બ્રહ્મ છે તે अहं ब्रह्मास्मि છે. તે યજુર્વેદનું મહા વાકય છે. અહં આત્મા એવો જે બ્રહ્મ તે પરબ્રહ્મમાં લય જાય છે. એવી રીતે યજુર્વેદનું મહાવાકય તેજ પરબ્રહ્મ છે. તેથી પરે પરબ્રહ્મનો અભાવ છે. (૨૯) હવે યોગ શાસ્રના યોગને કહે છે—હે પ્રજાનાથ દક્ષ !!! પાંચચિત્ત વિહારા-ત્મકા એવી જે માયા તે વડે કરીને આત્મ વિહારાત્મક છે. તે ભેદોમાં ભેદનો ત્યાગ થતાં નિત્ય અભેદ તે યોગ બ્રહ્મ છે. એમ યોગ શાસ્રના પ્રમાણથી વિધિ જાણવી. યોગ પણ બ્રહ્મનેજ કહે છે તેથી પરે પરબ્રહ્મના અભેદ યોગનો અભાવ છે (૩૦) હવે સામવેદોક્ત બ્રહ્મનું વર્ણન થાય છે માયા મોહયુક્ત જે જીવ બ્રહ્મ તે માયા વડે મોહયુક્ત આત્માપણાથી છે. તેથી પરે મોહ વર્જીત

તેજ આત્મા બ્રહ્મ સમાધિ વડે માયા મોહ વર્જીત કેવળ બ્રહ્મ છે. એમ માયાત્મક બ્રહ્મના અભેદ યોગ વડે સર્વોત્કૃષ્ટ જે બ્રહ્મ તે સમાધિમાં तत्वमसि મહા વાકયથી વર્ણવેલો છે. તેમાં त्वं પદ સોપાધિક બ્રહ્મ છે. तत् પદ નિરૂપાધિક બ્રહ્મ છે. તે બેના અભેદમાં असि પદ છે. એમ ત્રણે સ્વસ્વ માયા ત્યાગથી કૈવલ્ય સ્વરૂપ છે—માયાનો ત્યાગ છે તે લય સ્વરૂપ છે તેથી પરમાત્મા લય જતાં તત્વમસિ અભેદાત્મક બ્રહ્મ શેષ છે. જેથી પરે પરબ્રહ્મનો અભાવ છે.(૩૧) હવે તેના યોયાત્મકને કહે છે—માયા મોહયુક્ત જે સ્વસંવેદ્યાત્મક બ્રહ્મ તેજ સ્વાનંદ છે. તે સ્વાનંદ નામનો આત્મા પોતાની માયા વડે જુદા જુદા પ્રકારના બ્રહ્માત્મપણાથી અથવા જગદાત્માપણાથી માયામાં મોહરૂપ છે તે ભવ પ્રત્યય સંપ્રજ્ઞાતાત્મકપણાથી બ્રહ્મ સ્વરૂપ છે. તેથી પરે માયા હીનપણાએ એટલે માયા નાશક ઉપાય વડે ઉપાય પ્રત્યય સંપ્રજ્ઞાતાત્મકપણાથી અયોગ બ્રહ્મ છે. ઉપાય ત્યાગ તે અસંપ્રજ્ઞાત સમાધિ રૂપ છે. તેના યોગમાં યોગ રૂપ ત સામવેદનો બ્રહ્મ છે. (૩૨)

ब्रह्म ब्रह्मणि संस्थंयन्मनो वाणी मयं न तत् ।
मनोवाणी विहीनं नाथर्व वेदो जगादह ॥३३॥
मनोवाणी मयः प्रोक्तः संप्रज्ञातोन संशयः ।
असंप्रज्ञात कस्ताभ्यां हीनो योग स्तयोः परः ॥३४॥
एवं वेदार्थ युक्तानि महावाक्यानि मानद ।
योगाख्यानि विशेषेण जानीया याेग सेवया ॥३५॥
कर्मादयः समाख्याता शब्दा ब्रह्म मयाबुधैः ।
भवंति योग संज्ञस्था स्ते सर्वे योगिनां मते ॥३६॥
सर्व शास्त्र मतैक्यं। कथितं शब्द धारणात् ।
तज्ज्ञात्वा मोहहीनःम सदा भवति मानवः ॥३७॥

અર્થ:—હવે અથર્વવેદના બ્રહ્મને કહે છે. બ્રહ્મમાં સ્થિત એવો જે બ્રહ્મ તે મનવાણીમય જગતના પરપણાથી મનવાણીમય નથી અને આત્માના પરપણાથી મનવાણી હીન નથી. તેથી સદાએ ;ભેદાભેદ હીનાત્મકપણાથીજ તે બ્રહ્મ છે—પ્રશ્ન—અભેદાત્મક બ્રહ્મ તો સર્વ શાસ્ત્રમાં સંમત રૂપ છે ?? તો ઉત્તર કે—ભેદ અને અભેદાત્મકનો ભેદ બ્રહ્મમાં અભેદ ભાવ રૂપે શબ્દથી વર્ણવેલો નથી. કેમકે બ્રહ્મ સ્વરૂપનું વર્ણન કરવુ અશકય છે. એટલે અભેદ શબ્દથી વર્ણવાય નહિ એટલા માટે સારસ્વત લયાત્મકપણાથી બ્રહ્મ અભેદાત્મક છે એમ જાણવું નહિ. એમ અથર્વ વેદ કહે છે. તે અથર્વ વેદનું મહા વાકય अयमात्मा ब्रह्मेति તે શ્રેષ્ટ છે. આ આત્માનું સ્વસ્વ માયા વિહાર યુક્તપણું બ્રહ્મમાં લય જવાથી માત્ર બ્રહ્મજ છે એમ જાણવું. (૩૩) હવે તે યોગના અભેદને કહે છે.

મન વાણીમય તે સંપ્રજ્ઞાત સમાધિ છે. ચાર પ્રકારની સંપ્રજ્ઞાત સમાધિ તે જગત આત્માપણાથી છે–હવે મનવાણી રહીત જે અસંપ્રજ્ઞાત સમાધિ તે ત્રણ પ્રકારની આત્માપણાથી છે એમ અસંપ્રજ્ઞાત સંપ્રજ્ઞાત તેથી પરે યોગાત્મકપણાથી પર યોગ છે–એમ આત્મા બ્રહ્માત્માના યોગે તે ત્રણ પ્રકારનો આત્માનો લય છે. (૩૪) હવે માહા વાકયના અર્થને કહે છે–હે માનવાળા દક્ષ!!! એમ પૂર્વે કહી ગયા પ્રમાણે વેદાર્થ યુક્ત વેદમાં કહેલાં મહાવાકયો બ્રહ્મ માયાત્મક તે આત્મામાં સ્થિર છે. સ્વસ્વ મહાવાકય પ્રોક્ત બ્રહ્માનો લય જવાથી માત્ર બ્રહ્મજ બ્રહ્મ છે. કે જે બ્રહ્માત્મકપણાથી છે. તેજ યોગ વડે બ્રહ્મનો અભેદાત્મક ભાવ છે. તેને માટે સમાધી ભેદ વિશેષે કરીને જાણવા માટે અને સાક્ષાત્ અભેદ સમાધિ સામર્થ્યથી યોગનું સેવન કરવું. (૩૫) હવે કર્મ બ્રહ્મજ છે ઇત્યાદી કહેનારાનો બ્રહ્મનો યોગ વર્ણવે છે–વિદ્વાન મુનીજનો કર્માદય એવો શબ્દ બ્રહ્મમય કહે છે. કેમકે કર્મ બ્રહ્માર્પણત્વ સાધ્યપણાથી છે. એમ ધર્મ શાસ્ત્રનું પ્રમાણ છે–એવું જે જ્ઞાન તે બ્રહ્મ બુદ્ધિ ત્યાગના લક્ષ્યપણાથી છે. મિથ્યા ભાનપણાથી નાના પ્રકારનું જ્ઞાન જાણવું. માયાના બંધનથી તે દુઃખ યોગ સાધન વડે લય જવાથી બ્રહ્મીભૂતપણાનું સુખ છે એમ સુખ દુઃખાત્મક જે દ્વંદ્વ તે અત્રે પ્રતિપાદન રૂપ નથી કેમકે મોહ માયા યુક્તપણું દૂખનો હેતુ છે. હવે खं બ્રહ્મ એટલે આકાશ તે ભૂતોના અભેદે બ્રહ્મજ અનુક્રમથી બ્રહ્મીભૂત રૂપ છે–એ પ્રમાણે જુદી જુદી રીતે અનુક્રમ સાધ્ય બ્રહ્મનું પ્રતિપાદન ઉપનિષદોમાં કહેલું છે. પણ તે બ્રહ્મીભૂત સમાધી ક્રમ સામર્થ્યની પ્રાપ્તિને માટે છે અને તે અનુક્રમપૂર્વક છે અન્ય कं બ્રહ્મ–खं બ્રહ્મ ( એટલે ) ( પૂર્ણબ્રહ્મ છે ) એમ વેદાન્તમાં કથેલું છે તેમ સ્મૃતિઓમાં પણ સ્વસ્વ ઉપાધિયુક્તપણા રૂપે ભિન્ન ભિન્નત્વ દેખાય છે. સ્વસ્વ પ્રોક્ત બ્રહ્મો બ્રહ્મમાં લય જાય. કે બ્રહ્મ કેવલ રહે છે–તેજ સત્ય બ્રહ્મ છે. સમાધિ વડે તે તે બ્રહ્મ બ્રહ્મીભૂત છે–એમ સર્વત્ર જાણવું. એમ સર્વ મુનિ પ્રમાણ છે. કેમકે અનુક્રમ સાધ્ય બ્રહ્મીભૂતત્વ છે એટલે યાવત શબ્દો બ્રહ્મમય છે. યોગી શુકાદિના હૃદયમાં યોગ સંજ્ઞા રૂપે સ્થિત સંપ્રજ્ઞાન અસંપ્રજ્ઞાત સમાધિ છે. અનુક્રમ વડે તે પૂર્ણ યોગને આપનાર છે. (૩૬) એ પ્રમાણે હે દક્ષ!! સર્વ શાસ્ત્રનો એકમત શબ્દની ધારણાથી તેમ સર્વ શાસ્ત્રનો મત પણ એકયપણાથી બ્રહ્મ રૂપ છે ઉપાધિ લય જવાપણાથી. બ્રહ્મ સ્વરૂપ છે તેથી એકમતે બ્રહ્મ સ્વરૂપ છે આ એકમત અનુક્રમ વડે બ્રહ્મીભૂતપણાને આપનાર છે એટલાજ માટે તે જાણનાર જાણીને મોહ હીન થાય છે. નાના પ્રકારના સંશય રહિત થાય છે. કેમકે ક્રમ વડે સમાધીથી બ્રહ્મીભૂતપણું છે, (૩૭)

ॐ तत्सदिति श्रीमद्योगगीता सुपनिषद सुगमासु योगामृतार्थ शास्त्रे श्रीमन्मुद्गलेय महापुराणे नवम खंडे योगचरित्रे दक्ष मुद्गल संवादे नाना मतैक्य योगो नाम चतुर्दशो ध्यायः योगगीतायां दशमो ध्यायः ॥१०॥ ॐ ॐ ॐ ॥

॥ श्री गणेशाय नमः ॥

# ॥ श्रीयोगगीताया एकादशोऽध्यायः ॥

॥ मुद्गल उवाच ॥ अथो लयं प्रवक्ष्यामि येन चित्तं लयं व्रजेत् ।
ब्रह्मण्यास्थाय योगंच ज्ञात्वा योगं प्रजापते ॥१॥
लय श्चतुर्विधः प्रोक्तो नित्यो नैमित्तिकः परः ।
तृतीयः प्राकृतो विप्रैः सारस्वत श्चतुर्थकः ॥२॥
कर्मा कर्म विकर्माख्या नित्यः प्रोक्तो बुधैः पुरा ।
कर्मानुकूल भावेन जनानां जननादिकं ॥३॥
क्षण क्रमादि मारभ्या युषामंतः समास्थितः
गर्भाधाना द्यवस्थानां प्रकाशश्च प्रकथ्यते ॥४॥

અર્થ:—હે દક્ષ પ્રજાપતિ !!! હવે સર્વ લયાત્મક સ્વરૂપ કહું છું કે જે વડે એટલે લય સમાધી વડે ચિત્તનો વિલય થાય છે–અને તે ચિત્ત અંતે યોગમાં સ્થિત થતાં પૂર્ણયોગને જાણે છે–અને તેથી યોગી થાય છે. યોગીની સ્થિતી થવામાં સારસ્વત લય સમાધિ યોગનું સામર્થ્ય જાણવું. (૧) હવે તે લયના પ્રકાર કહે છે. લય ચાર પ્રકારનો છે. એમ વેદને જાણનારા મુનીજનો બ્રાહ્મણો કહે છે. ૧ નિત્ય પ્રલય, ૨ નૈમિત્તિક પ્રલય, ૩ પ્રાકૃત પ્રલય અને સારસ્વત પ્રલય અથવા આત્યંતિક પ્રલય એમ ચાર છે. (૨) હવે ચિત્તના લયનું વર્ણન થાય છે. ત્રણ પ્રકારનાં કર્મ–અકર્મ અને વિકર્મ છે. એમ પંડિત જનો જાણે છે. જે સ્વધર્મ મર્યાદાયુક્ત આચરણપૂર્વક ફલ ઇચ્છા સહિત છે. તે કર્મ કહેવાય છે. જે નિષ્કામ ફલેચ્છા રહીત સત્કર્મ એટલે સાત્વિક કર્મ હોય અને તે બ્રહ્માર્પણ બુદ્ધિથી કરવામાં આવે તે અકર્મ કહેવાય છે તેમ જે વૈદિક સનાતન ધર્મ વર્ણાશ્રમ મર્યાદા રહીત પાપાચરણ રૂપ સ્વચ્છંદાચરણથી કરવામાં આવે તે વિકર્મ કહેવાય છે. કેમકે તે ત્રણે કર્માધીન સામર્થ્યપણાથી છે–એમ પહેલાં વર્ણવી ગયા છીએ. પ્રશ્ન૦ કર્માધીનપણું કેવી રીતે ?? ઉત્ત૦ માણસોને જન્મમર્ણાદિક છે તે કર્મની અનુકૂલતાએ થાય છે માટે કર્માધીન છે. ત્યાં વિકર્મ વડે નરકની પ્રાપ્તિ છે. કર્મ વડે સ્વર્ગની પ્રાપ્તિ છે. અકર્મ વડે મોક્ષની પ્રાપ્તિ છે. પરસ્પર મિશ્ર ભાવથી જુદા જુદા પ્રકારની યોનીમાં જન્મ ધારણ કરી કર્માધીનપણાથી સુખદુ:ખાદિ દ્વંદ્વો રૂપ ભોગોના ભોક્તૃત્વને પામે છે–તે નિત્યપ્રલય કહેવાય છે. (૩) ગર્ભાધાન સંસ્કાર અવસ્થાથી તે મરણાંત અવસ્થા પ્રકાશ–તે સ્વકૃત

કર્મફલ પ્રમાણ વડે અવસ્થાના ભોગો ભોગવાય છે—એમ મુનીઓ કહે છે. કે–ક્ષણના અનુક્રમથી આરંભ કરીને આયુષ્યના અંત પર્યંત લયને કહે છે. –ગર્ભાધાન પછી તે ક્ષણે વિર્યરક્તનું સંમેલન કરે છે. તેજ ક્ષણે અવસ્થા ભોગવી અન્ય ક્ષણે ભોગને આપે છે. ક્ષણના અનુક્રમ વડે ક્ષણે ક્ષણે અવસ્થાની વૃદ્ધિ કરે છે. એમ અનુક્રમને આધિન જીવો છે–કેમકે મરણ પર્યંત અવસ્થાધારકપણાથી જીવાત્મા છે. એમ ક્ષણના અનુક્રમથી અનંત અવસ્થા પર્યંત લય જાય છે. એમ દેહઅવસ્થાના અનુક્રમ વડે જીવાત્માઓનો નિત્ય પ્રલય સંતત ભાવાત્મક છે. મરણ પછી તો ચાહે સ્વર્ગમાં કે નર્કમાં કે આ લોકના કોઈપણ જીવજંતુ રૂપમાં આ અવસ્થાનું લય કૃત વર્તન છે. કેમકે પ્રતિક્ષણે અવસ્થાનો ભેદ થાય છે. પુનઃ ભુમીમાં જન્મ ધારણ કરવા વડે એમ જ થનાર છે. એવો તે નિત્ય પ્રલય છે. તેજ જગતમાં સ્થિત તેને આધિન છે.(૪)

ब्रह्मणो दिवसांते स कुंठितो नात्र संशयः ।
नैमित्तिक लये नैव त्रिलोकलय कारिणा ॥५॥
शुभा शुभ युताः सर्वे जंतवो लय माययुः ।
शुभा शुभ फलैर्हीना बभूवुः कर्म कुंठनात् ॥६॥
स्वर्ग मंडल पर्यंतं त्रैलोक्यं प्रलयं गतं ।
तावत्तास प्रमाणेन नित्यः सं कथितो बुधैः ॥७॥
अथो नैमित्तिकं दक्ष कथयामि समासतः ।
चतुर्युग सहस्राणि ब्रह्मणो दिन मुच्यते ॥८॥
नैमित्तिको दिनांतोय स्तदार्थं वर्तते लयः ।
तेन नैमित्तिकः प्रोक्तो नाम्ना सर्वार्थ को विदैः ॥९॥

**અર્થ**:—હવે તેના અવસાનને કહે છે. બ્રહ્માના દિવસના અંતે આ ચાર યુગ જેવા સહસ્ર કાળને બ્રહ્માનો દિવસ જાણવો. चतुर्युग सहस्राणि ब्रह्मणो दिन मुच्यते એમ સ્મૃતિકાર જણાવે છે. તે દિવસના અંતમાં બ્રહ્માની રાત્રી આવે છે. તે ત્રિલોકનો લય કારણરૂપ નિમિત્તિક પ્રલય વડે કુંઠીત થયેલો નિત્ય લય છે એમાં શંકા નથી. (૫) હવે કુંઠીત ભાવને કહે છે કે શુભ કર્મોયુક્ત કે અશુભ કર્મોયુક્ત જીવાત્માઓ બ્રહ્માના દિવસાંતે લયને પામે. તેજ ત્રિલોક લય છે. ત્યાં જેમ માણસો દિવસના અંતે વ્યવહારની સમાપ્તિ કરીને રાત્રીએ નિદ્રા કરે છે તે પ્રમાણે બ્રહ્માનું પણ જાણવું. ત્રિલોકના લયમાં બ્રહ્માનો વ્યવહાર સમાપ્તિને પામે છે–ત્યારે પ્રથમ સો વર્ષ સુધી અનાવૃષ્ટિ થાય છે–ત્યાર પછી બારે આદિત્ય એકપણાને પામી તપે છે. અને સમુદ્રના જળનું શોષણ કરે છે ત્યારે પૃથ્વી બળીને રાખોડી સમાન થઇ જાય છે. ત્યારે

સર્વ જંતુઓનો લય થાય છે એનું નામ નૈમિત્તિક પ્રલય કહેવાય છે. રાત્રી પણ નિમિત્તના સંભવરૂપ છે. તે પછી સાંવર્ત્તક નામનો અગ્નિ કે જે શેષ-નારાયણના શ્વાસનો આગ્ન તે ત્રૈલોક્યને ભસ્મિભૂત કરે છે–તે પછી સાંવર્ત્તક નામનો મેઘ. કે જેનું એક બિંદુ હાથીની શુંઢા સમાન છે–તે સતત્ વૃષ્ટિ કરે છે. એમ સો વર્ષ પર્યંત સમુદ્ર અને પૃથ્વીને ડુબાવી દે છે. તે જળની સ્થિતી ઇન્દ્ર લોક પર્યંત પહોંચે છે. ત્યારે ત્રૈલોકયનો લય થાંય છે—એમ જાણવું તેના હેતુને કહે છે. કર્મ સંકુચિત ( કુંઠીત ) પણાને પામે છે ત્યારે માણસો મર-વાથી પુન: જન્મદાતા કોઇં નથી. ત્યારે યમ રાજા આદિનો પણ લય જવા-પણું છે. એટલા જ માટે જીવોનાં કરેલાં કર્મ સંકુચીતપણાને પામે ત્યારે નિત્ય લય છે. કુંઠીત તે પ્રતિક્ષણ દેહધારકપણાના અભાવથી આરૂઢ સ્થાન છે. એટલાજ માટે શુભાશુભ ફ્લહીન જંતુઓ જાણવા. કેમકે શુભાશુભ ફ્લ-દાતા જે દેવ તેના લય દર્શનથી શુભાશુભ ફ્લહીન જીવો છે. (૬) સ્વર્ગ લોક એટલે ઇન્દ્રલોક પર્યંત તે ભુવર્લોક એટલે અંતરિક્ષ ધ્રુવમંડળ પર્યંત જાણવું. અંતરીક્ષ તારામંડળ તેથી પરે સ્વર્ગલોક ( ઇન્દ્રલોક ) છે એમ જાણવું. સ્વર્ગમાં પૃથ્વીના દેવો રહે છે. એમ યોગ સૂત્રભાષ્યમાં વ્યાસ મહારાજે વર્ણવેલું છે. એમ ત્રૈલોકયનો પ્રલય છે. પંડિતોના નિર્ણય પ્રમાણથી નિત્ય લય છે. એમ દેહને વિષે યથાર્થ અવસ્થાનો અનુક્રમ અને લય છે એમ જાણવું. (૭) હે દક્ષ ! ! ! હવે નિમિત્તિક લયને કહે છે. ચાર યુગ સહસ્ત્ર વર્ષ તે બ્રહ્માનો દિવસ કહેવાય છે. (૮) આ દિવસનો અંત તે જ નૈમિત્તિક છે રાત્રીએ વ્યવ-સાયનો અભાવ છે. ત્યારે રાત્રીમાં આ લય થાય છે. જેટલો દિવસ તેટલી રાત્રી જાણવી. દિવસના ઉદયમાં પુન: નિત્ય લયનો આરંભ છેજ છે. એમ સર્વાર્થ કોવિદ મુનિ જનો જાણે છે. તેજ હેતુએ તેનું નામ નૈમિત્તિક પ્રલય છે. રાત્રીનો નિમિત્ત સંભવ કહેવાય છે. (૯)

अधुना प्राकृतं वच्मि ऽयवस्थाभिर्युतं लयं ।
महा कारण गं चेदं स प्राकृत उदाहृतः ।१०॥
तत्वान मेक भावेयं स्थूल सूक्ष्म समात्मनां ।
प्राकृतः प्रकृतिस्यत्वा कथ्यते विबुधैः परः ॥११॥
सारस्वतं परं पूर्णं शृणु योग प्रदं प्रभो ।
निरोध चित्त भावेन पंच चित लयात्मकं ॥१२॥
मनो वाणी मयं सर्वं विश्वं नाना स्वभावगं ।
मनो वाणी विहीनं त्व संप्रज्ञातं विदुर्बुधाः ॥१३॥
वाण्या सं कथ्यते भावो मनस्तत्र प्रगच्छति ।
नाना पदार्थ भिन्नत्वात्सर्वेषां प्राणिनां प्रभो ॥१४॥

**અર્થ** :—હવે પ્રાકૃત લયના સ્વરૂપને કહે છે. આ ત્રિગુણાત્મક જગત ત્રણ અવસ્થાયુક્ત છે. જાગૃત–સ્વપ્ન અને સુષુપ્તિ તે અવસ્થા છે. તેમાં બ્રહ્મારૂપ વિષ્ણુરૂપ રૂદ્રરૂપ તેમ શક્તિ સૂર્ય પણ ત્રિઅવસ્થાયુક્ત જાણવા. કેમકે તે સર્વ પોતપોતાના લોકમાન દિવસ રાત્રી ભોગયુક્તપણાથી છે. તે પોતપોતાના લોકસ્થ વર્ષાદિ માન વડે સર્વ સો (૧૦૦) વર્ષના આયુષ્યવાળા છે. એમ વેદ પ્રમાણ છે. शतंजीवः शरदः ॥श्रुतेः॥ આ શ્રુતિનો એવડો અર્થ જાણવાનો છે. શત એટલે અનંત સંખ્યાત્મક પણ થાય. અને શત એટલે સો વર્ષની સંખ્યાત્મક પણ થાય છે. તે જે યુગમાં જેવું માણસોનું આયુષ્યનું માન તે શત સંખ્યાયુક્ત માહાત્મ્યથી જાણવું. તેજ પ્રમાણે પાતાલમાં તથા દેવલોકમાં તે:તે લોક પ્રોક્ત–કાળ–માન પરિમીત આયુષ્યને જાણવું. તેને શત એમ કહેવામાં આવે છે. તે તે લોકના ઐશ્વર્યનું મહાત્મ્ય છે–તેજ પ્રમાણે બ્રહ્માદિનું પણ સ્વસ્વલોકમાં સ્થિત દીવસ રાત્રી કાલમાન વડે શત સંખ્યા માત્ર આયુષ્ય જાણવું. કાલની કુલ સંખ્યા એવા બે પરાર્ધ વર્ષ કાળ છે. ત્રીગુણ અવસ્થાયુક્ત વિશ્વ માહાકારણ સ્વરૂપ તુર્યરૂપ જ્યારે થાય ત્યારે ત્રિગુણાત્મકી પ્રકૃતિથી ઉદ્ભવ થયેલું તે પ્રાકૃત જગત તે તુર્યપુરૂષમાં લય પણ તે માનકાળે થાય ત્યારે પ્રાકૃત પ્રલય કહેવાય છે. એમ મુનિયોનું માનવું છે. (૧૦) હવે પ્રાકૃત એટલે પ્રકૃતિના સ્વરૂપને કહે છે. વ્યષ્ટિ એટલે જીવાત્માનાં અને સમષ્ટિ એટલે ગુણાત્મા (દેવોનાં) સ્થૂલ–સુક્ષ્મ–કારણ અથવા સમાત્મક દેહની જાગૃત સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થા છે. તે સર્વ મહત્તત્વ એટલે ચોથી અવસ્થાનાં પેટા તત્વો છે–ત્યાં મહત્તત્વનાં પેટા તત્વો ત્રણ અવસ્થાત્મક બે પ્રકારથી છે. જાગૃતાદિ ભિન્ન ભિન્ન દેહના અંતઃકરણો–સાક્ષાત્ ચેતનાત્મક તુર્ય પુરૂષના મહત્તત્વ પ્રકૃતિ વિહારાત્મક સ્વરૂપે પ્રતિક્ષણ અનુક્રમ આરૂઢપણાથી છે. (એક ભાવમાં) સદા એક ક્ષણમાં આરૂઢ થતાં તુર્યમાં તાદાત્મ્યપણાએ છે–તે અજ્ઞાનયુક્ત જીવાત્માઓને તુર્યની પ્રાપ્તિ રૂપ જાણવું નહિં. લયનો વેગ મોહપ્રદ છે. પુનઃ કલ્પનાના માહાત્મ્ય વડે ત્રીદેહ અવસ્થાયુક્ત થાય છે. આ લય પંડતોએ પ્રકૃતિમાં સ્થિતપણાથી પ્રકૃતિથી ઊદ્ભવ પામેલા ભિન્ન ભિન્ન જગતનો કહ્યો છે–તે આત્મસ્વરૂપ વડે પ્રકૃતિ સ્થિત છે. જેના આધારે જગત છે. તેજ તુરીય વડે સંહારને અર્થે પ્રેરીત થઈ તત્વોનો લય કરે છે. ત્યારે પ્રકૃતિને વિષે સ્થિત જગત જે પ્રકૃતિમાં અભેદાત્મક છે. તે પુરૂષ સાથે જોડાય છે. પુરૂષમાં લય જાય ત્યારે પુરૂષ તાદાત્મ્યપણાને પામે છે–તેને પ્રાકૃત લય કહે છે. તે લયના વ્યવસાયને કહે છે–નૈમિત્તિક લયની પેઠે સ્થાવર જંગમનો લય તે પછી બ્રહ્મા આદિ સ્વસ્વ આયુષ્યના ક્રમપૂર્વક સમાપ્તિમાં લય કહેવાય છે. ત્યાર પછી પૃથ્વી આદિનો લય એ સર્વ કાલ પુરૂષાધીન છે એમ જાણવું. પુરૂષ જે તે તત્વોને વિષે વર્મભેદક છે. તે તેમાં લય થતાં વર્મ ભેદ વડે આકૃતિનો નાશ

સંભવ છે એ પ્રમાણે અનુક્રમ વડે ભૂમિ આદિ તત્વો લયના અનુક્રમથી પોતપોતાના કારણમાં લય જાય છે. ત્યારે પ્રાકૃત લય થાય છે. પ્રકૃતિથી ઉદ્ભવ થતાં તત્વોનો પ્રકૃતિમાંજ લય સંભવ છે. અત્રે વર્મ ભેદાત્મક કાલને જાણવો. અહિંયાં આકૃતિ નાશકપણાથી બાહ્યાંતર ભેદ છે. (૧૧) હવે સારસ્વત પ્રલયના સ્વરૂપને કહે છે. હે દક્ષ !!! સમાધિ—આત્મપણાની સમાધીથી યોગ પ્રાપ્તિ કરનાર તે સારસ્વત પ્રલય છે. એટલા જ માટે નિરોધ ચિત્તથી સર્વ ક્રાન્તનો લય થતાં પાંચ ચિત્ત લયાત્મકના આત્મા સ્વરૂપ એવો જે સાર્વભૌમ ચિત્તધર્મ તેથી પરે જનારા યોગી પોતાના હૃદયમાં જગત અને બ્રહ્મનો એટલે પોતાના જીવ આત્માનો લય કરી શકે છે તે પૂર્ણ લયાત્મક સારસ્વત યોગ એટલે સરસ્વતી લય સંપુર્ણપણાથી કહેવાય છે. (૧૨) હવે વાણીના સ્વરૂપને કહે છે. મન અને વાણીમાં પ્રથમ વાણીનું વર્ણન કહે છે. તે વાણી જાણવાપણાથી અને મન મનન કરવાપણાથી તાદૃશ સ્થિત થાય છે. એમ મન અને વાણીમય છે. તેમાં જુદા જુદા પદાર્થના સ્વભાવને પ્રાપ્ત થયેલો તે આત્મા તે બ્રહ્મ છે. આ વિશ્વ સર્વ આત્માત્મક છે. આટલે સુધીની સ્થિતીનો અનુભવ તે સંપ્રજ્ઞાત સમાધિ છે. હવે વિશ્વ લયાત્મક તે મન વાણી વિહીન છે. વાણી વડે વાણીવિહીન તેમજ મન પણ તાદૃશ સમાધીધારક છે. વિશ્વ અને વિશ્વાત્મા રૂપ જે બ્રહ્મ તે પણ નથીજ. એવો અભેદાત્મક બ્રહ્મ—ભેદહીન તે અસંપ્રજ્ઞાત સમાધિ છે એમ જાણવું. (૧૩) હે દક્ષ !!! વાણી યાદૃશભાવ જેવો છે તેવો કહે છે. એટલે જુદા જુદા પદાર્થના ભીન્નપણાથી જુદો જુદો ભાવ તેને વાણી વર્ણન કરે છે અને સર્વ પ્રાણીઓમાં અથવા સ્થાવર જંગમને જાણનાર તેમાં મન સ્થિત છે. (૧૪)

वाण्या वाणी विहीनं यत्कथितं ब्रह्म हृद्गतं ।
चित्तं समाधिना तत्र सदातिष्ठति तादृशं ॥१५॥
वाणी सा द्विविधा प्रोक्ता ब्रह्माकार जगन्मयी ।
तयोर्नाशे लयः प्रोक्तः परः सारस्वतो बुधैः ॥१६॥
सरस्वती लयं यत्र योगभावात् प्रगच्छति ।
महा वाक्यादि संयुक्तो स सारस्वत उच्यते ॥१७॥
सारस्वत लये नैव चितं पंचविध प्रभो ।
चिंतामणौ लयं कृत्वा तिष्ठ त्वं योगी संमतः ॥१८॥

અર્થઃ—વાણી વડે હૃદગત જે બુદ્ધિ તેમાં સ્થિત એવો જે સંપ્રજ્ઞાત બ્રહ્મ તે વાણીવિહીન કેવી રીતે છે. તેને વર્ણવે છે. ओँमित्येकाक्षरंब्रह्मेदं सर्वमिति श्रुतेः ॥ તેજ જગદાત્મા એટલે વાણીમાં કહેવાતો જે સંપ્રજ્ઞાત બ્રહ્મ-

તેજ જગતના અભેદપણાએ સ્થિત છે. કેવી રીતે છે તે જાણવામાં આવતો નથી. સમાધીહીન પુરૂષના જ્ઞાનથી તે અલભ્ય છે, એમ છતાં તે વાણી રૂપથી કહેવાય છે. છતાં વાણીહીન મન વડે અનુભવવાને અશક્ય છે. યોગીઓ વડે પણ તેનું વર્ણવવું અશક્યજ છે. પ્રણવાત્મામાં પોતાનો આત્મા લય જવાથી અભેદ ભેદના ઉપદેશનો અભાવ છે. એમ જુદાં જુદાં માહાવાક્યોનું પ્રતિપાદન છે. એમ મનવાણી હીન ત બ્રહ્મ અસંપ્રજ્ઞાત સમાધિથી લભ્ય છે. તે અસંપ્રજ્ઞાત સમાધી વડે યોગીજનોનું ચિત્ત સદાએ તાદૃસ્યભાવને પામે છે એટલે અસંપ્રજ્ઞાતમય જીવાત્મા અભેદપણાને પામે તો મન વાણીરહિત અનુભવ યુક્તત્વ છે. (૧૫) તે વાણીના બે પ્રકાર છે. તેમાં સર્વ વાણી ભેદ જાણવો—હવે એક તે જગતમયી વ્યવહારાત્મિકા વાણી અને બીજી બ્રહ્માત્મિકા તે બ્રહ્માકાર રૂપ મહાવાક્ય પર્યંત ઉપનિષદાત્મિકા યોગના બોધને આપનારી છે. એમ બંન્ને પ્રકારની વાણીનો નાશ જ્ઞાન જાગૃતિવાળા યોગી જનો જાણે છે. તેને સારસ્વત લય કહે છે. સરસ્વતી પરબ્રહ્મમાં લય જવાથી કહેવાય છે. (૧૬) જે બ્રહ્મમાં આ સરસ્વતી યોગ સમાધી ભાવથી એટલે સાર્વભૌમ ચિત્ત સમાધી ધર્મભાવ ધારણથી તથા મહાવાક્ય સંયુક્ત બોધ થવાથી તે મહાવાક્યના અર્થ સંયુક્ત અનુભવ સંયુક્ત લય જાય છે. ત્યાં માત્ર તત્ત્વમસિ મહાવાક્યજ શ્રેષ્ટ છે—त्वं પદ વડે સોપાધિક બ્રહ્મ બોધ રૂપ तत् પદ વડે નિરૂપાધિક બ્રહ્મ બોધ રૂપ અને असि પદ વડે કેવલાત્મા બોધ રૂપ છે. એ પ્રમાણે त्वं પદ तत् પદ અને असि પદ યુક્ત લય જાય એટલે પરબ્રહ્મ પદમાં ત્રીપદમાં કહેલો આત્મા લય જાય છે. એમ સર્વ વેદાન્ત વાક્યોમાં જાણવું તેનું નામ સારસ્વત પ્રલય છે (૧૭) હવે લયનો ઉપસંહાર કહે છે—હે પ્રભો દક્ષ ! ! ! સારસ્વત લય વડે એટલે બ્રહ્મીભૂતપણા વડે પંચચિત્ત આત્માસહ ચિત્તના લય—ચિંતામણીમાં અભેદપણાને પામતાં યોગી સાક્ષાત્ પૂર્ણ યોગી પણાને પામે છે, ત્યાં જન બોધાર્થ ધારણ બ્રહ્મ શબ્દ પણ દેખાતો નથી બોલાતો નથી બોધ રૂપે પણ રહેતો નથી. જ્યાં સુધી આ યોગ ન પ્રાપ્ત થાય ત્યાં સુધી બ્રહ્મનું જાણવાપણું જાણવું. જ્યાં આ યોગની પ્રાપ્તિ થાય કે બ્રહ્મીભૂતપણું છે. ત્યાં હવે જાણનાર અને જાણવાનું એવો દ્વંદ્વ રહેતોજ નથી. યોગમા એટલે આ બ્રહ્મીભૂત પૂર્ણ યોગમાં જ્ઞાતૃ જ્ઞાન અને જ્ઞેયનો અભાવ છે. અભેદમાં ભિન્ન ભિન્નત્વનો અભાવ છે—તેનું નામ સારસ્વત પ્રલય છે. આ સારસ્વત લય બ્રહ્મીભૂત યોગી જનોની હૃદયબુદ્ધિમાં પૂર્ણ રૂપે પ્રવર્ત્તે છે. અન્યને નહિ. (૧૮)

एतत्तत्वं स[illegible]त योगदं ते समासतः ।
मेपयैनं महायोगं ततो योगी भविष्यसि ॥१९॥

मा योगं कथय [illegible] [illegible] करी [illegible] ।
पात्रहीन प्रभावेण [illegible] [illegible] ॥२०॥
वासनाहीन भावेन गणेश ज्ञान लालसान् ।
तान्बोधय विशेषेण तदायं [illegible] भवेत् ॥२१॥
अत्र ते कारणं दक्ष कथयामि समासतः ।
तस्य श्रवण मात्रेण संशयस्तु लयं व्रजेत् ॥२२॥

અર્થઃ—હવે આ યોગ ગુપ્ત રાખવા કહે છે કે, જે સાર્વભૌમ ચિત્ત ધર્મને આપનાર યોગ તે તમને સંક્ષેપમાં કહ્યો—જેમા સર્વ કર્મ તપ જ્ઞાન, યોગ સાધન સાધ્ય કરવાને અનુભવ યુક્તિ સાથેની રીત છે. તે યોગને અત્યંતજ ગુપ્ત રાખવો—આ યોગના પ્રકાશથીજ યોગી થાય છે. આ યોગ ગુપ્ત રાખવાથી શ્રી ગણેશજી યોગ દાતા થાય છે. (૧૯) હવે ગુપ્ત રાખવાનું કારણ કહે છે—હે પ્રજાપતિ દક્ષ ! ! ! કોઇએક અપાત્ર પુરૂષને આ યોગ કહેવો નહિં તેના હેતુને કહે છે—જે માણસનું હૃદય મોક્ષરૂચી હીન હોય એટલે વિષય વાસના યુક્ત મોક્ષરૂચીહીન ( વ્યભીચારી ) હૃદય હોય તો તેને ઉપદેશ આપવા યોગ્ય પાત્ર નથી. તેથી એવો અપાત્ર યોગથી ભ્રંશ થાય છે માયા મોહયુક્ત મોક્ષ રૂચીથી ઉલટી અશ્રદ્ધા થાય છે. અભાવ રૂપે યોગ થતાં અધોગતીને પ્રાપ્ત થાય છે. (૨૦) હવે પાત્રનું વર્ણન કરે છે. જે પુરૂષની હૃદય બુદ્ધિમાં વાસના હીનપણાએ માયા મોહરૂપ દેહ અને જગતનું મિથ્યાત્વ સારી રીતે સમજાયું હોય તેને પોતાના આત્માના મોક્ષને માટે રૂચી હોય છે એમ મોક્ષ રૂચીવાળા જનો વિષયહીન સ્વભાવથી પાત્ર ગણાય છે—પોતાનો આત્મા ગણેશ બ્રહ્મસ્વરૂપથી તાદૃશ્યતા જોવાની જ્ઞાન લાલસાથી એટલે ગણેશતત્વને જાણવાની ઊત્સુકતાએ એવા પાત્રને પરમ સ્નેહપુર્વક બોધ કરવાથી સાધનશિલ પુરૂષ યોગની ગુપ્ત મર્યાદાના સેવાભાવ વડે ગુરૂ કૃપાએ તે યોગી સ્વરૂપ થાય છે—અને પોતાનું કલ્યાણ કરે છે. (૨૧) હવે પાત્રને ઉપદેશ કરવાનું કારણ કહે છે—પાત્રના સ્વરૂપે જે પુરૂષ આ યોગ મર્યાદાનું ગુપ્ત રીતે સેવન કરે છે—તેના ઉપર યોગ પણ પ્રસંન્ન થાય છે. કુપાત્રના હૃદયમાં આદરજ હોતો નથી. તેથી તેના ઉપર યોગનો કોપ થાય છે તેનું કારણ તમોને કહું છું. તે યોગના શ્રવણ માત્રથી પાત્ર અપાત્રના સંશયો લય થાય છે. (૨૨)

योगाकारो गणेशानो यदा खेल परोऽभवत् ।
तदा तं वचनं माये सिद्धि बुद्धी समूचतुः ॥२३॥
सिद्धि बुद्धि ऊचतुः । यदि खेल करोषि त्वं मावाभ्यां गण नायक ।
[illegible] [illegible] [illegible] नाना भाव प्रदर्शनात् ॥२४॥

वेदादिभि स्तव मानी मयी माया गजानन ।
स्वरूपं ते यथा तथ्यं कथंचित्स्पृशंति मानवान् ॥२५॥
तेन त्वां ब्रह्मणां नाथं ज्ञास्यंते मानवादयः ।
त्वदुपासन मात्रेण भवेयुर्ब्रह्मभूतकाः ॥२६॥

અર્થ:—હવે તે કારણ તમોને કહુ છું. યોગ છે આકાર તે જેનો એવો બ્રહ્મ—તેજ બ્રહ્મ જે કાળે ખેલથી પરે હોય ત્યારે ગણેશ છે. તેજ સાક્ષાત્ યોગ બ્રહ્મમાં ખેલ ખેલકપણાના અભાવથીજ ગણેશ સ્વરૂપમાં ખેલ ખેલકત્વનો સંભવ છે ત્યારે તે ગણેશ (સિદ્ધિ બુદ્ધિ) માયા સહીત દ્વિધામાયારૂપ દેખાય છે—માયાના દ્વંદ્વાત્મકપણાથી એ દ્વંદ્વ બ્રહ્મ રૂપ જ્યારે ગણેશ છે. ત્યારે તેના દક્ષણ અંગમાંથી બુદ્ધિ નીકળે છે. અને વામાંગમાંથી સિદ્ધિ નિકળે છે—અને તે માયાના સ્વરૂપને વર્ણવવા ગણેશના મુખમાંથી સરસ્વતી નિકળે છે—તેમ ગણેશના હૃદયમાંથી ભક્તિ નિકળે છે—એમ ગણેશ સહચારીપણાથી જાણવા. એમ સિદ્ધિ બુદ્ધિ રૂપ માયા નાના પ્રકારના વિહારથી સર્વ ભક્તજનો અને યોગીઓને જ્ઞાન સાધન રૂપ છે. તેમ સરસ્વતિ તે ગણેશજીનું મુખ છે. તેમ ગણેશજીની પ્રિતી કરનાર સાધનોમાં ભક્તિ પ્રમુખ છે. કારણ ભક્તિને આધીન ગણેશ છે. અર્થાત ગણેશ હૃદયને જાણનાર ભક્તિ છે. એમ ચાર પ્રકાર વડે ગણેશજીના સહચારીને જાણવા—ગણેશજી જ્યારે ખેલ પર થાય છે. ત્યારે સિદ્ધિ બુદ્ધિ કે જે विश्वात्मिका ब्रह्ममायि हि बुद्धि ॥ આ બુદ્ધિ વિશ્વાત્મિકા એટલે સર્વાત્મિકા છે. તેજ બુદ્ધિ માયા સ્વરૂપ છે. કેમકે આ આ અનંત કોટી બ્રહ્માંડ બુદ્ધિમય છે. માટે સર્વાત્મીકા કહે છે—અને પરસ્પર ભિન્ન ભિન્ન ભ્રાન્તિ મોહાત્મિકા રૂપ સિદ્ધિ છે. तस्याविमोहा प्रदका च सिद्धि ॥ યાવત્ દૃશ્યાદૃશ્ય પદાર્થના મોહને આપનાર તે સિદ્ધિ છે સિદ્ધિને માટે પ્રયત્નવાન બુદ્ધિ છે. માટે સિદ્ધિ મોહીતા છે. એમ બંન્ને ઉભય છતાં એક રૂપે સિદ્ધિ બુદ્ધિ કહે છે કે હે ગણનાયક પ્રભુ ! ! ! આપ જ્યારે અમે બંન્ને માયા સાથે ખેલ કરો છો એટલે ખેલ કરવાને ઉદ્યુક્ત થાઓ છો ત્યારે અમો માયાના નાના પ્રકારના બ્રહ્મ ભાવ પ્રદર્શનથી અથવા નાના પ્રકારના જગતના પ્રદર્શનથી આચ્છાદન કરી શકીયે. સર્વાત્મિકા એવી જે બુદ્ધિ તે વડે જોડાયેલા એવા ગણેશ પોતાના સ્વરૂપને વિસરીને હુંજ બુદ્ધિ રૂપ છું. અન્ય નહીં એમ બુદ્ધિથી આચ્છાદન રૂપ સાક્ષાત્ આત્મા થાય છે—બુદ્ધિ ભાવની પ્રાપ્તિ થતાં હું આત્મા છું એમ બુદ્ધિથી બુદ્ધિ રૂપજ ભાન થાય છે. તે બુદ્ધિમાંનો આત્મા તે બુદ્ધિનો વિહારી થાય છે—એટલે વિહારમાં આસક્ત બને છે—પોતાના અનુકુલની પ્રાપ્તિમાં હર્ષ અને પ્રતિકુલની પ્રાપ્તિમાં વિષાદ (શોક) રૂપ થાય છે. હવે જ્યારે સિદ્ધિ સાથે ગણેશ જોડાય છે. ત્યારે સિદ્ધિના આધિનપણાએ ઐશ્વર્ય સબંધે હર્ષ

વિષાદમય હું છું, એમ સિદ્ધિનું આવરણ લાગે છે. એમ સિદ્ધિ બુદ્ધિ–આવરણથી ગણેશ સ્વરૂપને આચ્છાદન કરે છે–(૨૪) હવે ખેલનાશક દોષ વર્ણવે છે– હે ગજાનન ! ! તે માયાવિહારના આચ્છાદનથી વાણીમયી સરસ્વતી વેદાદિના પ્રમાણવડે મનુષ્યો પ્રતિ તમને આચ્છાદીત રૂપે જેમ છો તેમ કહે છે. (૨૫) તે વડે કરીને તમો तत्त्वमसि આકૃતિ ધારણ કરતા સર્વ બ્રહ્મોના નાથ રૂપ. બ્રહ્મોના પતિરૂપ ब्रह्मणस्पति એવા નામથી માણસો અને ઇશ્વરોના પણ આત્મા સ્વરૂપ પરમેશ્વર છો એમ જાણે છે. કેવી રીતે તેને વર્ણવે છે. જે આ હૃદય એટલે બુદ્ધિમાં સ્થિત આત્માના તાદાત્મ્યપણાથી બુદ્ધિરૂપ ગુફામાં પ્રાપ્તરૂપ છે. તે સર્વ પદાર્થને જાણે છે. તે જન્મ મરણ દુઃખ વિકારના જ્ઞાનને પણ જાણે છે. કેમકે ત્યાં સ્વાત્માનુભવનું હીનપણું છે. તેજ પ્રમાણે સુખ પ્રાપ્તિ અર્થે અને દુઃખનાશને અર્થે પ્રયત્નવાન જે સિદ્ધિ તેના તાદાત્મ્યપણાથી પ્રાપ્ત એવાં જેવા પ્રકારના કર્મોનો સંચય તે જુદા જુદા પ્રકારના જન્મને આપનાર વિકારને જાણે છે–કેમકે ત્યાં પણ–આત્માનુભવ હીનપણાથી વિષયભોગમાં પ્રીતીપણું છે– એટલે અમને સર્વ વિકારહીન આત્મારૂપ કરો. વળી આત્મભાવ છુટતાં સાક્ષાત બ્રહ્મમાં આત્માને બ્રહ્મીભૂત કરો. જેથી સર્વ વિકારીપણાનો નાશ થતાં વિકાર વિકારી દર્શનનો અભાવ છે. એમ તમને જાણે છે–બ્રહ્મને વિષે ભક્ત અને ભજનાદિના અભાવથી તેને માટે ગણેશ ભજન કરો. એ પ્રમાણે તમો પ્રત્યક્ષ બ્રહ્મ ગણેશ છો એમ વાણી બોધ કરે છે. એમ તમારી ઉપાસનાથી અમો સર્વે બ્રહ્મીભૂતપણાંને થોડા વખતમાં પ્રાપ્ત થઇએ–ત્યારે જ ખેલ નાશ થશે– તેટલા જ માટે ચિરસ્થાયીપણાના અભાવથી તમારા ઉપરનું આચ્છાદન યુક્તપણું એ આ ખેલયુક્ત નથી. (બરાબર નથી)–(૨૬)

न त्वां छादयितुं शक्ते वाणीस्थं गणनायक ।
अत स्तदर्थमानंदा त्कुरु किंचिद्गजानन ॥२७॥
एवं तयोर्वचः श्रुत्वा ते जगाद् गजाननः ।
माखेदं कुरुतं देव्यौ वाणीं संमोहयाम्यहं ॥२८॥
मोहिता सा मयावाणी वर्णनं भ्रान्तिदं च मे ।
करिष्यति ममूढार्थ युतं सत्यार्थं भाषितं ॥२९॥

અર્થઃ—પ્રશ્ન૦ અજ્ઞાન વડે તમને વાણી મોહ કરે છે? એમ કહેવાય તો તેથી કહે છે કે. હે ગણનાયક ! ! ! વાણીમાં સ્થિત એવા તમોને આચ્છાદન કરવાને અમો માયા શક્તિમાન નથી એમ વાણીએ કહેલા સ્વરૂપના આચ્છાદનથી પણ સરસ્વતી જ્ઞાનાત્મીકા છે–હે ગજાનન ! ! ! તેને માટે અમારા અખંડ ખેલના આનંદથી કંઈક કરો. તે વડે આત્માઓ મોહયુક્ત થશે. એવો ભાવ છે. (૨૭) હવે તેને માટે ગજાનન કહે છે–એમ સિદ્ધિ બુદ્ધિનાં વચન સાંભળી

શ્રીગજાનન કહેતા હવા. હે દેવિઓ !!! સર્વત્ર ક્રિડાત્મકમાં હું મોહને પામું છું. એવો ખેદ કરીશ નહિં. વાણીને હું મોહ કરૂં છું-(૨૮) તે મોહને વર્ણવે છે સત્યાર્થ ભાષણ કરવાવાળી વાણી. મારા વડે મોહીત થઇ ભ્રાન્તિરૂપ થશે. ત્યારે હું મારૂં વર્ણન ભ્રાન્તિથી જ કરૂં છું. એમ સ્ફૂટ અર્થ છે એટલા જ માટે આ ગુપ્ત અર્થયુક્ત પદમાં અર્થ પણ ગુઢ છે. અન્ય ભાનાત્મકભાવ તે તાદ્દશ કરે એવો ભાવ છે. (૨૯)

गूढार्थं नैव देवेशा योगीशा स्तत्व दर्शिनः ।
ज्ञास्यंति तेन मां सर्वे न भजिष्यन्ति भावतः ॥३०॥
सिद्धि बुद्धि युतं ब्रह्म वाणी प्रकटयिष्यति ।
न गणेशमयीं गाथां कथयिष्यति योगदां ॥३१॥
सिद्धि बुद्धि मयं सर्वं जगद्ब्रह्म प्रसेव्ययः ।
यदा शुद्धो नरो भावी तदा मां ज्ञास्यति प्रिये ॥३२॥
परं सिद्धि युतं ब्रह्म कथितं सिद्धि दायकं ।
स एव गणनाथोयं पतिः सिद्धे प्रमाणतः ॥३३॥
परं बुद्धि युतं ब्रह्म परं बुद्धः प्रकथ्यते ।
गणेश एव संप्रोक्तः पतिः बुद्धेः प्रमाणतः ॥३४॥

અર્થ:—તેથી પરે શું છે તને કહું છે. મારૂં વર્ણન ગુઢાર્થ એમ છે કે-એવા યોગીશ્વરો બ્રહ્મપરાયણતા સેવનારા. મને તત્વમાત્રની આકૃતિધારક પણ જાણતા નથી. બ્રહ્મપરાયણ તે મમ પરાયણતા છે-એમ જાણવાથી એવો તે યોગી થાય છે. મારી કલાના ઉપાસકપણાથી વિલંબ વડે સિદ્ધિ પ્રાપ્ત છે. તેજ પ્રમાણે તત્વદર્શિન પુરૂષો અન્ય અર્થના ભાનપૂર્વક બુદ્ધિપણા વડે મને દેવેશ સ્વરૂપે પણ જાણતા નથી. તેજ હેતુએ મારા બ્રહ્માકૃતિ ભાવવડે સર્વે મને ભજતા નથી. દેવભાવ રૂપે ભજનધિલા તે દેવેશ છે-તે ભજન વડે અલ્પ સિદ્ધિને પામે છે. બ્રહ્મીભૂત થતા નથી. (૩૦) સિદ્ધિ બુદ્ધિ યુક્તવાણી બ્રહ્મનું પ્રાકટ્ય સમજાવે છે. બુદ્ધિને વિષે સ્થિત એવું બ્રહ્મસ્વરૂપ વર્ણવે છે. તે વડે બ્રહ્મપરાયણ દેવો આદિ થાય છે. તેજ પ્રમાણે સિદ્ધિને પ્રાપ્ત કરેલા યોગીજનો બ્રહ્મીભૂતપણાને પામે તે બ્રહ્મના આરાધનથી જાણે છે. એવા મારા વર્ણનથી. પણ મારા બ્રહ્મસ્વરૂપને પામે છે. કેમકે વાણીનું વર્ણન મોહયુક્ત છે. सत्यं ज्ञानमनंतं ब्रह्म ! योवेदानिहितं गुहायां परमेव्योमन्निति ॥ श्रुतेः ॥ ઇત્યાદિ શ્રુતિઓથી બુદ્ધિરૂપ ગુહામાં તે બ્રહ્મનું વર્ણન છે. તેજ ગણેશ છે. બુદ્ધિમાં સ્થિત બુદ્ધિપતિપણાથી છે. એમ તે મારા પૂર્ણ બ્રહ્મને જાણતા નથી. કેમકે વાણીના મોહનું સામર્થ્ય છે-એટલા જ માટે યોગને આપનાર ગણેશમય બ્રહ્મ તેજ ગણેશ. બ્રહ્મમાં યોગ સિદ્ધિ દાતાના ભાનથી યોગદા સ્વરૂપે છે. એવીજ ગાથા વેદાદિમાં સરસ્વતીએ

કહેલી નથી. (૩૧) ત્યારે કેવી રીતે યોગસિદ્ધિયુક્ત કહેલા છે. તેને કહે છે-જે નર સિદ્ધિ બુદ્ધિમય જગત બ્રહ્મ રૂપે નાના પ્રકારથી બ્રહ્મોને સેવે તેમ જગત જગદીશ્વર સ્વરૂપે સેવે છે-તો પણ તે તે સિદ્ધિનો દાતા હું જ છું. કેમકે તે બ્રહ્મો મારોજ અંશ છે-તેજ પ્રમાણે બ્રહ્મને સેવો તો તેને સિદ્ધિદાતા હું જ છુ. કેમકે તે મારા કલાત્મકપણાથી હું જ છું. તે ઉપાસનાઓ મારી સ્થાપેલી છે. જેનું જ્યારે શુદ્ધ અંતઃકરણ થાય છે-ત્યારે હે પ્રિયે!!! મારી સિદ્ધિ બુદ્ધિને જાણે છે. ગણેશ તેજ તત્વમસિની આકુતધરકે જેના આધારે સર્વ છે-ત્યાં ઈશ્વર બ્રહ્મોનું જે સેવન તે મહાવિલંબે સિદ્ધિદાતા છે-સિદ્ધિ બુદ્ધિ મોહાવરણનું દુર્લંઘ્યપણું સિદ્ધિ બુદ્ધિ મોહાવરણ છેદવા અશકય છે-તેથી કોઇ એક પુરૂષ જ બ્રહ્મીભૂતપણાને પામે છે એવો ભાવ છે. (૩૨) શુદ્ધચિત્ત ચારિત્ર્યવાન પુરૂષ કેવી રીતે જાણે છે તે કહે છે-સિદ્ધિયુક્ત પરબ્રહ્મ તેજ સિદ્ધિદાયક બ્રહ્મીભૂતપણાની સિદ્ધિને આપનાર છે-એમ વેદાદમા વર્ણન છે. તેજ આ ગણનાથ છે. તેના હેતુને કહે છે અન્ય નથી. सिद्धेः पतिः प्रमाणतः ॥ તેનેજ સિદ્ધિપતિ પ્રમાણથી કહે છે તેજ યોગસિદ્ધિ દાતા બ્રહ્મ છે-એટલા જ માટે આ ગણનાથનું સેવન માયા આવરણનો ભેદ તોડનાર સિદ્ધ સિદ્ધિ આપનાર છે. (૩૩) હવે બુદ્ધિપતિના જ્ઞાનને કહે છે-બુદ્ધિયુત-બુદ્ધિસ્થ-બુદ્ધિથીપર તે બુદ્ધિના લયમાં પ્રાપ્તરૂપ છે-તેજ પરમાત્મા શ્રેષ્ઠ છે એમ મહાવાક્યાર્થી પ્રતિપાદિત છે તેજ બ્રહ્મ છે-એમ વેદાદિમાં કહેલું છે-તેનેજ ગણેશ કહે છે. તેનો હેતુ એવો કે-બુદ્ધિપતિ એ પ્રમાણપૂર્વક છે-તેના સેવનથી બુદ્ધિ માય આવરણનો નાશ થાય છે-બીજો ઉપાય નથી. બ્રહ્મમાં ભક્ત બુદ્ધિ સ્થિત ભાવ તેનો અભાવ જાણવો. (૩૪)

एवं त्रैविध्य गं वाणी वदिष्यति सदा तुमां ।
सिद्धिदं बुद्धिगं ब्रह्म शास्त्रष्वे तत्रयं मतं ॥३५॥
एवमुक्त्वा गणेशानः पुनः स्तूर्ष्णि वभूवतं ।
उवाच प्रणनामादौ भक्तिः परम दुःखिता ॥३६॥
॥ भक्ति रुवाच ॥ वरो दत्त स्त्वया नाथ सिध्ध्यै बुध्द्यै गजानन ।
तेन भक्ति विहीनाश्च भविष्यन्ति सदा नराः ॥३७॥
अतोहं दुःख संयुक्ता चरिष्यामि निरंतरं ।
मां पालय गणाध्यक्ष भक्तियुक्तान्जनान्कुरु ॥३८॥

**અર્થ:**—હવે ઉપસંહાર કરે છે. એમ પૂર્વોક્ત પ્રકારે વાણી સરસ્વતી મારા ગણેશ સ્વરૂપને સદાનિરંતર ત્રણ પ્રકારથી કહે છે-તેનાથી માયાના આવરણનો નાશ વિલંબ વડે થાય છે. એટલા જ માટે આ ખેલ કરો એવો ભાવ છે-તે ત્રિવિધને કહે છે. સિદ્ધિ આપનાર ગણેશ. સાવયવપણાથી છે. અને

બુદ્ધિમાં સ્થિત રહેલા ગણેશ તે નામરૂપ ધારણ કરવાપણાથી છે. અને આકૃતિ-ધારકપણાથી સિદ્ધિદાતા અને બુદ્ધિમાં સ્થિત તે બ્રહ્મ છે. તે ગણેશ છે. એ પ્રમાણે ત્રણ પ્રકારે છે—સિદ્ધિયોગીઓ—અને બુદ્ધિમાં સ્થિત બ્રહ્મજ્ઞ જીવન્મુક્ત યોગીઓ—અને કેવલ યોગીઓ તે બ્રહ્મીભૂત યોગીયો—એમ ત્રણે પૂર્ણ ગણેશના અભાવથી છે. એટલા માટે ગણેશોપાસના હીનપણાથી શિઘ્ર બ્રહ્મીભૂતત્વ નથી. (૩૫) હવે ભક્તિના દુઃખનું વર્ણન કરે છે—એ પ્રમાણે ગણેશ અમને એટલે સિદ્ધિ બુદ્ધિને કહીને શ્રીગણેશ તુષ્ણીરૂપ થયા. એટલા જ માટે યોગના અંગનો ઉપાય જે સિદ્ધિ બુદ્ધિ તેના ક્ષોભના નાશને અર્થે આ યોગ અપાત્રને કહેવો નહિં—કેમકે અપાત્રને યોગનો બોધ કરવાથી સિદ્ધિ બુદ્ધિને ક્ષોભ થાય છે. એટલા માટે પ્રથમ જ પરમ દુઃખીત થયેલી ભક્તિ શ્રીગણેશને નમસ્કાર કરી બોલવા લાગી. (૩૬) ભક્તિ કહેવા લાગી કે હે નાથ!!! હે ભક્તિપાલક!!! તમોએ સિદ્ધિ બુદ્ધિને પૂર્વોક્ત વરદાન આપ્યું. તે વરદાન વડે માણસો સદાએ ભક્તિવિહીન થવાના. તેનું મને દુઃખ થાય છે. ચકારથી દેવાદયોને જાણવા. (૩૭) એટલે બ્રહ્મ ભક્તિયુક્તપણાથી નિરંતર હું તો દુઃખ યુક્ત જ વિચરવાની છું. બ્રહ્મને વિષે ભક્ત ભક્તિ અને ભજનના જાણવાપણાના અભાવથી સિદ્ધિ બુદ્ધિ આવરણ ઉલ્લંઘન કરવું અશકય છે તેથી માયા આવરણ યુક્તપણા વડે શુદ્ધ ભજનનો અભાવ જ છે. માયા આવરણનાશક તમોજ છો. અન્યનો અભાવ છે. એટલા જ માટે હે ગણાધ્યક્ષ!!! મારૂં પાલન કરો. અર્થાત જનોને ભક્તિયુક્ત કરો તે મારા વાસ સ્થાને તમારી ભક્તિ માયા આવરણનાશક છે. (૩૮)

एवमुक्तो गणाध्यक्ष स्तामुवाच सुदुःखितां ।
भक्तिं भक्ति प्रियः पूर्णः स्मयमानः प्रजापते ॥३९॥

गणेश उवाच ॥ माशोकं कुरु कल्याणि नरामद्भक्ति कारकाः ।
देव नागा सुराद्याश्च भविष्यन्ति न संशयः ॥४०॥
नाना देव परायेतु भक्त्या जन्मनि जन्मनि ।
संतुष्टा अमरा स्तेभ्यो दास्यंत्यपि रुचिमुदा ॥४१॥

અર્થ:—હવે ભક્તિના સાંત્વનને માટે કહે છે ગણેશ કહેતા હવા. હે ભક્તિ!!! હે કલ્યાણી!!! તારો ત્રાગ તે અક્ષય કલ્યાણદાત્રીના અભાવ રૂપ છે—કેમકે તું ભક્તિ ભક્તિપ્રિય છે—તેથી શોક કરીશ નહિં. દેવો નાગો અસુરો અને માણસો મારી ભક્તિકારક થશે જ. અને ત્યાં તું નિવાસ કરજે એમાં શંકા નથી. (૩૯—૪૦) હવે ક્રમસાધ્ય ગણેશ ભક્તિનું વર્ણન કરે છે—જે પુરૂષો નાના પ્રકારના એટલે ઇન્દ્રાદિ દેવોની ભક્તિ કરનારા છે—તે ઇન્દ્રાદિ દેવોની સકામ ભક્તિ કરનારા સ્વર્ગના સુખ ભોગને પ્રાપ્ત કરનારા છે—એવા જન્મોજન્મમાં કરેલાં અનંત સતકર્મોના પુણ્ય વડે તે દેવો સંતુષ્ટ થાય છે.

તેથી તે સકામભક્તિથી સંતુષ્ટ થયેલા ઇંદ્રાદિ દેવો અતિ હર્ષથી અગ્નિ પ્રત્યે રૂચી દાતા થાય છે. તે સત્કર્મ સ્વધર્માચરણથી રૂચી પ્રાપ્ત યોગે ભુક્તિ મુક્તિ પ્રિય થાય છે. ત્યાં અગ્નિ હોત્રાદિક કર્મ કરનારા બ્રાહ્મણોના જન્મ સાથે સ્વધર્માચરણથી અને આવશ્યક સત્કર્મો તત્કર્માંગ દેવતાને અર્પણ થાય છે–કેમકે તેવા બ્રાહ્મણો ગૃહસ્થાશ્રમોક્ત ધર્મરતપણાથી ગૃહસ્થાશ્રમને ધારણ કરેલા હોય છે. અગ્નિના સેવન વડે ભુક્તિ મુક્તિ પ્રિય એવા સ્વધર્માચરણથી જે ફળ પ્રાપ્ત થાય છે–તે સુખદ છે. આ સ્વધર્મ પ્રિય મધ્યસ્થ જાણવો કારણ કે પોતાના ઇષ્ટદેવનો અભાવ છે. સ્વધર્માચરણ પ્રિય થવાથી પોતાનો ઈષ્ટ કોણ છે તેનું જ્ઞાન અને ધારણા બંધાય છે. એવા સ્વધર્માનષ્ટ પુરૂષ બ્રહ્મલોકમાં ગમન કરે છે એમ મધ્યસ્થનું બ્રહ્મ દૈવત છે. (૪૧)

तत स्तेग्नि समाराध्य भक्तियुक्ता निरंतरं ।
तुष्टं तं वै करिष्यन्ति नाना यज्ञ परायणाः ॥४२॥
तत स्तस्य कृपा योगात् देवी भक्ति युतानराः ।
भविष्यंति च ते सर्वे तां भजिष्यन्ति संयताः ॥४३॥
एवं बहौ गते काले संतुष्टा सा प्रदास्यति ।
तेभ्यः सौरीं महाभक्तिं भजिष्यन्ति तयारवि ॥४४॥
ततो बहौ गते काले सूर्यस्तोष समन्वितः ।
उग्रांदास्यति भक्तिं तु वैष्णविं तेभ्य आदरात् ॥४५॥

અર્થ:—એમ અગ્નિની ઉપાસનાની રૂચી થતાં તે પુરૂષ અતિ પ્રેમથી અગ્નિ પ્રત્યે ભક્તિ ધારણ કરી અગ્નિને સેવે છે. અને નાના પ્રકારના યજ્ઞાદિક પણ કરે છે. અને અગ્નિ પ્રસન્ન થાય તેવી રીતે અગ્નિની આરાધના કરે છે. ઘણા કાળે અગ્નિની સંતુષ્ટતાથી તે પુરૂષની અનેક વાસનાઓ નાશ થાય છે. કેમકે અગ્નિની ઉપાસના સર્વ ઉપાસના અને દેવોનુ મુખ છે. તેથી સર્વ દેવોને સંતુષ્ટ કરનાર સર્વ દેવ સંતોષજનની ભક્તિની રૂચી ઊત્પન્ન થાય છે. (૪૨) એમ અગ્નિની આરાધનાથી સંતુષ્ટ થયેલો અગ્નિદેવ કૃપાયોગથી તે પુરૂષના હૃદયમાં દેવીની ભક્તિની રૂચી ઊત્પન્ન કરે છે. તે એમ સમજે છે કે ચતુર્વિધ પુરૂષાર્થને આપનાર તે સાક્ષાત્ જગદંબા દેવી શક્તિ બ્રહ્મ છે. અહિંયાં વૈદિક ભક્તિક્રમનો આરંભ થાય છે. અને દેવીની ઉપાસના કરવાથીજ તેને ધર્મ અર્થ કામ અને મોક્ષની રૂચી ઊત્પન્ન થાય છે. તેના હૃદયમાં ૐકારબ્રહ્મ પંચાયતનની સમાનતાથી તેને બ્રહ્મરૂપ જાણી ઊપાસના કરે છે. એમ દેવીભક્તિ કરનારની સુમાત થાય છે. એવા દેવીની બ્રહ્માત્મકપણાથી ઊપાસના કરનાર જીતેન્દ્રિયપણાએ યમ નિયમાદિકનું યથાર્થ પાલન કરે છે. સાત્વિકતા સેવે છે. રાજસી તામસી કર્મોનો ત્યાગ કરે છે. એ પ્રમાણે દેવીની ઊપાસના ખરા-

બર શુદ્ધ બુદ્ધિથી કરે છે તેને એમ સમજાય છે કે આ સંસારનાં તમામ ભોગોને આપનાર આ દેવી બ્રહ્મ છે. પ્રશ્ન૦ મોક્ષાર્થિ પુરૂષ ગણેશની ભક્તિ-ત્યાગ કરી દેવીને કેમ ભજે છે ? ? કેમકે સાક્ષાત્ મોક્ષ આપવાને દેવી અશકય છે. ઊ૦ પૂર્વ જન્મના અલ્પ પુણ્ય સંસ્કાર માહાત્મ્યથી તે ગણેશ પૂર્ણ ૐકાર બ્રહ્મસ્વરૂપના માહાત્મ્યને સમજવા લાગ્યા હોતા નથી. આમ વૈદિક રીત્યા અનુક્રમે પુણ્યની વૃદ્ધિ થતાં થતાં અતિ પુણ્યે તે ગણેશભક્તિ સંસ્કાર પ્રાપ્ત થતાં ગણેશભક્તિ કરવાનો છે. (૪૩) એમ દેવીની ઉપાસના અન્ય દેવોની નીંદાસ્તુતિ ન કરતાં સમાનતાએ શુદ્ધ સાત્વિક બુદ્ધિએ બહુ પ્રેમથી કરતાં કરતાં દેવી (બુદ્ધ) સંતુષ્ટ થાય છે. તે પોતાની કરેલી ભક્તિની સંતુષ્ટતા એ તે પુરૂષના હૃદયમાં પોતાના પ્રકાશક સૂર્ય નામથી ભક્તિ કરવાની અચાનક રૂચી ઊત્પન્ન કરે છે એ દેવી (બુદ્ધિ) ભક્તિનું મહાત્મ્ય છે. એમ દેવીની ઉપાસનાના બળે તેની આ સંસારની ભોગવાસનાના આધકપણે નાશ થાય છે. તેથી દેવી (બુદ્ધિ) અભેદ (પ્રકાશક) સૂર્યની ઉપાસના કરવા લાગે છે. અને દેવીમાં અને સૂર્યમાં એકરસ ચિત્તયુક્ત થાય છે. (૪૪) એમ સૂર્યભક્તિની રૂચીયુક્ત સત્કર્મ ચારિત્ર્યવાન પુરૂષ સૂર્યોપાસના કરવા લાગે છે અતિ સાત્વિક સાધનો યુક્ત રહે છે અધિકપ્રીતીથી પોતાની દેહોહં અયોગ્યતાનો નાશ કરે છે. પ્રભુમાં પૂર્ણ વિશ્વાસ રાખે છે. એમ સૂર્ય ઉપાસના કરી સૂર્યને સંતોષ કરવા યોગ્ય કર્મો કરે છે. ઘણો કાળ વ્યતિત થતાં સંતોષયુક્ત તે સૂર્ય સંતોષ જનક તે પુરૂષના હૃદયમાં અધિક ઊચ્ચ ઊચ્ચતર તીવ્ર એવી વિષ્ણુની ઉપાસનામાં રૂચી ઊત્પન્ન કરે છે. વિષ્ણુ ઉપાસના કરવાની તિવ્રતાપૂર્વક પ્રીતી લાગે છે. તે સમજવા લાગે છે કે સર્વથી શ્રેષ્ટ વિષ્ણુ છે. આ વિષ્ણુજ અંતર્યામિપણાએ વ્યાપ્ય વ્યાપક ભાવથી हरिरेव जगत जगदेव हरिः ॥ એમ સમજવા લાગે છે. એ દેવી અને સૂર્યની અભેદ ઉપાસના કરવાથીજ ઊત્તમ સુબુદ્ધિ થાય તેનું પરિણામ છે. એ ઉપાસનાથી સંતોષ થયેલા દેવોની કૃપાનુંજ ફળ છે. અને તેથી પાદ પાદ ક્રમનું જ્ઞાન પણ થાય છે. તે ભક્તજન હૃદયથી આદરપૂર્વક સમજવા લાગે છે કે મારા આત્માનો અવસ્ય મોક્ષ થવોજ જોઈએ. ઘણા જન્મ રખડયા છીએ. અને આ સંસાર દુઃખદ જન્મમર્ણરૂપ એ પાપનું ફળ છે. પુત્રધન સ્ત્રી લોકૈષણા આદિ એ પાપવાસના છે. એ પાપવાસનામાંથી કેવી રીતે મુક્ત થાઊં એવી ઊત્કટ શુભેચ્છાથી વિષ્ણુભક્તિમાં આદર રહે છે. (૪૫)

तयायुक्ता भजिष्यन्ति विष्णुं भाव समन्विताः ।
नरा स्ततः स संतुष्टो बहु काले भविष्यति ॥४६॥
तुष्टो विष्णुः स्वयं तेभ्यो दातास्याद्भक्ति मुत्तमां ।
शैवीं तया तत स्तेतं भजिष्यन्ति सदाशिवम् ॥४७॥

ततो बहौ गते काले तुष्टः शंभुः प्रदास्यति ।
भक्तिं गाणेश्वरीं तेभ्यो भजिष्यन्ति तयाचमां ॥४८॥
नराः शान्तिं समालभ्य मत्तो योग परायणाः ।
ब्रह्मीभूता भविष्यन्ति भजिष्यन्ति तथापिते ॥४९॥

અર્થ:—એ પ્રમાણે નૈસર્ગિક બુદ્ધિએ શ્રીવિષ્ણુ ભક્તિ કરનારા જનો ભક્તિભાવ સમન્વિત વિષ્ણુનું અંતર્યામી વ્યાપકરૂપે ભજન કરે છે. પંચાયતનમાંના કોઇ પણ દેવની નિંદા સ્તુતિ કરતા નથી. आत्मवत् सर्वभूतेषु ॥ એમ સમભાવવડે માને છે. સનાતન ધર્મનાં તત્વોથી જ્ઞાન જાગૃતી અને વ્યાપ્ય વ્યાપક રૂપની સમતાએ एक एवहि भूतात्मा भूते भूते व्यवस्थितः ॥ શ્રુતેઃ આ શ્રુતિના અર્થથી विष्णु व्यापक मिति નિશ્ચય જાણી. ભજન કરે છે. તેથી ઘણા કાળે વિષ્ણુ નારાયણ સંતુષ્ટ થાય છે. કેમકે અનંત વાસનાહીનપણાથી સનાતન સ્વધર્મનાં આચરણ પણ રૂડા પ્રકારે પાલન કરાતાં હોય છે. આગ્રહી મત પંથના વાડાના બંધારણથી વર્ત્તનરૂપ રહેતા નથી. તેથી તેની સુમતિ થતાં (૪૬) વિષ્ણુની અભેદ ભક્તિના પ્રભાવથી. વિષ્ણુ મહારાજ તે જનના હૃદયમાં શિવભકિતની રૂચી ઉત્પન્ન કરે છે. વિષ્ણુભકિત કરતાં અનેક પ્રકારની વાસનાનો નાશ થતાં આ દુર્વાસનાના મૂળરૂપ અહંકારની ભાવનાનો નાશ કરવાની ઉત્કંઠા થતાં શિવભકિત કરવાની શુભેચ્છા આપોઆપ પ્રકટ થાય છે. એમ નૈસર્ગિક રીતે સદાશિવને ભજે છે (૪૭) એ પ્રમાણે સદાશિવની ભકિતથી સર્વ દેવોમાં સમાનપ્રીતી રહે છે. પંચાયતનમાં તો શું ? ? પણ જનસમૂહમાં કોઇની નીંદા કરતા નથી. એવી અતિ પ્રેમ આરૂઢ શિવભકિતથી બહુ કાળે શંભુની પ્રસન્નતા થાય છે. અહં ઉત્થાન બહુ દુઃખકર છે. સ્ત્રીપુત્ર ધન સત્તા અધિકાર એ સર્વ પરમાત્માની વિભૂતિ હોવાથી તે દુઃખરૂપ નથી. પણ તેમાં અહંત્વ એજ દુઃખરૂપ છે તેથી અહંભાવ નાશનાર્થે એવી સુમતિ થાય છે. ત્યારે હૃદયમાં ગાણેશ્વરી ભકિતનો રૂચી પ્રભાવ ખડો થાય છે. ગણેશજીની ભકિત કરવાની આપોઆપ શુભેચ્છા પ્રકટ થાય છે. અને નિશ્ચય થતાં યોગપરાયણુતા સેવવાને ઇચ્છે છે. તેથી અતિ પ્રેમથી બ્રહ્માદિ સર્વ ગણના ઇશ ગણેશને ભજે છે. (૪૮) એ પ્રમાણે અનુક્રમે ગણેશજીની ભકિત પામ થાય

તેથી ગણેશ કહે છે કે એ પ્રમાણે મારી ભકિતથી યોગ પરાયણ સેવનારા ભકતોને અવસ્યમેવ શાન્તિની પ્રાપ્તિ થાય છે. કૃતકૃત્ય થાય છે હવે આગળ ઉપાસના નથી. તેથી ગણેશજીની ઉપાસનાથી બ્રહ્મીભૂતત્વની પ્રાપ્તિ છે. હજી પૂર્ણત્વહીનપણાએ તે ગણેશભકિત યોગ પરાયણ યોગી શ્રીગણેશ ઉપાસનાનું બળ મેળવવા આગળ વધે છે. અને કૈવલ્ય ભકિતના પ્રભાવે પૂર્ણભકિત પ્રાપ્ત કરે છે. અને પૂર્ણતાનો અનુભવ મેળવી સ્વયં મદ્રુપતાને પામે છે. (૪૯)

एवं क्रमेण मद्भक्ता भविष्यंति नरादयः ।
त्वद्युक्तायां भजिष्यन्ति तेषां वश्यो भवाम्यहं ॥५०॥
न भक्ते ते समं मेवै प्रियं किंचिद्भविष्यति ।
यत्र भक्ति र्गता तत्र यथा स्थास्यामि किंकरः ॥५१॥
स्वानंद लक्ष लाभोच सिद्धि बुद्धि मदीयकं ।
सर्वं तेभ्यः प्रदास्यामि भक्तेभ्यो नात्र संशयः ॥५२॥
अयं मदीय देहश्च भक्तयधीनो भविष्यति ।
भक्ताग्रे भक्त रूपेण सदा स्थास्यामि दासवत् ॥५३॥

અર્થ:—આ અનુક્રમ પ્રમાણે મનુષ્ય આદિ ભકિત કરનારજનો મારા ભકતસ્વરૂપને પ્રાપ્ત થાય છે–સર્વથી મારી ભકિત અત્યંત દુર્લભ છે. હે ભકિત !!! તારા યુકત એટલે ભકિતપ્રિય થયેલાજનો ( કૃત્યભાવ એટલે પૂર્ણભાવહીન ભકિતયુકત ) ને હું અવશ્ય વશ થાઉં છું. એટલા માટે હે ભકિત !!! તું શ્રેષ્ટમાં શ્રેષ્ટ છે. અને એવીજ રીતે તું સર્વત્ર સ્થિત થા. અને મને વશ કર. (૫૦) હે ભકિત !! તારા સમાન મને મારી અન્ય કોઇ પ્રિય સ્વરૂપ નથી. અને થશે પણ નહિં. જે નર આવી ભકિત કરે છે. તેનો હું કિંકર સમાન તેની પાસે સ્થિત થાઉં છું (૫૧) તે મારા ભકતો મારી પાસે કંઇ પણ ઇચ્છતા નથી. છતાં તેઓને મારા લક્ષ લાભરૂપી પુત્રો—સ્વાનંદરૂપી લોક—સિદ્ધિબુદ્ધિરૂપ યોગ—અગર મારી પાસે જે છે તે સર્વ આપું છું. આપવા તૈયાર છું એમાં શંકા નથી (૫૨) આ મારો દેહ પણ ભકતજનને આધિનજ છે એમ જાણવું. ભકતના આગળ ભકતરૂપથી એટલે ભકતોના પણ ભકત સ્વરૂપથી હું સદાએ દાસવત્ સ્થિત રહું છું. તેથી તું ચિંતા કરીશ નહિં. (૫૩) આવો પંચાયતન અભેદ ભકિતયોગ—અનુક્રમ અન્ય કોઈ પુરાણોમાં વર્ણવેલો નથી. વેદ ઉપનિષદમાં અભેદ અને ગુપ્ત સંજ્ઞાયુકત છે. તેથી સદ્ગુરૂની કૃપાએ ગુરૂ સમજાવે તોજ પ્રાપ્ત થાય તેમ છે.

कर्म भ्यश्चाधिकं भक्ते तपः परम दुष्करं ।
तपो भ्यश्चाधिकं ज्ञानं निःसंग पद दायकं ॥५४॥
ज्ञानाद्योगः समाख्यातो धिकः शान्ति प्रदायकः ।
तस्माच्चत्वं महाभक्ते भविष्यस्यधिका प्रिया ॥५५॥
भक्तेः परं नकिंचिन्मे ह्यधिकं शास्त्र संमतं ।
भविष्यति महा भागे मा चिंतां कुरु सर्वथा ॥५६॥
अन्य द्राणी मदीयं यद् गुह्यं रूपं भविष्यति ।
तदर्थं ते प्रियं भक्ते करोमि श्रृणु मे वच ः ॥५७॥

मदीय भुज संस्थोयं मुद्गलः सर्व दर्पहा ।
स एव ब्राह्मणो भूत्वा चरिष्यति निरंतरं ॥५८॥

અર્થ:—હે ભકિત !!! યથાર્થ સ્વધર્મપૂર્વક સત્કર્મોનું આચરણ કરવાવાળા ચારીત્ર્યવાન પુરૂષો કરતાં પરમ દુર્લભ એવું તપ. ( વાયુભક્ષણ–યાત્રા–વ્રત–તિર્થસેવન–ગુરૂભકિત–ગુરૂસેવા ) શ્રેષ્ટ છે. (૫૪) એવા જ્ઞાન વિચારથી શાન્તિદાયક કૃતકૃત્યતા કરનાર બ્રહ્મીભૂતપણાને આપનાર જે યોગ તે સર્વથી શ્રેષ્ટ છે તે યોગથી હે મહાભકિત !!! તું મારી અધિક પ્રિયા થાઉં છું. અત્રે એમ જાણવું કે–જે જનો મિથ્યા સંસારની દુર્વાસના યુકત અહં મમતથી પાપાચરણ કરવાવાળા છે પ્રપંચ છળકપટ દંભપાખંડ કલેશકંકાસ અનૃતભાષણ અને અન્ય જીવોને પરિતાપ આપી પોતે સુખ લેવા મથનાર તે તો સદાને માટે ભ્રષ્ટજ છે. તેનાથી સદાચાર પૂર્વક સત્કર્મોના આચરણ કરવાવાળા શ્રેષ્ટ જાણવા. અને તે ભ્રષ્ટની સંખ્યાના અધિકપણાથી ન્યુન એટલે ઓછી સંખ્યામાંજ છે, એટલે ન્યુનજ ઊત્પન્ન થાય છે. તે કર્મ કરવાવાળા કરતાં પણ યથાવિધિ સ્વધર્માચાર પાલન કરવાવાળા બહુજ ન્યુન હોય છે. કેમકે સ્વધર્માચાર નિષ્ટાવાળા શ્રેષ્ટ છે તેના કરતાં તપોયુકત રહેનારા ન્યુનજ હોય છે. તેના કરતાં ચારિત્ર્યવાન જ્ઞાનનિષ્ઠાવાળા બહુજ ન્યુનજનો હોય છે એ સર્વના કરતાં યોગીજનો અત્યંત ન્યુન માલમ પડે છે. અને એવા અનેક યોગીજનોમાં પણ શાસ્ત્રપ્રમાણ ગણેશ ભક્તિ કરનાર ગણેશ યોગી સર્વથી શ્રેષ્ટ હોવાથી બહુજ ન્યુન છે. તેથી પરે શ્રેષ્ટનો અભાવ છે. એટલા જ માટે હે ભકિત તું દુર્લભમાં દુર્લભ છે મનો રંજન કરવામાં તું શ્રેષ્ટ છે. (૫૫) હે મહાભાગ ભકિત !!! શાસ્ત્ર સંમત તારા કરતા મને અધિક પ્રિય કોઇ પણ નથી તેથી તારે આધિન છું માટે ચિંતા કરવી છોડી દે. એ પ્રમાણે સાંત્વન કરતા અતિ પ્રસંન્ન એવા ગણેશ બોલ્યા કે તું ગણેશ ભકિત અત્યંત વિરલ છે. (૫૬) પુનઃ ભક્તિનું સાંત્વન કરતાં ગણેશ બોલતા હવા. હે ભકિત !!! મેં સિદ્ધિ બુધ્ધિને વરદાન આપ્યું તેથી તું દુઃખયુકત થઈ છું. છતાં તને પ્રિય કરૂં છું. તારૂં દુઃખ મને અસહ્ય છે. વાણી ને સરસ્વતી તે મારા ગુપ્ત રૂપને કહે છે તેને માટે તને પ્રિય કરૂં છું તે તું મારૂં વચન સાંભળ. (૫૭) મારા હાથરૂપ સ્થિત થઇ રહેલા એવા સર્વ અહંના નાશ કરવાવાળા ( સર્વ જ્ઞાનના અહંનો નાશ કરવાવાળા ) આ મુદ્ગલમુની બ્રાહ્મણ થઈને કલ્પાયુ પર્યંત વિચરશે. અને મારી ભકિતનો પ્રકાશ કરશે કેમકે તે ગણેશ મહાત્મ્યના પ્રકાશક છે (૫૮).

कृतं तेन मदीयं वै पुराणं वेद बृंहितं ।
गुढार्थ द्योतनं भावि सर्वेभ्यो भक्तिदायकं ॥५९॥
स्वरूपं तत्र मे भक्ते प्रकटं पश्यतां नृणां ।
शृण्वतां तत्तदा पूर्णं भविष्यति न संशयः ॥६०॥

तथापि दुर्लभा भक्ति र्मदीया त्वं भविष्यसि ।
अतोल्प ज्ञानमां देवी भजिष्यन्ति कदाचन ॥६१॥

विघ्नं मौद्गल शास्त्रेहं करिष्यामि भ्रमप्रदं ।
अश्रद्धं तेन नष्टं तद्भविष्यति कदाकदा ॥६२॥

तव भावस्य रक्ष्यार्थं मौद्गलं निर्मितं मया ।
अतः परं महाभक्ते वर्दकिते करोम्यहं ॥६३॥

**અર્થ**:—તે મુદ્‌ગલ મુનીએ મહા વાકયોના—અર્થ સંયુક્ત ગુઢાર્થના પ્રકાશમાં વેદના ગુપ્ત મર્મનું વર્ણન કરતાં સ્પષ્ટ રીતે મારા ગણેશ મહાત્મ્યથી ભરેલા પુરાતન સ્વરૂપ એવા પુરાણોના સમુહ રૂપ આ પુરાણ દક્ષને સંભળાવ્યું છે—તેટલા માટે તે મુદ્‌ગલ વડે કરેલું તે સર્વ સાંભળનારાઓને યથા પાત્રતા પ્રમાણે ગણેશની ભક્તિદાયક છે. અથવા પ્રારબ્ધ યોગે પ્રાપ્ત થશે. માટે ભક્તિ !!! તું ચિંતા કરીશ નહીં, (૫૯) હે ભક્તિ !!! તે મુદ્‌ગલ પુરાણ જોતાં અને સાંભળતાંજ પાત્ર મનુષ્યોને હું મારા સ્વરૂપે સ્પષ્ટાર્થ રૂપ પ્રકટ છું. અથવા પહેલાં કહી ગયા પ્રમાણે મારા પૂર્ણ ગુઢ અર્થ સ્વરૂપથી સર્વાર્થ પ્રકાશક પ્રાપ્ત કરી શકે છે એમાં શંકા નથી કેમકે આ પુરાણ સર્વ પુરાણોમાં ઉપનિષદ્ સ્વરૂપ છે—(૬૦) હવે ગણેશ ભજનની દુર્લભતા કહે છે. આ મુદ્‌ગલ પુરાણ ભણવાથી, શ્રવણ કરવાથી પણ મારે વિષે ભક્તિ થવીજ જોઇએ. પણ તે માયા આવરણયુક્ત કે પાપાચરણયુક્ત જનોને થવી અતિ દુર્લભ છે. એનું કારણ છે કે અલ્પજ્ઞ જનો માયામાં સુખ છે એમ જાણે છે—હે દેવી ??? મારા સ્વયં પ્રકાશભાવને એવા પાપાત્મક પુરૂષો પાપાચરણ પ્રિય હોવાથી જાણતા પણ નથી અને મને ભજતા પણ નથી. (૬૧) હવે પુરાણના વિઘ્નને કહે છે—હું ગણેશ—આ મુદ્‌ગલ પુરાણમાં સર્વોત્કૃષ્ટ સ્વરૂપે વર્ણવાયો છું. અન્ય પુરાણમાં વર્ણવાયો નથી. તેથી આ મુદ્‌ગલ પુરાણમાં માત્ર મુદ્‌ગલ ઋષિ સંમત છે કેમકે અન્ય ઋષિઓએ માત્ર બ્રહ્મનુંજ પ્રતિપાદન કરેલું છે—અન્ય પુરાણોમાં ગણેશ મુખ્ય છે એમ પણ વર્ણવેલું નથી સર્વ પુરાણોમાં બુદ્ધિમાં સ્થિત એવા બુદ્ધિપરાયણથી બ્રહ્મનું વર્ણન કરેલું છે. તેથી તેમાં ગણેશ મહાત્મ્ય નથી. સિદ્ધિ બુદ્ધિના વરદાન વડે ગુઢાર્થપણાથી છે એમ સરસ્વતીના ભાષણથી સમજાયું છે. તેથી તેમાં મુખ્ય ગણેશ નથી. એમ અન્ય પુરાણો બ્રહ્મજ્ઞાન સાધનરૂપ બ્રહ્મીભૂતપણાને આપનાર ગણેશ ભજન મુખ્ય નથી. અન્ય પુરાણોમાં ગણેશ પ્રભુના મુખ્યત્વનો અભાવજ છે. એવી સમજણને એક ભ્રમપ્રદ છે. તેથી મૌદ્‌ગલ શાસ્ત્રમાં હું જાણી જોઇ વિઘ્ન કરૂં છું. તેજ ભ્રમાત્મક—વિઘ્ન વડે આ મુદ્‌ગલ પુરાણને વિષે અશ્રદ્ધાળુને શ્રદ્ધા થાયજ નહિ—પાપાચરણ પ્રિયયુક્ત જનોમાં

ક્રોધયુક્ત ગણેશ વસે છે ત્યાં ત્યાં વિષયભક્તિયુક્ત પુરૂષો આ મુદ્ગલશાસ્ત્રને જોઈને અશ્રદ્ધાજ કરે છે. અને કરશે. પુરાણમાં રૂચી પણ થશે નહિં. અને ગણેશ્વરનું અપમાન પણ કરશે—તેથી. આ કેવળ બ્રહ્મ વિદ્યા જ્ઞાનયોગદાતા ગણેશનું પુરાણ દેવતાઓ અસહિષ્ણુતાથી છુપાવી રાખશે વા. તેનું જ્ઞાન નષ્ટપ્રાય લોપ કરશે—અને લોક સમૂહ ભોગ પ્રાપ્તિને માટે પાખંડ ભક્તિ કરવા વાળા—સ્વર્ગ પર્યંતનાં ફળ ભોગવવાની ઇચ્છા વાળા—કળીયુગમાં થવાના છે. તેથી આ પુરાણ. ગુપ્ત સમાનજ રહેશે—વળી દેવતાઓને પણ દ્વેષ થવાનું કારણ થશે કેમકે પૂર્ણયોગ બ્રહ્મ ગણેશનું પ્રતિપાદન થાય તો સર્વ ગુણ આદિ દેવતા વિગેરે પોતાનું અપમાન સહન કરી સકતા ન હોવાથી આપુરાણ ઉપર તેમનો દ્વેષ વધશે—તેમ વિષયાસક્તજનોનો વિષય વ્યાપાર પણ બંધ થાય છે એટલે તેમનો પણ આ પુરાણ ઉપર દ્વેષ વધવાનો—તેથી આ ગુપ્ત મર્મ વાળા કેવળ સત્ય સ્વરૂપ ગણેશના ગુપ્ત મહિમાને પ્રતિપાદન કરનાર આ મુદ્ગલ શાસ્ત્રનું અપમાન કરેજ કરે. તેથી હું પોતેજ પુરાણને વિઘ્ન રૂપ છે. એમ જણાવું છું. સ્વપુરાણ પ્રત્યે અસહિષ્ણુત્વ માનીને તેમ કરૂં છું. એમ ક્યારે ક્યારે અને કોઈ કોઈ કાળે એટલે કળીયુગની પૂર્ણસ્થિતિ કાળમાં આ પુરાણનો પ્રકાશ થશે—કેમ કે ગણેશના એટલે છેક બ્રહ્મ પદની ઉચ્ચમાં ઊચ્ચ સ્થિતિના ભક્તો અશ્રદ્ધા રૂપ થશે. પુનઃ જ્યારે શ્રીગણપતિના પરમ ભક્તોને માટે પુરાણ તેમનેજ તે પ્રિય હોવાથી તે પ્રકાશ કરશે—(૬૨) અર્થાત્ બ્રહ્મ પદના પ્રેમી માત્ર ગણેશ ભક્તો ગણ્યા ગાંઠા હોવાના—તેથી આ પુરાણનું મહાત્મ્ય પણ અલ્પજનોજ માનનારા થશે—આટલી ઉત્કૃષ્ટ બુદ્ધિ ( બુદ્ધિલય પર્યંતની ) આ સંસારના જીવોને થવી દુર્લભ છે અને યોગાકાર વૃત્તિ રહેવી પણ દુર્લભ છે માટે હે મહાભક્તિ ! ! ! માત્ર તારાજ પ્રેમભાવનું રક્ષણ કરવાને મેં આ મુદ્ગલ પુરાણ નિર્મિત કરેલું છે તેથી તારો અખંડવાસ તેમાં છે અને તેટલાજ માટે હે પ્રિયા ! ! ! તારા આધિનપણાને લઈને હું તને પ્રિય કરૂં છું. (૬૩) હવે ભક્તિના સંતોષ ભાવને કહે છે.

एवं तस्य वचः श्रुत्वा हर्षिता साननां मतं ।
गणेशं भाव गंभीरा नकिंचित्पुनर ब्रवीत् ॥६४॥
एतत्ते कथितं दक्ष गुह्यं विघ्नेश्वरस्ययत् ।
अतो गुप्तं प्रकर्षेण शास्त्रं कुरु मदीयकं ॥६५॥
त्वं दक्षः सर्व भावेषु दक्षा दक्षो न विद्यते ।
अतस्तुभ्यं मया सर्वं कथितं शास्त्र मुत्तमं ॥६६॥
हृदिस्थेन गणेशेन प्रेरितोहं प्रजापते ।
तदाज्ञया हृदिस्थं मे कथितं शास्त्रमुत्तमं ॥६७॥

**अनेन विधिना दक्ष भजत्वं गणनायकं ।**
**तेनेप्सितं समासाद्य गाणपत्यो भविष्यसि ॥६८॥**

**અર્થ:**—એવાં શ્રી ગણેશજીનાં ભાવયુક્ત વચન શ્રવણ કરીને એટલે દેવ અસુરજનને હું સુલભરીત્યા પ્રાપ્ત થતો નથી. મારૂં સ્વરૂપ પ્રાપ્ત થવું દુર્લભ છે. એવા અત્યંત પ્રીય ગંભીર ભાવયુક્ત પણાથી. હર્ષિત–મુદ્દગલ પુરાણના વાસસ્થાનમાં રહેવા આજ્ઞા થઈ તેથી હર્ષિત થયેલી. તે ભક્તિ. શ્રી ગણેશને વારંવાર નમસ્કાર કરી શાન્ત થઇ. પુન: કંઈ પણ બોલી નહીં કારણ પોતાના મનોરથ પૂર્ણ થયા છે એમ સમજાયાથી. શાન્તિને પામી (૬૪) હવે મુદ્દલ મહારાજ દક્ષ પ્રતિ બોલ્યા હે દક્ષ !!! આ વિઘ્નેશ્વરનું ગુપ્ત ગુઢ રહસ્ય. તે તમોને એજ કારણથી રૂડા પ્રકારે કહ્યું. આ મુદ્દગલશાસ્ત્ર પુરાણનું ઉપનિષદ્ સ્વરૂપ છે. તે અતિ પ્રયત્ન પૂર્વક યોગ શિક્ષાકૃત માર્ગને બતાવનારૂં હોઈને તેને તમો ગુપ્ત રાખો કેમકે આ શાસ્ત્રનો દ્વેશ અને અપમાન થવાનો સંભવ છે–અને તેથી ગણેશજીને પણ ક્ષોભ થશે–માટે તમો ગુપ્ત રાખશો (૬૫) હે દક્ષ !!! દક્ષ નામવાળા–અન્ય દક્ષનો અભાવ છે. એવા–કેમકે યોગ સાધન પ્રિયતેજ દક્ષ છે. તેથી દક્ષની ગણતરીમાં યોગ સાધન પ્રિય પુરૂષ જાણવા–એમ સર્વ ભાવમાં તમારૂં દક્ષ સ્વરૂપ છે કેમ કે તમો સારાસારને જાણવા–વાળા છો. તમોજ આ તત્વજ્ઞાન ગ્રહણ કરવા લાયક છો. તેથીજ સર્વ નાના પ્રકારના સાધનના રહસ્ય રૂપ આ શાસ્ત્રનો યોગ અને તેની શિક્ષા–જ્ઞાનને ગ્રહણ કરવા લાયક છે. (૬૬) હે પ્રજાપતિ !!! મારા હૃદયમાં શ્રી ગણેશજીએ મને જે પ્રેરણા તમારા ઉદ્ધારને અર્થે આજ્ઞા રૂપે કરી. અને મારા હૃદય એટલે બુદ્ધિમાં જે શાસ્ત્ર મર્યાદાનું ગુપ્ત રહસ્ય. ભર્યું. તે ઉત્તમ શાસ્ત્ર શ્રી ગણેશજીએજ કહેલું છે એમ જેમ હું સમજુ છું તેમ તમો આજ્ઞા રૂપે માનો. જેથી કર્ત્તા અને કારયિતા ભાવ તેમનાજ તરફ છે. (૬૭) હે દક્ષ !!! એ પ્રમાણેની વિધિપૂર્વક તમો ગણનાયકને ભજો–તે ભજન કરવાથી. ઇપ્સિત ફળની પ્રાપ્તિ છે. દક્ષનું ઈપ્સિત–યજ્ઞનો નાશ થતાં ( બાધા યુક્ત હું પૂર્ણ યજ્ઞ કરીશ એવો સંકલ્પ હતો ) જે સંકલ્પ હતો તે પૂર્ણ મનોરથ યુક્ત થઇને હે દક્ષ !!! તમો પૂર્ણ યોગી ગાણપત્ય થશો–એજ ગણેશ કૃપા યુક્ત પણું છે. )

**ॐ तत्सदिति श्रीमद्योगगीता सुपनिषत्सुगमासु योगामृतार्थ शास्त्रे श्रीमन्मुद्गलेय महापुराणे नवमखण्डे योगचरित्रे दक्ष मुद्गल संवादे गणेश रहस्य वर्णनं नाम पंचदशोध्यायः ॥ योगगीतायां मेकादशोध्यायः ॥११॥ ॐ ॐ ॐ ॥**

ॐ श्री सद्गुरु परमात्मने नमः ॥

# ॥ श्रीयोगगीतायां द्वादशोऽध्यायः ॥

दक्षउवाच । धन्योहं कृत कृत्योहं कृत स्त्वद्य महामते ।
त्वदाज्ञा वशगः स्वामिन् गुप्तं ग्रंथं करोमिते ॥१॥
अधुना वदमे भक्तिं गणेशस्य तया परं ।
भजिष्यामि विशेषेण सदाभक्ति परायणः ॥२॥
मुद्गल उवाच । सांख्य योगौ प्रजानाथ श्रृणुते कथयाम्यहं ।
ताभ्यां युक्त स्ततो भक्तिं करिष्यसि परां मुदा ॥३॥
चित्तं पंचविधं प्रोक्तं पंच संख्या विवर्जितं ।
कुरु चिंतामणौ लीनं भावेन त्वं सु योगत ॥४॥
एतत्सांख्यं समाख्यातं गणेशाभेद दायकं ।
तेन योगी भवेत्सद्यः शान्ति युक्तो विशेषतः ॥५॥

અર્થ—દક્ષ પ્રજાપતિ પુછે છે હે મુદ્ગલ મહારાજ!! આજે શ્રી ગુરૂ કૃપાથી હું ધન્ય ધન્ય છું અને કૃતકૃત્ય થયો છું. હે મહામતિવાન!! આપે પુરાણુ શ્રવણુ કરાવી મને કૃતાર્થ કીધો છે. શ્રી ગુરૂ આજ્ઞા રૂપ આપના વચનનું યથાર્થ પાલન કરવાના પ્રેમપૂર્વક આ ગુપ્ત યોગરૂપ ગ્રંથને હવે આજથી હું ગુપ્તજ રાખીશ. (૧) હવે મને ગણેશની ભક્તિ કેવી રીતે કરવી તેને માટે કહો. કે જે ભક્તિથી ભક્તિપરાપણુતાએ જેમ કહેશો તેમ ભક્તિ કરી પ્રભુનું ભજન કરીશ. (૨) એવાં શ્રી દક્ષ પ્રજાપતિનાં વચન સાંભળીને અતિ પ્રસન્ન હૃદયથી મુદ્ગલ મહામુની કહેતા હવા. હે પ્રજાનાથ!! હવે ભક્તિમાર્ગની મર્યાદા સાંખ્ય યોગથી તમને સમજાવું છું તે તમો શ્રવણુ કરો. તે શ્રવણુ કરવાથી તે ભક્તિયુક્ત થઇ તમો પ્રભુભજન અત્યંત આનંદથી કરશો અને બ્રહ્મીભૂતપણુાને પમાડનાર પરાભક્તિના સ્વરૂપથી જાગૃત થશો. (૩) હવે યોગયુક્ત સાંખ્યથી ભક્તિયોગને કહે છે પાંચ પ્રકારના ચિત્તનું વર્ણન પ્રથમ આવી ગયું છે. તે પાંચ સંખ્યા વિવર્જીત એટલે પાંચ પ્રકારના વિહાર અને તેના વિહારી પણુાથી વિવર્જીત થાઓ. તેમાં પ્રથમ ક્ષિપ્ત ચિત્તાનુભવમાં ચિત્ત વિહાર જગત વિષય પ્રાપ્તિ સાધક તેના વૈરાગ્યથી તેનો આત્મા બ્રહ્મપરાયણુ છે. એમજ મુઢ ચિત્ત વિહાર તે મુર્ખતાથી મર્યાદાવાળું ચિત્ત અને તેનો વિહાર કરવાવાળો તે તેનો આત્મા બ્રહ્મ પરાયણુ છે. એ બંનેમાં સ્થિત જે વિહાર અને તેનો વિહારી ચિંતામણુી તેની ભાવનાથી મુમુક્ષુપણા-

રૂપ ચિત્ત તે વિક્ષિપ્ત અને તેનો વિહાર વિહારી તે આત્મા ચિંતામણીનો ભાવ છે. તેથી આગળ એકાગ્રચિત્ત જગદાત્મ સાક્ષાત્કાર દાતા તેને વિષે સ્થિત એવો તુર્યાત્મા અને તે ઊભયનો અભેદ જે ચિંતામણી તેને સાક્ષાત કરવો. તે પછી નિરોધચિત્ત સમાધી વડે તુર્ય જે સોપાધિક બ્રહ્મના અભેદપણાએ તુરીયાત્માને નિરૂપાધિક બ્રહ્મમાં અભેદ સ્વરૂપે જો અને તેના સાક્ષાત્કારથી સાક્ષાત્કાર બ્રહ્મને જો. તેજ અસત્ આત્મા યુકત જીવ આત્માને નષ્ટ સ્વરૂપ જો. આત્મા તો કેવળ શુદ્ધ છે એમ હુજ તે છું એવા અનુભવ પર્યંત જે નિરોધ ચિત્ત તે પંચમ ચિત્ત સ્વરૂપ છે તેથી પરે ચિત્તનો અભાવ છે. એ નિરોધ તે જીવ આત્માત્મક ચિત્તની પરાકાષ્ટા છે એમ પંચ ચિત્તની સંખ્યા વિવર્જીત કરવી. એટલે તે પંચ ચિત્ત નષ્ટ અને મૃતરૂપ છે એમ જાણવું તે યોગ વડે બ્રહ્મમાં લીન ભાવ છે. આ નષ્ટ ચિત્ત (બુદ્ધિ) સાંખ્યમાં એટલે સંખ્યામાં લીનતાને પામે તેજ ચિંતામણી યોગ પ્રાપ્ત થતાં જીવાત્મા લીનભાવ કહેવાય છે. અર્થાત્ યોગવડે ચિંતામણી સદ્‌ગુરૂભાવનો સુયોગ તેમાં પોતાનો આત્મા લીન કરો. પોતાની બુદ્ધિનું ભાન છુટતાં આ ચિત્ત બ્રહ્મમાં લય જાય છે. તેજ પ્રમાણે આ પોતાનો આત્મા બ્રહ્મમાં લીન જાય છે. એ પ્રમાણે સાંખ્ય યુકત યોગને જાણી તાદ્દશ બ્રહ્મીભૂતપણાની પ્રાપ્તિને પામો (૪) એ પ્રમાણે સાંખ્ય યોગ યુકત સાંખ્ય કહેવાય છે. આ રૂડા પ્રકારે ઉપદેશ છે. તેજ ગણેશના અભેદદાયક આ સાંખ્યયોગ યુકત અભેદાત્મકપણાથી ગણેશનો અભેદજ છે. તેથી સાંખ્યયોગ વડેજ પૂર્ણ યોગી થાય છે. સાંખ્યયોગના સાધનદ્વારાથી તે યોગી બ્રહ્મીભૂતપણાને પામે છે તેથી પરે હવે પછી વિશેષે કરીને કૃતકૃત્ય આત્મપણાથી શાન્તિ યુકત થાય છે. (૫)

पंच चित्तोद्भवेषुत्वं भोगेष्वसि सु संस्थितः ।
बिंब रूपेण तान् भुंक्ष्व शान्त्यारस समन्वितः ॥६॥
चित्तेषु चित्त भूतेषु कर्म ज्ञानादिकं भवेत् ।
तद्गणेशार्पणं सर्वं कुरुत्वं नित्य मादरात् ॥७॥
स्वधर्म संस्थितं देहं चित्तं शान्ति समन्वितं ।
कुरुष्व सततं दक्ष ब्रह्मभाव परायणः ॥८॥
अयं योगः समाख्यातः शास्त्रे वै सर्व संमतः ।
वेदेषु च पुराणेषु ब्रह्मभूय प्रदायकः ॥९॥
सांख्य योगौ समाराध्य भजस्व गणनायकं ।
योगाकार समाख्याय तन्निष्ठस्तत्परायणः ॥१०॥

**અર્થ**:—હવે યોગનો ઉપદેશ કરે છે. હે દક્ષ!!! તમો જીવન્મુક્તતાથી બ્રહ્મીભૂતપણાને પામેલા છો છતાં દેહાભિમાની દેહમાં સુખ બુદ્ધિ વડે અહં

મમ ભાનથી જીવાત્માની પેઠે દેહ તરફ સાચી દૃષ્ટિ કરી દેહ ધારક બનો તો પાંચ પ્રકારના ચિત્ત ધર્મથી ભોગોમાં દરેક સ્વસ્વ ચિત્તમાં સ્વસ્વ આત્મ ભોગોમાં જોડાવું પડે. કેમકે જીવન્મુક્ત સ્થિતિમાં યોગ્ય અનુભવના સમયે ભોગ દર્શનથી ભોગી બનો તોજ દેહની સાથે દેહ જોઇને દેહ રૂપે રમણ થાય

અને તેમાંજ તાદાત્મ્યપણાથી તમો તેમાં સ્થિત થાઓ ત્યારે સાચી રીતે તમારી જીવન્મુક્તતાના બ્રહ્મીભૂતપણામાં ભિન્નભાવ કદાપી નથી. છતાં તમારે સાંખ્યયોગ રૂપ બુદ્ધિના વિચારપૂર્વક તે દેહાદિમાં (જીવ) ભિન્નરૂપથી ભોગ તરફ દૃષ્ટિ કરી માયાના મિથ્યાપણાને જાણતા છતાં દેહમાં સ્થિત થવું પડશે. આ સાંખ્યયોગ યુક્ત બન્યા એમ જાણવું. માયાના મિથ્યાપણામાં જે ભિંન-ભાવ તે પણ મિથ્યાજ છે. માત્ર શાન્તિ બ્રહ્મના અનુભવથીજ શાન્તિ છે. તેટલાજ માટે ભોગોમાં રસોત્પત્તિહીન સ્વભાવથી રસવર્જીત રહેવું જોઇએ. અર્થાત્ રસોત્પત્તિનો નાશ કરવા માટે બિંબવત્ બની ભોગોમાં જે રસોને ભોગવો છો વા ખાઓ છો તે રસવર્જીત થવાની જરૂર છે. (૬) ભૂતરૂપ શરીર મન—અને ઇંદ્રીયો આદિના સબંધે જે પાંચ પ્રકારના ચિત્તમાં બ્રહ્મ પરમાત્માના અનુભવથી જ્ઞાન ઉત્પન્ન થાય તેટલાજ માટે પ્રથમ તે દેહાદિક વડે ચિત્તના તે તરફના ગમનને બંધ કરવા માટે ધર્મ પાલન સાથે કર્મ કરવાંજ જોઇએ. એમ ધર્મ સાહિત્ય સાથે પ્રથમ પાયો કર્મ છે. ચિત્તને માયા વિહારમાં જોડવા કરતાં તે ચિત્તને સત્કર્મમાં જોડવું તે શ્રેષ્ઠ છે—અને નિત્ય આદરથી ગણેશ ભક્તિ કરવી. સત્કર્મ એટલે વેદાદિમાં કહેલાં રજોગુણ તમોગુણથી થતાં કર્મો નહિં કેમકે તે કર્મો અહં મમત યુકત—લોભ મોહ—માન અપમાનયુક્ત નિંદા સ્તુતિ યુક્ત—પાપરૂપ મળથી ભરેલાં હોય છે. અને તે કર્મો પરમેશ્વરને અર્પણ થતાંજ નથી. માટે તેવાં કર્મો કદાપી પણ ન કરવાં. માત્ર સાત્વિક ગુણ લક્ષણ યુક્ત કર્મ કરવાં. પ્રપંચ, દંભ, પાખંડ, રાગદ્વેશ આદિ કર્મો કરવાં નહિં. સાત્વિકતાથી એટલે દયા, ક્ષમા, સંતોષ, ઉદારતા, સરળતા, સત્ય વાણી, સમતા, સમાનતા આદિ સદ્‌ગુણોથી ભરપુર કર્મો કરવાં. તોજ તે કર્મો નિરભિમાનતાએ ફલેચ્છા રહિત થયેલાં હોવાથી પરમેશ્વરાર્પણ થાય છે. એમ યથાર્થ રીતે સમજી તે કર્મો શ્રીગણેશાર્પણ કરવાં. એમ થતાં ભોગ વાસના દેહમાત નાશ થઇ અંતે બ્રહ્મમાં બ્રહ્મીભૂત યોગમાર્ગની પ્રાપ્તી થાય છે. (૭) દેહને વિષે લક્ષ પૂર્વક ભોગ વાસના તરફ ઘસડાઇ પડેલા છતાં પણ બુદ્ધિમાન પુરૂષોએ સનાતન વૈદિક ધર્મની મર્યાદાએ સ્વધર્મવાન બનવા પોતાની તમામ ઇંદ્રીયોને સાધ્ય રાખવી જોઇએ. કેમકે વિષય વાસના હીન સ્વભાવથી સ્વધર્મ પાલન બરાબર થાય છે. અને શાંતિ યુક્ત રહેવા માટે પોતાની ચિત્તભૂમીમાં જે સત્કર્મ થાય તે કર્મ સ્વધર્મ સત્કર્મરૂપ છતાં કૃત-ભાવના નિરભિમાનપણાએ અહં મમત્વનો ત્યાગ કરવોજ જોઇએ. કેમકે બ્રહ્મી-

ભૂત પરાયણ થવું છે. એટલાજ માટે ઉપર વર્ણવ્યા માર્ગ પ્રકારથી નિરંતર બ્રહ્મીભૂતપણાની પ્રાપ્તિરૂપ તેવા સ્વભાવવાળી બ્રહ્મની ભક્તિ કરવી. (૮) સર્વ ઋષિ સંમત એવાં જે શાસ્ત્રો અને તેવીજ રીતે વેદો અને પુરાણો દેહના નાશમાં અથવા દેહબુદ્ધિના નાશમાં બ્રહ્મીભૂતપણાને આપનાર છે. આ યોગ પોતાની બુદ્ધિની ધારણાથી બિંબવત્ આત્માને સમજાવે છે તેથી સાંખ્ય યુક્ત (પુરૂષ પ્રકૃતિ યુક્ત) છે. સાંખ્ય શાસ્ત્રમાં પુરૂષ હંમેશાં નિઃસંગ છે એમ કહેલું છે. છતાં બિંબના આધારભૂત એવી જે પ્રકૃતિ (બુદ્ધિ) એટલે બિંબ જેમાં પડે છે. તે પ્રકૃતિ છે. બિંબનાશાર્થે પુરૂષનું જ્ઞાન છે. તેમ, બિંબવિકાર રહિત છે. બિંબી નિસંગ છે. જગતની ઉત્પત્તિના પ્રકારમાં અધિષ્ટાન રૂપે તે નિઃસંગ બ્રહ્મ પરમાત્માને બિંબીરૂપથી માન્ય કરી તેનું બિંબ મિથ્યા ભ્રાન્તિવત્ અધ્યસ્ત માયા (બુદ્ધિ)માં પડે તે જેનું પડે તે બિંબી પુરૂષ છે. અને તેના પડેલાને બિંબરૂપ જીવાત્મા કહેવાય છે. જે અધિષ્ટાન છે તે બિંબી કોઇ પણ રૂપથી નથી. તેતો સદાનો **સ્વસંવેદ્ય**-પુરૂષ પ્રકૃતિ રહિત બ્રહ્મ સ્વરૂપ છે. તેને અધિષ્ટાન પણ ઉત્પત્તિ કાળના યોગે મિથ્યા ભાવના આધારને માટે કહેવામાં આવે છે. છતાં તે પરમાત્મા બ્રહ્મ છે—એટલાજ માટે સાંખ્ય શાસ્ત્રમાં પુરૂષને નિસંગ કહેલો છે તેથી તે પુરૂષજ જ્ઞાનરૂપ છે તેથી પણ બિંબરૂપ જીવાત્મા મોહ ભોગરૂપ બન્યો છતાં સ્વભાવે વિકાર વર્જીત છે—કેમકે તેનું મૂળ બિંબી તે નિઃસંગ છે. યોગશાસ્ત્રમાં પોતાનો આત્મા બ્રહ્મમાં અભેદાત્મકપણાથી લય જાય છે. એમ સાંખ્ય યુક્ત યોગ અભેદ વર્ણવેલો છે. (૯) એ પ્રમાણે સાંખ્ય અને યોગ એ પરસ્પર અભેદ છે. એવી અભેદ સમજણ યોગે તે બ્રહ્મનું આરાધન કરવાથીજ બ્રહ્મીભૂત પદ પ્રાપ્ત થાય છે. તે પછી તે પુરૂષ બ્રહ્મરૂપ જેગણેશ તેમાં સાક્ષાત્કારવાન થાય અને ગણેશ પરાયણતા પ્રાપ્ત કરે—પરાયણતાની સિદ્ધિને અર્થે યોગાકાર तत्त्वमसि ની આકૃતિ ધારક **સાંખ્યયોગ** સાધ્ય કરી ગણેશજીનું ધ્યાન કરે. તોજ તે પ્રત્યક્ષ એટલે અપરોક્ષતાથી અભેદ બ્રહ્મ નાયક ગણનાયકનું ભજન કરી શકાય તે ભજનની પૂર્ણતાએ પૂર્ણ ગણેશ જ્ઞાનની પૂર્ણતા થાય તો ભજન પૂર્ણ થાય. એવો ભાવ છે—(૧૦)

श्रवणं गणनाथस्य गुणानां नित्य मादरात् ।
कीर्तनं तस्य तद्वत्वं कुरुष्वै त द्रसैर्युतं ॥११॥

गणेशस्य च भावस्य विस्मृतिं मा कुरुप्रभो ।
गणेश पादजं मोहं धारयेत्सत्य भावतः ॥१२॥

सांगं गणेश्वरस्यैव कुरु सर्वं विशेषतः ।
गणेशाज परं श्रेष्ठं तस्मात्वमिहको भव ॥१३॥

गाणपत्यस्य मार्गस्य सेवनं कुरु सर्वदा ।
साक्षिरूपं गणेशानं ज्ञात्वा हृत्स्थं भजस्वच ॥१४॥
गणेशाश्चैव भिन्नोहं भाव यस्य निरंतरं ।
एवं नव प्रकारैस्तं भजत्वं भक्ति संयुतः ॥१५॥

**અર્થ:**—હવે નવધા ભકિતના સ્વરૂપને કહે છે. પ્રથમ શ્રવણ ભકિત અને બીજી કિર્તન ભકિતના પ્રકારમાં પ્રથમ પ્રોતાના ચિત્તની યથાર્થ સમજણ પૂર્વક પ્રેમની ઊત્પત્તિના બળથી સત્ય પ્રેમમય ગણેશને ૐ પુર્ણ બ્રહ્મરૂપે જાણીને તે ગણેશ શ્રવણના સંભવરૂપ છે. તેથી નવધા ભકિત તેમાં જાણી અતિ આદર શ્રદ્ધા પુર્વક તે ગણનાથના ગુણોનું શ્રવણ કરવું. અને પોતાને ધન્ય ધન્ય માનવું કે મને ધન્ય છે કે આજ અવતારે મારાથી ગણેશ ભકિત થાય છે. અન્યત્ર પ્રેમોત્પત્તિના અભાવ વડે આદર ભકિતભાવપૂવક વેદશાસ્ત્ર સ્મૃતિ પુરાણાદિના સ્વાશ્રયથી શ્રી ગણેશ સ્વરૂપના ગુણોનું વર્ણન ગાવું. તેજ શ્રવણ ભકિત છે. તેથી પ્રભુપ્રિય થવાય છે. તે ગણેશના પ્રેમપૂર્વક રસમાં તત્રસ સમાયુકત થઇ તેમનું કિર્તન ભજન કરવું વા અન્યને તે આળસરહિત ભજન સંભળાવવું તે કિર્તન ભકિત છે ૧૧ હવે સ્મરણ અને પાદસેવન ભકિતના સ્વરૂપને કહે છે. હે પ્રભો !!!

દક્ષ !! ગણેશ પ્રભુની કૃપા અને સ્વરૂપાંતર ભેદનો નાશ કરવા માટે હે નાથ !!! તમારા પૂજન દર્શન ઉપવાસાદિકને માટે જે જે કાળે જે જે કરવાનું કહ્યું હોય. તેની કદાપી વિસ્મૃતિ કરશો નહીં. અને હીંડતાં ચાલતાં ખાતાં પીતાં બેસતાં ઊઠતાં જતાં આવતાં ગમે તેવા પ્રસંગમાં પણ હે સદ્‌ગુરૂ !!! હે નાથ !!! હે પ્રભુ !!! હે હેરંબ !!! હે ગુરો !!! ઈત્યાદિ નામ સ્મરણ ચુકવું નહિં. જેજે કાળે તેતે કાળે પ્રભુની અને પ્રભુ પરાયણતાની યાદ આવે એ સ્મરણ ભક્તિ છે. આ સર્વ મિથ્યા દેહમોહ પદાર્થ દર્શન અસત્ય છે અને શ્રીસદ્‌ગુરૂ ગણેશ સત્ય છે. પણ અસત પદાર્થોની દષ્ટિરૂપ દેહાદિ કાયમ જ હોવાથી મોહની ઊત્પત્તિ થવાનો સંભવ છે. સત્ય ભાવ તો એવો છે કે દેહાદિના સુખ વિષયમાં મિથ્યાભાન સદાને માટે કાયમ જ રહેતું હોય તો મોહની ઊત્પત્તિ મિથ્યા છે. એમ જાણી તે દેહાદિના મોહને પ્રભુચરણમાં વાળી લાવીને પ્રભુપાદમાં પ્રેમરૂપે લોટાવે અને સદ્‌ગુરૂ પ્રભુના પાદ સેવનરૂપે અખંડ પ્રેમ ધારણ કરે કે તેથી દેહાદિમાં કદાપી સુખ બુદ્ધિ થાય નહિં. તે પાદસેવનરૂપ ભક્તિથી પાદસેવન પરાયણતા થાય છે. (૧૨) હવે અર્ચન અને વંદન ભક્તિના સ્વરૂપને કહે છે. શ્રીસદ્‌ગુરૂ સ્વરૂપ ગણેશજીના સર્વ મહોત્સવાદિમાં અર્ચન ભક્તિ અને વંદન ભક્તિનો યોગ છે. વિશેષ કરીને વિતશાઠય બુદ્ધિના ત્યાગપૂર્વક યથાશક્તિ ભક્તિનો આદર રાખવો. અર્ચન કરવું. જેમ પુત્ર વિવાહ લગ્નક્રિયા આદિ શુભાશુભ ક્રિયા. લોકવ્યવહાર માન્યતાને ખાતર–વા

જ્ઞાતિ સબંધના બંધનને ખાતર કરવામાં આવે છે તે વખતે અનેક પ્રકારે કષ્ટ હોય. ધન ના હોય તો પણ દેવા કરી લાવી પણ કરવાનો ઉત્સાહ ધારે છે. અને તે પછી ધીમે ધીમે તેનો નિકાલ કરે છે. એમ દેવાદિક સદ્‌ગુરૂ સેવા ભક્તિના પ્રકારમાં ગમે તેમ કષ્ટ વેઠીને પણ વિત્તશાઠયતાનો ત્યાગ કરી અર્ચન કરવા કદાપિ ચુકવું નહિં. સાચી રીતે આ મારૂં કહેલું માનેલું ધન તેનો સત્ય માલીક તે પરમેશ્વર અને તે વસ્તુનું દર્શન પણ પરમાત્મા સ્વરૂપ છે-છતાં અજ્ઞાન બુદ્ધિના બળમાં તેને પોતાનું માને છે, અને પ્રભુની વસ્તુ પ્રભુને સમર્પણ કરવાનો રૂડો લાગ મળ્યો છતાં માયાનો માર ખાય છે. ઊંધે માથે પડે છે–અને આખરે મોંઢામાં ધુળ પેશી જાય છે–તે સમજે છે છતાં મોહનો ત્યાગ કરતા નથી એ અફસોસ છે. હોય તો મુકી જવાનું જ છે–છતાં ધનેષણા પુત્રેષણા લોકેષણાનો મોહ ન છુટવાથી પોતાની દુર્દશા પોતાના જ આપે કરી સુખરૂપે માનનાર તે કેવો જાણવો ? ? ?* માટે પ્રભુની અર્ચનભક્તિના સાહિત્યને પ્રભુચર્ણમાં સમર્પણ કરવું તે અર્ચનભક્તિ છે–તેમજ गणेशान्नपरं किंचित्

---

* श्रीकूर्मपुराणेषु ॥ ब्रह्मणा दीयते देयं ब्रह्मणे संप्रदीयते ।
ब्रह्मैव दीयते चेति ब्रह्मार्पणमिदं परम् ॥१॥
नाहं कर्त्ता सर्वमेतद् ब्रह्मैव कुरुते तथा ।
एतद् ब्रह्मार्पणं प्रोक्त मृषिभिस्तत्त्वदर्शिभिः ॥२॥

અર્થ:—વિત્તશાઠયતા–કંગાલતા–કૃપિણુતા–કંજુસતા–તૃષ્ણાલોભયુતા–એ સર્વ એક અર્થ વાચક શબ્દો છે. તે રજોગુણ તમોગુણ મિશ્રિત ધર્મો છે. તમોગુણની પ્રાધાન્યતાના અંગે આ એક મહાન્ દુર્ગુણ માણસોમાં પ્રવર્ત્તે છે. વિષયી–અને પામર સ્વભાવના જનોમાં સહજ રીતે વાસ કરી રહે છે. અધિકારી જીજ્ઞાસુ અને મુમુક્ષુની યોગ્યતા ધારણ કરનારને તે દુર્ગુણ નિચું જોવરાવનાર છે. અહં મમત જેવી અપાર દુઃખદ માયા મિથ્યાભાનાત્મક અસુર બુદ્ધિના વિહારને છોડવાના મનુષ્ય અવતાર સમયે પાપના ભારથી દબાઇને એવા મૂતકા ભરેલા–દેહાદિ પદાર્થના ભોગનું મમત્વ રાખે એ ચારિત્ર્યવાન ભક્ત ગણાયજ નહિં. તેથી તેવાઓને સમજાવવા માટે કહે છે કે–આપણે જે દાન કરીયે છીયે–તે દાનવાળી વસ્તુનો દશ્ય દેખાવ તે પૂર્ણબ્રહ્મ પરમેશ્વર પરમાત્માની પૂર્ણતાનો અનુભવ ન થતાં અર્થાત્ પૂર્ણબ્રહ્મ સ્વરૂપે ન જોવાતાં તે અન્ય દષ્ટિથી દેખાય એવું તે લીલાભાસ માત્ર મિથ્યાભાન છે. છતાં તે પરમાત્માજ છે. જેમ સોનામાં અલંકાર જોવાતાં સોનું ન જણાય ત્યારેજ અલંકાર જણાય છે. જયારે અલંકારના મિથ્યાભાનનો ત્યાગ થાય ત્યારે સોનું જણાય છે તેમ લીલાદશ્ય લય જતાં સત્ય વસ્તુ સમજાય છે. અને આપનાર પણ તે બ્રહ્મ પરમાત્માજ છે. અને તે પોતે બ્રહ્મજ પોતાનેજ આપે છે. એમ પોતે પોતાનેપોતાનુંજ આપે છે. એમ આપનાર–લેનાર–અને આપવાનું એ સર્વ પોતે સ્વરૂપે બ્રહ્મજ છે. બ્રહ્મ રૂપેજ બ્રહ્મરૂપ થઇ રહ્યું છે. એમાં "[illegible]" અને "[illegible]" એ કોણ હતી ? ! ? એટલેજ

ગણેશ જ પ્રત્યક્ષ બ્રહ્મસ્વરૂપ છે. તેથી તે મય સન્નિધા ધારણ કરી વારંવાર ગણેશ સ્વરૂપ સદ્ગુરૂ પ્રભુને વંદન જ કરવું. હૃદયથી, મનથી, શરીરથી, વારંવાર વંદન કરવું તે વંદન ભક્તિ છે. (૧૩) હવે દાસ્ય અને સખ્ય ભક્તિનું વર્ણન કરે છે. ગાણપત્યના શ્રેષ્ઠ માર્ગમાં તે ગણપતિના ભક્તોએ તિલક-માલાદિક ધારણ કરતાં સમજવું કે-આ તાદૃશ આચરણથી હું ગણેશજીનું સ્વરૂપ જ છું અથવા મારૂં અભેદ સ્વરૂપ મારામાં ગુપ્ત ગણેશ સ્વરૂપે સ્થિત છે એમ સ્પષ્ટ દર્શન કરીને તે રૂપની ધારણા બાંધી કરવું તે-શ્રીગણેશજીની દાસભક્તિ કરતાં શરીર પડી જાય. ત્યારે તેજ ગણેશ તેના ભક્તનું રક્ષણ કરે છે. એવા પ્રેમાભિમાનપૂર્વક સદાએ દાસવત ઉભા રહી સદ્ગુરૂ ગણેશની સેવા ઉઠાવવી જોઇએ. હું તેમનો સદાનો દાસ છું. તે મારા સદાને માટે સ્વામી છે. હું તેમની આજ્ઞાપાલક સદાને આજ્ઞાધારક દાસ છું. આ ગણેશ માર્ગ સદાનો શ્રેષ્ઠ છે. તેથી ગણેશ મહિમા વધારવા મારા ઉપર આજ્ઞા છે-તેથી ગણેશનું દાસત્વ સ્વિકારવાને અન્ય પુરૂષોને દાસવત્ રહેવા સમજાવવું એ મારો દાસ ધર્મ છે. એમ માનવું તે દાસ્ય ભક્તિ છે-દાસ ભક્તિ તે બહુ જ ઉંચા પ્રકારની છે-એવો દાસવત રહેનારો ભક્ત સદાએ આ વ્યવહાર સાનિધ્યતામાં સાક્ષીવત્ રમે છે-ગણેશના દાસને ગણેશના લોકની સમૃદ્ધિમાં રમવાનું છે તેને આ મૃતિકાવત નાશવત્ પદાર્થોમાં મોહ કરવાની જરૂર નથી. તેથી તે દાસવત ભક્તજન સદાએ સાક્ષીભાવથી રહે છે એવા ગણેશ સદ્ગુરૂ પ્રભુને સાક્ષીસ્વરૂપે પોતાની બુદ્ધિરૂપી હૃદયસ્થાનમાં રહેવાવાળા જાણી. બહુ જ જાગૃતિથી પાપ કર્મ કરતાં આંચકો આય છે કેમકે તે પ્રભુને સદા પોતાના હૃદયમાં સર્વજ્ઞરૂપે જાણનાર જાણીને તે ઇષ્ટગુરૂ ગણેશની રૂબરૂમાં અધમ કર્મો કરવાં. એ આમન્યા લોપવા સરખું છે તેથી સાક્ષીવત્ રહે છે. અને દાસવત્ ભજન કરે છે-તેથી ગણેશજીનો પ્રેમ પ્રાદુર્ભાવ થાય છે-પ્રભુ પણ જાણે છે કે આ મારો સાચો ભક્તજન દાસવત જ રહે છે. કેમકે ગણેશ હૃદયમાં જ રહેલા છે વેગળા નથી જ. એમ સત્યપૂર્વક સદાચરણથી ગણેશ પ્રાપ્ત જ છે. એવી ઉત્તમોત્તમ દાસભક્તિ છે-હવે સખા ભક્તિના સ્વરૂપમાં સમજ છે કે-સખા એટલે મિત્રભાવ છે-તે તો સદાએ હૃદયમાં રહેલા હોવાથી સર્વ જાણી શકે છે-મિત્રના આગળ સર્વ ગુપ્ત રહસ્ય પણ છાનું હોતું નથી. તેમ મારૂં સર્વ કાંઇ ગણેશ જાણે છે-એવા બુદ્ધિમાં સ્થિત ગણેશ. તેજ બુદ્ધિપતિ સાક્ષાત્ બ્રહ્મ જ છે. તેજ જો કે મારી પાસે કંઇ

---

હું આપું છું. એમ કહેનારા મિથ્યા સમજણના પઢત પંડિતો છે-એમાં હું ને તેમ મમત્વને કંઇપણ કરવાપણું રહેલું જ નથી. કર્તા કારયિતા અને કર્મ તે સર્વ બ્રહ્મજ સિદ્ધ સમજાય છે. એ પ્રકારનું સદોદિત ચિંતન કરતાં જે થાય તે પરમ શ્રેષ્ઠ આત્માર્પણ વિધિ છે. આવી રીતના આત્માર્પણનો વિધિ, તત્વદર્શિ ઋષિ જનોએ માન્ય કરેલો છે.

નથી. તો તે ન્યુનપણાને પણ જાણે છે. જ્યારે ભક્તિમાં પણ ન્યુનતા હોય તે પણ જાણે છે ત્યારે હું પૂર્ણ ભક્ત બન્યો નથી. તેથી પોતાની અપૂર્ણતા અને અયોગ્યતાથી પોતાતે ધીક્કારે છે. ખરેખર સર્વજ્ઞ તો ગણેશ જ છે. એમ નિશ્ચય માને છે. એમ પોતાની બુદ્ધિને પોતે જ જાણનાર છે—સદાએ હું ગણેશ સ્વરૂપ છું. એવા પ્રેમની ઉત્પત્તિથી તે સખ્યભક્ત કહેવાય છે. સખાવત્ પોતાના હૃદયમાં રહેલા ગણેશના ચરણનું રંજન કરવાપણાથી તે સખાભક્તિ છે. પોતાના સાક્ષીવત્ ભાનથી તે ગણેશજીની સખારૂપે ભક્તિ કરવી તે સખાભક્તિ છે. (૧૪) હવે આત્મનિવેદન ભક્તિના સ્વરૂપને કહે છે—હવે તે દાસવત્ અને સખાવત્ રહેનારો ભક્ત. પોતાના આત્મારૂપે ગણેશને યથાર્થ રીતે સમજવા લાગે છે. હું તેમનાથી ભિન્ન નથી. તેથી પોતાના આત્માનો ગણેશમાં લય કરે છે એમ સર્વત્ર સવભાવથી ગણેશ એમ સમજનાર વર્ત્તનાર તે બ્રહ્મીભૂત સ્થિતીનો નર—સદાએ આત્માર્પણ કરતાં આત્મનિવેદન ભક્તિને સેવે છે એવા પૂર્ણ યોગીપણાથી ગણેશ સ્વરૂપમાં હું તદરૂપ છું. એવા નિરંતર ભાવથી તે ગણેશમાં લયરૂપે ભક્તિ ભજન કરે છે, તે પોતે ગણેશ સ્વરૂપમાં તાદાત્મ્ય ભાન પ્રાપ્ત કરે છે અંતે ગણેશમાં યોગીપણાના તાદાત્મ્ય ભાનથી સેવ્ય સેવક અથવા સ્વામી સેવકભાવ સિદ્ધ થાય છે ત્યાં ગણેશ પ્રત્યે ઉપકાર છે એવી ભાવના ગણેશમાં નથી. સ્વામી પ્રત્યે સેવકનો ધર્મ સમજી આત્માર્પણરૂપે આત્મનિવેદનતામાં રમે છે. એવી તદરૂપતા રૂપે રહેવાની તે આત્માનવેદનતા ભક્તિ છે એ પ્રમાણે નવપ્રકારની ભક્તિપૂર્વક ગણેશ પ્રત્યે પ્રેમોત્સાહ ધારણ કરી. ગણેશજીનું ભજન કરો તેથી ગણેશ ભક્ત થશો. (૧૫)

बाह्यांतरं गणेशार्थं कुरुत्वं कर्म चादरात् ।
नवधाखंड भावेन पूर्णभक्तो भविष्यसि ॥१६॥
अथो चतुर्विधां भक्तिं कथयामि श्रृणुष्वतां ।
कायिकां वाचिकां पूर्णां मानसीं नित्यदा कुरु ॥१७॥
तथा सांसर्गिकीं दक्ष तस्या श्चिन्हं वदाम्यहं ।
गणेशार्थं सदादेह श्रमं कुरु महामते ॥१८॥
गणेश भावहीनांयां वाचंमात्वं वदस्वतां ।
गणेश चिंतनं तद्वद्गणेशे भाव कस्य वा ॥१९॥
गणेश भक्ति युक्तानां संगतिं कुरु सर्वदा ।
एवं भजस्व भक्त्यात्वं भक्तराजो भविष्यसि ॥२०॥

અર્થઃ—હવે પૂર્ણભક્તિના સ્વરૂપને માટે કહે છે—એટલા જ માટે બાહ્ય એટલે દેહ અને ઇંદ્રિઓથી ઉત્પન્ન થતાં અને અંતર એટલે અંતઃકરણ (બુદ્ધિ

મનચિત્ત અહંકાર ) થી ઉત્પન્ન થતાં જે કર્મો–( સત્કર્મો ) સાત્વિક ગુણ લક્ષણા-યુક્ત ( રજોગુણી તમોગુણી નહિં ) તે સર્વ ગણેશને માટે કરૂં છું એવા દૃઢ નિશ્ચય વડે નવધા પ્રકારની ભક્તિપૂર્વક–અખંડ પ્રેમભાવથી ભક્ત–દાસના સ્વરૂપે ઉભા રહી કરે છે–જે આચરણોથી ગણેશજીની કૃપા થાય. એવાંજ ગણેશચિંતન ગણેશભજન ગણેશસાધન ચિંતન સ્વરૂપેજ ગણેશની કૃપાની પ્રાપ્ત કરનારાં કર્મ કરી તે ગણેશાર્પણ કરવાથી તમો પૂર્ણ ભક્ત થશો. (૧૬) ( હવે ચાર પ્રકારની ભક્તિના સ્વરૂપને કહે છે. ) તે વિના અન્ય પ્રકારે ચાર પ્રકારની ભક્તિનો વિધી તમોને કહું છું. તેનાં ચિન્હ જાણવાથી તમને આનંદ થશે–હે મહામતે દક્ષ ! ! ! સદાએ નિરંતર ગણેશની ભક્તિ કાયાવડે વાચાવડે માનસિક (મનવડે) એમ અખંડ નિત્યદા ભક્તિ કરવી. (૧૭) તથા તેજ પ્રકારે મનુષ્યના સંસર્ગવડે સાંસર્ગિક ભક્તિ કરવી એમ ચાર પ્રકારની ભક્તિનાં ચિન્હ કહું છું તે તમો સાંભળો. હે મહામતે દક્ષ ! ! ! ગણેશ સ્વરૂપની સેવાના કાર્યમાં દેહ ઇન્દ્રિઆદિકને શ્રમ આપી સેવા કરવી તે કાયિક સેવા કહેવાય છે કાયાથી થતી સેવા તે કાયક કહેવાય છે આ દેહનાથી થતાં કાર્યો ગણેશાર્પણ થાય તોજ તે કાયિક સેવા ભક્તિ કહેવાય છે–આ કાયાથી થતાં કોઇ પણ સતકર્મો વ્યવહાર સાનધ્ય બુદ્ધિએ ઇષણાત્રયના ભોગરૂપ થઇ પડે નહિ તેની સંભાળ રાખવી યોગ્ય છે. (૧૮) તેજ પ્રમાણે ગણેશ પ્રત્યેની ભક્તિ અને ભાવહીનપણાએ આ જે વાણી એટલે વાચા વ્યર્થ વદવારૂપ–અસત્ય બોલવારૂપ–અથવા વ્યવહારની મિથ્યા પ્રલાપના રૂપ, અથવા વ્યવહારની મિથ્યા લોક પ્રદર્શનમાં દક્ષ ગણાવારૂપ–વાણીનો વ્યર્થ ઉપયોગ કરવો નહિં. માત્ર ગણેશ ચરિત્ર મહાત્મ્યને વદવારૂપ વાણીનો ઉપયોગ કરવો. તે વાચીક ભક્તિ કહેવાય છે તેજ પ્રમાણે ગણેશનું ચિંતવન–ધ્યાન–અથવા ગણેશના ભાવમાં કંઇપણ ગણેશ સેવાને અર્થે તત્ સાધન દ્રવ્યાદિકનું ચિંતવન કરવું. તેજ માનસી સેવા ભક્તિ છે કે જે મનથી સંભવરૂપ છે. (૧૯) તેજ પ્રમાણે ગણેશજીની ભક્તિ કરનાર એવા સુભક્તની સંગતી સદાએ કરવી. ત્યાં ગણેશ ભજનના અર્થે–ગણેશ રહસ્ય શ્રવણ કિર્ત્તનાદકના અર્થે સંગ કરવામાં આનંદ છે–આ સાંસર્ગિકી ભક્તિ કહેવાય છે–એવો સંભવ સંસર્ગ માત્રથી છે એમ ચાર પ્રકારથી ગણેશની સેવા ભક્તિ કરવી. અને ગણેશજીને ભજવા–તે ભજન સદાએ ગણેશમાં રત રહેવાપણાથી તમો ભક્તરાજ થશો. (૨૦)

भक्ति सा द्विविधा दक्ष मानवैः क्रियते परा ।
पाखंड संयुता पूर्णा देव मित्यर्थ मेववा ॥२१॥
देहे विषय भोगार्थं भजनं संप्रवर्त्तत ।
पाखंडिनां सदा दक्ष लोक मोह करं परं ॥२२॥

पाखंड भजनस्यैव चिन्हं मुख्यं वदाम्यहं ।
तत् शृणु त्वं हितार्थाय लोकानां लोक तारक ॥२३॥
सर्वाहंकार निर्मुक्तः पाखंडि दृश्यते जनैः ।
जना मोह युतायेन भवंते भजनं यतः ॥२४॥
यत्र येषां रुचिर्दक्ष यादृशी तादृशं सदा ।
करोति तत्र यत्नेन सर्वं मार्गं मदर्शयन् ॥२५॥

**અર્થ**:—હવે ભક્તિના બે પ્રકારને વર્ણવે છે. હે દક્ષ!!! માણસો પરા એટલે સર્વોત્કૃષ્ટા. બે પ્રકારની ભક્તિ કરે છે. એક **પાખંડી ભક્તિ** અને બીજી દેવપ્રીતી **પુર્ણભક્તિ**—એવા બે પ્રકારની છે–પાખંડ વડે પૂર્ણ તે પાખંડી સંપૂર્ણા—અને બીજી દેવપ્રિત્યર્થપૂર્ણા તે પોતાના ઇષ્ટદેવમાં સંપૂર્ણ પ્રેમોત્પત્તિ યુક્ત ભક્તિ કહેવાય છે–(૨૧) હવે **પાખંડયુક્ત ભક્તિનું** વર્ણન થાય છે. હે દક્ષ!!! પાખંડી એટલે પરમ અત્યંત લોકને મોહ કરનાર–એટલે જાણે પૂર્ણ દેવભક્ત હોય અગર એના સમાન બીજો કોઇ નથી એવો ભાવ બતાવનારી એવી મોહકર ભક્તિ તે **પાખંડી ભક્તિ** છે. અને તેનું ચિન્હ એવા પ્રકારે છે કે પોતાના દેહ ઇન્દ્રિયના ભોગને અર્થે–તેમ વિષયાદિકના ભોગને અર્થે–સ્રીપુત્રાદિકના સંરક્ષણને અર્થે–ભક્ત કોટીમાં ગણાવવાના અર્થે–એમ નાના પ્રકારના દેહ ભોગપ્રાપ્તિના કાર્યોની પૂર્ણતાનું સંરક્ષણ કરવા રૂપે ભજનમાં પ્રવર્ત્ત થવાય તો તે **પાખંડી ભક્તિ** કહેવાય છે. (૨૨) હવે પાખંડી ભક્તિનાં ચિન્હ કહે છે. હે લોકતારક દક્ષ!!! પાખંડ ભક્તિ માર્ગનું ખંડન કરવા અને શુદ્ધ ભક્તિમાર્ગનો પ્રકાશ કરવા માટે પાખંડ ભક્તિનાં ચિન્હ જાણવાં જ જોઇએ–તેનાં લક્ષણો જાણનાર તે સુજ્ઞજન છે–માત્ર લોકના હિતને અર્થે પાખંડનો ભક્તિમાર્ગ ત્યાગ થતાં શુદ્ધ ભક્તિમાર્ગ લોકને કલ્યાણકારી થાય. (૨૩) હવે તેના ચિન્હને કહે છે. એવી પાખંડી ભક્તિ કરનાર જન જાણે સર્વ અહંકારથી મુક્ત હોય, અર્થાત્ સર્વ વિશ્વ તેનો અહંકાર તેમ પોતાના ઇષ્ટદેવાત્મકના ભક્ત તરીકેના અહંકારથી જાણે મુક્ત હોય એવા અભિમાનના અભાવ પૂર્વક પોતાનો એકત્ર નિશ્ચય જણાવતો હોય એવી પાખંડ યુક્ત બુદ્ધિ વડે પોતાના સ્વાર્થ પરાયણ બુદ્ધિના કાર્યોને છુપાવી રાખી માત્ર લોકને પોતાની ગુપ્ત સ્વાર્થતા ન જણાય તેવા ભાવથી જે ભક્તિ ભજન કરે છે–તે **પાખંડી ભક્તિ** કહેવાય છે–એવાં આચરણ બતાવવાથીજ માણસો **મોહયુક્ત** થાય છે અને તેના પ્રમાણે લોકો ભજન કરવા લાગે છે જન મોહક સ્વભાવ ધારણકરવાથી તેનાં એવાં પાખંડ યુક્ત આચરણોની પ્રિયતાવડે માણસો સ્તુતિ કરે છે એવા આચરણ રાખે છે કે જેથી તે સ્વાભિમાનહીન સ્વભાવવાળો દેખાય. (૨૪) હે દક્ષ!!! જ્યારે આવાં આચરણમાં અન્ય માણસોની તેના જેવીંજ બુદ્ધિની

રૂચી થાય છે. ત્યાં તેવા પ્રસંગે સર્વભાવના દર્શનરૂપ આચરણવડે એકનિષ્ઠાયુક્ત રહેતાં નિરંતર યત્ન પ્રયત્નથી તેવું જ ભજન લોક કરવા લાગે છે. એ તે જન સમુહને મોહ કરવાના સ્વભાવનું કારણ છે. (૨૫)

ये नैव विषयाणां च प्राप्तिः संजायते परा ।
तादृशं भजनं तस्य परं भवति सर्वदा ।२६॥
अथवा चैकनिष्ठः स भवते देव तत्परः ।
स्वदेव भक्तान्सं मोह्य भुंक्ते दुष्टोर्थ लालसः ॥२७॥
स्वदेव भजने सक्त जनाः स्वल्पमतो बहु ।
तेषां रुाच प्रमाणेन भवते भजनं यतः ।२८॥
जनानां मोहदा भक्तिः कथिता तें प्रजापतें ।
पाखंडिभिः सदा पूर्णा सेव्यते सा रुचिप्रदा ॥२९॥
पाखंड संयुता नित्यं भक्तिं कुर्वेति शाश्वतीं ।
चांडालास्ते मताः शास्त्रे देवानां दुःखदायकाः ॥३०॥

અર્થઃ—એવા પ્રકારના આચરણવડે દેહ ભોગ વિષયોની શ્રેષ્ટ પ્રાપ્તિ થાય છે. તેવા પાખંડીજનોની પાખંડ ભક્તિના ભજનથકી મોહને વશ થયેલા જનો તેવાઓને નાના પ્રકારના પદાર્થો સાથે દ્રવ્યાદિક આપી તેના પણ મોહની વૃદ્ધિ કરે છે. લોકસમાજની રૂચી મેળવવા દ્રવ્યાદિક મને પ્રિય નથી એમ બોલે બતાવે છતાં તેમ ભજન કરવાથી પોતાની રૂચીના પ્રમાણથી તેના ગુપ્ત રાખેલા સંસારના ગુપ્ત મોહને માટે આશ્રય મેળવે એમ તે વિશેષે કરી પાખંડી ભાક્તનો પ્રસાર કરી શકે છે. અને મોટી સાધુતા બતાવે છે—અને તેવાજ મોહીજનો તેને આશ્રય આપે તેથી તેના પ્રમાણે તેઓ પણ મોહી સાધુત્વ સેવે છે—એટલે ઊભય રીતે મોહ લોભની વૃદ્ધિ થાય છે—લોક પણ તે મોહના અંધત્વ પ્રપંચમાં અંજવાય છે. માયાના બંધનમાંથી છુટી શકવા જેવી ઊત્તમ ભક્તિ ઓળખતા જ નથી. એમ પાખંડ પ્રચારક આ મોહી સાધુત્વ બતાવનારો પુરૂષ અન્ય જન મોહનાર્થે તે જુદા જુદા પ્રકારના સ્વભાવો ધારણ કરે છે—તેનું મુખ્ય ચિન્હ એકજ છે કે—જન સ્વભાવને આધિન રહી પાખંડી ભકિત કરનારો પોતે અભિમાનહીન છે એવો ભાવ દરસાવી. પુત્ર, ધન, કિર્તિ—માનના લોભી મનુષ્યોના મનનું રંજન કરે છે. (૨૬) અથવા પક્ષાંતરે આ પાખંડી પોતાના માનેલા ઇષ્ટદેવ તત્પર એકનિષ્ઠા અર્થાત પોતાના માનેલા ઇષ્ટદેવની મહત્તારૂપે ભક્તિ કરનારો એક દેવરતપણાથી અન્ય નામરૂપ દેવની ભક્તિનો લેશહીનપણાનો ભાવ બતાવતો નથી. અર્થાત્ દેવમાં ભિન્નતા માને છે. નાના મોટા કરે છે—મુખ્ય ગૌણ માને છે. કેમકે તે પોતાના માનેલા દેવમાં રતપણું બતાવનારો છે. તેથી સમાજ લોક પણ તે દેવના ભકત

હોય તે પોતાના ઇષ્ટની ભક્તિ કરનાર આ ભકતજન છે એમ માનતાં શ્રેષ્ટ ભકત જાણી સંમોહને પામી તેની રૂચી પ્રમાણે સ્વભાવ ધારણથી અર્થ જે ધનની લાલસા વા વિષય પ્રવાહ ધનવસ્ત્રાદિ અનેક પદાર્થની લાલસાપૂર્વક દેવના નામે સંચય કરી આ દુષ્ટ પુરૂષ પરદ્રવ્યાદિહારકપણાએ પોતાનાં સ્ત્રી-પુત્રાદિક સંસારના પૂર્ણ મોહયુક્ત ભક્ત ગણાતો છતાં વિષયોને ખાય છે. આવા પાખંડી જનો યજ્ઞાદિક કરવામાં પૂર્ણભકતના સ્વરૂપે હજારો રૂપીયા ઉત્પન્ન કરી પછી નિરાંતે સ્ત્રીપુત્રાદિકને લઇ વિષયો ભોગવે છે. હાથમાં કાંસી કરતાલ લઇ કીર્ત્તન ગાતો આંખો મીંચી ગરકાવ થઇ ગયેલાની પેઠે નાચતો કુદતો જાણે લોક લાજ મર્યાદ અહંકાર છુટયો હોય-પરમાત્મામાં ગીરફતાર થઇ ગયો હોય–એમ બતાવતો અનેક પ્રકારની રાસલીલાભાવ બતાવતો–વૈરાગ્યના બોધમાં આંખમાંથી પાણી દદડાવતો–ગમે તે રીતે લોકોને પોતાના તરફ રૂચી ઉત્પન્ન કરી ખેંચે છે વળી પોતે અન્ન ખાતો નથી અગર ફરાળ ખાય છે અથવા બાજરી જ ખાય છે. એવા અનેક પ્રકારનો નિર્મોહી સ્વભાવ બતાવવાને ઘણા પાખંડ માર્ગો ખોળી રાખ્યા હોય છે કે તેથી લોકસમૂહ કે જે શ્રેષ્ટ બુદ્ધિપૂર્વક સમજવા યોગ્ય જ્ઞાન, કર્મ, યોગ. ભક્તિના અધિકારી નથી એવા પામર વિષયીજનોનો મોટો જથો અંજવાય છે. (૨૭) એમ પોતાના દેવની ભકિતમાં આસકત જનો, આ સ્વલ્પ ભકિતયુકત, અથવા બહુ બહુ ભકિત યુકત, સ્વેષ્ટ દેવભકતોની રૂચી જણાવવાના પ્રમાણવડે મોહ કરવા માટે પાખંડી ભજનો કરે છે તે સર્વ મોહની વૃદ્ધિ કર્ત્તા છે. (૨૮) તેનું મુખ્ય ચિન્હ એ છે કે હે પ્રજાપતી દક્ષ!!! આ ભકિત માત્ર પાખંડી જનોને જ રૂચી કર્ત્તા–પાખંડી જનોને મોહ કર્ત્તા–અને વિષયોની વૃદ્ધિ કર્ત્તા હોવાથી આ પાખંડી પૂર્ણ ભકિત અને તેના નેતાઓ–શ્રોતાઓ સર્વ પાખંડથી જ ભરપુર છે એમ નિશ્ચય જાણો. (૨૯) એ પ્રમાણે પાખંડ સંયુકત શ્રોતા વકતાઓ જે સદાએ ખંડનહીન શાશ્વતિ ભકિતના સ્વરૂપને બદલી પાખંડ રૂપમાં ભકિત કરે છે. તેથી તેનો ઇષ્ટદેવ દુ:ખી થાય છે. કેમકે પ્રભુને કદાપી પાખંડ ભકિત પ્રીય હોતી નથી. ગમે તે નામનો ઇષ્ટદેવ પણ પ્રભુ છે. તેથી પ્રભુને તે દુ:ખદાયક સ્વરૂપ છે. એટલાજ માટે શાસ્ત્રમાં તેવા પાખંડી જનોને ચાંડાલ કહેલા છે. ગણેશગીતામાં કહેલું છે કે–भजनभक्त्या विहीनोयः सचांडालो भिधीयते॥ चांडालोपि भजनभक्त्या ब्राह्मणेभ्योधिकोमम ॥ ३० ॥

सत्य संकल्प सित्ध्याते संयुतं देवमुत्तमं ।
संपूज्य भिक्षुकं दुष्टाः कुर्वंतेऽध्वः मगामिनः ॥३१॥
अथ देव प्रियां भक्ति शृणुस्व सुसमाहितः
विचार्य हृदये भक्ति कुरुते देव तुष्टये ॥३२॥

सदा देवपरो भूत्वा भजते नन्यमानसः ।
लोकानां तत्र संभूया द्रूचि वांछरुचिः कदा ॥३३॥
लोक निर्दर्शितं भक्त मुत्तमाश्च स्तुर्वतिवा ।
तान नाहस्य देवस्य प्रीत्यर्थं भजते सदा ॥३४॥
स्वकीये हृदये सोपि विचार्यं कुरुते सदा ।
भक्तिं यां तां प्रजानाति देवस्तस्य हृदिस्थितः ॥३५॥

અર્થ:—હવે પાખંડી શ્રોતા વક્તાના ચાંડાલત્વને કહે છે તેવી પાખંડી ભક્તિ કરનાર–તે સત્યસંકલ્પ સિદ્ધ સંયુત દેવવડે જેમ કલ્પના કરી તે ઈશ્વરપણાથી સિદ્ધ જ છે–ઉત્તમ એવા સર્વજ્ઞાદિ ગુણયુક્ત સ્વેષ્ટ દેવ કે નાના પ્રકારના દેવ અથવા જાતિપણાથી એકવચન ગ્રહણ કરી તે ભીક્ષુક ભીક્ષાચરણ યુક્ત ફરે છે–અને ગૃહગૃહમાં દેવ અને દેવભક્તિને બતાવવાપણાથી ભીક્ષાને માટે વિચરે છે–અને તે દેવ ભીક્ષા લેવા આવે છે એમ કહે છે એટલા જ માટે તે દુષ્ટ ચાંડાળ છે. અને દેવને દુઃખ કર્તારૂપે દુષ્ટ છે–તેનું આ આચરણ નરક પ્રાપ્તિ કરનાર અને દુઃખદ છે. (૩૧) હવે શ્રદ્ધાયુક્ત દેવપ્રિય પૂર્ણાભક્તિને કહે છે–હે દક્ષ!!! હવે એક ચિત્તરસ યુક્ત દેવપ્રિય પૂર્ણાભક્તિને સાંભળો. કે જે દેવને પ્રિય છે. એવા તે દેવભક્ત હૃદયમાં વિચાર અને શાસ્ત્રોક્ત વિધિપૂર્વક દેવને સંતુષ્ટ કરવા માટે જે આચરણોથી દેવ સંતોષને પામે તે પ્રમાણે વિધિ પુરસ્સર ભક્તિ કરે છે. (૩૨) તે એવી રીતે કે–અનન્ય મનવડે એટલે અન્ય નહિ. આત્મા જ પરમેશ્વર (રામ પણ તેજ કૃષ્ણ પણ તેજ વિષ્ણુ પણ તેજ શિવ પણ તેજ શક્તિ પણ તેજ. તેજ ૐ ગણેશ છે.) એમ અભેદપણે સમજી અનન્ય મનવડે અન્યત્ર વિષય સુખમાં મન ન હોવાપણાથી માત્ર દેવને જ રંજન કરવાની ધારણાપૂર્વક સદાએ દેવ ચરણમાં નિવાસ કરતો દેહ પોષણાદિ ચિંતારહિત થઇને પોતાના કુટુંબાદિકનું પોષણ ગણેશને આધિન છે. એમ સાચી રીતે સમજી કેવળ પ્રભુની પરાયણતાપૂર્વક ભક્તિ કરે છે–ગણેશગીતામાં કહેલું છે કે–अनन्य शरणोयामां मत्त्या भजति भूमिप ॥ योग क्षेमौ चतस्याहं सर्वदा प्रतिपादये ॥ એવા નિશ્ચયથી ભજન કરનારો ભલે દેહ રહો કે પડો. સુખદુઃખની પ્રાપ્તિ તે પ્રારબ્ધાધીન છે. જેવું મારૂં પ્રારબ્ધ હશે–તેમ મારા ગૃહમાં તે સ્વયમેવ આવશે–તેને માટે યત્ન કરવાની શી જરૂર છે ? ? પ્રારબ્ધ ભોગવતાં અન્ય યત્નપણાનો અભાવ છે–એમ મનવડે નિશ્ચય સમજી દેહનિર્વાહની ચીંતા કરતો નથી. ત્યારે તેનાથી સાચી ભક્તિ થાય છે જ્યારે દેહ નિર્વાહ ચાલે છે ત્યારે તેજ પ્રમાણે પ્રારબ્ધવશાત્ મળનાર છે એમ પોતાના ચિત્તને ક્ષોભ રહિત રાખે છે. એવા નિશ્ચયથી રહેનારા ભક્તના યોગને શ્રી ૐ ગણેશજ કુશળ રાખનાર છે, કેમકે પોતાના

ભક્ત દુઃખને સહન કરી શકતા નથી એમ દેવપરાયણ થઇને દેવને ભજે છે. એવા ભકતજન ભજન કરે તેમાં કોઇને રૂચી થાય કે ભલે ના થાય. તે પોતે કદાપિ લોકમાન કિર્તિની ક્ષુધા તરફ જોતા નથી. એ તો સ્વબુદ્ધિવડે શાસ્ત્રોકત વિધિ પ્રમાણે ભકિત કરનાર છે–તેમાં લોક રૂચીની જરૂર નથી. એમ જાણે છે. અન્યજનના પ્રેમની આકાંક્ષા તેમને હોતી નથી. તેથી શાસ્ત્રોકત ભકિત કરે છે. (૩૩) હવે લોક રંજનના ભાવને વર્ણવે છે. લોકસમૂહ વિશેષે કરી અજ્ઞાત હોવાથી વખતે આવા ઉત્તમ ભકતને પણ નીંદે છે–અને આ પાખંડી છે. ઇત્યાદિ વાકયોથી નીંદા કરે છે અથવા ઉત્તમ સત્વગુણી પુરૂષો પોતાની ઊત્તમ દ્દષ્ટિથી તેવી શાસ્રોકત ભકિતથી તેમની સ્તુતિપણ કરે છે–લોકનો સમૂહ દ્વિવિધ ભાવને ધારણ કરે છે–એટલા જ માટે તે ઊત્તમ ભકત પુરૂષ સ્તુતિ વડે પોતાને ધન્ય ધન્ય માનતો નથી તેમ નિંદાવડે પોતાને ધિક્કાર કે કુત્સિતપણુ માનતો નથી. તે તો સદાએ દેવની પ્રિતીને માટે ભજન કરે છે. (૩૪) એવો ભક્ત પોતાના હૃદયથી વિચાર કરે છે કે શાસ્ત્રોક્ત વિધિથી જે હું ભક્તિ કરૂં છું તે પ્રેમોત્પત્તિને માટે છે. એમ પોતાના હૃદયમાં સારી રીતે જાણે છે–તેથી જ તે ભકતરાજ છે–કેમકે પોતાના હૃદયમાં સ્થિત તે દેવ ગણેશ છે તેના પોતે ભકત છે તેથી તે પોતાની ભકિતને પોતે જાણે છે–અને તેજ બુદ્ધિ પ્રેમોત્પત્તિકારક સ્વરૂપને જાણે છે. (૩૫)

यदा दैवस्य मार्गस्यापमानं वाह्यनादरं ।
कुर्वन्ति तान्परित्यज्य तदाभजति सर्वदा ॥३६॥
लोकानां रुचिदं तस्य भजनं जायते कदा ।
कदा तेषां विरुद्धं वा भक्त्या तद्देव तुष्टिदं ॥३७॥
अनेन विधिना दक्ष भजस्व गणनायकं ।
गाणपत्यो न संदेहो भविष्यसि परात्परः ॥३८॥
पंच चित्तेषु यज्ज्ञानं तद्विद्धि विषयात्मकं ।
तत्र रुचि विहीनस्त्वं भजस्व गणनायकं ॥३९॥
सदा गणेश्वरे दक्ष रसोत्पत्तिः प्रजायते ।
चित्तस्य नान्य भावेषु यस्य भक्तःस उच्यते ॥४०॥

અર્થ:—હવે લોકના આધિનપણાના અભાવનું વર્ણન કરે છે. જ્યારે લોકોના તરફથી કે સ્વજન સગાંસહોદરાદિક તરફથી શ્રીગણેશજીની ભકિત સાહિત્યાદિક માર્ગનું અથવા ગણેશ ચારીત્ર્યાદિક માર્ગનું અપમાન થતું હોય. અગર થાય. અનાદર થાય. અને આપણો આલ્હાદહીન કરતા હોય. ત્યારે તે સર્વ સુહૃદ આદિનો ત્યાગ કરી સદાસર્વદા ગણેશનેજ ભજવા. એવા દ્રઢભકતો

એ જાણવું કે, ગણેશજીના જે ભકતો છે તેજ આપણા સુહૃદ મીત્રજનો છે. જેમ બલ્લાલ ગણેશભકત છતાં પોતાના માતાપિતાની ભક્તિ વિરૂદ્ધ સ્થિતીથી તેમનો ત્યાગ કરી ગણેશ ભજનમાં રત રહ્યા હતા. જેમ વિભિષણે પોતાના જેષ્ટ ભ્રાતાનો ત્યાગ કરી રામ ભજનમાં આનંદ માન્યો હતો. એમ દેવપ્રિય પૂર્ણભકિતનું સ્વરૂપ છે. (૩૬) હવે ભકતજનની ભકિત તે સ્વચ્છંદ છે તેને વર્ણવે છે. કદાપિ એમ પણ બને કે, કોઈ કાળમાં ગણેશજીનું ભજન પોતાના સુહૃદ મિત્ર આદિ લોકવર્ગમાં સાત્વિકતા યોગે રૂચિકર્ત્તા લાગે. અગર દેવ પ્રીતીથી રૂચીકર લાગે અને કદાપિ રજ તમ ગુણ સ્વભાવધારક લોકોના વિરૂદ્ધમાં પણ સમજાય છતાં આ સંસાર વ્યવહાર પ્રિયત્વ સ્રીપુત્ર સ્વજનાદિની શું ગતિ થશે. એમ ન જાણનાર મૂર્ખ સ્વભાવવાળાની પહેલાં રૂચી હોય છે. આગળ ભજન ભકિતવડે શુદ્ધ સાત્વિકભાવથી દેવ સંતોષ થાય છે કેમકે સર્વત્ર અનાદરતાથી એક પ્રેમોત્પત્તિ ધારણ સિદ્ધ છે. ( ૩૭ ) હવે તેનો ઉપસંહાર કરે છે. એ પ્રકારે યથાવિધિથી હે દક્ષ તમો ગણેશને ભજો. તેજ ભકિતથી પરાથી પણ પર એવા સ્થાનને પામશો પરાયોગી તે ગણેશના ભકતો છે. કેમકે ગણેશમાં અભેદપણાએ પોતાના આત્માને ગણેશમાં અભેદરૂપે આત્મ નિવેદન ભકિતએ જાણવાવાળા છે. તેજ શ્રેષ્ટ છે. કેમકે તેમને સંપૂર્ણ રીતે ગણેશજીનો અનુભવ થએલો છે. તેથી પરે શ્રેષ્ટમાં શ્રેષ્ટ તે ગણેશયોગી– ૐ તત્વમસ્યાકૃતિધર ગણેશમાં રત રહેવાપણાથી જીવન્મુકત તે શ્રેષ્ટ છે. તે અનુભવથી યોગી માત્ર પ્રારબ્ધ દેહનો ભોકતા છે. તથાપી ગણેશભકત શ્રેષ્ટ છે. દેહ ઇન્દ્રિય મન બુદ્ધિ સહ તત્વમસ્યાકૃતિધર ગણેશ સ્વરૂપમાં રત રહેવા પણાથી બાહ્યાંતર બ્રહ્મમાં તે પરપણાથી છે. એમ ગણેશ અથર્વ શિર્ષમાં છે કે– त्वां योगिनो ध्यायन्तिनित्यम् ॥ વળી एक दन्तं चतुर्हस्तं એ પ્રકારે ધ્યાન પણ વર્ણવેલું છે વળી एवं ध्यायति योनित्यं स योगी योगिनां वरः ॥ એ પ્રમાણે તમો પૂર્ણ ગણપતિના ભકત થશો. આ ગણેશ ભકિત રહસ્યની ધારણાથી એમાં સંશય નથી (૩૮) હવે સર્વત્ર પ્રેમોત્પત્તિ હીનપણું કરે છે, પાંચ પ્રકારની ચિત્તભૂમિમાં જે જ્ઞાન છે તે જ્ઞાન તે વિષયસુખને જાણવાવાળું વિષયાત્મક જ્ઞાન છે. તે બાહ્ય જ્ઞાન દેહના સુખને જણાવનારૂં છે આત્મવિહારને સુખ આપનાર તે આત્મજ્ઞાન છે છતાં આત્માને વિષે માયાવિહારના દોષદર્શનથી આત્મજ્ઞાન પણ વિષયાત્મક છે. તેથી તે યોગ્ય નથી માટે પંચચિત્ત વિહારમાં જે રૂચિ એટલે પ્રેમોત્પત્તિ તેથી રહીત તેનો ત્યાગ કરીને પછી ગણેશજીનું ભજન કરવું. (૩૯) હવે ભકિતને વર્ણવે છે. જે માણસનું અગર દેવનું અગર ઇશ્વરનું ચિત્ત–ગણેશ્વરમાં રસોત્પત્તિ એટલે પ્રેમોત્પત્તિરૂપ થાય છે. અને અન્ય ભાવમાં પ્રેમોત્પત્તિ નજ થાય. ત્યારેજ તે ગણેશજીનો ભકત છે. એમ મુનિજનો વર્ણવી ગયા છે. (૪૦)

एतद्भक्ति रहस्यं ते कथितं भक्ति दायकं ।
समासेन्न भजस्वैव गणेशं ब्रह्म नायकं ॥४१॥
इमं योगं नरो यस्तु श्रृणुयाच्छ्रावयेत्परं ।
योगीभ्यो वा न्यजंतुभ्यः सईप्सितमवाप्नुयात् ॥४२॥
नानेन सदृशं किंचिद्योगदं शास्त्र संमतं ।
अस्य श्रवण मात्रेण ब्रह्मीभूतो भवेन्नरः ॥४३॥
महा पापोपपापेभ्यो मुच्यते पठनात्किल ।
श्रवणादस्य योगस्यां ते ब्रह्म माप्नुयात्परं ॥४४॥
पुत्र पौत्रादि संयुक्तो धन धान्य समन्वितः ।
आरोग्यादि समायुक्तो लभेदं ते परंपदं ॥४५॥
स कामको लभेत्भोगा न्पठनादस्य निश्चितं ।
अंते ब्रह्ममयो भावी श्रवणा न्नात्र संशयः ॥४६॥
योगगीतां पठेद्यस्तु निष्कामः श्रृणुयाद्यो ।
सविघ्न हीनतां प्राप्य ब्रह्मीभूतो भविष्यति ॥४७॥

**અર્થ**:—હવે ગણેશના રહસ્યની સમાપ્તિને કહે છે. હે દક્ષ!!! આ ભકિત રહસ્ય ભકિતદાયક છે તેમાં લખ્યા પ્રમાણે આચરણ કરવાથી ભકિતની પ્રાપ્તિ થતાં પરમપદને પામે છે. તે તમને સંક્ષેપથી કહ્યું. એટલાજ માટે બ્રહ્મના નાયક એવા વિનાયક ગણેશનું ભજન કરો. કેમકે ભકતાધિન ગણેશ છે. (૪૧) હવે યોગગીતા પઠનાદિ માહાત્મ્યને વર્ણવે છે. પ્રથમ શ્રવણ કરનાર અને સંભળાવનારના ફલને કહે છે. આ યોગ યોગીજનોને અગર અન્ય જીવાત્માઓને શ્રવણ કરાવ્યાથી તે શ્રવણવડે યોગી બની શિઘ્ર યોગ પૂર્ણ ભૂમિને પામે છે અને શ્રવણ કરાવનારને માહા પુણ્ય થાય છે અને યોગીની કૃપા થાય છે. અન્ય જીવાત્માઓને શ્રવણ કરાવ્યાથી જીવોના પુણ્યનો ઉદય થતાં યોગ શ્રવણથી યોગની રૂચી ઉત્પન્ન થાય છે. એમ રૂચી થતાં તે શ્રવણ વડે શ્રેષ્ટ ઇપ્સતની પ્રાપ્તી થાય છે. સંપૂર્ણ યોગ શ્રવણથી પુન્ય મહત્તમ છે. (૪૨) હવે યોગને આપનારનું વર્ણન થાય છે. સર્વ શાસ્ત્રનો અભેદ સંમત છે કે—આ શ્રવણ કરવાવડે કિંચિત્ સાધન પણ યોગદાતા થાય છે. પ્ર. વેદ અને ઉપનિષદ્ યોગદાતા છે?? ઊ૦ તે વાત સત્ય છે. છતાં કહીએ છીએ કે—માહાવાકયોના વિસ્તારપૂર્વક યોગ વર્ણન તે સાધન હીનત્વ છે. એટલાજ માટે આ શાસ્ત્ર શ્રવણથીજ બ્રહ્મીભૂતની પ્રાપ્તિ છે. શ્રવણવડે યોગમાં રૂચી તેથી સાધન રતપણું અને તે ક્રમવડે યોગનો અનુભવ થતો તે પૂર્ણયોગી થાય છે એજ ક્રમથી શ્રવણનું માહાત્મ્ય ફળદાતા છે, આદિમાં યોગકારણ યોગ શ્રવણ

